# આખરે
# મહાન તારો ખરી ગયો.

તારા એ તો તરી ગયા, ને વળી તરશે એ તારા.
તારા નહિ એ ડુબ્યા, મધ્ય સંસારા.




નિમિત્ત માત્ર,
લેખક અને પ્રકાશક;
દીન દયાળાનો દીન સેવક,
**ગાંધી મોહનલાલ નારણદાસ.**



નડીઆદ. સને ૧૯૨૮.

મળવાનું કાયમ ઠેકાણું:—

**ગાંધી મણીલાલ નારણદાસ.**

સલૂણ બજાર; નડીઆદ.

---



ઘણાને વિના મુલ્યે પુસ્તક લેવું પાલવતું નથી, તથા પસંદ પડતી ચીજ વગર ચલાવી લેવું પણ ખટકતું હોય,

**માટે ખર્ચ જોગ—**

કી. રૂ. ૦-૧૨-૦

# અનુક્રમણિકા.




ધન્ય હે સંત નીજ ધામ સુખ છોડી કે,
આનકે કાજકુ દેહ ધારા;
જ્ઞાનસમશેર લે પેઠ સંસારમેં,
સકલ સંસારકા મોહ મારા.
પ્રીતિ સબસાં કરે, મિત્ર ઓર દુષ્ટ સોં,
ભલી ઓર બુરી શીશ ધારા;
દાસ પલટુ કહે રામ નહિ માનહુ
માનહુ સંત જીન જકત તારા.

---

—ધન્ય ! ધન્ય ! એવા સંતને ધન્ય છે !

---

' આ તું પુરણ પુરૂષોત્તમ પરબ્રહ્મ, દેખું છું હાજરા હજુર રે;
પરાપારથો બોલે પ્રાણપતિ, કેમ કહું તેણથી દૂર રે.
આ ઉપમા દીજે તે આરોપણ, દષ્ટાંત દિજે તે દ્વૈત રે.
આપે આપમાં આડયજ શાની, દ્વૈત સહિત અદ્વૈત રે.
આ શ્વાસ ઉસાસ સરે ત્યાં તું છે, કળ ભારે તુજ માંય રે;
હું હું કરૂં પણ પ્રાયે તું, તું જોતાં હું ક્યાંય રે.'

---

તું તો મારી નજર સામેને સામેજ છે. અને હું પણ કયો ? તે પણ તું ને તુંજ છે.

---

' આ ગાઉ છું હું ને ગાતો જા તું, અંતર ઉતરીને જોતે રે;
હું ને હું અને તું ને તું અજ, એમ પોતાનો પોતે રે.'

---

આ હું ગાઉ છું પણ તુંજ ગાય છે; પોતાનો પોતે.

' સમજે સમજાની ગત લહે, જેમ સ્વપ્ન સાખ્ય બીજો નવ કહે;
નિજ પિંડ આદે ચૌદે લોક, વસતાં રે'તે દેખે ફોક.'

સ્વપ્નની સાખ્ય બીજો કોણ પૂરે ? સ્વાનુભવે સમજેલાની ગતિ જેવોજ સમજે કે પોતાના દેહ સાથે ચૌદે લોક રહેવા છતાંએ ફોક છે.

' હું ને તમો ક્યાંઇએ નથી, જેમ છે તેમનું તેમ;
શું થૈ શું દેખી કહું જે, આ વાતનું તે કેમ.
જેમ છે તેમ એ મહાનિધિ, પરાત્પર પરિબ્રહ્મ;
અણછતો હું માનતો, જેમ થયું હતું તેમ. '

જ્યાં બીજી વસ્તુજ નથી ત્યાં શું દેખીને શું કહેવાય. એ તો જેમ હતા તેમ થઈ ગયા અને છું છું ને નથી નથી એવો હું માની રહ્યો છું.

' લક્ષાલક્ષ વિવર્જિત જેહ, પક્ષાપક્ષ વિવર્જિત તેહ;
મન વાણી પામે વિશ્રામ, કોણ કેને દેખાડે ઠામ ? '

લક્ષ અલક્ષ જ્યાં ત્યાજ્ય છે; ત્યાજ્ય જ્યાં છે વળી પક્ષાપક્ષ, જ્યાં મન વાણી વર્ણવતાં વિરામે ત્યાં કોણ અને કોને કયું ઠામ બતાવે !

' હું તો જેમ દારૂક કેરી પુતળી, ચાળા કરે અપાર;
પણ કાષ્ઠમાંહે કાંઇએ નથી, એતો કળ ચાંપે સુત્રધાર. '
' અજ્ઞાન અર્ણવે માનવી, ડુબ્યો ભટકે ભૂર;
હીંડે નિજ ગૃહ પામવા, તો તેને આ સૂર.
અંતર આશય મુકતનો, મુમુક્ષુને ઉપાસ્ય;
મુરખને કાંઈએ નહિ, શ્રીફળ વાનર પાસ. '

મુક્તિનો આશય મુમુક્ષુથી સધાય તેવો છે, મુરખને માટે આ નથી.

'જાવત હે સબ લોક યહાંથે, આવત નાહિં જન કોઇ ફરી;
રાય રાણુસેં બડે ભટ પંડિત, **કોઇ ન દે પઠયો પતરી.'**

કોઇ કાગળ મોકલતું નથી.

'નીચથેં નીચ કેસા કુલ હોતા, જાત બરન ખપે ચતુરાઇ:
પંડિત જાણ બડે ભટ બૈકુંઠ, ન ચલે જ્યું નિશાન બજાઈ;

કોઇ ઢોલ વગાડીને ગયા નહિ.

ચમાર જુલાહા નાઈ ધનીઆ, દાદુ રૈદાસ સેના કબિરાઈ;
રામ સોનારા અગ્નિકીસી જવાલા, મધ્ય પડયો સો કીનો અપનાઈ.

અગ્નિમાં પડે તે અગ્નિરૂપ થઈ જાય, તેમ પરમાત્મામાં જાય તે પરમાત્મરૂપ થઇ જાય.

નાહિં કરમકી કીચ હરિજન કું, મક્ષિકા ન છુએ જેસે ચંદનકુ:
જ્ઞાન ગગનમેં જાત સબે ગેબ, એબ નહિ મેઘ બુંદનકુ;
ભીલી કે બોર જુઠે ભક્ષે ભાવસો, તો કહાં લાજ લાગી રઘુનંદનકુ;
એ જેસો તેસો હે હરિજન સોનારા, કીયો હે નીર જ્યું બંધનકુ;
જોપે રામ રહ્યો રદીયા, **ઉદયો હે દીનકર કહોં શસી,**
**વિધિ નિષેધ બપુરાકો કહા બલ, જહાં ગુરૂકી કરૂણા વિલસી;**

બાપડાનું શું બળ.

સ્વેં સુકદેવ પાયો ગુરૂ ભેવ, કહાં ચંદન ચર્ચ્યો તુલસી;
અખા જેસે હે **મૂકાકી સાકર,** ઘટ ઘુંટે સો જાને સીરી ભીલસી.

મુંગો સાકર ખાય તેનો આનંદ કેમ બોલી બતાવે?

'મન રીઝાવન વેદ વિદ્યા સબ, મન રીઝાવન ચૌદ વિદ્યારી;
મન રીઝાવન પાટ પટંબર, મન રીઝાવન મોહોલ અટારી;
મન રીઝાવન તાપ તએ સબ, મન રીઝાવન હુએ બ્રહ્મચારી,
**મનકુ મેટ મનાતીત પાવે, સો તો અખા ગુરૂ કલ ન્યારી.**

---

'રે મન રદે ન પહેચાન્યો તું, કવન નિંદ સોયોરે ગુમાની;
**ઓસકો નીર યહુ તન ધન જોબન,** જ્યું ઘનમેં બીજલી મુસકાની;
તાહીમેં **મોતી** તું **પ્રોઇ લે** પ્યારે, સઈ લે સદ્‌ગુરૂ સંત જ્ઞાની.

---

તન, ધન, જોબન એ ઝાકળ જળ જેવું છે,
એ વીજ ચમકારામાં મોતી પરોવી લે–
સદગુરૂ સંત જ્ઞાનીને સેવી લે.

---

**હુંસ કલા** ગુરૂ દેવે સોનારા, ન્યારા રહે દુધ પાનીકા પાની.
**સદ્‌ગુરૂ સાન સંભાળે સો સંતજન,** અન્યથેં મન કછુ ઠોર ન આવે;
મંજન સો મલ ટારે ઉપર કે, ભવ ભંજન ગુરૂ જ્ઞાન બતાવે,
અંજનસી મતિ છાંડ સદગુરૂ, ભવ ભંજન ગુરૂ જ્ઞાન બતાવે;
ગુરૂ ગોવિંદ નહી નર ન્યારા સોનારા, **સેવે સો સબે સુજ** પાવે.

---

સદગુરૂની સાન સંભાળે તે સંત. ઉપરની કર્તવ્યભૂમિ, અને અંદરની વાસના છોડી ગુરૂ એજ ગોવિંદ એમ સમજી સેવ્યા કરે તો બધી સમજ આવે.

---

કાગદ ઓટ નહીં જીવ શીવ બીચ, ભ્રમ પરયો લાગો **માયા તમાસે;**

---

એક કાગળ જેટલુંએ પડ ઇશ્વર અને જીવ વચ્ચે નથી, જીવ માયાના તમાસામાં ભ્રમિત થયો છે.

---

કહેત અખો ગુરૂ ગમ્ય બિના નર, કાલકે હાથ બિકાનો નિકાસે.

---

ધોખે કે ધંધ પરે જ્યું સયાને, અયાને વહે તાકી કોન ચલાવે;
ધોખે પરે પરલોકકુ તાકે, ધોખે પરે ધ્યાની ધ્યાન લગાવે;
ધોખે પરે જ્ઞાની આપકો થાપત, ધોખે પરે દેહી દુર બતાવે;
ગામ નહિ કહા સીમ સોનારા, સહેજ કથી કથી દ્વૈત બઢાવે.
સંસે સંસાર સાચા કર લીના, સંસા મટે સોઇ સાન બિચારો;
નાદ ન બુંદ વિસ્તાર ન વાચા, તા દિન કોન કહાં થે જ્યું ન્યારો;

જ્યારે દેહ ન હતો ત્યારે શું હતું?

'આપ હુએ તેં ઠાઠ ઠઠયો હે, આપ મટેથે મટયો જ્યું પસારો.'

પોતે થયો સાથે બધો ઠાઠ ઉભો થયો, પોતે મટયો તો મટયો બધો પસારો.

' મંદીર કી મનસા નહિ જાકો, કંદર સેવા તો તાહી ભલી હે;
મંદીર કંદર દોઉ નહી જિહાં, બુજકી સૂજ તો તાહુ ચલી હે;
પંથ ચલે સો તો પંથ સમારે, પંછીકુ તો અટક ટરી હે;
સોવે અખા સો જાગૃત ચાહે જાગૃત કુ તો જાગૃત મિલી હે.'

મંદીર—દેહથી જે પરવાર્યો, કંદર—કેન્દ્ર, દેહની અંદરની વસ્તુમાં અને જ્યાં આ બન્ને નથી ત્યાં પિંડ બ્રહ્માંડથી પારની બુજની સુજ તો ચાલી છે. પંથે ચાલે તેને પગે, રસ્તે રસ્તે આડ અટક સાચવી સાચવીને ચાલવાનું, પણ આકાશમાં ઉડવાની પંખીની ગતિ જ્ઞાનીની તો હોય માટે એમને તો વાડ આવેજ નહિ. ઊંઘેલાને જાગવાપણું છે પરંતુ જાગેલાને તો જાગ્રત અવસ્થાજ છે.

ભેખકી ટેક ચલે ખટ દરશન, ભેખ નહી તાંહાં ટેક કીનાકી;
ટેકકી ટેક ચલી જો દશોદિશ, ટેક હમારી તો હે જો હુનાકી.
નેતિ નેતિ કર નિગમ જહાં રહે, ટેક છુટી તહાં બ્હોત જનાકી;
એસી બુજ અખા ઘર ઢાના, ટેક ગઈ હે તિનો દિનાકી.

દરેક રહેણીનો ટેક રાખવો એ શાસ્ત્રમત છે, ત્યાગીને ત્યાગનો વિગેરે. પણ જ્યાં કશો ભેખ-વેશ પર્યોજ નથી ત્યાં તેવું અહમ્ નથી. એવા ટેકનું અહમ્ બધે પ્રવર્તે છે, પણ અમારી ટેક તો એવી છે કે બધૂંજ ફના છે. નેતિ નેતિ કરી વેદ જ્યાં અટકે છે પછીથી શું ? ત્યાં તો ઘણાની ટેક છૂટી જાય છે, સમજાતું નથી. એ કાને સાંભળ્યું છે તે દિવસની ખટપટ તો ચાલી ગઇ છે.

---

'લક્ષ બડો હે જ્ઞાનિ કો, અખા ન ચીહીનત કોય;
હારદ હાથ આવે નહિ, તાથે અસંભાવના હોય.
જ્યાં બહુ મૂલી હીરા બનમેં, દૂરથે દેખ્યો જાત;
ડર્યો બટાઉ પ્રેત માની, અખા અંધેરી રાત.
ત્યું રહેણી કહેણી જ્ઞાનકી, ભેચક લાગત જંત;
ગુણ છાંડે અવગુણ ગ્રહે, જાનત નાહી મહંત.'

---

જ્ઞાનીનો લક્ષજ પંચભૂતના પુતળાથી, બ્રહ્માંડના ખેલથી પારનો તે ન સમજાવાથી તેની ઉપર ભાવ થતો નથી. હીરો દૂરથી વનમાં ચળકતો દેખાતો હોય તેને ભૂતના ભડકાની જેમ દેખી ડરી જાય તેમ જ્ઞાનીની રહેણી અને કહેણી પ્રાકૃત જીવને ભયંકર લાગે છે, જેથી તેમનો મહદ્ ગુણ છોડી અવગુણ ગ્રહણ કરે છે, ઓળખતા નથી.

---

'રામ ન રીઝે જો દાન અનુપે, રામ ન રીઝે અજાન ખેલવના;
નાચન ગાવનથે રામ ન રીઝે, રામ ન રીઝે પાની પાહાન મેલવના;
આશ્રમ વરન ભરોસે કો ભુલો, કવિ કલારસ કરત કેલવના;
કહેત અખો મૃગ વારી જકોર તે, માનત હે હમ ગંગ જીલવના.
જો ગાવનથે ગિરિરાજ રીઝાવત, તાનથે પત્થરકો કરે પાની;
પંડિત સો પરજાપતિ પુલકત, સરસતી સુનતેહી જોત સરાની;
સીદ્ધિથે સુર સુમનકો સમારે, ઓર બ્રહ્માંડ કરત ઉર આની;
કહેત અખો **બિન આપ પહીચ્યાન,**
**માનો સ્વપ્નેકી લક્ષ્મી સત્યમાની.**

---

ગમે તેટલાં કર્તવ્યો કરવાથી પણ ઈશ્વર રીઝે તેવો નથી, દાન, ગાન, નાચ, દેવદર્શન, ગૃહસ્થાશ્રમ વગેરે આશ્રમધર્મથી કે કશાથી રીઝે તેવો તે નથી. પંડિતાઇથી કે સરસ્વતી હોય તેથી કે સિદ્ધિઓ પ્રાપ્ત કરી હોય કે બ્રહ્માંડનું બધુ જાણતો હોય તેટલી શકિતથીએ તે તો રીઝે તેવો નથી એ તો બધુ સ્વપ્નની લક્ષ્મી સાચી માનવા જેવું છે.

---

'પ્રત્યક્ષ કે પ્રમાન બિના, નર ધાવત ધુપત તોરત પાતી;
પ્રત્યક્ષ કે પ્રમાન બિના, નર નાચત ગાવત હોત હે યાતી;
પ્રત્યક્ષ કે પ્રમાન બિના, નર ખાવત પીવત શ્યામા સરાતી;
ન પ્રત્યક્ષ પ્રમાન સોનારા, બિન ભરથાર સોહે જ્યું બરાતી.
પર બ્રહ્મ રામ નારાયણ નરહર, જાકે હે નામ અનંત અપારા;
સો હરિ હાજ હજુર હથોહથ, સ્વેં નર પાવે જો આવે વિચારા;
ગુરૂ ગોવિંદ, ગોવિંદ સોહી ગુરૂ, ગુરૂ ગોવિંદ ગને નહી ન્યારા;
વકુંઠતેં શુકદેવ ગુરૂ બિન આયો, ફરી ભુ ભાખેં સોનારા.
સદ્‌ગુરૂ ચરન સરન ગ્રહે બિન, ભવજલ આએ સો બહોત વિરાસે;
સદ્‌ગુરૂ ચરન સરન ગ્રહે બિન, વેદ પઢે તેં બંભ નિરાસે;
સદ્‌ગુરૂ ચરન સરન ગ્રહે બિન, દાની કરન સંસે પરે સાંસે;
સદ્‌ગુરૂ ચરન સરન સોનારા, સ્વેં હરિરૂપ કરે મન આસે.'

---

પ્રત્યક્ષ પ્રમાણ વિના કર્મ કર્યોજ જતાં સદ્વિચાર આવ્યા વિના હાજરા હજુર ઈશ્વરની પ્રાપ્તિ થતી નથી. ગુરૂ એજ ગોવિંદ એ સમજ વગર ગુરૂ વિના શુકદેવ વૈકુંઠથી પાછા ફર્યા. સદ્‌ગુરૂનું શરણ લીધા વિના આ બધી વર્ણવેલી મુશીબતો છે પણ જો સદગુરૂનું શરણું લે તો હરિરૂપ કરી મુકે.

---

'ગુરૂ શિષ્ય વિનાની સંજ્ઞા, જો સુધો શિષ્ય પ્રીછે;
તે સદગુરૂ કહી શકે, જે ગુરૂપણું નવ ઇચ્છે.'

---

ગુરૂમાંએ કોણ અને શિષ્યમાંએ કોણ એ સંજ્ઞા, સિદ્ધ થઇ ગએલો શિષ્ય સમજી જાય તે સ્થીતિનું વર્ણન જેને ગુરૂપણું નથી તેવાજ સદ્‌ગુરૂ એ અદ્વૈતતાની અકથ કહાણી કાઢે.

---

દરેક ગુણનાં કર્તવ્યો ( સત્વ, રજ અને તમથી થતાં ) ત્રિગુણાતિત સહેજ સ્વભાવે થતાં કર્તવ્યોથી નિરાળાં છે. બંનેમાં અલૌકિક ભેદ છે. ભગતજી જેવા **સહેજ સ્વભાવે સર્વાતિતની** રહેણીવાળાને તેમના જેટલીજ શકિતવાળો આરોપણ કરવા અને સમજવા જોઇએ. અર્થાત્ જે થાય તે કંઇક બીજું, અને જે સમજાય તે કંઇક જુદુંજ. સદ્‌ગુરૂ સંતદ્વારા પ્રગટ વસ્તુનો આનંદ પ્રત્યક્ષ લેવાયો હોય ત્યાં તો સર્વ સુલભ છે; બાકી એકલા વાંચક જ્ઞાનીને તો બધું ભેચક છે.

મારા ગુરૂદેવનું સ્મારક કરવા દીલમાં તીવ્ર ઉત્કંઠા ઉદ્‌ભવેલી; પ્રયાસ થઇ ચુકયો; મંડળ એકરૂપ ન હોવાથી વિલંબ ચાલેલો જોઈ આ બીજાજ ઉપાયે લક્ષ ખેંચ્યું અને તેમના–ગુરૂદેવના ગુણગાન રૂપે આ પુસ્તક પરિણમ્યું છે. કર્તવ્ય ભૂમીએ કેમ ઘસડાઈ આવ્યો, તે પ્રેરણા કયારે કેમ થઈ, કેમ ચાલ્યું, આ બધુંએ આશ્ચર્યવત્ અદ્‌ભૂત કૃતિ જેવુંજ છે.

એક કર્તવ્ય જનસમૂહની સામે ચરણમાં ધરતાં જે વિટંબણા પડે છે તેની પણ હદજ વળી જાય છે. ‘ હિંમતે મરદા તો મદદે ખુદા, ’ એમ ગુરૂદેવે સહાય પહોંચાડી અને **બાકી રહેલી સેવા ચાલુ થઇ. ત્યાગ** અને **સેવા** બે ખાસ સૂત્રોમાંજ મઝા લેવાવાળાને વળી કૃપાનિદાને અંતરમાં પડઘો કરી પોતેજ પોતાનું ગુણગાન કરાવતો હોય તેમ જાણે કલમદ્વારા ફેંકી ગયો.

ગુરૂદેવ તો કર્તવ્યભૂમિથી પાર હદ, બેહદ છોડી **અનહદ પહોંચેલા. તેમના નિર્ગુણ ગુણોને, નિર્વિકાર વિકારને, નિરાકાર આકારને, નિર્ગુણ શ્રીગુણને, સ્હેજે સ્હેજના ખેલવાવાળાને** વર્ણવતાં બુદ્ધિ વિરામી જાય છે, મન લય થાય છે; છતાં અહમ્ ધરવાનું સામર્થ્ય કયાં છુપાઇને કોણ ધરી રહ્યું છે! એ બધુંએ સ્હેજે સ્હેજ થઈ ઉલટયું છે–ઉભરાયું છે. ગુરૂદેવ તો નિરંજનમાં જતાં અંજન વેહેન આમ ફેંકીને ચાલ્યા, વળી ફેંકયાજ કરે. નંફો ટોટો

શેઠને માથે. ધણીપણાનો જ્યાં ધંધો નથી ત્યાં શાનું શું ? નેતિ, ૐ, શાન્તિ.

---

' સ્વયં ભાવે નભ ઉળસે સદા, જેમ હેમ પર્વત અદબદા,
ઘન ઘટા વિના થાયે વૃષ્ટ, એમ જ્ઞાનીને હોએ પુષ્ટ. '

---

બરફના ડુંગરો અદબદ ભલે દેખાય, પણ જ્યારે ' ગળી પાળો ગંગા થઇ વહે'–બરફ ઓગળી પાણી થઈ જાય પછી પહાડ જેવું શું રહે ? ત્યાં શું સાધન ? એમ આ નિરાધાર અટપટું નાટક, ' સ્વતઃ સિદ્ધ દીસે સામટું.' નિર્મળા આકાશમાં વૃષ્ટિ થવા ક્યાંથી ઘનઘટા ઉભું થઇ આવી, વળીને કાંઇ નહિ–નેતિ, એમ ' જ્ઞાનીને હોએ પુષ્ટ'– પુષ્ટિ મળે જાય.

---

' હરિ હુંકારો દે છે રે, કોનો જઇને કર ઝાલું !'

---

મારા પરમાત્મ સ્વરૂપ ગુરૂદેવ **ભક્તરાજ પુરૂષોત્તમદાસ સેવકરામ** એક **વિદેહી પરમહંસ** હતા. આવા પરમાત્મ તત્વના સંપૂર્ણ અનુભવી સર્વ રિદ્ધિ સિદ્ધિની સંપૂર્ણ સમૃદ્ધિવાળા છતાં 'જેને વૈકુંઠ સાથે પણ વૈરાગ એ વૃત્તિના અનુભવીઃ—



## પદ.

એવા કોઇ અનુભવીરે, કરે તે દ્વૈતનો સંહાર—
અગ્નિ બાળે જ્યમ કાષ્ઠને, ના રહે જાત વરણ વ્યવહાર—એવા
ધુમો ત્યાં લગી નીસરે, જ્યાં લગી કઠણ હોય આપ;
ઘટત ઘટત ઘટી ગયું, પછી ન રહ્યું પુણ્ય ને પાપ—એવા
માખી ત્યાં બેસે નહિ, તેના તાપે ટળી જાય;
એકમેક અંતર નહિ, એવે રૂપે તે ના રહેવાય— એવા
સમજીનેજ સમઈ ગયા, એવા અનુભવી આતમરામ;
સત્ય મેળવ બુટીયા, સમજ્યાની એહ નિશાન— એવા

---

અગ્નિમાં કાષ્ઠ પડતાં ધુમો નીકળી કઠણાશ ચાલી જતાં અગ્નિરૂપ થઇ, જાત, વરણ, કે વ્યવહાર કયાં રહી શકે? ઘટતાં ઘટતાં આપ ન રહ્યું–પોતાપણેથી ટળી જતાં પુણ્ય પાપની ઉપાધિ પણ ટળી ગઇ. એવા જ્ઞાનાગ્નિ સ્વરૂપે થયેલા ઉપર જ્યાં દોષરૂપ માખી પણ બમણી શકે નહિ—તે તેના પ્રભાવેજ ટળી જાય. એકમેક અંતર નથી છતાં એ રહેણીએ રહેવાનીજ કચાશ. સમજ્યાની નિશાની એજ કે સમજીનેજ સમી ગયા, એજ અનુભવી પોતેજ આત્મારામ હતા. ભક્તરાજ તો તેવા થયા, પછીઃ—

## પદ.

એવું જેને ઉપન્યું રે, તેને ન રહ્યું કહ્યાનું કાંઈ–
કથવું બકવું સુણવું, સર્વે સમાયું માંહી— એવું૦
સાકર કેરી પૂતળી, વૈરાટ રૂપે થાય;
સઘળે સોંસરવી રસ ભરી, એતો ગોઠે ત્યાંથી ખાય— એવું૦

 

એકાએકી જાન્હવી, જુદા જુદા ઘાટ;
પાતક ટાળે પિંડનું, જે ન્હાય જન નિરાશ— એવું૦
ગોરી કેરો ગરબો એક પણ, બહુ બારણાં તે માંય;
માંહિ દિપક એક પણ, દ્વારે દ્વારે દેખાય— એવું૦
ભકત ભગવન્ન એક પણ, સમજે તો સંશય જાય;
કહે છુટો એકવત સહુ, એમાં ઘણું શું કહેવાય— એવું૦

---

ગુરૂદેવને તો કહ્યા જેવું હતુંજ શું ! સર્વે સમાઈ ગયેલું. આખા વૈરાટની એક સાકરની પૂતળી હોય અને ગમે ત્યાંથી ખાય કિંતુ સ્વાદ તો ગળ્યોજ આવે, તેમ તેમને તો બધે આનંદમયતા વ્યાપ્ત થયેલી વ્યાપકતા હતી. ગંગા નદી એક, પણ ઓવારા અનેક. એવી જ્ઞાનરૂપી ગંગામાં નિરાશી પુરૂષ સ્નાન કરે ત્યાં પાતક રહેજ શે ! ગરબાના માટલાને અનેક કાણાં હોય છે; અંદર દીવો એક પણ દરેક બાકોરામાંથી દેખાય છે; પ્રભુ પણ તેવો એક, પણ દરેક ઘટમાં દેખી શકાય તેવો છે. એવા ભક્ત અને ભગવન્ એકરૂપજ છે—એકજ છે પણ એ સમજતાં સંશય દૂર થાય છે. બધુંએ એકવત્ છે તેમાં ઘણું શું કહેવા જેવું છે ! જગત નથી જગદીશ્વરજ વસે છે; ગુરૂદેવ પોતે તો એ ચક્ષુવાળા હતા. એમને શું સાધન રહ્યું હતું ? નેતિ, કાંઇ નહિ એવા પોતે તો હતા. 'કાંઇ નહિ' એ સૂત્ર તો વારે વારે સાંભળવા મળતું. તો એવા—



પદ.

સાધુ તે સાધન શું કરે, જેને મહાધન લાધ્યું;
દીલની તો દુગ્ધા ટળી, મન જેણે નિશ્ચળ બાંધ્યું— એવા સાધુ૦
પુરણ બ્રહ્મ પોતે થયા, બીજે મન નવ લાગે;
રાજકુંવર હસ્તી ચડયો, તે કોડી કેમ માગે— એવા સાધુ૦

ચિંતામણી રે સહેજે જડયો, ઉદ્યમ સર્વે વામ્યો;
કુપ ખોદાવીને શું કરે, જળ જાન્હવી પામ્યો— એવા સાધુ૦
મેઘ ન ઇચ્છે નીરને, શશિલતા છાંઈ;
દીનકરને દીપક શો, જોતે જોત મીલાઈ— એવા સાધુ૦
નવ નિધિ નિર્માલ્ય છે, સંત સામું ન પેખે;
ચૌદ લગી વૈકુંઠ લગી, તરણાવત્ દેખે— એવા સાધુ૦
નૌધાથી ન્યારા રહે, તૃષ્ણાના એ ત્યાગી;
કહે ગોપાળ હરિ પ્રગટયા, જ્યારે જોયું એમ જાગી— એવા સાધુ૦

---

—ને શું સાધન કરવાનું હતું જ્યાં મહા આત્મધન મળ્યું ! દીલની દુગ્ધા ટળેલી અને મન નિશ્ચયથી બંધાઇજ ગયેલું. પોતેજ પુરણ બ્રહ્મ ત્યાં મન એવુંજ શું કે બીજે જાય. મન એતો પોતાનીજ કળ-પોતાનોજ નોકર; મોજ આવે તેમ ચલાવે. હાથી ઉપર અંબાડીમાં બિરાજેલા રાજકુંવરને કોડી માગવાની કયાં રહી ? તેમ મહા જ્ઞાનીને શું ઇચ્છા રહે ? મનમાં આવે તે મેળવવાનો ચિંતામણી જેને સહેજે મળ્યો ત્યાં ઉદ્યમથી તો પરવારેલા. ગંગા નદીને કિનારે બેઠેલા તે વળી કુવો ખોદાવીને શું કરે ! મેઘ જાતેજ જળરૂપ તે વળી નીરની ઝંખના કરે ! જે પોતેજ ચંદ્ર છે તેને વળી એની છાયાની ઇચ્છા શે સંભવે ! સૂર્યને પોતાને વળી દીપકની શી જરૂર ! જ્યાં જોતે જોત મળી એક રૂપ થયું. નવનિધિ-અનેક પ્રકારની સિદ્ધિ, તેના સામુંએ જે સંત જોતો નથી, ઉપલાં છ સ્વર્ગ (જનલોક, તપલોક, દાનલોક વગેરે તથા છેલ્લું વૈકુંઠ) આપણો મૃત્યુ લોક અને નીચેનાં સપ્ત પાતાળ (રસાતળ, તળાતળ, પાતાળ) વગેરે **ભૂર્ભુવસ્સ્વર્ગઃ** એ છેલ્લા વૈકુંઠ સાથેનાં **ચૌદ બ્રહ્માંડ** પણ જેને એક **તરણાવત** દેખાય એવા પુરૂષોત્તમ ભગત તે પછી શું સાધન કરે ? **નૌધા ભકિતથી પોતે ન્યારા રહેતા** અને **તૃષ્ણા** માત્રનો **ત્યાગજ** હતો; ઇચ્છા બીજજ બાળીને ખાખ કીધેલું એવા તે તો હતા. એમ જાગ્રત થયેલા-ઈશ્વર પ્રગટ થયેલા-સ્વે સ્વરૂપેજ હતા. **એ પુરૂષોત્તમ ભગત તો તેવા સાધુ થયા.**

'અષ્ટ સિદ્ધિની ઈચ્છા ન કરે એની મુક્તિ થઈ દાસી'–એ **ભગતની મુક્તિ તો દાસી હતી.**

પોતે ગૃહસ્થી હતા. તેમના સમાગમમાં હું પંદરેક વર્ષથી આવેલો. જે જે પ્રસંગો પુસ્તકમાં વર્ણવેલા છે તે સંપૂર્ણ સ્વાનુભવના અને પૂર્ણ સત્ય સાથેજ છે. કેટલાક **નગ્ન સત્ય (Naked truth)** રૂપે પણ અપાયા છે. આત્માને ઓળખવા સહેલી કુંચી ગુરૂદેવ પાસે હતી અર્થાત્ તે ટુંકામાં ટુંકે રસ્તે ધ્યેય સુધી ખેંચી જતા, પણ આવો રસ ક્યાં ઠરે?

---

'બ્રહ્મરસ તેને ઘેર ઠરે, જે ત્રિલોકમાં સ્થિતિ ના કરે.'

---

દરેક પ્રસંગોમાં જે જે વ્યક્તિઓ છે તેમને સત્ય નિરૂપણ થયેલું જોતાં કોઇને ન પણ ગોઠે; પરંતુ **સત્ય છુપાવી "નરો વા કુંજરો વા ।" જેવુંએ અસત્ય લખવા મારી કલમ ના પાડે છે;** એટલે ના ઇલાજ; માત્ર કેવળ સત્યજ જાહેરમાં મૂકાય છે. દોષદષ્ટિ ન થાય એ ધ્યેય સાચવ્યુંજ છે; છતાંએ કોઇને લાગે તો સૌની **ક્ષમા ચાહું છું.**

મારૂં ગુજરાતી જ્ઞાન પાંચ ચોપડી જેટલું અને અંગ્રેજી મેટ્રિક સુધીનું; તેમાંથી લેખક થતાં દીલમાં આનાકાની ઘણી ચાલેલી, પરંતુ 'યા હોમ' કર્યા સિવાય રસ્તો મને ન દેખાવાથી મેં પોતેજ તે માથે વહોરી લીધું છે. **આ પુસ્તક ભાષાનું પુસ્તક નથી.** સાહિત્યની નજરે અનેક દોષોથી ભરપુર લાગે પરંતુ સાહિત્ય સાગરના મગર મચ્છ મસ્ત સાક્ષરોને, નમ્રતા પૂર્વક અરજ છે કે તમારાજ સાગરના તમારી નજર સામે તમારાજ આહારના મત્સ્યને જીવતું રહેવા દેશો તો તે પુષ્ટ થઈ તમારા આહારને સંતોષથી વધુ તુષ્ટ કરી **શકશે. ઉગતા કુમળા છોડને ચૂંટી ન નાખતાં પોષણ કરવાથી તે માર્ગ છોડી ન દેતાં તેમને તેમ વળા કરશે. તમારા સાગરમાંથી**

એકાદ કોગળો ભરાઈ ગયો તો શું ખૂટી પડવાનું છે? કેટલાએ પી ગયા, શું ઊણું થઈ ગયું? સાગર તો જેમનો તેમજ અખૂટ છે; તો એકાદ ઘુંટ ભલેને મારા ગળે ઉતરી ગયો!

મારા ગુરૂદેવની રહેણી મને સતત્ યાદ આવે છે, આ તોઃ—

---

'અનળ પંખીનો ઈંડવો રે, ભૂલો ન આવે ભોમ;
અણછતો અખો ઓચરે, જેને વ્યાસ વસવો વ્યોમ,'

---

અનળ પંખીનું ઇંડુ આકાશે અદ્ધરજ સેવાય, તે ભૂલે પણ ભૂમિ ઉપર ન આવે, વૃત્તિ તો જ્યાં છે ત્યાંજ છે.

આ પુસ્તકમાં મારા હૃદયમાંથી કુદકારા ભરતા આત્મ તત્ત્વના વિચાર સાગરમાંથી ઉભરાતાં મોજાં—હૃદયની લાગણીના અવાજો ફેંકાયલા છે. વાંચતાં જે ધ્વની ટીચાશે તે વખતે તે તેજ અસર કરશે અને તો તે સત્ય છે એમ કોઈ પણ જરૂરથી માનશે. ગુરૂદેવ જેવી મહાન વ્યકિત શું અલૌકિક રહેણીથી ખેલી ગયા તેનો સંદેશો અને તેમાંથી નીકળતો બોધ ઘણોજ હિતકર નીવડે એ હેતુથી આ લખાયલું છે. તેમના સ્વહસ્તાક્ષરમાંજ પત્રો પણ મૂકયા છે, જે જોતાં તેમના ગૃહ જીવનની ચાવી નીકળી શકશે. પુસ્તકમાંથી કંચન કે કીર્તિ કાંઇ પણ મેળવવા યત્ન થયેલો નથી. માત્ર ગુરૂદેવ જેવા પ્રગટ આત્મા આમ છૂપી રીતે પસાર થાય તે જાહેર લાવવા, તથા આવા છૂપા મહાત્માઓની નોંધ લેવા જનસમૂહને આ ગરીબ દાસની નમ્ર દલીલ છે. મારી ક્ષુદ્ર બુદ્ધિથી જે કાંઇ વિચારોની ગૂંથણી બની શકી છે તે તેના કાચા સ્વરૂપમાંજ દર્શાવેલું છે. સારા લેખકોની મદદથી વધુ શુદ્ધ બની શકત, પરંતૂ ખરી લાગણીના ઉદ્દગારો ફેરવાઇને આડંબર રૂપે જોવા મારી બીલકુલ ખુશી ન હોવાથી, અભણ મનુષ્યની અલ્પ મતિથી હૃદયની લાગણીનું ખરૂં સ્વરૂપ અને નકલ કર્યા વિનાની ઢબે આ લખાયું છે. નવીનતા–Originalityમાં માન ધરાવતા હશે તેમને આ જરૂરથી ગમશેજ, તો મારો પ્રયાસ સફળ થયો માનીશ.

જનસમૂહ પુસ્તકને ક્યાં ક્યાં અને કયા સ્વરૂપમાં છિન્નભિન્ન કરી પીંખી નાખશે, તથા વહાલા ગુરૂબંધુએ તદ્દન સાચી વાત આવી રીતે બહાર નહોતી પાડવી જોઈતી વગેરેનાં સર્વ દૃશ્યોના મારા મનોરાજ્યમાં આવી પડદા પડી ગયેલા છે, એટલે તે બધુંએ થતાં, મને જરાએ ક્ષોભ થવાનો નથી. દરેક દિશાના પુખ્ત વિચારો કરી-નેજ આ મહાન યજ્ઞનો સમારંભ કરીને પૂર્ણાહુતિ કરવા બનતું કરેલું છે. ગુરૂદેવના ચારિત્ર્યને જરા પણ ઝાંખ ન લાગે એ એકજ ધ્યેય ધ્યાનમાં નજર સામે ટકાવી સર્વ સંપૂર્ણ સત્યરૂપે લખાયું છે. ભાવ-નામાં નથી ખોટા આડંબર કે નથી વાંચકને મોહ ઉપજાવવા મધુરી ભાષાની મીઠી કહાણી લખેલી. અસલ સ્વરૂપમાં કાચા વિચારો કેમ ધસડે છે તે સ્વરૂપ જોવું હોય તો તે આ પુસ્તક બધુંજ ભરપૂર છે. મહાન ભક્તજનોને પૂનિત પગલે પગલું ભર્યું છે. જેણે નિમિત્ત ચોટાડયું હોય તે જાણે. ગુરૂદેવની રહેણી લેવી મારે માટે શક્ય નથી છતાં યત્કિંચિત તે યત્ન સાચવીનેજ કર્તવ્ય થયું છે. માત્ર એક-વીસજ દિવસના રોજના બે કલાક લખતાં ચાર સો પાન લખવા હૃદય ઠલવાઇ ગયું છે; નથી આમાં વિચાર ગોઠવેલા કે વિચાર કરેલા કે નથી પહેલાંનાં ટાંચણ કરેલાં, કિંતુ ફોનોગ્રાફની પ્લેટ માફક કટ કટ થયા ગયું છે.

મને આ કામમાં પરમાર ગીરધરલાલ નારણદાસ જે હાલ અમદાવાદ ગુજરાત કૉલેજના વિદ્યાર્થી છે તેમણે બનતી બધી મદદે મારા પવિત્ર સેવા વિભાગમાં શ્રમ ઉઠાવેલો છે, તેમનો આ સ્થળે આભાર માનું છું. જિંદગીની શરૂઆતમાં પરમાર્થિક બુદ્ધિ કવચિતજ જોવામાં આવે છે. ગુરૂદેવ સૌનું ચુકાવવા મહાસમર્થ છે.

કર્તવ્ય માત્રમાં છૂપી અહંતા રહેછેજ અને તેમ આ પુસ્તક બહાર પાડવામાં છેજ. છેક નિર્મોહ સ્થિતિએ હું હજી નથી માટેજ આ કર્તવ્ય થઇ શકયું છે નહિ તો નજ બની શકે.

આ પુસ્તક વાંચી નિશ્ચય ઉપર નહિ આવાશે? નિશ્ચય ઉપર જરૂરથી અવાશે.

---

‘ અધિકારીને સદા આવે, આતમ લક્ષ અભંગ,
અખા એ પદ મુમુક્ષુને, સદા ફળે સત્સંગ. ’

---

ગુરૂદેવ તો પારસ રૂપ, એનો જેને સ્પર્શ થાય કે તે પારસજ થાય:—




સંત પારસ ચંદન બા’વના કામધેનુ કલ્પદ્રુમ સાર,
સમાગમ સંતનો૦
એક સમજમાં રે અંતર ઘણો, તરૂ પારસ ત્રણ પ્રકાર સમાગમ૦
એક પારસથી પારસ બને, એક પારસથી થાય હેમ સમાગમ૦
એક પારસ લોહ કુંદન કરે, સો વર્ષે એમનું એમ સમાગમ૦
એક ચંદનથી વીખ ઉતરે, એક ચંદને અગ્નિ ઓ’લાય સગામમ૦
એક તલભર તેલમાં જો પડે, ફરી તેલ તાતું નવ થાય સમાગમ૦
સૌ ગજ શિર મોતી ન નીપજે, સૌ નાગ મણિ નવ હોય સમાગમ૦
સૌ સેના શૂરી નવ જાણવી, સૌ નારી સતી નવ હોય સમાગમ૦
સૌ જળ જળ કમળ ના નીપજે, એની જુક્તિ વિચારીને જોય સમાગમ૦
જ્ઞાનહીણા ગુરૂ નવ કીજીએ, વાંઝ ગાય સેવ્યે શું થાય સમાગમ૦
કહે પ્રીતમ બ્રહ્મવિદ ભેટતાં, ભવરોગ સમૂળો જાય સમાગમ૦

---

પારસની પણ ત્રણ જાત. એક પારસથી પારસ બને, એક પારસ સોનું કરે, અને એક પારસ સોનું કરે પણ સો વર્ષે એમનું એમ થઇ જાય. તેમ સંત પણ ત્રણ જાતના. એક તો પોતાના જેવાજ પારસ બનાવે, બીજા તે સુવર્ણ બનાવે, ત્રીજા સુવર્ણ બનાવે પણ પાછું હતું તેમ થઇ જાય. ગુરૂદેવ તો તેવા પારસથી પારસ કરે તેવા હતા.

ચંદન પણ ત્રણ જાતનાં. એકથી ગમે તેવું ઝેર ઉતરી જાય. બીજાથી ગમે તેવી અગ્નિ શાન્ત થાય. ત્રીજાનું એક ટીપું ગમે તેવી ગરમ તેલની કઢાઇમાં નાખે તો ઠંડુ પડી જાય અને ગમે તેટલાં લાકડાં ધીકાવ્યે ગરમ નજ થાય. તેમ સંત પણ તેવા ત્રણ પ્રકારના. એકથી સાંસારિક મોહરૂપી ઝેર ઉતરે; બીજાથી ત્રિવિધિ તાપની અગ્નિ બુઝાય; ત્રીજાના તો સમાગમ માત્રના એક અક્ષર જ્ઞાનમાંથી સાંસારિક ગમે તેવી મુશ્કેલીમાં પણ ગરમ નજ થવાય. એ ગુરૂદેવ તો તેવા થયા. દરેક હાથીના મસ્તકમાંથી મોતી નથી નીકળતું, તેમ દરેક નાગને માથે મણિ ન હોય, તેમ પ્રગટ ઈશ્વરરૂપી મણિ દરેકના મસ્તકમાં ક્યાંથી હોય ! કરોડોમાં એકાદ પુરૂષ **જવરલા** તેવા—એ તો **પુરૂષોત્તમ ભગત** થયા. પણઃ—

મનકી હારે હાર હય, મનકી જીતે જીત;
મનાતિત તો પામીયે, જો મનકી હોય પરતિત.

---

તેમને તોઃ—

'જે ઇચ્છાથી થયું તું તન, તે ઇચ્છા થઈ વિસરજન.' એ તો થઈ ગયા માટેઃ—

જેટલા ધ્યાને ધસીને જાઓ, તેટલો પાસે એહ,
રૂપ રંગ વિનાનો તદ્રુપ થાશે, જયારે ધ્યાનનો ચઢશે મેહ;
બાપુ સહુ રૂપે રે, જોશો જગદીશ જશો.

---

'સોહાગનકી સીર જાને સોહાગન, ન જાને દોહાગન કંથ અછોઇ'.

---

'પતિવૃતાનાં વસ્ત્ર સાંધ્યાં જેમ તેમ,
તેની વેશ્યા બરોબરી કરી શકશે કેમ !'

---

પુસ્તકમાં ગમે ત્યાંથી લાવી ગમે તેમ ભેગું કર્યું છે પણ જેની વૃત્તિ ખરા પોતાના પતિ ગુરૂદેવ પ્રભુમાંજ છે તેમાંથી આ જેમ તેમ

સાંખ્યાં વસ્ત્ર જેવું છે; માટે વેશ્યા જેવી ભટકતી વૃત્તિએ એ ક્યાસ કરી શકાય નહિ.

ગુરૂદેવ પારસના સ્પર્શે:—

'સદ્દગુરૂના બાળકે તો પારસ સ્પર્શ્યા ભાઈ રે:
પારસમણિ છે એને હાથ;'

પછી ભલે ને:—

'ભલા કહે કોઈ બૂરા કહે, અપની મતિ અનુસારા.'

---

મુજમેં મેરા કુછ નહિં, જો કુછ હૈ સો તેરા;
તેરા તુજકો સોંપતે, ક્યા લગેગા મેરા.

એ શિશ લઈ આગે ધરૂં, તોય તેરેકા તેરા.

---

અહમ્ ધારણ કરી—તમારા અંદરના ખેંચાણથી અહમ્ ધારણ કરાવવા રૂપી ફરમાનથી—તમારાજ ગુણગાનરૂપે તમારા **એ ઘરનો** ગુલામ બની લખવા તમારી પૂઠે પાગલ થયો છું. અહમ્ ધારણ કરવા કર્તવ્ય ભૂમિએ આવવા તમારો ગુન્હેગાર છું! પરંતુ તમારૂં પુનિત સ્મરણ નજ ભૂલાય અને લખતાં પણ તમને પ્રત્યક્ષ જોઉં છું એટલા સત્સંગના વધુ લાભે લલચાઈ આ બધું આમ વેરાઈ ગયું. તમારે આ બધું નજ કરાવવું હતું તો મારા હૃદયને દબાવી દેવું હતું. નિમિત્ત ચોટાડવા તમોએ મને શોધી કાઢયો! હું જાણું છું એ તમારી કળને! ભલે નિમિત્તરૂપે હું થયો પણ ગમે તેવો તોએ તમારો છું. **'તારૂં કર્યું ને તું છે નાથ,'** એટલી પ્રાર્થનાથીજ હવે વિરમીશ.

નિમિત્ત માત્ર,
**દીન દયાળાનો દીન દાસ,**
**ગાંધી મોહન.**
ગણેશ પોળ સામે.
**નડીઆદ.**
તા. ૨૫ મી જાન્યુઆરી સને ૧૯૨૮.

## ખંડ ૧ લો.

" પ્રથમ નમું ગુરુ દેવને, જેણે આપ્યું નિજ જ્ઞાન જી;
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, ટળ્યું દેહ અભિમાન જી. "

* * * *

" મેરે તો તુમ એક હો, તુમરે ઓર અનેક;
સરોવર હંસા બ્હોત હે, હંસા સરોવર એક. "

* * * *

" ગુરુ ગોવિંદ, ગોવિંદ ગુરુ, નામ યુગલ રૂપ એક;
તેને સ્તવું નીચો નમીને, કરૂં બુદ્ધિમાન વિવેક. "

* * * *

" સાર તણો કહું સાર, તે ગુરુ બાળક શ્રવણ ધરે;
કેસરી કેરો આહાર, જંબુકને તો જરે નહિ. "

* * * *

" જાણુ ન થઇશ જંન, નાનો થઇ નમજે સદા;
તોજ મળશે સંત, અખા આતમ પામવા. "

* * * *



બુ જેવું મહાન આકાશ અને જાજમ રૂપે પથરાએલી ધરા; જેમાં અસંખ્ય નદીઓ, અને વળી નદીએ ઝરતાં અને વહેતાં નવલાં નીર, તેમાં કેટલાંક જળાશયો; ચંદ્ર, સૂર્ય, નવલખ તારા; અનેક વનસ્પતિ, પુષ્પો; પશુ, પ્રાણી; આ બધાથી બનેલું એક બ્રહ્માંડ; તે બ્રહ્માંડમાં વિચરતો એક પથિક,

ભયંકર અઘોર રાત્રિએ ભર, ગીચ જંગલમાંથી નિર્ભય વાટ કાપતો હોય, મેરુ શિખર જવા મન કરતો હોય, આસપાસ થતા શૂન્યના ભણકારા કાનને અથડાતા હોય; વનચરોએ રાત્રિને વિષે પોતાના આહારવિહાર માટે કરી મૂકેલી દોડાદોડ, અને તેમાંથી સ્વાભાવિક નીકળતી ભયંકર ગર્જનાઓ થતી હોય; અહીં તહીં ખાડાખૈયા, પત્થરના દગડને પોતાના પગથી ઠેસવતો, સુકાં ખરી ગએલાં પાનમાંથી ખરખર અવાજ કરતો પંથી પંથે પડયો પડયો, આકાશ તરફ તનખ તનખ તનખી રહેલા નીલવર્ણા અંધકારને ભેદી નીકળી આવતા તારાગણને નિહાળતો કલ્પના કરતો હોય કે આ તારા તે શું હશે ? શું એ તે જેમ લુહાર ધમણુથી પોતાની ભઠ્ઠીમાંથી પવનથી ધમીને તણખા કાઢે જતો હોય–એમ ને એમ તેમ કરવાથી તણખા નીકળેજ જતા હોય, તેમ પરિપ્લક્ષ પરમાત્માના તેજ રૂપી તેજમાંથી ૐ રૂપ તણખા તારા રૂપ બની સ્વયંજ્યોતિમાંથી છુટા પડી તારાગણરૂપે આકાશમાં વિચરે છે ? શું એ તે જેમ વિજ્ઞાનીઓ કહે છે તેમ અનેક બ્રહ્માંડો છે ? કે એ તે ધ્રુવને અવિચળ કરી સ્થાપિત કરેલો ધ્રુવ તારો અને તેવા અનેક તારાઓ હશે ? કે એ તે શાસ્ત્રકારો કહે છે તેમ સ્વર્ગ તે મટામટ, એમ એ સ્વર્ગ છે કે જ્યાં પરમ જ્યોતિને પામેલા અનેક દૈવી જીવો પોતાના પુણ્યના બળે સ્વર્ગે સંચરેલા છે, અને નરસિંહ મહેતા કહી ગયા છે, તેમ—

"પુણ્ય કરી અમરાપુર પામે, પણ અંતે ચોરાશી માંહી રે,"

કે શાસ્ત્રમાં કહે છે, તેમ—

"क्षीणे पुण्ये मर्त्यलोके ———" ।

એમ પુણ્ય પરવારી વળી આ ભૌતિક કાય ધરી આપણા મૃત્યુ લોકમાં પાછા વળતા હશે ? ખરરર ખરી પડતા મહાન તારા પરમ જ્યોતિની લાંબી રેષા સડકની ઉપર ઝળઝળ ઝળકી, શંકરે આદ્ય-

માયાને અર્ધાંગના બનાવતા પૂર્વે સાત વાર પ્રલ્લે (પ્રલય) થવા કહ્યું હતું, અને તેમ આ નિરાલંબ વ્યાપી રહેલા આકાશમાં સાત વાર ભભક ભભક ભપકી, પછી રહેલા પા રતી તેજરૂપી પાર્વતીને શંકર પોતે વર્યા હતા, તેમ પોતાનું તેજ ભપકાવી ક્યાંઇ પ્રલય થતા હશે? અદસ્ય થતા હશે? ગૂમ થતા હશે?

સમય કળિકાળનો છે, પણ સતયુગ ભેગો પ્રવર્તી રહ્યો છે; માત્ર મનુષ્યોજ વસી રહ્યા છે, દેવ લોકો પણ ભેગાજ ભળી ગયા છે; વર્ણવી શકાય તેવું છે, અવર્ણનીય જેવું પણ છે; લાકિક બધુંજ વર્તે છે, અલૌકિક પણ છુપું પ્રવર્તે છે; માયાવી ચક્ર જોરથી ગતિ કરી રહ્યું છે, અવિનાશી પરમાત્મન્ ન્યારો રહી છુપી જાસુસી કરી રહ્યો છે.

દુનિયામાં ચોતરફ અંધકાર—અજ્ઞાન ફેલાઈ ગયું છે. લોકોને સાર અસાર વિચાર કરવા ઉપાધિમય જીવનસંગ્રામને પહોંચી વળવા અથાગ શ્રમથી શ્રમિત શકિત પહોંચી શકતી નથી. જેમ તેમ નિર્વાહ કરતા દારિદ્રપણે જીવન વટાવે રાખે છે તેવો કટોકટીનો બારીક સમય છે. સ્વતંત્રપણે સ્વાશ્રય અને સ્વાધીનતા ભાગ્યેજ નજરે આવે છે. પરમ સુખ અનુભવવાવાળાનો છેક્જ જાણે લોપ થયો સમજાય છે. ધર્મનું રાજ્ય નષ્ટ થતાં અધર્મનું રાજ્ય ફેલાતાં પ્રથમ પોતાના સૈનિકોને જાણે લૂંટફાટ કરી પોતાનું રાજ્યસ્થાપિત કરવા, પોતાનું પ્રાધાન્ય નક્કી કરવા, ધરોધર ધકેલવામાં આવ્યા હોય તેવા સમયમાં ગીતાજીમાં ભગવાન કૃષ્ણ કહે છે, તેમ—

"यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्" ॥

અધર્મનો નાશ કરવા અને ધર્મનું સારી રીતેસ્થાપન કરવા તેવા આત્માને ઉત્પન્ન કરૂં છું.

આવા સમયે ગોધરા ગામને સીમાડે અત્યારે જ્યાં તળાવ છે, અને કાંઠે ધર્મશાળા તથા કુવો અને વચમાં ખડકી છે, તે સ્થળે

જ્યારે દિલ્હીના તખ્ત ઉપર પેશ્વાની રાજ્યસત્તા હતી, ત્યારે ગોધરા ગામમાં અન્નાસાહેબ કરીને સુબેદારનો વહીવટ ચાલતો હતો, તેવે સમયે એક ભકતે એકાંતમાં નિવાસ કરવા તે સમયના જામફળીના વનમાં વિસામો લીધો.

ગોધરા ગામમાં ડાકણ, ભૂત, પ્રેત, પિશાચ, ઝંડ, વગેરે ઘણાં હતાં એવી ઉડતી અફવાઓ ઘણી ચાલતી હતી. મેલી વિદ્યાના સાધકો ત્યાં ભમતા હતા. આવાં સાધનો પ્રાપ્ત કરી જગતમાં ખરી સિદ્ધાઇના ડોળનું રૂપક કરી તેઓ આજીવિકા ચલાવે જતા હતા. આ પ્રથા ઇશ્વરને નહિ ગમતી હોય કે ખરી ભક્તિનું બીજ રોપવા અમદાવાદથી વૈરાગ્યને લીધે ચાલી નીકળેલા એકાંતની શોધ કરતા સેવકરામ ભગતને તે સ્થળે નિવાસ કરવા પ્રેરણા થઈ.

ભકત સેવકરામ કથાવાર્તાના કુશળ કરાણી હતા. ગીતાજી જેવું પુસ્તક હસ્તલિખિત રાખતા, અને ચમત્કારિક મધુરી વાણીથી સૌને મિઠાશ આપી ઉચ્ચી ગતિએ દોરતા. ભકિતજ્ઞાનનું બીજ રોપી ભૂત-પ્રેતને ગામમાંથી નસાડી મૂકવાનું માન ભગત સેવકરામનેજ ઘટે છે. મેલી વિદ્યાના કટ્ટા શત્રુ હતા; સાચી ભકિતના પુરા હિમાયતી હતા. તેમનામાં ડોળડમાકનો છેકજ અભાવ હતો. પરમાત્મ તત્ત્વના ખરા દરદી અને આવનારને તેવીજ તીવ્રતાથી જાગૃત કરવા તે સમર્થ હતા. તેમના પણ ઘણાક શિષ્યો થએલા. સાંજના કથાવાર્તા જેવું કરતા, અને ઘણાક ભાવિકો ભેળા મળતા.

તેઓ ઉંચા કદના અને પહેરવેશે સાદા દેખાવના હતા. ધોતીનો કચ્છો મારતા, જાડા કપડાનું બદન પહેરતા અને માથે કસબી ગોળ ટોપી મૂકતા.

સેવકરામે ચાળીસ વર્ષની વય સુધી ગૃહસંસાર માંડયોજ નહોતો. પાકટ ઉંમર થવાથી, લોકોએ સમજાવ્યાથી કે પોતાના મન-નુંજ વલણ બદલાયાથી તેમણે લગ્ન કર્યું હતું. રહેવાને ઘર પણ ન હતું.

જ્ઞાનચર્ચા વગેરે ભક્તિરસની જમાવટથી તેમને ત્યાંના સુબેદારની મિત્રાચારી થઇ હતી.

ભક્તિભાવ ઉપરાંત સેવકરામે સાધના પણ કરેલી કહેવાય છે. હનુમાનજીની સાધના કરેલી એમ સાંભળ્યું છે. હનુમાનજીની પ્રત્યક્ષ છાયા જોઇ શકાય તેવી દૃઢ મનોભાવના પ્રકટાવી શક્યા હતા, સંકટ સમયે હનુમાનજીની મદદ પણ મળી જતી, એમ વાત ચાલે છે. અન્નાસાહેબે તેમના નિસ્પૃહીપણાથી અને દૃઢ જ્ઞાનથી રાજી થઇ, જ્યાં હાલ ખડકી વગેરે છે તે જગા બક્ષીસ કરેલી; અહીં તેઓ ઘર બાંધી રહેલા. ઘરમાં સરસામાન ઓછામાં ઓછી ઉપાધિમય સંસાર જેટલોજ હતો. ગૃહિણીને ઘર સોંપી સેવકરામ એકાંત માટે દૂર નદી તરફને રસ્તેજ ફર્યા કરતા. ઘેર અનિયમિતપણેજ આવજા કરતા. તેમની સ્ત્રીએ પરાણે દુઃખના દિવસો કાઢ્યા હશે. જાતે કુંભાર હતા અને અમદાવાદની જ્ઞાતિવાળાઓએ ત્યાંથી નાત બહાર મૂક્યા હતા. એમ કહેવાય છે કે પતાવટ કરવા અમદાવાદ ગએલા, પરંતુ પટેલીઆઓ નાતમાં લેવા વિરુદ્ધ હતા. પરંતુ મુખ્ય પટેલીઆને હનુમાનજીએ પડછો દીધેલો–રાતના છાતી ઉપર ચઢી બેટેલા, જેથી ભયભીત થઇ સવારના પતાવટ કરવા હા કહેલી. તેમની સાધના ભક્તિ હતી તથા જ્ઞાનમાર્ગમાં ગીતા સિવાય કાંઇ હશે એમ માલમ પડયું નથી. અન્નાસાહેબે એક વેળા રાજી થઇ ઘોડી બક્ષીસ કરેલી. તેમને સવારીનો ઘણો શોખ હતો, તેઓ ઘોડી ઉપર બેસી ઘણે દૂર ચાલી નીકળતા.

જગતમાં કાયમનું નવું બળ આરોપવા, અધર્મનું બીજ નષ્ટ કરવા, પરમ સત્ય તત્ત્વનું બીજ રોપવા, પંચ જ્ઞાનેન્દ્રિયોમાં છઠ્ઠી ગુપ્તેન્દ્રિય જ્ઞાનચક્ષુ ખોલવા, શંકરનું ત્રિલોચન ખૂલતાં જગતનો તત્ક્ષણ પ્રલય થઇ જાય, તેમ શુદ્ધ આત્મતત્ત્વનું અપરોક્ષ જ્ઞાન કરી માયાનો લોપ કરવા, મોહનિશાથી બેભાન થએલા જીવોને જ્ઞાનચક્ષુ ખોલી પોતાના સ્વરૂપમાં સ્થિત કરવા, અશાંતિમય સંસારવ્યવહારમાંથી વ્યથિત થએલા, આકળા, ચગડોળે ચઢેલા, તરંગોમાં આશા–

તૃષ્ણાની નદીઓના પૂરપાટ પ્રવાહમાં તણાતા જીવને, દુનિયાના મહાસાગરમાં હલેસાં ખાતું સ્વજીવનનું હોડકું તેમાં થતાં મોજાંથી ઉંચું નીચું થતું સુકાન અને સઢ હાથમાંથી ખસી જતાં, અને આકાશ અભ્રઘટાથી આચ્છાદિત થવાથી થએલા ભયંકર અંધકારમાં ધ્રુવ નિશાન ન રાખી શકાવાથી, જ્યાં ત્યાં અથડાતું હોડકું ' ઉપર આભ તળે છે પાણી' એવી કંગાલીઅત દયાજનક સ્થિતિવાળાઓને અને તેવા વહાણનાં સુકાન હાથ ધરવા, રોચક અને ભયાનક ભાવનાઓ નષ્ટ કરવા, સત્ય તત્ત્વની સીધી સડકે દોરી જવા, અનેકને પોતાના મહાન જહાજમાં બેસાડી આ સંસારસાગર પાર ઉતારવા, મહા સમર્થ સંત મહાત્માને અનેકનો ઉદ્ધાર કરવા, જીવનમુક્તિનો ઇજારો આપવા, પરિબ્રહ્મ પરમાત્માએ સત્ય બીજની સ્થાપના કરવા ભૂમિ તૈયાર કરવા માંડી.

**આ પુસ્તકના અધિષ્ઠાતા** પુરુષોમાં ઉત્તમ, સેવકોના રામ, અને દાસત્વ ભાવે ભગત એવા સેવકરામના દીકરા પુરુષોત્તમ ભગતનો જન્મ, કૃષ્ણજીની અષ્ટમીની રાત્રે બાર વાગે ભયંકર અંધકારનો અમલ નષ્ટ થતાં પ્રગટ થયા. એક મહાન આત્માની હાજરી, પ્રગટ રૂપે પરમાત્મા જે પુતળામાં ખેલવાનો હોય તેવા મહાપુરુષને લાયક પરિસ્થિતિ ગોઠવાઇ ગઇ હતી. ગીતાજીના પરમ સિદ્ધાંતે યોગભ્રષ્ટ, પવિત્ર યા શ્રીમાનને ત્યાં જન્મ લે કે જ્યાંથી પરિપૂર્ણ બ્રહ્મરૂપ થઈ સ્વધામે જાય. ગર્ભશ્રીમંત સ્થિતિમાં તો નહિ, પરંતુ પરમ પવિત્ર વાતાવરણમાં પરમાત્મ તત્ત્વમાં ગમે તેવા સંજોગોથી ભગતજી પુરુષો-ત્તમનું પ્રાકટ્ય થયું. યોગભ્રષ્ટ માનો કે પૂર્ણ પરમાત્મનજ હતા તે અનુભવસિદ્ધ છે. પરંતુ શ્રીમદ્ રામચંદ્રજીને અને ભગવાન કૃષ્ણ જેવાને પણ ગુરુદીક્ષા લેવી પડેલીજ હતી, અને નિમિત્ત રૂપે પણ ગુરુ વિના જ્ઞાન થાયજ નહિ, તેમ ભગત પુરુષોત્તમનું ખરૂં સ્વરૂપ તેમના તે ગુરુપ્રસંગ પછીથી થયું એમ માનીએ.

સેવકરામનાં ધણિઆણી સ્વભાવે સુશીલ અને ગૃહકામકાજ જાતમહેનતથીજ ચલાવે રાખતાં હતાં. સેવકરામની પિસ્તાળીસ વર્ષની ઉંમર પછીથી તેમને પ્રજા થએલી. તેમનાથી ચાર પુત્રરત્નો થયાં હતાં. રણછોડદાસ, ભૂરાભાઇ, **પુરુષોત્તમદાસ** અને છોટુભાઈ. તે ચારે પૈકી રણછોડદાસ સૌથી મોટા હોઇ તેમનોજ વંશ હજી ચાલુ છે. તેમને મોહનલાલ કરીને એક પુત્ર છે અને તેમને વળી બીજાં સંતાન છે. ભૂરાભાઇને સદા બેન કરીને એક દીકરી છે. છોટુભાઈ નાનપણમાંજ ગુજરી ગએલા. તેઓ સ્વભાવે ભોળા અને માબાપની સેવાવૃત્તિવાળા હતા. રણછોડદાસ વ્યવહારકુશળ હતા. તેમનામાં ભક્તિભાવ સંબંધી ખાસ નોંધવા લાયક કશું દેખાયું નથી. પુરુષોત્તમ ભગત જ્યારે પાંચેક વર્ષના હતા ત્યારે સેવકરામ ગુજરી ગએલા. પિતા વિનાના સર્વ ભાઇઓ અને માતાથી ગૃહસંસાર નિભાતો ચાલ્યો. તેમની માતા જીવિત હતાં ત્યાં સુધી બધા ભાઇઓ સંપથી રહેલા. તેમની માતાની હયાતીમાંજ છોટુભાઇ ગુજરી ગએલા. તેઓ સ્વભાવે ભોળા હોવાથી રણછોડદાસના ઘરનાં તેમની ઠઠ્ઠામશ્કરી કરતાં પણ તે કાંઇ મનમાં ન લાવતા. તેમને છ માસ અગાઉથી મૃત્યુની ખબર પડી હતી. સૌને કહેતા કે હવે હું થોડાજ દિવસ છું, છતાં ભોળા દીલના અને ઓલીયા એટલે બધું ઠઠ્ઠામાંજ નીકળી જતું. તે પોતાની માતાની દયા જાણતા. તેમની પાસે સો રૂપીઆ એકઠા કરેલા હતા તે પોતાની માતાને ખાનગી દુઃખ ન પડે માટે જમીનમાં દાટી આપેલા. મરવાને દિવસે બધાને પગે લાગીને સૌની માફી માગેલી. છતાં બધાએ ગાંડોજ ગણી કાઢેલો કે સાજાસમાને શું થાય તેવું છે? બે કલાક અગાઉ સહેજ તાવ આવ્યો હતો. સ્નાનવિધિ કરીને પથારીમાં સૂતેલા અને ત્યાંજ પતી ગએલા. બધાને બહુજ વિસ્મય લાગેલું.

તેમનાં માતુશ્રી પણ મરણની પળ છેલ્લે દિવસે કળી શક્યાં હતાં. પુરુષોત્તમ ભગતની ઉંમર તે વખતે ચૌદ વર્ષની હતી. મોતને સમયે માત્ર પુરુષોત્તમજ પાસે હતા. બીકથી અડભડી ન જાય માટે

રાતના સૂતાં કહ્યું ન હતું. માત્ર સૂતી વખતે ઇસારો કર્યો હતો કે તું ઓસરીમાં સૂઇ જા, અને રાતના બોલાવું ત્યારે ઘરમાં આવજે. પરોઢીએ ચાર વાગે જાગેલાં પણ પડોશમાં કોઈ જાગતું ન હોવાથી અને પુરુષોત્તમ ઉંમરે નાના હોવાથી, એક સોનીની પછીત પડતી હતી ત્યાં હાક દીધી ને પડોશણને કહ્યું કે હું જાઉં છું, અને મારા પુરુષોતમની ભાળ લેજો. એટલું કહીને માથાના વાળ છૂટા મૂકી, ઠંડા પાણીથી સ્નાન કરી ત્યાંજ પતી ગએલાં. પ્રજાપતિની નાતરીઆ નાત ગણાય એટલે પતિ મુએ સ્ત્રી નાતરે જાય, અને ન જાય તો પણ માથે વાળ વગેરે ચિહ્ન રાખે છે. ભક્તિભાવ તેમના ઘરમાં આ પ્રમાણે હતો.

ભગત પુરુષોતમદાસનો જન્મ ઇ. સ. ૧૮૫૪ માં એટલે વિક્રમ સંવત ૧૯૧૧ માં થયો હતો. તેમના પિતાશ્રી સેવકરામના સંબંધમાં વિચારી ગયા છીએ. સંસ્કાર એવા ઘરમાં પડ્યા હતા. તેમાંજ પોષણ રૂપે તેમણે નાનપણમાં પિતાજીને પગલે સાધના ભકિત કરેલી. તેમણે એક સાધના વધુ કરેલી. તેમના પિતાશ્રીની માફક હનુમાનજી અને નરસિંહજી બન્નેની સાધના કરેલી, અને જ્ઞાનકોટિ પાછળથી સત્સંગ વધવાથી તથા સમર્થ સિદ્ધના પ્રસંગ પછીથીજ થએલી છે. પુરુષોતમદાસનું લક્ષ નાનપણથીજ ભકિતમાર્ગ તરફ વિશેષ હતું. સાધુસંત ઉપર તેમનું લક્ષ વધુ આકર્ષાતું.

તેમના મોટાભાઇ રણછોડદાસ તરફથી વ્યાવહારિક ત્રાસ ઘણો થએલો માલમ પડે છે. તેમના ભાઇઓભાગની વહેંચણીમાં મૂળ જગા ત્રણ ભાગે વહેંચાએલી. આ વહેંચણી તેમનાં માતાજી ગુજરી ગયા પછીથી થએલી. તળાવ ઉપર બીજી છૂટી જમીન તેમની મિલ્કત રૂપે હતી. તે જગા રણછોડદાસના કબજામાં આવેલી, અને હાલ જ્યાં પુરુષોત્તમ ભગતજીનું ઘર વગેરે છે ત્યાં બે ભાગ હતા. પાછળથી રણછોડદાસે પોતાની જગા વેચીને પૈસા ગાંઠે કરેલા. પુરુષોત્તમદાસની પાસે નાનપણમાંજ સમજાવીને ભાગફોડ કરી લખાવી લીધેલું અને

તેમના ઘરમાંથી બે ભાગ પડાવી પોતે રહેવા આવેલા. તેમાં હજીએ તેમનાજ દીકરા મોહનલાલનો ભોગવટો છે. ઘર ઘાટદાર બનાવવા પુરુષોત્તમદાસને રૂપીઆ ધીર્યા હશે. પાંચ વર્ષે નાણું પાછાં ભરે અને અમુક વ્યાજ આપે. પાંચ વર્ષ થયાં નહિ હશે અને પૈસાની બહુ તાકીદ કરી. પ્રભુ ભગત પાસે તો ઠંઠણું ગોપાળ, એટલે હોયજ શું? બહુ ત્રાસ લાગવાથી મહુધે રહેવા ગએલા. મહુધે દસેક વર્ષ રહેલા અને સગાંવહાલાંના સમજાવવાથી પાછા ગોધરે આવી રહેલા. માતા-પિતા વિનાના પુરુષોત્તમ ભગત ઉપર એમ નાની વયમાંથીજ દુઃખનો સુમાર રહ્યો નહિ. તેમના સ્વમુખે જે કાંઇ સાંભળેલું તેટલુંજ સંધાણુ પૂરતું ટાંચણુ કર્યું છે.

---

## ખંડ ૨ જો.



મહાન તારક ભગતજી પુરુષોત્તમદાસ જેમના સ્મરણાર્થે આ પુસ્તક યોજવામાં આવ્યું છે, તેમના જીવનનો સત્ય ઇતિહાસ લખવો યા ભાષામાં લાવવો અતિ કઠણ છે—અશક્ય છે એમ કહીએ તોપણ ચાલી શકે. તેમના પ્રસંગમાં આવેલા જેઓ સદ્‌ભાગ્ય માની હરખાય છે તે સંતોષજ એમ બતાવે છે કે તે એક અલૌકિક વસ્તુરૂપ હતા અને દરેકનાં કર્તવ્યો ગુપ્ત રીતે કરેજ ગયા છે. તેમને પોતાને બહાર આવવા કે કર્તવ્યભૂમિએ ખેલવા કદાપિ મન થયુંજ નથી. તે છુપા રહીને અનેકને પોતાની ગુપ્ત રહેણીથી જાગૃત કરી ગયા; દરેકના હૃદયમાં જ્ઞાનાગ્નિ પ્રગટાવી ગયા.

તેમના શરીરનો બાંધો એકવડીઓ હતો. તેઓ ગૌર વર્ણના હતા અને કદમાં છ ફૂટ ઉંચા હતા. પુખ્ત વયે અમદાવાદી પાઘડી

પહેરતા અને પાછળના ભાગમાં લોકોએ ફેંટા પહેરાવેલો. ગામરિવાજ મુજબજ અને બીલકુલ બાહ્યાડંબર વિનાનો પહેરવેશજ પહેરતા. તેમની મુખમુદ્રા ઉપર જ્ઞાનની છાયા અને બ્રહ્મતેજ એટલું બધું હતું કે સર્વ મનુષ્યની વચમાં એકદમ પ્રભાવશાળી વ્યક્તિ તરીકે જુદાજ દેખાઈ આવતા. તેમની વાણી મધુરી અને કંઠ કોયલના ટહુકારના જેવો હતો. વાણીમાં સામર્થ્ય એટલું બધું હતું કે ગમે તેટલાં મનુષ્યો ભેગાં થયાં હોય પણ તેમની એકલાની હાજરીજ એટલો પ્રભાવ પાડી દે કે બધું સીધુંજ ચાલે જાય; અને જ્યાં બોલવાની શરૂઆત કરે કે સર્વત્ર શાન્તિજ છવાઇ જતી.

ઈશ્વરીભાવ એ વસ્તુજ અલૌકિક; આ પુતળું દિવ્ય દેહધારી અલૌકિક વસ્તુથી ભરેલું; અનુભવજ્ઞાનની પૂર્ણ પ્રતિમા; દેહધારી ઈશ્વર. તેમને જોતાં જોનાર કદી ધરાતોજ નહિ. એ અલૌકિકતાના પુતળાનું જેને દર્શનમાત્ર થયું તે પણ કૃતાર્થજ.

" જનુની જણું તો જણજે, દાતા, ભક્ત કે શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર. "

તે પણ આવાજ જન્મજો." દુનિયામાં આ પુતળા જેવું પુતળું ભાવયુક્ત બ્રહ્મતેજ અને દિવ્ય, દિવ્ય અને દિવ્ય વસ્તુરૂપ મળેજ નહિ. પ્રજાપતિ જ્ઞાતિમાં ગોધરા જેવા ગામના ખુણે તળાવ ઉપર ક્યાં જઇને ભરાયું ? ધંધો કુંભારનો અને દૈહિક દેહભાવ જોતાં ભલભલો ભૂલો પડે; ભાઇ ભૂલે એમાં નવાઇ નહિજ. છતાં આ અલૌકિક મૂર્તિ કોઇક દિવ્યતા દર્શાવે છે અને કંઇક ચમત્કારિક ખેંચાણ કરી રહી છે કે ચુંબકની માફક આવનારને ફરી ફરીને આવવા જાણે મૂગું કહી રહી હોય તેવી એ નવીનતા દરેકને હૃદયના ખુણામાં કહ્યા વિના રહી નથી. તેમના એકજ પ્રસંગમાં આવનાર ચિકિત્સક બુદ્ધિનો પ્રાણી સમજી ગયા વગર રહ્યો નથી, અને પરમાત્મ તત્ત્વ વસ્તુનો ગ્રાહક તો જે ટાણે આવ્યો તે આવ્યોજ–કાયમનો જોડાઈ ગયો. તેનું મનજ એવી સ્થિતિને પ્રાપ્ત કરે કે સંપૂર્ણ સંતોષ અને શાન્તિ જાણે

મનને મળીજ ચૂકી. હવે આથી આગળ મેળવવા જેવું રહ્યું નથી, આવી અદ્ભુત ભાવના જ્યાં પ્રસરે એવું કલ્પવૃક્ષ, એવી કામદુગ્ધા, એવો શુદ્ધ પારસ જેને મળ્યો તેનું ભાગ્ય ધન્ય ! ધન્ય ! ધન્ય જીવ્યું !

**તેમનો સ્વભાવઃ—**

સ્વભાવ અતિમાં અતિ મીલનસાર હતો. ક્રોધ તો જાણે તેમાં ઈશ્વર મૂકવોજ ભૂલી ગએલો; છતાં વૈરાગ્ય ટોચનો અને પરિપૂર્ણ સ્થિતિએ છેકજ નિસ્પૃહી. મરતા સુધી કશાની માગણી કરીજ નથી. શારીરિક બળ પહોંચ્યું ત્યાં સુધી ઉઠવા બેસવા જાત વિના કરેજ નહિ. કદાપિ ‘ પાણી પીવું છે ’ કરી બોલ્યા નથી. માણસો તેમની તહેનાતમાં એક કહેતાં અનેક દોડી આવે, એટલી ભીડમાં પણ કદાપિ ‘આ લાવો ’ કોઇના સદ્ભાગ્યમાં કાને પડયું નથીજ નથી. પૈસાટકા, માલમિલ્કતનું તો ભાન હતુંજ નહિ. માત્ર પોતે ઈશ્વરી પૂર્ણ તત્ત્વ જે આપણે કહીએ, જેને વેદાંત વખાણે છે, જે ઈશ્વરી એકતા સદા સદોદિત આખી દુનિયાના દૈવી જીવો ઉપાસી રહ્યા છે, તે વસ્તુની રગેરગ તે પોતે હતા. અનુભવ ચીજ જુદી વસ્તુ હોય ત્યાં કર્તવ્ય દેખાય. ટીલાં, ટપકાં, માળા, મુદ્રા, પાઠ, પૂજા એમનામાં હોયજ કયાંથી ? અખો કહે છે, તેમ—

“ સ્વે હોય ત્યાં કર્મ ન હોય કાનજી. ”

સ્વે પોતેજ હોય ત્યાં કયું કર્તવ્ય બાકી રહ્યું હોય જે કરતા તે દેખાય ? સમાધિ, સદંતર સહેજ સમાધિ, તુર્યાતીત, વસ્તુરૂપ હંમેશ ખેલતા. એ પુતળાનું શું લખી શકાય ? પોતે પૂર્ણ પરમાત્મનજ હતા. દેહધારી સગુણ મૂર્તિ અને અંતર પરમાત્મન્ પોતે પ્રગટ અને સર્વશકિતમાન પ્રભુ, તેમ તે પણ સર્વશકિતમાનજ હતા અને કર્તવ્યો ગુપ્ત મેળવી જોનાર સૂક્ષ્મ બુદ્ધિમાનને તે અર્થયુકત જીવનની પ્રતિમા મૃત્યુ પર્યંત નજર સામે ને સામેજ છે.

અખો કહે છે, તેમ—

હરિ હરિજન અળગા કરી રખે ગણો, સંત સેવ્યા તેણે સ્વામી સેવ્યા;

નિર્ગુણ બ્રહ્મને સગુણ સંત જાણવા, જેમ વહ્નિ તેજથી થાય દીવા.
અગ્નિથી દીપ થાય બહુ આદર કરે, દીપથી દીપ તે થાય સહેલો;
જ્ઞાનીની મૂર્તિ તે જાણો ગોવિંદની, તહાં ભગવાન ભેટેજ વહેલો.—હરિ.
દૃષ્ટિ ઉપદેશ આપે મોટી કળા, જે થકી જંતનાં કાજ સીજે;
સેવતાં સુખ થાયે અતિશે ઘણું, જો સદ્‌ગુરુ કેરૂં મન રીઝે.—હરિ.
પ્રત્યક્ષ રામ તે તત્ત્વવેત્તા વિષે, જેમ કુંડળ વિષે કનક દીસે;
મન, કર્મ, વચને સંત ભજશે અખા, તેનું દ્વૈત દેખી મન નહિજ હીસે.

જેણે તેમને ભેદ વિનાના અને ઇશ્વરની સગુણમૂર્તિરૂપ જોયા તેને તેવો લાભ આપીજ ગયા. ઈશ્વર પ્રગટ મળતાં જે ભાવ અને મનની ફેરવણી થવી જોઇએ તે થઇ છેજ. દૃષ્ટિ ઉપદેશ આપે; આત્મદૃષ્ટિ આપીજ છે. 'પ્રત્યક્ષ રામ તે તત્ત્વવેત્તા વિષે' તેમ તેમનામાં પ્રત્યક્ષ છે એમ ચોકખું અંધારામાં દીવા જેવું ઝળકતું. સૂર્યની પાસે તેલબત્તી તૈયાર રાખીને દીવો ધરીએ પણ સળગતો નથી. ખરે બપોરે પણ ધૂપથી દીપ નજ થાય, તેમ ઇશ્વર વ્યાપક છે પરંતુ તે પ્રગટ ન થઈ શકે તેવો છે. 'દીપથી દીપ તે થાય સહેલો' તેમ જ્ઞાની આવા સમર્થ સદ્‌ગુરુથી જ્ઞાનદીપ–અનુભવ અજવાળું–પ્રગટેજ પ્રગટે; અન્યથા નહિજ.

"તૃણ મારે પાડો કેમ મરે, અખા એમ સૌ સાધન કરે."

સાધન, ભક્તિ, ધર્મ વગેરે તૃણ મારીને પાડો મારવા જેવું છે. અહમ્‌ને કાઢવા શું સાધન? સમર્થ સદ્‌ગુરુની કેવળ કૃપા એજ પૂર્ણાહુતિ કરાવે; બાકી તો આફળ્યાજ કરો.

"મૂળમાં અભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર;
ગુરુ થયો ત્યાં મણમાં ગયો, અખા એમ મૂળગેથો ગયો."

અભિમાન કર્તવ્યથી વધ્યાજ જાય ત્યાં રસ્તો શું? જ્યાં ગુરુભાવ કે શિષ્યભાવ કે કશો ભાવજ ન મળે; માત્ર સર્વ સંપૂર્ણ સત્ય તત્ત્વજ; બ્રહ્મ ખેલી રહ્યો છે એ નજરના અદ્વૈતપણામાં દ્વૈતભાવ કેમ આવે કે સેવકભાવે ગણે અને તેવા ભાવે કલ્યાણ કરે? માત્ર કોઈ અલૌકિક

રીતે સર્વનું સમાધાન એક બે વાક્યમાંજ થઇ જતું એવું મહાન બળ એ પુતળું ધરાવતું હતું. તેવા સમર્થ પણ તદ્દન સાદો દેખાવ તેમનો હતો.

નિસ્પૃહી તો તેવા હતા; પરંતુ નાનામાં નાની ઉંમરના ઉપર અને મોટા વયોવૃદ્ધ કે જુવાનીના તોરવાળા ઉપર તેવો સરખોજ સદ્દ્ભાવ રાખતા અને આવકાર આપતા. સત્કારમાં વિવેક સવાયો સાચવતા. કહેતા કે સંતનો વિવેક સવાયો. **विवेको दशमो निधि ।** જ્ઞાન ત્યાં ગરીબી હોય તોજ જ્ઞાન દીપે. ગરીબી તે સદ્દ્ભાવની, વિવેકની; જ્ઞાન, ગરીબી જોડ છે. જ્ઞાન થયું કે ગરીબી આવેજ. ગરીબી આવી કે જ્ઞાન થયુંજ. અસ્તુ ! જોડી તો સાથેજ રહેને ? વિખુટી પડેજ શાની ! તેમનામાં તેમ હતું. સંતમાં બત્રીસલક્ષણા પુરુષનાં બધાં લક્ષણ જોઈએ તો તે બધાં તેમનામાં મેળવી લો. કશી કચાશ તે મૂર્તિમાં મળેજ નહિ. જે કોઈ જીવ તેમના સમાગમમાં આવી ગએલો તે અત્યારે એમ કહી શકશે નહિ કે તેમનામાં આ કચાશ હતી; કે આમ નહિ: આમ હોત તો ઠીક. માત્ર વાત એટલીજ નીકળશે કે હતા તો પરિપૂર્ણ પણ લાભ લેવાયો નહિ; અને તેમાં તે શું કરે ? તેમણે તો જ્ઞાની અજ્ઞાની, પાપી, મૂર્ખ, તવંગર, કે ગરીબ જોયોજ નથી, વૃદ્ધ યુવાન સ્ત્રી, પુરુષ, બાળક કે કોઇ જાતનો ભેદ રાખ્યોજ નથી, અને હતોજ કયાં કે જુએ ? તેમનામાં ખોડ ગણીએ તો એકજ હતી કે બધું એકજ રૂપે જુએ અને બીજો ભાવ તે લાવી શકતાજ નહિ; બાકી તે તો તેજ હતા.

સ્વભાવ તો આવો પણ જ્ઞાનની પરાકાષ્ટાજ ભોગવતા હતા. કેવળજ્ઞાની તો તે એકલાજ હતા. જાગૃત અને સ્વપ્નની સ્થિતિ તો દુનિયા બધીનેજ છે; અને તેમાં બધા જીવો ભોગવીનેજ આથડી રહ્યા છે. પરંતુ આથી પર ઇચ્છાવાળાને તો આનાં દર્શન માત્રની જરૂર હતી કે હમેશાં સુષુપ્તિ કે તુરીયા કે તુરીયાતીતજ રહેતા. તે શું અને કેવી મસ્ત સહેજ સમાધિમાં રહેતા તે કોની બુદ્ધિ નિર્ણય કરી શકે ?

પરંતુ મનની ગતિ ત્યાં જતાં થાકી જતી. તેથી પાર તેનીએ પાર; પારની પાર અપાર; છેડો; હદથી પાર બેહદ; બેહદથી પાર ગુરુદેવ પોતે પુરૂષોત્તમદાસ હરહંમેશ રહેતા, રહીને વળી સાધારણ મનુષ્યની જેમ ખેલતા અને તે સ્થિતિની સાન આપી ખેલાવતા. અદ્‌ભુત કૃતિ તો તેમનીજ. તે કેવા ગુણવાળા હતા, એમ જો અખાના શબ્દોમાં ઉતારીએ તો કંઈક—

" માળા ન પે'રૂં ટીકા ન બનાઉં, શરણે ન જાઉં, મેં કોઉ કીસીકા,
આપા ન મેટું, થાપા ન થાપું, મેં મદમાતા હું મેરી ખુશીકા."

આવા તે હતા. માળા ન પહરે, ટીલું ન કરે, કોઇને શરણે ન જાય, હું મટાડવાનું જ્યાં રહ્યું નથી, નથી કોઇ તત્ત્વને અંદર પ્રગટ કરી ઠરાવવાનું રહ્યું અને માત્ર મદમાતા પોતાની ખુશીના. પોતાની ખુશીથી મસ્તીમાં મસ્ત મસ્તાના હતા; ત્યાં પરસત્તા કોની કે તેમના ઉપર તેની આણ ફરે ? જ્યાં પોતેજ ખુદમાં ખુદ વસ્તુ, ત્યાં આવિર્ભાવ કેવો ?

ષડ્‌રિપુ–કામ, ક્રોધ, લોભ, મોહ, મદ મત્સર જીતેલો મહાન યોદ્ધો અજીત હતો. છએ અજીત શત્રુને મારીને મરેલો મરજીવો તે વસ્તુ પોતે હતા. શત્રુઓ કેવા ? અમર શત્રુ. શત્રુ મરે અને પાછા સજીવન થાય એવા. પરંતુ એવી કોઈ ગુપ્ત કળથી વશ કરી દીધેલા કે છએમાંથી જીવજ લઈ લીધેલો, નિર્જીવ કરી મૂકેલા. દુનીયામાં છે કોઈ યોદ્ધો કે મેદાનમાં પુરુષોત્તમ પ્રભુ સાથે ખેલે ? અમર નામ તો તેનું કે જે કોઇથી ન જીતાય એવા અજીત શત્રુઓને જીતીને પાછા મરેલા. છતે અણછતા થઈ રહેલા.

" પાંચે કળાઓ માંહેલી વશ કરીએ, છૂટે છેડે ફરીએ રે હો જી
.......................માંહ્યલાને મારીને મરીએ રે હો જી."

(અખો)

તેમ માંહ્યલાને મારીને મરેલા અને વળી બોલતા ચાલતા. મરજીવા જ્ઞાનથી મરેલા. અનુભવ સ્વે પોતે, બીજાપણું નહિ એટલે

મરેલા; અને વળી પ્રેમથી જીવતા. એવા મરજીવા તે રસ માણે, જે રસ અજર, અમર વગેરે ઉપનામોથી અંકાએલો છે.

"રહેવું કાજળ તણી કોટડી, ડાઘ અડવા ન દઇએ રે હો જી..."

[ અખો ભગત ]

કાજળની કોટડીમાં રહેવું અને ડાઘ લાગવા ન દેવો, એ ભગત પુરુષોત્તમ તો તેવા હતા.

પાણીમાં તરતા સાતે તારા તરી જાણતા હતા. ગોધરામાં તળાવ પુરૂં ભરાય તો તેમાં પોતે આ છેડેથી પેલે છેડે તરતા. કોઇ-વાર એકાદ છોકરૂં ખભે નાખીને તરી, વચ્ચે ટેકરી છે ત્યાં જતા. સંસાર તરી જાણનાર પ્રખ્યાત મહાન તારો તો હતાજ ને વળી તારનાર પણ હતાજ. કહેતા કે તુમ બડા; હમ બડા નહિ. સાધુઓ તો તુંબડાં રાખે. જે હલકાં તુંબડાં રાખે તે તરે અને તારે. આકાર ઉપર તુંબડું અને અંદર ભાંગીએ તો પોલું ઢંઢ. એમ જ્ઞાની ઉપરથી બોલવા માત્ર જેટલું અહમ્ કરે; બાકી અંદર તો વેદવાળું નેતી, કાંઈ નથી. સ્વભાવે શૂન્ય સ્થિતિવાળા એમ પણ કહેવાય, અને વળી સર્વેની શૂન્ય-મૂન્ય સ્થિતિ તોડાવી આનંદમાં લ્હેકાવનાર કહીએ તોએ ખોટું નહિ-જ. આનંદ તો એવો આપે કે હસાવીને પેટ દુખાડી મૂકે. જ્ઞાન, દૃષ્ટાંત, ભજન આદિની એક પછી એક એવી તાકી તાકીને ગોળી લગાવે કે સુંસરી આરપાર કાઢી નાખે.

વળી સિદ્ધાંતસર અને પૂર્ણ ટોચે રહીને, અને વળી માઠું બીલ-કુલ ન લાગે. પાતળું કરીને ગળામાં રેડે અને સ્વાદિષ્ટ બનાવીને, ગરડ ગફ ગળે ઉતરી જાય; અને જ્યાં ગળે ઉતર્યું કે પૂછવુંજ શું? સ્થિતિ જ્ઞાનમય થયા વિના રહે? પ્રગટરૂપે ખેલતા તેમને જેણે નથી જોયા તેણે ધિક્ જીવતર સમજવું, કરોડોમાં એકાદ રત્ન, અને આવું સહેજે સમાગમ કરવા મળે, અને વળી ખાવાપીવાની બધી સગવડ કરી આપે. સેવા તમે ત્યાં જઇને શું કરો! પોતેજ સેવા બધાની ઉઠાવતા.

વર્ષો લગી તત્ત્વજ્ઞાનનો દર્દી હિમગિરિમાં અને વિંધ્યાચળ, ગીરનાર વગેરે હિમગિરિના દોસ્તદારોમાં રખડતો રઝળતો ગુફાઓમાં મહાત્મા હશે ધારી, એકાદ જરૂર મળી જશે—ની આશામાં ને આશામાં ટાઢ, તડકો, વરસાદ, ભયંકર જંગલી પશુપ્રાણી, સાપ, વીંછી વગેરેમાંથી બચી વિચરતો હોય, અને કબીર કહે છે, તેમ—

" ડુંગર ડુંગર મેં ફરી, અને રોઇ ગુમાવ્યાં નેન,<br>
સો બુટ્ટી તો લાધી નહિ, પછી ખોયાં વેણુ સવેણુ,<br>
રામ રસ એસા હે મેરા ભાઇ "—

જે ચાખવા નીકળે તે એવી વિટંબણા અને સંગ્રામ ખેલી, કડવા મીઠા અનુભવ ચાખી, ગોધરા જેવા ગામમાં તળાવ ઉપરની ધર્મશાળામાં આવી પડયો હોય અને ગામમાં સખી ગૃહસ્થની સહેજ ભાળ કાઢતો હોય, ત્યાં તો સખી ગૃહસ્થને બદલે પુરુષોત્તમ ભગતને ઘેર જા, કંઇ આપશે એમ સાંભળતાં ઘર ઢુંઢવા માંડે; અને પુરુષોત્તમ ભગતની ખડકી તો ધર્મશાળાની જોડેજ. શું મઝાનું સ્થળ ! ખડકીની સામે સરોવર જેવું વિશાળ તળાવ; એક પડખે ધર્મશાળા, બીજે પડખે કુવો, ખડકીમાં કેળનું વન, સો વર્ષનો જુનો લીમડો અને તેની ઘટા મનને લ્હેકાવી નાખે. પુરુષોત્તમ ભગતનું ઘર પૂછતો જ્યાં ધર્મશાળામાં ઉતર્યો હોય ત્યાંજ પાછો આવે. જ્યાંથી આવ્યા ત્યાંજ ફરીને આવો એટલે ઠામ જડે. ઘાણીનો બળદ ફરી ફરીને ઘેરનો ઘેર. માયા મીંડેની મીંડે.

ભગતજીને ઘેર આવે લોટ ચોખાની આશાએ, ત્યારે ભગતજી તો અંદર ટુંકી શી ગોદડી બચ્ચાને સુવાડવા કરી હોય તેવી ઉપર બેઠેલા અને પૂઠે એકાદ પત્થરીઆ તકીઆ જેવું ટેકણુ મૂકીને, અને ભજનનાં બે ચાર પુસ્તકો જુનાં નવાં ભેગાં પડયાં હોય તેમાંથી ભજન લલકારતા હોય. સાધુ આવે કે વિસામાનું સ્થાન ભગતજીજ હતા. કોઇને નિરાશ જવા દેતાજ નહિ. અન્નપાણી કે કોઇ-

વાર કપડાં, ગાડીભાડું વગેરે બધીજ ઉપાધિ બિચારા ઉપાડી લેતા; અને જ્ઞાનની ભિક્ષાવાળાને તે પણ આપવા સમર્થ અને હરહંમેશ દરેક ઘડી તૈયારજ. ખાવાપીવાની કોને પરવા ? સત્સંગી મળ્યો એટલે જોઈ લો ભગતજી કેવા ઉડે છે ! આવા હિમગિરિ વગેરેમાં આથડેલાને પુરુષોત્તમ ભગત મળે ત્યાં તો 'આવો મહારાજ' કરી આવકાર દેતા હોય. મનથી તો જાણતાજ હોય કે કોઈ પાત્ર, બારણે ભિક્ષાને બહાને ઇશ્વરે ધકકેલી આપ્યો છે, એટલે અંદર બોલાવી પાથરણામાં બેસાડે અને કોઈ વાર પોતાની જગા આપી પોતે સામે બેસી જતા. ખબર અંતર પૂછી શાંત કરતા અને એક બે વાકયોથી આવનારને છેડતા કે ટપ લઇને બધુંજ કહી દે. તેવા જ્ઞાનની પૂર્ણ અપેક્ષાવાળા તૈયાર મામલાવાળાને પૂર્ણ પુરુષોત્તમ ભગતજી બે વાકયમાંજ ઠારી દેતા.

આવનારને એમ લાગતું અને ઘણાએ સત્સંગી સાંભળતા કે બાર બાર વર્ષ લગી લંગોટા ધોતાં જે જ્ઞાન ન મળે તે આવું સહેજમાં અહીં મળી જાય છે. ગુફામાં મહાત્માઓ રહે છે, એમ એકજ દઢતા સેવી હોય તેવું રખડી રઝળીને પૂરી તપાસે ન મળતાં ઠાલી રહેલા તપેલા જીવને પુરુષોત્તમ ભગત સહેજે મળ્યા છે. આવા ઘણાએ દાખલા છે. ત્યારેજ આવનાર એકદમ શાન્ત થઇ પગે લાગ લાગ કરે અને આંખમાંથી અશ્રુધારા એકસરખી ચાલ્યાજ કરે, ભગતજીને પંપાળ્યા કરે, પગ દબાવે, ભેટી પડે, વગેરે કંઇક કંઇક કરવા ઉથલપાથલ જીવ થઈ જાય. પ્રેમ એટલો ઉભરાય કે દશ્ય લખવા કરતાં જોવાનીજ રમુજ આવે. આવા પ્રસંગો જેણે પુરુષોત્તમ પ્રભુના જોયા છે, તેના હૃદયમાંથી જાણે શુંએ ભગતજીનું કહી નાખીએ એમ ઉતાવળ કરતું હૃદય ઠાલવ્યાજ કરો. તે કેવા હતા, તેમના ગુણ કેવા હતા, તે બધુંએ અવર્ણનીય જેવું છે; અને ગુણ ગવાય તેટલા ગાયાજ કરો તોય ધરાવાય તેવુંજ નથી.

દુનિયામાં કોઇની મહોબત કરવા યોગ્ય બધી જાતનો સરળ સ્વભાવ અને દરેક શક્તિથી ભરેલું પુતળું તે પુરુષોત્તમ ભગત

હતા. બચ્ચાની સાથે બચ્ચા જેવા, જુવાનની સાથે તેવા, વૈરાગી જોડે વૈરાગી જેવા, મોજશોખવાળા જોડે મોજીલા સ્વભાવવાળા, હસવાવાળા સાથે જ્ઞાનનાં ટપ્પાંથી હસાવીને હરાવી નાખવાવાળા. વૃદ્ધ જોડે વૃદ્ધ જેવા, ઘરડાને લાયકનીજ વાતો, એકે વાત જુવાનની કે બાળકને ઘટે તેવી ભૂલેચૂકેએ આવવા ન દે તેવા; અને વળી કહેતા કે,

"અમે એવા રે ભાઈ એવા, તમે કહો છો રે વળી તેવા."

(નરસિંહ મહેતા.)

---

## ખંડ ૩ જો.



સ્વભાવ તો તેમનો એવો હતો. પરંતુ હવે તે ક્યારે પરણ્યા અને સંસાર કેમ ચાલ્યો ? માજી કેવાં હતાં ? અરે હતાં તો શું હજી હયાત છે . ભગતજીનું લગભગ ચૌદ વર્ષની ઉમરે લગ્ન થએલું. તેમનાં ધર્મપત્નીની ઉંમર બે વર્ષે નાની હતી. બાદ સંસાર તો તદ્દન અસમાનજ હતો. જેમ પરમાત્મન્ અને તેની માયા બન્નેના ખેલ કેવળ વિરુદ્ધ દિશામાંજ ભજવાયા કરે છે, બન્ને પોતપોતા તરફ દરેક જીવને હલમલાવી રહ્યાં છે, છતાં પરમાત્માની પોતાનીજ શક્તિ તે આદ્ય માયા. પોતે અને પોતાની શક્તિ ભિન્ન નથી, એકજ છે, તો પણ કર્તવ્યભૂમિએ બન્નેનાં કર્તવ્યો સ્પષ્ટ જુદી દિશામાંજ જણાય છે. પોતામાંથી માયા ઉત્પન્ન કરી બધું પોતેજ કરવા છતાં અકર્તા રહી ન્યારા રહે છે તેજ પરમાત્મન્ વિના કંઇજ કર્તવ્ય નજ બને, છતાં માયાના સંબોધનથીજ કહેવામાં આવે એવી વિચિત્ર ઘટનાની જેમજ ભગતજીને ત્યાં પણ ચાલતું. બિચારા ભગતજી તેને એકલાનેજ અભાવે

આવા ખુણે બહાર આવ્યા વિના, પુરો લાભ લેવાયા વિના, દુનિયા-માંથી ઘણા ઘણા વહેલા સિધાવી ગયા.

મોટામાં મોટા વિજ્ઞાનશાસ્ત્રીને પણ મુલાકાત લેવા લાયક નવીન શોધખોળ છેલ્લામાં છેલ્લી કરનાર ભગત પુરુષોત્તમજ હતા. તેમણે જે તત્ત્વ ભેગું કર્યું હતું તે ખરેખર ભલભલા દુનિયામાં શ્રેષ્ઠ પદવી લીધેલાને એકજ મુલાકાતમાં અંજાવી નાખે તેવું હતું. પણ ખેર ! ઈશ્વરને પોતાનું તત્ત્વ સસ્તું કરવું ગમતું નહિ હોય કે આપણા પુરુષોત્તમ ભગતને જોડી સરખી ન આપતાં અસમાન સંસાર અને વળી ઠેઠ લગી બાઇજી હયાતજ રાખ્યાં. આ લખતી વખતે પણ તેવણ ભલાં હજી હયાતી ભોગવે છે. અમારાં ગુરુપત્ની થાય એટલે તેટલીજ પૂજ્ય બુદ્ધિથી તેમને પણ જોઇએ છીએ. છતાં કલમ કોઇની શરમ ભરી શકતી નથી, નિર્લેપ ભગતજીને લેપ લગાડી શકતી નથી, હદથી આદે ખોટી વાત કરી શકતી નથી, અને ભગતજી પુરુષોત્તમે–ગુરુદેવે નિર્ભય બનાવી સત્ય જાહેર કરવા મૂકી દીધેલાની કલમ કેમ મિજાનમાં રહી શકે ? તેમની હયાતીમાંજ થવાનું કર્તવ્ય સુસ્ત અને એદીપણામાં હવે થાય છે. પહેલાં થયું હોત તોતો લાભ ઘણાથી લેવાયો હોત; પણ બિચારા ભગતજીને ઉપાધિ વધી ગઇ હોત. છેલ્લા તો ભારે ભારે વેઠ ઉપાડી ગયા છે.

સમર્થ તો પુરા હતા, જેવા તેવા ન હતા. હજારોને ધકકેલી રસ્તે મૂકી દેતા અને ઝટ લઇને સીધી સડકે ગોઠવી દેતા. પછી એમને પૂછવુંજ ન પડે કે કેમ શું કરો છો ? કયાં છો ? એમને મળેલો અને બોધ લીધેલો હરિજન કદી પાછો પડે નહિ અને કાચો રહે નહિ; એ તો એમનો પ્રભાવજ હતો. એ તો કહેતા, કે—

" જેને ભગત નામની છાપ છે, તેને લખચોરાશી માફ છે. "

" સંસારસું સરસો રહે, અને મન મારી પાસ;
સંસારસું લેપાય નહિ, એજ મારો દાસ. "

સંસાર પૂર્ણ પાર ઉતારવો એજ સિદ્ધાંત દઢ રાખી દરેક કાર્યમાં પૂર્ણ રહ્યા હતા. બન્ને ત્રાજવામાં સરખા પગ રાખવા એમ કહેતા. વૈષ્ણવના ટીલાનો અર્થ કહાડી કહેતા કે બે પાટા અને નીચે જોડ-વાની લીટી—બન્ને સરખા અને જોડીને ચાલવું. સંસારમાં પણ સરખું રહેવું અને પરમાત્મ માર્ગમાં પણ સરખા રહેવું; પોતે તો જેમ 'સંસારસું સરસો રહે' તેમ રહી દેખાડતા. કોઇને ઉપરનો ખોટો ત્યાગ કરવા કદી કહેતા નહિ. એ તો કહેતા કે 'સંત દિશાસેં હોત હે, સ્વાંગે સંત ન હોત' સંતની દિશાએ ચાલવાથી સંત થવાય; ઉપરનાં ભગવાં અથવા તેવા દેખાવથી સંત ન થવાય.

હવે માજી સાધારણ કદની ઉંચાઈનાં, દેખાવમાં મધ્યમ, છેક કદરૂપાં તો નહિજ પરંતુ ભગતજી જેમ રાજા જેવા મહાન તેજસ્વી અને સૌંદર્યવાન દેખાતા, તેમને લાયક જોડી તો નહિજ. વાત વધુ તો સ્વભાવની જોડ કેવી હતી. પ્રથમ પરણ્યાની થોડી વાત કરી લઇએ. ભગતજી ગોધરે રહ્યા પણ નાતનો વધુ ભાગ અમદાવાદ હતો, એટલે સગપણ અમદાવાદમાં શોધેલું. ત્યાં વળી ગોધરા ગામડું અને અમદાવાદ શહેર ઠર્યું એટલે શહેરની કન્યા ગામડે દેવાય નહિ એ સાંસારિક દસ્તુર છે, કિંવા ગમે તે સંજોગો અને લહેણદહેણ કે ગમે તે માની લઇએ તેવી રીતે આ બન્નેનું જોડાણ થયું.

માજીનો સ્વભાવ મહાવિચિત્ર કહીએ તે અનુભવસિદ્ધ છે. છતાં એક દુનિયાદારીની દષ્ટિએ જરા પણ વધુ પડતું નહોતુંજ. સમર્થ ભગતજીની સાથે સરખામણીમાંજ માત્ર વિરોધાભાસ દેખાય. માત્ર એક સંતનાં ધણિઆણી તરીકે જે ચારિત્ર્ય સંતને ત્યાં છાજે તેનો કેવળ અભાવ હતો. માયાવી ગૃહસ્થી તરીકે કશુંજ બીનકુદરતી ત્યાં નહોતુંજ. છતાં જે ઉદારતા અને ચારિત્ર્ય એકદમ સામાને અંતરમાં ઉંડી અસર કરતાં તે તો માત્ર ભગતજીમાંજ હતાં. જ્યારે આવનાર ભક્તાણી તરફ નજર કરે કે હૃદયમાં બીજો

ભાવ થઇ જતો. ઘણાનાં કલ્યાણ તો આમ અટક્યાં. જ્યાં દોષ-દૃષ્ટિ થઇ કે ભગતજીની અંતરની કૃપા ખોઇ. ઘરમાં બેભથ્થુ ચાલતું. એક તે પૂર્ણ માયાવી પુતળું જેને સગાંવહાલાં, સાંસારિક શોભા, કીર્તિ, પૈસા, આવી બધી જાતનો મોહ અને માયાનું પૂર્ણ સ્વરૂપ એટલે દુનિયાનું ડહાપણ એક પૂર્ણ દુનિયાદારીને છાજે તે બધુંજ; અને બીજી તરફ ઈશ્વરને ત્યાંથી ઇશ્વર પોતેજ જાણે અવતરી ખેલ ભજવતા હોય તેમ પોતે ભગતજી કે જ્યાં માયાનો કિંચિત્ માત્ર સંચાર મળેજ નહિ. નહિ મુદ્દલમાં મોહ, નહિ કામ કે કોઇ જાતની વાસના કે અપેક્ષા. પૈસાને તો તે પુંજોજ સમજતા. લાલચની વાત ત્યાં કરવી એ સુદ્ધાંત કઠિન હતું, ત્યાં એ પોતે લાલચમાં લલચાય એમ બની શકેજ નહિ. એમણે તો—

" મનને મારીને મર્દન કરીએ, કાંઇ એક જરણા તો જરીએ રે હો જી. "
(અખો)

મનનો મેદો કરી મૂકેલો; અને જરણા તો એટલી બધી કે સંસારી ત્રિવિધિ તાપ-શારીરિક, માનસિક, આધ્યાત્મિક, સર્વ તાપ અને સંસારનાં સર્વ રૂસણાં, સર્વનાં મહેણાં વગેરે ક્યાં પચાવી દેતા કે તે સંબંધી કોઇ દિવસ કોઇ વખતે અસંતોષ જાહેર કર્યોજ નથી. એબે કોઇ વાર મહા પરાણે કઢાવીએ તો ભાગ્યુંતૂટયું શિખામણ ભર્યું નીકળે અને તેમાંથી ક્યાસ કરો. બાકી તે પોતાને ઉદ્દેશી હું આમ, હું આમ કરતો, આમ કરેલું વગેરે વાતો કરતાજ નહિ. સદંતર ઈશ્વરી તત્ત્વ, પૌરાણિક દૃષ્ટાંતો, પ્રખ્યાત ભકતજનનાં પદ, ભજનો વગેરેમાં આઠે પ્રહર મશગુલજ રહેતા. દુનિયાદારી સર્વનાં સામાન્ય આહાર, નિદ્રા, ભય અને મૈથુન તે સર્વ વાતનો સંપૂર્ણ કાબુ હતો. ઇચ્છાબીજજ પહેલું બાળીને ખાખ કીધેલું. તેમનો મોટો મંત્ર-મહાસૂત્રજ આ હતું કે ઇચ્છાજ ન કરવી. જે થાય તે સહેજે સહેજે થાય તે જોયા કરો. કશાનું નિમિત્ત લેતાજ નહિ.

"થનાર હોય તે સહેજે સહેજે થાય." (અખો)

જે થવાનું હોય તે થવાનું; તે કોણ મિથ્યા કરવાનું ? તો ફોકટ બી'વાનું શું ? અને કહે કે "અનભે અનભે (અનુભવ) કહેત હૈ, પણ મનભે મેટત નાહિ." અનુભવ અનુભવ શું ? મનનો ભે તો મટતો નથી. નિંદા કદાપિ કોઇ ધર્મની, કોઇ પંથની, કોઇ સંતની કરતા નહિ અને સાંભળતા પણ નહિ. કહેતા કે એમાંએ કોણ છે ? પ્રભુજ છે; જેમ મોજ આવે તેમ ખેલે.

"તું તો નિંદા ન કરીશ કોઇની, પ્રેમ સુધારસ પીજે જો.
આ સૃષ્ટિ શામળીઆજીની, કોઇને દુઃખ ના દીજે જો;
જીવ દુખાયે હરિ દુખાયે, એનો અર્થ છે એવો જો."
(પ્રીતમ)

કહે કે કોઇ જીવ દુખાય એવું કર્તવ્ય એજ મહાન પાપ છે. કોઇને દુભાવવું નહિ. કોઇની નિંદા થતી હોય, અથવા નિંદક ભાવનું ભજન ગવાતું હોય તો પણ અચકાવી દેતા. એક વાર કબીરનું ભજન ચાલતું હતું—

"અલ્યા તને સત રે ભક્તિ નવ સૂઝી, આ દુનિયા ઢુંગને ઢુંગને વળુંધી.
જવ રે ઘઉંની ગોર્યો બનાવે ને, પૂજા ને પાતરી ચઢાવે;
દસ દહાડા પડદામાં રાખે ને, જઇ જળમાં ઝંપલાવે–આ દુનિયા.
માતાકું તો વળી નાળિએર માને ને, પત્થરની સાથે પટકાવે;
છાલ રે છોલ તો દેવીકું દેવે ને, ગોટા તો આપે ગટકાવે–આ દુનિયા.
ઠંઠણ ઠંઠણ ઘંટડી બજાવે ને, ઠાકોરજીકું ફોસલાવે;
શીરાપુરી તો પાછળ મેલે ને, લઇ ચરણામૃત આલે–આ દુનિયા.
કાદવ કચરાના નાગ બનાવે ને, પૂજા ને પાતરી ચડાવે;
જો સચ્ચા નાગ મીલે તો, લઇ લઠ્ઠા ધમકાવે–આ દુનિયા.
માતાકી પાસે બેટા માગે ને, અજીયાના શીશ કટાવે;
માતાકી પાસે જો બેટા રે હોય તો, અજીયાના શીશ કયું કટાવે–આ દુ॰

કહેત કબીરા સુનો ભાઇ સાધુ, ઢોંગી ધુતારા માર ખાવે;
જો દુનિયા એ ઠાઠમેં ન જાવે તો, ઓ વૈકુંઠ કયું નહિ જાવે—ઓ દુ૦

પહેલી લીટીમાં ઉપાડ સુધરાવ્યો. કહે, ના જડી ગુરુની કુંચી, ઓ દુનિયા; અને પછી કહે કે આવું નિંદક પદ મોંઢે ન કરવું. એવું ગોખવાની ટેવ પણ ન રાખવી. એમ કરતાં દોષદૃષ્ટિ થાય અને દોષ-દૃષ્ટિનો સ્વભાવ થઇ જાય. પ્રીતમની છાપ મારીને કહે, કે જુઓ પ્રીતમનો કક્કો—

" નન્ના નિર્મળ તેની દશા, કોઇના દોષ ન દેખે કશા,
પોતાના અવગુણને હણે, પરના તો હૃદયે ના ગણે;
કોઇના દોષ ન દેખે કશા, નન્ના નિર્મળ તેની દશા. "

અને વળી કહે—

પ્રભાતીઉં

હરિજન હોય તેણે હેત ઘણું રાખવું, નિજ નામ ગ્રાહી નિર્માન રે'વું;
પરને તો સરસ કે'વું, પોતાને નરસ થવું, આપ આધીન થઇ દાન દેવું.
—હરિજન૦ ( મૂળદાસ. )

વગેરે સમજાવી નિંદા વસ્તુ છિન્નભિન્ન કરી દેતા; અને એમનામાં તો નિંદાનો સ્પર્શ સરખોએ ન મળે. એ ચારિત્ર્યજ વારે વારે યાદ આવે તેવું છે. તેમનો જોટો દુનિયાભરમાંએ ન મળે. માજીની સાથે રહેતા; માજીનો સ્વભાવ ઉગ્ર પણ હતો. કોઇ વાર ભગતજીને 'તું' 'તાં' પણ કરી દેતાં અને વાઘણનું સ્વરૂપ ધારણ કરેલાં ઘણી વાર જોએલાં. તો પ્રથમ જ્યારે કોઇએ હરિજનની ઉપાધિ નહિ વળગેલી ત્યારે તો ભગતજી બિચારાને શુંએ કર્યું હશે ?. તુકારામ જેવા ભકતજનને જેમ સ્ત્રી દેવી હતાં તેવાંજ તેથી કોઇ રીતે ઉતરે તેવાં મહાદેવી શક્તિ-સ્વરૂપ નહોતાં. ઝાઝું લખાય નહિ; કલમ શરમાય છે. નિંદાની ઉપર લખ્યા મુજબ ચેતવણી છતાં વધુ ન લખાય; સમજનાર, સમજી જજો.

જ્યારે ભગતજી માટી લેવા ગામ બહાર ખેતરમાં જતા હશે, ગધેડાં હાંકતા હશે, મજુરી કરી થાકયાપાકયા ઘેર આવતા હશે ત્યારે

ઘરે બાઇસાહેબનો મિજાજ શે વાર્યો રહેતો હશે ! પાણી લાવવું, માટી ગુંદવી, ચાક ચઢાવવા; અને ચલમ કુજા, વગેરે ઘાટ ઘડવા. હાથ-ઘડીઆ કહેવાતા. ઘાટ બહુ ઉમદા બનાવતા. કુંભાર પૈકી કારી-ગરીમાં શ્રેષ્ઠત્વ ગણાતું. માંડ મજુરી કરી સાંજે આઠ આનામાં બાજરીના રોટલા પામતા; તેમાં તો સંતસાધુનો મોટો ફાળો આપવાનો હોયજ. ગાંજાસુલ્ફાવાળા "બેચાર ઠીકરી દે દે ભગત" કરીને આવવાવાળાનો તો પારજ નહિ. બિચારા આવી કઢંગી સ્થિતિમાં ટોચની દશાએ રહી માટીનાં ચુંથણાં ચુંથી, સંતસાધુની સેવા અને સત્સંગ કર્યાજ ગયા. મહેનત ધંધાની, એનો તો પારજ નહિ. વળી હાંલ્લાં પકવવાં, ભઠ્ઠીમાં બાળવા બળતણ, નીભાડો ખડકવો, વગેરે ઘણુંએ કામ. માગીને લઈ જનારા કેટલાક " ભગત ભોળા છે " કરીને આવે. આવી સ્થિતિમાં જેમ તેમ કરી દહાડા ગુજાર્યા. જાતે પ્રજાપતિ તે ખરેખર પ્રજાના પતિજ નીવડયા; માણસોને બરાબર ઘડી જાણ્યા. પોતે જાતે ધંધો ચલાવી, અસમાન સંસાર ખેડી, સ્ત્રીનાં રીસામણાં, મનામણાં, ટામણાં, ટુચકા વગેરે જરણાના જાપ જપી અખંડિત વસ્તુ ઉભી કરી અને ઉંચામાં ઉચું ચારિત્ર્ય દુનિયાની નજરે તરતું મૂકયું. ધન્ય એ વિરલા હીરલાને ! તું તો તારી દિશાનો એકલોજ થયો.

માજીની સાથેના પરસ્પર વિરોધ ગુણ હોવા. છતાં સહકાર કરી પોતે જીવન પુર્ણ શાંતિથી ગુજાર્યું છે. તેમણે અનેકની ઉપર કૃપા વર્ષાવી છે. પરંતુ ખુદ ઘરનુંજ માણસ એમને એમ રહેવા દેવામાં મહાન હેતુ શો હશે ? કાંઇ કાચા તો ન હતા; તેમ મમતા તો હતીજ કયાં ? પરંતુ જો એ પોતે આવા સમર્થ છે એમ જાણીને સેવાભાવે કર્તવ્ય કરે જાય, તો તેનો બદલો જોખી જોખીને આપવો પડે, તે બહુ વધી જાય તો શું આપવું એ સંકોચ થતો હશે; કાં તો ગુલાબ કાંટાના ઝાડમાંજ સુશોભિત દેખાય, અને ગર્વિત ત્યાંજ આનંદ લેતું હોય એવીજ મિઠાશ હોય તો તે નિયમ કોણ નક્કી કરે ? જેને ગુલા-બની જરૂર હોય તે સાચવીને કાંટા ન વાગે તેમ ભલે ઉપયોગ કરી

જાય. કમળના મૂળમાં વસતો દાદુર કમળની વાસ ન ચાખે; એ તો કાદવનો ભોગી. પરંતુ દૂર દેશનો કોઇ ઉડંત ભ્રમર :ઉડતો ઉડતો આવે ને કમળની દોસ્તી કરી જાય, તેમાં લીપટાઇ જાય, એવો ખેલ ભગતજીની સાથે તેમના સત્સંગીઓનો હતો.

ગોધરા ગામમાં વસતા ખુદ ઘરમાં ન ઓળખે, પાડોશી પોતાના ભાઈનુંજ ઘર તેમાં છેક સુધી અજાણુ. માત્ર છેલ્લા વર્ષેજ તેમના ભત્રીજા ભાઇ મોહનલાલમાં કંઇક જાગૃતિ જણાતી હતી. પરંતુ તે વિવાહ માંડ થાંભલે વીતે તેવે ટાણે. છેલ્લા જગાડી ગયા. ગામના બહુ જૂજજ આદમી લાભ લેતા. નિયમિત લાભ લેનારા ચાર આઠ; બાકી ફુરસદે પધારનારા અને બહારગામથી આવનારા સંખ્યાબંધ, કાફલા-બંધ અને પુનમીઆ જેવા પણ ખરા. આવી રીતે વ્યવસાય ચાલતો.

પણ પૂર્વ સ્થિતિમાં માજી સાથેનો વ્યવહાર કાંઇક બીજીજ ઢબનો હતો. મહુધે ગયા પૂર્વે કુંભારનો ધંધો પોતે કરતા. તે અરસામાં આપણાં માજીને પ્રથમજ અમદાવાદથી ગોધરે વળાવેલાં. પછી એકાદ માસે અમદાવાદથી તેડવા આવીને લઇ ગયા તે બે વર્ષ સુધી પત્તોજ નહિ. તેમનામાં પણ એક પત્ની તરીકેની જે લાગણી સામાન્ય પ્રાકૃત જીવમાં હોય તેટલી પણ ન હતી એ લખવાને પણ ઘણી શરમ માલમ પડે છે. અમદાવાદથી બીજી વાર આવીને તેઓ રહ્યાં હશે, ભગતજી બિચારા મૂગે મોઢે સહન કરીને પાકીને ગલગલ થઈ ગયા હશે; પરંતુ તેમની દયા પ્રભુ પોતે ખાય ત્યારે. એમ એમ સંસાર ચાલતાં વળી એક મિઠાઈવાળાને ત્યાં નોકરીએ રહ્યા. કેટલોક સમય વીત્યા બાદ વાંસનો વેપાર કર્યો. તેમાં પણ ખોટ ગઇ. જ્યાં વૈરાગજ આવીને ઉભો રહેવાનો હોય અને જે પુતળામાં ઇશ્વર પોતે પ્રગટરૂપે ખેલવાનો હોય તેને બીજે ધંધે ટકવાજ કેમ દે ? ફટકા મારી મારીને કશામાં ધ્યાન ન રહે એવી રીતે નિર્મોહ, નિર્લેપ, નિર્વિકલ્પ સ્થિતિ કરી મૂકે. એમ ક્રમે અનુક્રમે ભગતજી ધરાઇ ધરાઇને ઠેકાણે ઠર્યા. અને એવા ધરાયા કે અધુરાને પણ ધરાવી નાખે એટલું પીરસી દેતા.

# ખંડ ૪ થો.

---



ત્યાંથી કંઇક લ્હેણદેણ પોતાના મોટાભાઇ રણછોડદાસ સાથે થએલી. તેમાંથી ફારગત નહિ થઇ શકયા હોય કે ગમે તે કારણથી મહુધે જઇ રહેવાની ફરજ પડેલી. ત્યાં પોતાનો કુંભારનો હુન્નર સંભાળેલો. હાથઘડીઆ એટલે હાથકામની કારીગરીથી લોક રીઝવતા. ત્યાંના કોઇ કુંભાર ભેગા પોતાનો ધંધો ચલાવતા, ત્યાં રોટલા, લુગડાંના વખાના મારે નોકરી જેવું કર્યું હતું; પણ થોડાજ સમયમાં સ્વતંત્ર જેવું ચલાવતા થયા. ધંધો ઓછી મુડીનો અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ બુદ્ધિ, એટલે વ્યવસાય ઝટ ગોઠી જતો, અને વળી પરમાત્માના પૂર્ણ કૃપાપાત્ર એટલે કોઇ જાતની ખાસ ઉણપ તો રહેતીજ નહિ. ત્યાંથી પાછા ફરતા પહેલાં પણ સત્સંગ, સમાગમ, સાધુસંતસેવા વગેરે કરવા કદી ચૂકતા નહિ. ગમે તેવી કામની ધમાલમાં સંતસાધુ જુએ કે કામ પડતું મૂકી પ્રથમ સેવા અને સત્સંગ કરતા.

અનેક સાધુસંતની સેવામાં કોઇક તો મળી જાય. ‘ ના જાણે નારાયણ કહા વેષમેં મીલ જાય, ” એમ તેમની બધી સેવાનું ફળ એકજ સંત પરિપૂર્ણ બ્રહ્મરૂપથી થયું. કેડે દોરડું બાંધે, એક કૌપિન વસ્ત્ર જેવું કદી વીંટે અને કદી દિગંબર, એવી અલૌકિક મસ્તમૂર્ત શરીરે પુષ્ટ, હાથમાં ગોળના માટલાની ઠીબ લઇ ચાલવા નીકળે. રાતના સ્મશાને પડી રહે અને અઘોર મંત્રવાળા હતા એમ ભગતજીના સ્વમુખે સાંભળેલું છે. એમનું નામ ભગતજીએ પૂછયું હશે તો કહે કે “દેડ” એમ કહેતા. માત્ર ગામમાં ફરતા ફરતા કોઇની પાસે માગે તો ફકત ભગત પુરુષોત્તમ પાસેજ. કહે કે “પુરુષોત્, કુચ બી દે,

દે, દે, દે! કલ્યાણ હોગા." કંઇ ને કંઇ તે ગરીબ પુરુષોત્તમને ત્યાં શું તૈયાર હોય? રોટલા ને છાશ ધરી દે. પૂર્ણ સંતોષથી બચકું ભરી લે.

ગામમાંથી કુતરાં બિલાડાં મુએલાં ઘસડી જાય એટલે લોકો ગાંડો જાણી હેરાન ન કરે. ઠીબ લઇ ગામમાં રખડે અને લોકો જે આપે તે ખાયાજ કરે. કુતરાંનું ટોળું તો એમની સાથેજ હોય, પોતે ખાતા જાય અને કુતરાંને પણ ભેગું ઠીબમાંજ ખવડાવે. 'ખાઓ, બાપા ખાઓ.' એમ કરતા જાય. કોઇ છાણ માટી વગેરે નાખી હેરાન કરે તો છાણ પણ ખાઇ નાખે; માટી પણ ખાઈ નાખે. કોઇ વાર કોઇએ નર્ક પણ નાખેલું. જ્યાં અભેદ વસ્તુ ભરી છે, માટી, પત્થર, સોનું, સર્વ સમાન છે એવી મસ્ત ખોપરી ગમે તે ખાયાજ કરે, તોય પેટ ખાલીનું ખાલી–એમને એમજ. એક જણે પરીક્ષા કરવા ચારેક તોલા સોનાની લગડી આપવા ધરી, અને લેવા વિનંતી કરી. ઉપર થૂંકયા અને બોલ્યા, 'થૂ' એવી વસ્તુ પર. આવી નિસ્પૃહી નિર્લેપ, અદ્દભુત ખોપરીવાળા તે આપણા મહાન તારક પુરુષોત્તમરામ ભગતજીના ગુરુ થયા.

ગુરુપદ કે શિષ્યપદ પણ જ્યાં નથી એવા પરિપૂર્ણ બ્રહ્મસ્વરૂપ તે પોતે હતા. તેવા મહાન પારસના શિષ્ય તે ભગતજી પુરુષોત્તમરામ હતા. બાપ તેવા બેટા, ગુરુ તેવા ચેલા, બાપધન બેટો ખાય, ગુરુની ચાવી ચેલાનેજ મળે. અસ્તુ! ગુરુ તેમના મહાજ્ઞાની હતા. પોતાનું નામ પણ ન દે. ગામ–ઠામ કશાની તમા હતીજ નહિ; અને તેનું ભાનજ શાનું હોય! જ્યાં શરીર છે કે નહિ તેનું પણ બેભાન, જાગૃત કે સ્વપ્ન તે પણ સમાન છે, જ્યાં એવી મસ્તી હોય ત્યાં શી વાતનો વ્યવહાર હોય! એમની મોજે મોજ કરી લો. પળ સાચવતાં આવડે અને તેમને કોઈ પણ રીતે ઉપયોગી થઇ પડાય, એવો હૃદયનો ઉકેલ એજ તેમની કૃપા મેળવવાનો એકજ ઇલાજ પછીથી તો તેમનો પ્રભાવજ અસર કરી દે.

સ્મશાનમાં રહે, ત્યાં ભગતજી રોટલા લઇ રાતના બાર વાગ્યા પછી પહોંચી જાય. એમ કેટલોક વખત ચાલ્યું. ભગતજીને એક વેળા તે સિદ્ધ પુરુષે ચમત્કાર દેખાડયો. પાંચ સાત વાઘ છોડી મૂકેલા. ધુણીથી તાપતા બેઠેલા મહંત દૂરથી ખેલ જોયા કરતા હતા. પુરુષોત્તમ ભગત દૂરથી આવતા હતા, ત્યાં તો રસ્તામાં વાઘ સામે થતા આવતા હતા. ખાઉં, ખાઉં ? કોની માએ શેર સૂંઠ ખાઇને જણ્યા છે, કે બાપે ધીરજનો પાઠ પઢાવ્યો છે, કે વાઘની સામે ટક્કર ઝીલવા હિંમત કરે ? પણ સમર્થ ગુરુના સમર્થ ચેલાની લાયકાત પ્રથમથીજ હોય. પુત્રનાં લક્ષણ પારણામાંથી ને વહુનાં લક્ષણ બારણામાંથી. તેમ ભગતજી તો જન્મનાજ નિર્ભય. નિશ્ચિતપણું પણ જન્મ સાથેજ લાવેલા એટલે નીડર રહી, ખમચાયા વગર, ચાલે આવતા હતા.

અંધારી ભયંકર અઘોર રાત્રી, વળી સ્મશાનની ભૂમિ, મડદાની રાખ થઇ ગએલી ઢગલીઓ, હાડકાંના છૂટા રખડતા કડકાઓ, હાડકાંમાંથી કંઇક ફોસફરસ જેવો ચમકતો પ્રકાશ, કોઈ સ્થળે અડધું કે આખું મડદું બળી રહ્યું હોય એવો લાલ રંગનો પ્રકાશ, ધુમાડો આકાશે વળતો હોય, કે પવનથી ઢુંચાઇ ચોતરફ ફેલાતો હોય, કે તાજા રોતા કકળતાની વચમાં મડદું લઇ ચાલતા લોકો, આ ઠાઠમાંથી રાતના બાર વાગે સામા વાઘ છોડી મૂકેલા. તે સામા મળતાં કીયા પુરુષનું કાળજું ધડકયા વિના રહે કે ફાટી ન જાય ? પુરુષોત્તમ ભગત તો બેફાટ નીડરપણે ચાલ્યા આવતા હતા. કદાચ મનને પરાણે રાખ્યું હોય એટલામાં વેગળેથી સિદ્ધ મહંતે બૂમ મારી કે પુરુષોત્, ચલે આ; ગભરાના નહિ, એ કુત્તા કયા કરેગા ? ચલે આ બચ્ચા. ભગતજી ચાલતા નિર્ભય, સાજાસમા પહોંચ્યા. મહંતજીને પગે લાગી, હાથ પગ દબાવી, રોટલા ને છાશ ધરી દીધાં. સિદ્ધ આરોગી ગયા.

આમ થોડોક કાળ ચાલ્યું હશે. તેમાં પૂર્ણ ગુરુકૃપા, ઇશ્વરકૃપા અને પૂર્ણ લાયકાતે પરિબ્રહ્મ પ્રગટ થવાનો દિવસ આવી પહોંચ્યો.

એક ટાણે મહંતજીએ કહ્યા પ્રમાણે યોગમાર્ગ ચલાવે જતા હશે. શું, તે ભગતજીએ કદાપિ જાહેર કર્યું નથી. મૂગા ગુરુના મૂગા ચેલા. ભરમની ચાવી ભરમમાંજ રાખી. વધુ વાર લાગી. કોઇ અભ્યાસ કરતા હશે એમ અનુમાન કરીએ. રોટલા લઇ જવાનો સમય વીત્યો. ગુરુજી સિદ્ધ. સિદ્ધનો સંકલ્પ સિદ્ધ. ભગતજી કેમ હજી ન આવ્યા એમ સહેજ થયું હશે. નિરિચ્છિત સ્થિતિમાંથી સહેજ સ્ફૂર્ણ સંભવેજ નહિ; છતાંએ જો થયું તો સર્વે એકદમ સિદ્ધ. પરમાત્માએ ભગતજીનું રૂપ ધારણ કર્યું. હાથમાં ભગતજીની જેમજ રોટલા ને છાશ સાથે લઇ પૂર્ણ તેવોજ વેશ ધર્યો. પરમાત્મા પોતે અનેક રૂપ ધારણ કરી સૃષ્ટિચક્ર ખેલી રહ્યા છે. ન્યારા રહીને વળી ખેલાવી રહ્યા છે; તેને એક ભગતજીનું રૂપ લેતાં કેટલી વાર? અને તેવી આબેહુબ તેજ મૂર્તિ. જ્યારે ભગતજી તેમનુંજ ધ્યાન ધરી તેમનામાં મસ્ત થઇ દેહભાવ વીસરી જાય તો તે દેહનાં અટકી પડેલાં તેટલા સમયનાં નિર્માણ કરેલા પ્રારબ્ધનાં કર્તવ્યો પોતે કરવાંજ પડે, તેમાં કોને સપાકું ચઢાવે? પરંતુ એકતા સાચી હોય તોજ, બાકી એવો લીસો કે છેતરાઈ જાય તેવો તે થોડો છે!

ભગતજીનો વેશધારણ કરી દુનિયાનો માલીક નીકળ્યો. ભગતજીના અંતરમાં રહેલો હિરંણ્યગર્ભ ઇશ્વર સગુણ રૂપ લઇ રૂપાન્તર બનેલો ચાલ્યો. મહંત પાસે રોજના ક્રમે કર્તવ્ય કરી દીધું. હાથ પગ દબાવ્યા; રોટલા ને છાશ ખવાડી પીવાડી પાછા ફરે છે. સમર્થ સંત સિદ્ધ મહંત પોતે અંતર્યામી રૂપજ હતા એટલે પ્રયાસ વિના જાણી શકે એવા અંતર્યામી, અંતરગામી હતા. પરંતુ તે વૃત્તિ થાય તો જુએને કે આ કોણ આવ્યું? એ તો રોજ ભગતજી આવે છે, તેમ આ ભગતજી આવીને ખવાડી ગયા એમ રોજના ક્રમથી ચાલ્યું. વેશધારી રણછોડ અનેકનું ઋણ ચૂકવનાર, રણ છોડનારો રણછોડ થોડેક જાય છે ત્યાં તો ખરા ભગતજી પુરુષોત્તમ ચાલી આવે છે. પેલા રણછોડજી તો ગૂમ થઇ

ગયા. ભગતજીના હાથમાં રોટલા અને છાશ નિત્યનિયમ પ્રમાણેજ. પરંતુ મોડું થવાથી ગુરુભક્તિમાં ખામી આવી જાણી અને ગુરુજીને ભૂખે માર્યાનો ભાવ આવવાથી શીયા વીયા થઇ ગએલા. ઉતાવળા હાંફળા ફાંફળા, હાંફતા અને બને તેટલી ઝડપે ચાલતા, ગભરાયલા અને શોકાતુર ચહેરે ગુરુજી તરફ ચાલ્યા આવે છે. ધન્ય ગુરુભક્તિ અભેદ ભાવ! નિશ્ચિત સેવા સફળ થવાનો સમય! અનેક જીવોના ઉદ્ધાર કરનાર જગતના મહાન તારકને જ્ઞાનરૂપી અંજલિથી પ્રગટ થવાનો શુભ દિવસ આવી પહોંચ્યો. ભગતજીને જોતાંજ સિદ્ધની અંતરવૃત્તિ થઇ. તેમને થોડી સમાધિ કરવી પડતી કે વાર લાગે? કે આમ આસન કરે, સમાધિ ચઢાવે, જુએ, વગેરે કષ્ટ કરવાં પડે? તે તો સર્વદા ફાટી આંખે, આંખ મીંચ્યા વિના તેમની તેમ સ્થિતિએ જેમ બેઠા હોય તેમને તેમજ જોઇ શકતા, તેવા અંતર્યામી તે પોતે હતા. વૃત્તિ થતાંજ કળી ગયા કે ભગતજીને બદલે રણછોડજી પોતે ખવાડી ગયા. ભગતજી આવીને જેવા પ્રેમાશ્રુથી માફી માગતા રોટલા ને છાશ હેઠે મૂકે છે કે તરતજ બોલ્યા કે 'પુરુષોત્! **અબી તુ કાયકુ લાતા હે? એ રણછોડીઆ ખીલા કે અબી જાતા હે; દેખ, દેખ; વો જાતા હે, અબી તુ મત લાના. જા આનંદ હોગા.'** આનંદ હોગા બોલીને માથે હાથ મૂકયો.

સંત માથે હાથ મૂકે નહિ અને મૂકયો તો તે બધી સંતની કળ તેજ ક્ષણે તેમાંજ રોપી. ભલે જ્ઞાન માટે વર્ષો ને વર્ષો આથડો; ચોપડાં, પાનાં, પુસ્તક, વેદાન્ત, ઉપનિષદ્, ન્યાય, વ્યાકરણ, મિમાંસા, ભાગવત, ગીતા ભણો, માથાં પકાવો; યોગી બનો, હઠયોગ કરો, રાજ-યોગ કરો, ચોરાશી આસન કરો, મહેનત કરી કરી આથડયા કરો, જુગોજુગ પ્રયાસ કર્યા કરો; પરંતુ સેવા, અને આવા સંતનો સમાગમ નિશ્ચિત ભાવે થયાં નથી, દુનિયાના વ્યવહારમાંથી પરવારી સાધુસંત ઉપર ભાવ નથી થયો ત્યાં સુધી છેટાં છે, હજારો ગાઉનાં

અંતર પડેલાં છે. કહે છે કે ઇશ્વર પ્રગટ થતાં એક ફૂલ ચુંટવામાં શ્રમ પડે છે, તેટલોએ શ્રમ તેમાં નથી, અને ઇશ્વર અને આપણી વચમાં પાતળામાં પાતળા કાગળથી પણ ઝીણું પડ છે તેટલુંએ નથી. નરસિંહ મહેતા કહી ગયા છે કે:–' એક લીંબુ લ્હેકાવતાં રાજ્ય લેવું.' લીંબુ ઉછાળી પાછું પડે એટલી વારમાં પરમાત્માને મળી જવાય એટલું સહેલું છે. એક રાઈનો દાણો ગાયના શીંગડા ઉપર ઠરે એટલીએ વાર પોતાના સ્વરૂપની પ્રાપ્તિમાં લાગે તેવી નથી. છતાંએ વર્ષોનાં વર્ષો લગી પાઠ, પૂજા, વેદાંત લવ્યાજ કરો; પણ એ જ્ઞાનની તો ઝાંખી સરખીએ જણાતી નથી. દેવ, દેવી, આરાધના, ધ્યાન, ધારણા, સમાધિ, ખટશાસ્ત્ર વગેરે સાધન સંપન્નતા, ઉંચ, નીચ, જ્ઞાની, અજ્ઞાની, પાપી, મૂર્ખ, પરમાત્મા પ્રગટ થતાં ક્યાં જુએ છે? કરોડોમાં એકાદ, સૃષ્ટિમાં કોઇ એકજ આવી પૂર્ણ સ્વરૂપની મૂર્તિ તો હોય; બાકી તો દુનિયાદારીના દેવ દે'રામાં ભૂલા ભમતા અને આખી જિંદગીમાં કાંઈ પણ મળ્યું નથી એમ દીલમાં સમજી તાળો બેસાડવાવાળા જીવ પણ કવચિતજ. તેવા સત્ય જાહેર કરવાવાળા શુદ્ધાત્માઓને પણ જ્ઞાનીજ કહેવા, કે એટલું સત્ય દીલમાં પેદા થયું. આખી જિંદગી ટીલાં ટપકાં, પાઠપૂજા, જ્યાં ત્યાં દેવ દહેરામાં, તીર્થમાં, સ્નાનાદિક કર્તવ્યોમાં, દુનિયાને તે દિશાનું ભાનજ નથી, જો કહેવા દોડા તો આખા ને આખાજ ગળી જાય; નહિ તો મારવા દોડે; નહિ તો ઉલટી શિખામણ આપવા બેસે.

આપણા પુરુષોત્તમ ભગતે તો ગુરુ પ્રસાદનો સ્વાદ ચાખ્યો તે ચાખ્યો. ત્યારથી તેજ દિવસે વગર પ્રયાસે વસ્તુરૂપ થયા. પૂર્ણ ગુરુથી પૂર્ણ ચેલા પાક્યા. ત્રિકાળજ્ઞાન, ત્રણે ભુવનનાં દર્શન, અંતર્યામી સર્વસિદ્ધિ, સર્વખજાનો, મનોગામી, વગેરે જે જે ઐશ્વર્યની ઇશ્વરી ગતિ તે બધી ગુરુદેવે ભગતજી પુરુષોત્તમના સ્થૂળ દેહમાં પ્રગટ કરી મૂકી. હવે ભગતજી બદલાઇને પૂર્ણ પુરુષોત્તમ થયા–પૂર્ણ વસ્તુરૂપે

વ્યાપકરૂપ થયા. જ્ઞાન દીક્ષા દેતા અને વળી "આપ આધીન થઇ દાન દેવું" તેમ પોતે આધીન થઈને જાણે સર્વને જ્ઞાનદાન દેતા.

એવા સમર્થના સમર્થ ચેલા ભગતજીના દેહનો પણ ભાવ ફર્યો. દેહ પણ તે દિવસથી દૈવી ભાવવાળો દિવ્ય દેહ, દેખાવા લાગ્યો. તેમના દેહ તરફ જોતાંજ કંઈક દિવ્યતાનું દર્શન થતું–ભાન થતું. તે વખતે તેમની ઉમર ૨૧ વર્ષની હતી. આટલી નાની વયમાં આટલી બધી શક્તિ અને આ સમર્થતા કાચી વયમાં, ગદ્ધાપચ્ચીસીમાં કેમ પચે? પણ સમર્થ સિદ્ધ ગુરુ મહંતે કૃપા કરી, ભેગી પચાવવાની શક્તિ પણ બક્ષીજ હશે. બધુંએ પચાવ્યું. પચાવ્યું તે પોતે એકવીસ વર્ષની ઉંમરથી તે પચાસ વર્ષના થયા ત્યાં લગી, અને એકાવન એટલે વનમાં પેઠા ત્યાંથી ગુપ્ત રત્નને બહાર ચમકવા પરમાત્માએ સંજોગ ગોઠવી દીધો. ઢાંકેલું રત્ન પડ ઉખડતાં એકદમ પ્રકાશ ફેલાવે છે તેમ ભગતજી જેવું મહાન સમર્થ સિદ્ધનું પુતળું બહાર આવવા* કંઇક લોકને જાગૃત કરવા ઝળક્યું. "સંત દિશાસે હોત હે સ્વાંગે સંત ન હોત" તેવી સંપૂર્ણ સંતની રહેણી કોઈ પણ રહેણીની જરા પણ ક્યાશ ન હતી.

એકત્રીસ વર્ષ સુધી ગુપ્ત રહી અનુભવ ખૂબ ઘૂંટયો અને આજ સુધી થઇ ગએલા સંતો, સિદ્ધ પુરુષો વગેરે દરેકની *સ્થિતિને જોવાની ઘરને ખુણે બેઠે શકિત મળી. એટલે બધું જોયાજ કર્યું. દરેકના અનુભવ અનુભવી લીધા; દરેકની રહેણી જોઇ લીધી. અંતરવૃત્તિથી અંતરમાં નીરખીને જ્યાં જે ધારે તે કરી શકે એવી સિદ્ધ દશા આવે ત્યાં શું કમી હોય? દરેક મુકતાત્મા સૃષ્ટિમાં પોતાનું જીવન કેમ ગુજારી ગયા, દરેકના જ્ઞાનમાં શું ફરક હતો, વસિષ્ઠ જેવા સમર્થનો અનુભવ અમુક હતો, ભગવાને શંકરને, શંકરે વ્યાસને, ઢીમર ગુરુએ નારદને, વ્યાસે વસિષ્ઠને એમ ઉધરી આવતું

જ્ઞાન તે શું ? એ બધું જોઈ લીધું. સમર્થ કબીર જે ક્યાં ત્યાં ગવાય છે, નરસિંહ મહેતા, મીરાં, તુકારામ, ગોરો, અખો, બ્રહ્માનંદ, છોટમ, પ્રીતમ, ધીરા ભગત, નીરાંત, બાપુ, રવિદાસ, ભાણુ સાહેબ વગેરે અનેક ભક્તનાં ચારિત્ર્ય જ્ઞાનચક્ષુથી જોઈ ગયા. દરેક સાંસારિક જીવનજ ગાળી ગયા છે એમ પણ જોઈ લીધું, એટલે સ્ત્રી વગેરે છેવટ લગી સાથેજ રાખી. અનેક મુક્ત, જીવનમુક્ત, વિદેહીઓના, મરજીવાના ઉત્તમમાં ઉત્તમ રહેણીના નમુના અનુભવી અંતરથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ રહેણી શું અને જગતમાં વિના ઉપાધિએ શ્રેષ્ઠપૂર્ણ કેમ રહેવાય તે નક્કી કરી પોતે સરળમાં સરળ, ઉત્તમમાં ઉત્તમ રીતિએ રહેતા હતા. લખવાને વાણી અપૂર્ણ છે.

તેમની રહેવાની ગતિ ક્યાંથીએ કાઢી હશે કે તદન સાદા મનુષ્યની જેમજ બોલવું ચાલવું વગેરે હતું. ભૂલથી પણ કદી જ્ઞાન વેરી નાખતા નહિ. આમ તો ઘણાજ ભોળા દેખાતા અને દયાળુ ને દયાના સાગરજ હતા અને અનેકનો વિશ્રામ હતા. ગુપ્ત રીતે જેવા ભાવથી જે જે આવતા તે સર્વને તેજ ભાવથી મદદ તેટલીજ પૂરી પાડતા. કલ્પવૃક્ષ નીચે બેસતાં જે ઇચ્છા થાય તે પૂર્ણ થાય, પરંતુ જે એમ સમજીને ઇચ્છા કરે તેને. એમજ ભગતજી પુરુષોત્તમરામ તો તેવા કલ્પવૃક્ષપણે ખેલી ગયા. ત્યાં આવેલો જીવ જે ઇચ્છા કરી ગયો તે જીવ તેજ વસ્તુ લઈ ગયો. પરંતુ કોઈ પૈસાની ઇચ્છાથી, તો કોઈ યોગી થવાની, કોઈ સમાધિ, તો કોઈ હઠયોગ શીખવાની તો કોઈ છોકરાં લેવાની ઇચ્છાથી આવતા. વળી કોઈ વેદાંતી થવાએ આવતા, કે મોટી મોટી જ્ઞાનચર્ચાઓ ચલાવી તેમનું માથું પકવી કાઢતા. આવી વિટંબણા વેઠતાં છતાંએ વળી કલ્પવૃક્ષ જેવાજ.

જે ઇચ્છા કરો તેવા રૂપે જ્ઞાન લેતા દેતા. કદાપિ કટુ વચન કે ક્રોધ કે અણગમાનો શેરડો સરખોએ તેમના પવિત્ર મુખાર્વિંદ ઉપર કોઈએ કદી જોયો નથી. પછી જ્યાં અનેકની ખેંચતાણ તેમને લઈ જવાની

હોય ત્યાં તો ખેંચતાણુવાળા-જીવદશાવાળા લઢી મરો તેમાં તે શું કરે ? બાકી તેમાં પણ પતાવટ કરીજ દેતા, અને એવી ખુબી વાપરતા કે સર્વેનું સમાધાન થઈ જતું; એ તો કોઈ મોટી ખુબી હતી. સર્વેને ચેં ચેં પેંચેં કરવા દેતા અને આખર આવે એટલે થોડામાં બેચાર વાકયોમાં પતાવી આપતા. જેમાં ઈશ્વરી સત્તા પ્રગટ હોય, તેમની વાણીમાંજ એટલું બળ હોય કે વિદ્યુત માફક સામાને ધારી અસર એકદમ સામટા જેટલા હાજર હોય તેટલાને કરી મૂકે. આ તે સંતનો પૂર્ણ પ્રભાવ.

આવી પૂર્ણ ખુબી જેણે નજરે જોઈ હોય તેવાની વચમાંથી પુરુષોત્તમ ભગતજી અદૃશ્ય થાય; હંમેશને માટે જોવા નથી મળવાના એમ તત્ત્વે તત્ત્વ ભળી જાય, તો કયા પાષાણહૃદયને લાગ્યા વિના રહે ? ભગતજી વિદાય થઈ જઈ, પોતે પણ અનેકના જીવનના જીવ, બધાં ખોળીઆં સૂનાં રોતાં મૂકી સદાને માટે ચાલી ગયા. એ વહાલા પ્રભુ ! તું ચખાડી ચખાડી હવે શે ચાલી ગયો ? હશે; પોતે પોતામાં ભળી ગયો. તેમણે તો બને તેટલું વહેંચ્યું; પણ પાત્ર વિના રસ ક્યાં ડરે ? જેને સમૂળું મનજ નહિ એવી વિપરીત જ્ઞાનની ટોચની દશાના સંપૂર્ણ સંતની અદ્દભુત ખોપરીને કેમ રીઝવવા ? અદ્ધર માર્ગ; નીસરણી વિના કયાં ચઢો ? વિહંગમ માર્ગવાળાજ ફાવે; ઉડીને પહોંચવા જેવા આકાશગામીના માર્ગે સમર્થ ગુરુના સમર્થ ચેલાઓ પહોંચી જાઓ ! ગુરુદેવ સર્વની રાહ જુએ છે. વ્યાપક થઈ તમારી લીધેલી દીક્ષાની કસોટી કરી હજીએ ગોઠવેલી કળથી ખેંચી રહ્યા છે; રખે વિશ્વાસ તોડો. વિશ્વાસમાંજ વિશ્વંભર છે. હજી દેહ મૂકી ગયા, પણ સામર્થ્ય નથી ગયું.

## ખંડ ૫ મો.



પોતાને સિદ્ધ સંતની પ્રસાદી મળી ત્યાર પછીથી ભગતજીને બે પુત્ર થએલા. વારાફરતી બન્ને માતાપિતામાંથી પરવારી મુક્ત થએલા. એક સાત વર્ષે અને બીજો મોટો બાર વર્ષની વયે, એમ નરસિંહ મહેતાવાળું "ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ" થયું. પરણાવવા કરવાની કે પાછળ નામને–પોતાના જ્ઞાનને રખેને કોઈ વારસ કલંક લગાડે માટે હયાતીમાંજ વિદાય કરી દીધા. સમર્થતા ક્યાં ઓછી હતી! ચુકાવી દીધું લેણદેણ. ગુપ્ત કળ કોણ જાણે? ભગત ઠગ્યો ન જાય. એક ભગત ઠગાય તો વૈકુંઠપતિ લાજે. ભગત ભોળા ખરા પણ મુકામમાં ચોક્કસ, રહેણીકરણીના ખાંડાની ધારે ચાલવાવાળા, બળતા કોલસાના આહારવાળા, દુનિયાના અણીદાર ચળકતા ભાલા ખાવાવાળા, એ તો સિદ્ધ સિદ્ધાંતના ભોગી, રહેણીના શુરા અને વચનના પુરા, પૂર્ણ પુરુષોત્તમ ભગત; જેસા તેસા નહિ. છોકરાઓ માટે ખાસ જાણવાલાયક નથી એટલે એ ઉથામવા જરૂર નથી. તેમ માજી માટે ટૂંકમાં લખ્યું છે; હાલ તેટલું બસ છે. આગળના સત્સંગીઓ જેમ પ્રસંગમાં આવતા ગયા, ત્યારથી પ્રસંગોમાં જે સત્સંગી તરીકેના સમાગમોમાં તેમનો જે ભાગ ભજવેલો હશે તે ઉપરથી સમજાશે.

મહુધે લગભગ દસેક વર્ષ કાઢ્યા પછીથી અને જ્ઞાનદીક્ષા પછી ટૂંક સમયમાંજ ગોધરે પાછા ફરેલા. સાંસારિક બાબતના પૂર્ણ વૈરાગ્ય અને ગુપ્ત જ્ઞાનના પ્રભાવના બળથી અને ઘરમાં આપણાં માજી તરફના કંઈક અસંતોષથી કે તેવાં બીજાં પ્રતિકૂળ કારણોથી ચાર વખત

નાસી ગએલા. પહેલી વાર નાસી ગયા તે ઉપરામ વૃત્તિ ઘણી થવાથી રૂપીઆ સોને આશરે લઈ ભાગી ગયા. કાશી તરફનાં યાત્રાનાં સ્થળ જોઈ વળ્યા. અલ્લાહાબાદ, હરદ્વાર, ઋષિકેશ, જગન્નાથ, વગેરે બધું જોઈ વળ્યા. બીજી વેળા નાસી ગયા ત્યારે શ્રીનાથજી, ગોકુળમથુરાં, વૃંદાવન, દ્વારકા વગેરેની યાત્રા પણ કરી. ત્રીજી વાર પાછા ફરી ડાકોરજી સુધી ગએલા જ્યાંથી પાછા પકડી લાવેલા; અને ચોથી વાર થોડાક દિવસમાં પાછા ફરેલા, અને પછીથી તે ઉધામો કરવાની સ્થિતિજ બદલાઈ ગઈ.

પ્રથમ ગયા ત્યારે ચાર માસે પાછા ફરેલા. ત્યાં નવીન કશુંજ ન હતું; માત્ર હરદ્વારમાં કે ઋષિકેશમાં ધર્મશાળામાં ઉતરેલા. ત્યાં બારણું વાસી ભજન ગાવામાં મસ્ત થએલા રહેતા. જોડેની ઓરડીમાં મુંબઈના કોઈ શેઠ ઉતર્યા હશે તેમના સંઘ જેવું હતું. ભગતજીની હૃદયભેદક માર્મિક ભજનની ધૂન સાંભળતાં હૃદય ખેંચાયું અને ભગતજીને બારણું ઉઘાડી બીજાને સંભળાવી લાભ આપવા કહ્યું. અપરિચિત હોવા છતાં આત્માની સગાઈ તો દરેકને છેજ છે. એ ભ્રાતૃભાવ આપણા હિંદુઓમાં ખાસ છે, એટલે તેવો વ્યવહાર ચાલે છે. ભગતજીએ શરમાતે ચહેરે બારણું ઉઘાડયું. કેટલાક ભાવિક યાત્રાળુઓ ભજનતત્ત્વના રસીયા, કાનની મિઠાશવાળા રણઝણુ મધુર સ્વર ભગતજી પાસેથી શ્રવણ કરવા ભેગા થઈ ગયા. ભગતજી તમા વગરના એટલે ટોચના જ્ઞાનનાં ભજન દરેકના હૃદયની ભૂમિ તપાસીને તીરની માફક છોડવા લાગ્યા. ભજનની ધારી અસર થવાથી બધા દાસ જેવા થઈ ગયા. પરંતુ અહમ્‌નો કાંટો બધાના હૃદયમાંથી નીકળવો તે કેમ બને ? એટલે ભાવથી ભગતને બોલાવતા પણ પગે ન લગાય. કંઈ સંચિત કર્મનો ભારો અટકાવે; અને સેવાભાવ વિના આવા સમર્થ સંત ભગતજી મળવા છતાંએ કીયા પુણ્યથી ભગતજી વિના કારણે જાગ્રત કરે! પરંતુ સંત તો દયાળુ, જાણે અજાણે થોડુંક ચખાડયા વિના રહે નહિ. પોતાને અહમ્ નહિ, તમા નહિ, ત્યાં સામો આદમી ક્યાંથી પિછાણે!

બીજે દિવસે જમવા વગેરે માટે ભગતજીનો ભાવ પુછાયો. તમાજ નહિ. ઇચ્છા કરેજ શાના! ભગતજી શું જ્ઞાનનું પુતળું છે તે કોણ જાણે! અંદર કંઈ કળ ગોઠવાઈ ગઈ છે અને શું ગતિ છે એ કોણ સૂક્ષ્મ બુદ્ધિથી કળે! ઘણાંનાં કલ્યાણ વસ્તુ મળ્યા છતાંએ આમ અચકયાં,—

"હીરાની પરીક્ષા રે, ઝવેરી હોય તે જાણે." (ધીરો)

એમ ઝવેરીની દુકાને બેઠેલો હીરાની પરીક્ષા જાણે. સંતની ઓળખ કેમ થાય એ મોટો સવાલ આડો આમ પડયો છે. દુનિયાના ચાલુ ચીલાનોજ માર્ગ જોયો હોય ત્યાં, અંતરજ્ઞાન અને આત્મા એજ ઈશ્વર, અને પાસે છે, બહાર નહિ; સર્વ શક્તિમાન તે સ્વે સ્વરૂપ પોતે એ સહેલી કુંચી—

"સંત વિના શુદ્ધ મારગ કોણ બતાવે."!

જમવાનો આગ્રહ ભગતજીને ઘણો કર્યો પણ 'પૈસાનો ફાળો બીજા ભેગો મારો લો તો જમું' કહીને 'હા' પડાવી ભેગા જમ્યા. જમીને પૈસા ચૂકવ્યા હઠ કરીને. ત્યાંથી બીજે યાત્રામાં આગળ સાથ કરવા બધાએ ઘણોજ આગ્રહ કર્યો. પરંતુ અસંગી સર્વ થકા તે વળી સંગ કરે? સાથ તોડી એકલાજ મસ્ત ફર્યા અને પછીથી ગોધરે પાછા ફરેલા. ન મળે કોઇ દોસ્ત કે ન મળે કોઈ સાથી કે સત્સંગી; સદાકાળ એકલાજ વિચર્યા છે. માત્ર ગાવાની મંડળી વખતે તંબુરાનો સાથી તેમનો ભાણેજ; તે પણ તેજ નામનો હતો. તે બન્ને મામાભાણેજનો કંઠ એક સરખો મીલાવટનો હતો, તેથી ટંકાર થઈ રહે તેમ ગાયા જતા. હજારો માણુસની મેદનીમાં ગુપ્ત પુરુષોત્તમ ભગત તેમના ભાણેજ પુરુષોત્તમની જોડે તંબુરા મંજીરા ખખડાવે ત્યારે સાંભળવા લોકો ઘેલાતુર થઈ જતા.

વેજલપુરના બહેચર ભગત, એક સારા ભજનની લ્હેના બુલંદ અવાજે ગાનાર, એક ભજનાનંદી પુરુષ, પુરુષોત્તમ ભગતના સાથી હતા. ભગત પુરુષોત્તમ ગોધરાથી આજુબાજુનાં ગામડાંમાં તથા છેક

ડાકાર સુધી વચલાં સ્ટેશનોના ભગતોમાં ગાવા જતા, ત્યારે અગાઉથી મંડપ વગેરે મોટા ઠાઠ જામી જતા અને ગામલોકો સામૈયાં કરતા. ગામ બહાર લોકો આવે અને ભજનમંડળીને વધાવી લે; આ સામૈયાં કરી ગામમાં વાજતે ગાજતે લાવી રાતના આખી રાત ભજન લલકારતા. બે ત્રણ દિવસ મિષ્ટાન્ન વગેરે ચાલે અને રાતના ભજનની લૂંટાલૂંટ થઈ રહે. બધાની વચમાં ગાવાની હરિફાઈ ચાલે; એક જણ એક ચોકડી પુરી કરે, ત્યારે બીજો ઉપાડી શકે. ચાર ભજનની ચોકડી. બધાંની વચમાં જેને બધા ગાવા રજા આપે તે તો મોટું માનવંતું લેખાતું. ભગતજીને તો ગાઇ ગાઈને ગળું રીઢું રાખવું પડતું. તેમની મિઠાશ તો છૂપી રીતે અસરવાળી એટલે વળી વળીને તેમને ગાવા સોંપાતું. શી વસ્તુ ભગતજીમાં ભરી છે કે આટલી ખેંચતાણ કરાવે છે તે કોઇ સમજી શકેલું નહિ. તે છેક એકાવન વર્ષની વય થઈ ત્યારે ઇશ્વરને થયું હશે કે હવે હદ થઈ. આવું રત્ન છૂપું જાય તેમાં ખેલ શું ? સહેજ ચમકારો થવા દો. કંચન, કામિની, અને કીર્તિ એ ત્રણેને ઘૂંટી ઘૂંટીને પી ગએલા, એટલે એકે જગાથી બહાર આવવાનો માર્ગજ નહિ. નહિ પૈસાની ઇચ્છા કે કોઇના સમાગમની દરકાર કરે; નહિ મોહ કે તે સંગ કરી ફસાવે; કે નહિ માનમરતબો–મોટાઈની ઝંખના કે મારૂં નામ થાય કે સિદ્ધિ વગેરેના માયિક ખેલ કરે. શુદ્ધ જ્ઞાનની સરળ સડકે પરીક્ષક વિના ભગતજી ગુપ્ત ને ગુપ્તજ એકત્રીસ વર્ષ લગી અનુભવ છુપાવી રહ્યા. કેટલું માર્મિક સાદી ભાષામાં બોલે કે કળી શકાયજ નહિ. ત્યાં સાદા અભણ માણસની મંડળીઓમાં સાદા ભગત જાણી આવકાર થતો. આવકાર તો ભારે દેતા, પણ તેમના પ્રત્યે હૃદય કેમ આટલું બધું આકર્ષાય છે એ ગતિ કોઈ પકડી શકેલું નહિ.

તેવામાં એક સમયે ગોધરામાં તેમની પોતાની ખડકીમાં રાતના ભજન કરવાનું ઠરેલું, હરિજનો નોતરેલા. રાતના ઠઠ જામેલી. તેમાં નથ્થુરામ કરીને પોલીસ લાઇનના જમાદાર ચલમ લેવાને, ફોજદાર

સાહેબ તરફથી કુંભારવાડે હાથઘડીઆ ભોળા ભગતજીને ત્યાં મફત માગી લાવવા આવેલા. આવીને ખડકીમાં જુએ છે ત્યાં તો ભજનની ઠઠ જામેલી; અને તંબુરા મંજીરા સાથે રીતસર ભજનની ખૂબ હૃદયભેદક માર્મિક ભજનની રમત ઉપરાછાપરી ચાલી રહી છે. જમાદાર સાહેબને જરા મઝા પડી. સાંભળવા લલચાયા ત્યાં તો ભગતજીએ તેમને ભજનમાં ચાબખો તાકીને દીધો. સૂંસરો હૃદયની આરપાર કાઢી દીધો. ઠરી ગયા નથ્થુરામ ત્યાં ને ત્યાં. ભગતજી કોઈ સાધારણ તંબુરીઆ, તુનતુનીઆ નથી પણ ઉન્મુનીઆ સમર્થ તત્ત્વજ્ઞાની મહા વિચિત્ર ગુપ્ત જ્ઞાનવાળા છે એમ બ્રહ્મદેવ નથ્થુરામજી દીલમ ક્યાસ કરી ગયા. ચલમ ચલમને ઠેકાણે રહી. ભજનની ધૂનના રંગમાં રેલાયા. ભાઈ, ભજનનો પ્રતાપ એવો છે.

પ્રથમ સમજીને સમાગમમાં આવનાર સમાગમીનું માન તેમને ઘટે છે કે આવું છૂપું રત્ન છેવટે તેમના હાથે ઉઘડવા પામ્યું. તેમના ઓળખીતા કે સ્નેહી કે બંને સંબંધવાળા છોટુભાઈ શંકરજી દેસાઈ, માજી હેડમાસ્તર, ગવર્નમેન્ટ મિડલ સ્કૂલ, અમદાવાદ, અને સુરતના તે પ્રથમ સંસ્કૃતના પ્રોફેસર આંહીં અને ફર્સ્ટ આસિસ્ટંટપણું ગોધરે, ભરૂચ વગેરે ગામોએ કરેલું. તેવા સંસ્કૃતની સંસ્કૃતિવાળા અને સમર્થ વેદાંતી વેદ, ઉપનિષદ્ વગેરેના એક્કા, સિદ્ધિ, જ્ઞાન વગેરે વાંચી ગએલા; એટલે અનુભવી પુરુષમાં એ પ્રગટ જોવાનીજ ખોટ હતી. નથ્થુરામે ભરૂચમાં પોતાને ત્યાં ભગતજીને પધરાવી ત્યાં છોટુભાઈ શંકરજીને બોલાવેલા, કે આવા ભગતજી મારે ત્યાં પધારેલા છે, એટલે તે પોતે કહે કે ચાલ, તારા ભગતજીની પરીક્ષા લઇ નાખું. સ્વભાવે જરા ઉગ્ર હતા પણ હૃદય છેકજ ભોળું હતું એટલે ઝટ બોલી કહાડતા. આમ બીજા સમાગમી તે છોટુભાઇ થયા. તે મળસ્કે નાહી ધોઈને પધાર્યા. નથ્થુરામ તો જરા બીધેલા જેવા થયા હતા કે ભગતજીને રખેને અપમાન કરી નાખે. પણ ભગતજીએ ધીરજ આપેલી કે " પ્રભુ છે, કશી ચિંતા કરશો નહિ, સમર્થ છે, ચિંતા ન કરશો." ભગતજી તે

મસ્ત ફરતા હતા, તેટલામાં છોટુભાઈએ હાક દીધી, "બોલાવ, તારા ભગતજીને." એટલામાં ભગતજી કોથળો લાવી બહાર આવ્યા ને જ્યાં નેત્રમાંથી જોઇ આવો, મહારાજ, પધારો, કરી જે ઐશ્વર્ય દાખવ્યું-(Power ફેંક્યોને) કે છોટુભાઈનું પૂછવાનું તો પૂછવાને ઠેકાણે રહ્યું, પણ ઉલટો એવો તો ડુમો ભરાયોને, કે કંઠ જાણે-બેસી ગયો. એકે અક્ષર નીકળે-જ શાનો ? આંખમાંથી અશ્રુની ધારા વહ્યાજ કરે. અર્ધો કલાક સુધી આવું મૌન ચાલ્યું. વેદાંતી ખરાને, એટલે ભગતજીની પરીક્ષા લેવા પધારેલા. પરીક્ષા તો પુરી થઈ ગઈ વગર સવાલ-જવાબે. જ્યાં બોલવાની જીભજ મ્હોંમાં ઠરી ગઈ ત્યાં પરીક્ષા શે લેવાય ? આ પ્રતાપ ભગતજીમાં હોય ત્યાં એવા સમર્થની પરીક્ષા લેવાવાળું કોણ ? થોડી વારે ભગતજીએ બોલતા કર્યા. પૂછ્યું, કેમ પ્રભુ, આનંદમાં ! આપ અહીં શું કરો છો ! વગેરે વ્યાવહારિક સવાલ પૂછી મૌન તોડયું. અંતરથી બધું જાણતા હોય, પરંતુ તેમની રીતિજ એવી કે ધીરે ધીરે હાંકે રાખતા. મિઠાશથી મિઠાશ જમાવતા.

દરેકને ઉંચે માર્ગે લઈ જવાની તેમની રીતિજ ઓર હતી. દરેકને ખૂબ વખાણે, અને જેમ રાજી રહે તેમ રાખે. વળી વચમાં કહેવાનું કહી પણ નાખે; પણ એવું માર્મિક અને એવી ભારે ખુબીથી કે સામો એમ તો સમજે કે કંઈક બહુજ ખુબીદાર બોલે છે. પરંતુ ખાસ શું કહ્યું તે કાઢી લેવા નાકાં નવ થાય. સંતની સાનથી કામ થાય, પણ સાન સમજવી એ કેટલું કઠણ કામ છે ?

હજારો માણસો બેઠા હોય, છતાં જેને ખાસ કહેવાનું હોય તેને ઉદ્દેશીને ખુબીથી ખાસ કહી નાખે અને રસ સર્વને વહેંચાતો ચાલ્યોજ રહે; જેને જેમ ફાવે તેમ સમજે, પણ દરેકને એમ લાગે, કે મને કહ્યું. જેને ધારીને કહેવું હોય તે કદાચ મોળું પાણી હોય અને ન સમજે તો તેના તરફ આંખથી જુએ કે તરત લક્ષ ખેંચે છે એમ સમજી જાય; અને ઇસારામાં સમજાવી દેતા.

પોતે તો કલ્પવૃક્ષ એટલે ઘણાની વચમાં બધાની ભાવનાના જવાબ બધાની ભેળા દરેકને સમાધાન રૂપે કરવા પડે. એ તો પોતે અનુભવી અને સમર્થ હતા, એટલે જેમાં સર્વનું સમાધાન થાય તેવી ખુબીથી સત્સંગ ચલાવે જતા અને સત્સંગ પુરો થયે બધા વેરાય ત્યારે અસંતોષ કોઈ જાહેર ન કરે, કે મારે આ પૂછવું હતું તે રહી ગયું. સર્વ હાસ્ય અને છાની ગમગીનીમાં અંતરનો અનુભવ અંતરમાં છુપાવી ઊઠી જતા. દરેકને લાગતું કે મારી તરફ ખાસ કૃપા રાખે છે, કે મારૂં સમાધાન કરી નાખ્યું. પણ વાસ્તવિક તો એમ હતું કે એમને તો સમદૃષ્ટિ હતી; એ તો સર્વના સરખા હતા. કૃષ્ણની જેમ દરેદ ગોપી એમ ધારે કે કૃષ્ણ મારા, અને મારી સાથે વિહાર કરે છે; પણ તે તો એકજ, અને સર્વને સરખી સમાન રીતે સમાન ભાવથી ચાહતા અને કલ્યાણને રસ્તે લેતા. તેમજ ભગતજીને અનેક સત્સંગીઓમાં દરેક પોતાના ગણે અને પોતાને એકલાનેજ કહ્યું માની લે. એથી આગળ અનુભવવાળા જૂજ એમ માનતા કે સર્વને પટાવી મૂકે છે એવા મહા સમર્થ બુદ્ધિવાળા છે.

તેમના પ્રભાવથીજ માયિક કાર્યો પણ દરેક ભાવનાવાળાનાં થઈ જતાં, એટલે તેમના ઉપર વિશ્વાસ અને શ્રદ્ધા પૂર્ણ વધેજ જતાં. દયાને લીધે દરેકને કંઈક ને કંઈ બોલી નાખે, અને વાણી તો સિદ્ધ; બોલે તેમ થઈ જાય, એટલે કેટલાકનાં કાર્યો આમ થઈ જતાં. ઘણાકના તાવ વગેરે ઉપદ્રવ વહોરીને ' પ્રભુ છે, સૌ મટાડી દેશે,' કરી પોતેજ ભોગવી લેતા, કે 'મારા રામને આવો ' કરી માગી લેતા. પોતાને શક્તિ એટલે લઈ લે. બીજો રોદડાં રડે એટલે દયા ખાઈ જતા અને દુઃખ લીધેજ જાય. પાછલાં વર્ષોમાં એમ ઘણુંજ દુઃખ ભોગવેલું અને દેહ મૂકતાં તેમ એકઠું કરી સામટુંજ પરવારી લીધેલું.

પોતાના ભક્ત ખાતર બિચારાએ આમ જાતે રિબામણ વહોરી; પણ પોતાના સત્સંગીને સુખ દીધું. શું ખુબી તેમના જ્ઞાનની ' ખેલ

ખાંડાધાર ' તે આનું નામ. ઈશ્વરની નીતિ તોડવી નહિ અને જે ભોગવવાનું નિર્માણ થયું હોય તે તો ભોગવવુંજ, એટલે કોઈને મટાડવું તો ખરૂં, પણ તે દુઃખ કોણ ભોગવે? પોતાને તો છેલ્લો ફેરો. ફરી આવવું નહિ; અને સિદ્ધિ વાપરે તો અહમ્ થાય, એટલે ત્યાં તો માયિક વેપાર થયો, એટલે માર્ગ એવો કાઢી રાખેલો કે પોતેજ ભોગવતા. જો કોઈ સમજે કે તે તો આવી રીતે મટાડી પોતે ભોગવે છે તો તો કેટલાક તેમ નએ કરે. પરંતુ બધાને એવું જ્ઞાન ક્યાંથી હોય! સ્વાભાવિક દુનિયા માત્ર દુઃખી છે એટલે રોદડાં રડવાં, દુઃખના પોકાર કરવા એ તો સહેજ થઈ પડયું. પણ ભગતજી તો કલ્પવૃક્ષ હતા એટલે પ્રભાવના બહાનાને બટ્ટો લાગે, માટે ગુપ્ત રીતે આવો ઘાટ કરતા.

કોઈને કહેવાની લાલચ સરખી નહિ કે એમ કહે કે જા, તારૂં હું લઈ લઉં છું, તને હવે મટી જશે; માત્ર એટલુંજ બોલે કે ' પ્રભુ સૌ મટાડી દેશે; પ્રભુ, ચિંતા ન કરશો.' ત્યાંથી નીકળ્યા કે તાવ વગેરે લેતાજ આવ્યા હોય. ઘેર આવી ઓઢીને તરત સૂતા હોય; કહે કે શરીરને જરા ઠીક નથી. પ્રભુ પોતાનો એટલે શુળીનું સોયે સારે. બીજાનું શુળીનું દુઃખ એટલે પોતાને સોય જેટલું ભોગવીને પેલાને છોડાવે. આવી દયા ખાઈ ગુપ્ત કળનો ભોગી દયાવાન સંત કોઈએ કદાપિ જોયો નહિ હોય. જેમણે જોયા છે આ ભગતજીને, તેમનાં દીલ સમજે છે કે શું ખોવાઈ ગયું? અમૂલ્ય પારસ મળે અને જતો રહે તો કેવું લાગે! એ પારસ તો પત્થર, જડ; પણ આ તો ચેતન, પ્રભુ.

રા. છોટુભાઈ સમાગમમાં આવ્યા ત્યારે ભગતજીને ઝાઝી સમાગમીઓની ઉપાધિ વળગેલી નહિ; તેથી પોતે ભોળા દીલના એટલે ઝટ બોલી દેતા અને અનુભવની વાત પણ ગુપ્ત જ્ઞાન વિષેની કંઈક કરી દેતા; કારણ કે બહુ વર્ષોથી પચાવેલી શક્તિ નીકળું નીકળું કરી રહી હોય, સહેજ પાત્ર મળે કે કૂદી પડે.

એક વાર છોટુભાઈએ પરીક્ષા લીધેલી. પોતાને ત્યાં લઈ ગએલા અને ભગતજીને એક ખંડમાં જ્યાં ચોકડી–પેસાબ કરવાની જગા મળેજ નહિ ત્યાં સુવાડયા. બધી બાજુથી બંધ કરી દીધેલું. બારણું ઉઘાડે તો બીજી બાજુએ સ્ત્રીઓનો ઓરડો એટલે ભગતજી ઉઘાડીને મર્યાદા તોડી જાય નહિ; અને એક ખંડમાં છોટુભાઈ પોતે એટલે ઉઘાડેજ નહિ. એમ ગોઠવી રાત્રે સૂતા. **રાત્રે લઘુશંકા કરવા કયાં જાય છે તે જોવા એક તપેલી ભરી ખૂબ મીઠી ચ્હા કરી ભગતજીને પરાણે પાઈ દીધી.** સંત ઊંઘમાંથી કોઈને જગાડે નહિ, બૈરાંની મર્યાદા તોડે નહિ, ગમે ત્યાં પેસાબ કરે નહિ, તો શું કરે છે તે જોવા આમ ગોઠવ્યું.

સમર્થતામાં જ્યાં વાંધો નથી તેને શી મુંઝવણ? રાતના ચ્હા બધી પચાવી દીધી. પેસાબજ નહિ. સવારના મોડા ઊઠયા પણ પેસાબજ નહિ. સવારમાં છોટુભાઇએ પૂછ્યું, ચ્હા તો ઘણી પીધી હતી ને પેસાબ કરવા કેમ ન ઊઠયા? કહે કે આપની મરજી હતી. તો પ્રભુએ તેમ કર્યું. એમ ટૂંકમાં પતાવ્યું.

કોઈ વાતની ચિકાશ કે મોટાઈ કે મોહ થાય તેવા જ્ઞાનનો દેખાવ કે મોટું મોટું કદી દેખાડતા નહિ. માત્ર સહેજ છે, કંઈ નથી કરી ખેંચી લાવતા અને હિંમત ભીડાવતા. ભારે ખુબીદાર અને શું જુકિતવાળા હતા એ તો જેણે અનુભવ્યું છે તેજ જાણે. છોટુભાઈએ પ્રસંગ વધતાં સિદ્ધિની લાલસા કરેલી. કહે કે ગમે તેમ કંઈક પ્રગટ શકિત આપો. ભગતજી એવા ચમત્કારોથી બીલકુલ વિરુદ્ધ હતા, છતાં એ પ્રથમના સમાગમી, વેદાંતી, ભણેલા, વગેરેને વિશ્વાસ મોળો ન પડે માટે પડછો દેવા ધાર્યું હશે. એક વેળા હા પાડી, કહે કે જાઓ, જે ઇચ્છા કરશો તે થશે. પરંતુ માયિક ભાવના કરશો તો તે બંધ થઈ જશે.

કર્મે બે ડગલાં આગળનું આગળ. છોટુભાઇએ ધાર્યું કે ભગત-

જીએ આપ્યું કે પટાવ્યા તેની પરીક્ષા કરી જોઉં. મૂળથી ભણેલા અને વેદાંતી એટલે શંકા અને સંશય ડગલે ડગલે.

" સંશય ત્યાં સંસાર સવાયો, નિ:સંશય નહિ મૂળ ને પાયો,"

તેમ શંકાશીલ કલ્પના થઈ કે ગુરુભાવ ઘટયો; એટલે આપેલી સિદ્ધિ કુદરતજ ઉંધે માર્ગે વપરાવે.

" સકળ પદારથ હે જુગમાંહી, પણ કર્મહીણુ નર પાવત નાહિ."

એમ પાત્ર વિના ભોગવાય નહિ. સિદ્ધિની લાયકાત વિના સિદ્ધિ મળે તે ભોગવાય કેવી રીતે !

" સિંહણનું દૂધ જીરવે જે, હોય સિંહણનું બાળ જી,"

( અખો )

તેમ આ સિદ્ધિ જીરવાઇ નહિ.

એક દિવસ છોટુભાઈ બ્રીજમોહનદાસ કરીને દોસ્તદારને ત્યાં સુરત ગએલા. ત્યાં ભજીઆં ખાવાની ઇચ્છા કરી. શું મહદ્ જ્ઞાન અને કેવી તુચ્છ ભાવના ! લૂલી જીભડીના સ્વાદની ઇચ્છાએ ભજીઆં ખાવાની લાલચ કરી. પરમાત્માની કળ છે, સંતનું વચન છે; કદાપિ મિથ્યા જાયજ નહિ.

" चलन्ति तारा चलन्ति मेरु संतवाक्यं अचलं ध्रुवम् "।

તેમ સંતવાકય કદાપિ ચલિત થાય નહિ. બ્રીજમોહનદાસનાં ધર્મપત્નીના મનમાં સ્ફૂર્ણા થઈ કે લાવો, છોટુભાઈ ઘણે દિવસે આવ્યા છે; ન્હા સાથે ભજીઆં કરી નાખો. પરમાત્મા કેવો જોગ કરી મૂકે છે ! ન્હાની સાથે ભજીઆંની રકાબી આવેલી જોઈ છોટુભાઈ મનમાં સમજ્યા કે સિદ્ધિ છૂટી; કર્તવ્ય થઈ ગયું. પણ સાથે એમ ન સમજ્યા કે આવી તુચ્છ રીતે વાપરતાં આ સિદ્ધિ સમૂળગી ખોઈ.

" ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે."

આવી ઉત્તમ વસ્તુ મળવા છતાં ભોગવાય નહિ. એમ પછીથી

કાયમ ખાતે સિદ્ધિ બંધ થઈ ગઈ. ફરીથી કામ થાયજ નહિ. ફરી ફરીને સિદ્ધિ મળે નહિ.

એક વેળા પરેલમાં નથ્થુરામને ત્યાં ઉતરેલા. એક ઓરડીમાં રહે, રૂપીઆ પંદરનો પગાર મળે ત્યાં ભગતજી જેવા સંત મહાત્માને બોલાવી આણ્યા. પ્રેમમાં તો પુરા, પરંતુ સેવા કરવી તે ઘરમાં સીધું-પાણી તો જોઇએ ને ? પરંતુ જ્યાં સંતચરણરજ થઈ કે પ્રારબ્ધ-ગતિ બદલાયા વગર રહેજ નહિ. સત્સંગમાં મનુષ્યોની મેદની જામે; ભજનકીર્તન થાય, સત્સંગનો લાભ લેવાય. તેવામાં એક વેળા નથ્થુ-રામની આંખો દુખવા આવેલી. તેમનાં સ્ત્રી વલોપાત કરે, કે આંખો જશે તો નિર્વાહ કઈ પેરે ચાલશે ? ભગતજી તો દયાના સાગર. બિચારા જોડે રોવા લાગ્યા અને કહે, " એમની આંખો જશે તો મારા રામ એની આંખો આપશે." તે દિવસથી હજી પર્યંત તેમની આંખો ફુક્કા જેવીજ ચોકખી રહી છે. તે આંખનું દુઃખ પોતે વહોરી અંત પર્યંત સાચવી રાખ્યું. આવા મહાન તારક; તારવાવાળા તો એમ તારે.

ગોધરામાં એક વેળા એક મોચી ભગતે કંઈક સાધુનિમિત્તે પચાસ રૂપીઆ વાપરવા બાધા રાખેલી. ઘરમાં કોઈ માંદું હતું તેને મટયું. પછી ભગતજી પાસે આવી કહે, " આપ રસ્તો બતાવો તે રીતે પૈસા વાપરૂં." ભગતજીએ સાધુમેળો કરી લાડુ વાપરી દો એમ રસ્તો બતાવ્યો. મોચી ભગત બિચારો ગરીબ, એટલે પચાસથી એકાવનમો ન મળે. બધી રસોઇ ધારેલા પૈસાની કરી દીધી. સાધુઓ જમવા પધાર્યા. જમણ શરૂ થયું, પણ ધાર્યા કરતાં લાડુ વધારે વપરાવાથી જમનારા બાકી ઝાઝા રહ્યા. મોચી ભગત મનમાં મુંઝાવા લાગ્યો. ભગતજી પાસે આવી મુંઝવણથી રોવા લાગ્યો કે આપે કહ્યું તેમ કર્યું, પરંતુ હવે તો લાજ જવા વખત આવી; નહિતર સાધુ ભૂખ્યા જશે.

ભગતજીએ ઉંડો વિચાર કરી સાન્ત્વન કીધું. કહે કે એક બ્રાહ્મણને નવરાવી બોલાવો, અને એક પંચીઉં ભીનું કરી નીચોવી,

લાડુ વધ્યા હોય તેટલા એક જગાએ કરી તેના ઉપર તે પંચીઉં ઓરાડી દો, અને ગોખલામાં ઘીનો દીવો કરીને મૂકો. પોતે ત્યાં જઈ નજર કરી આવ્યા. સંતની નજર શું ન કરે? ખૂટેજ શાનું? બ્રાહ્મણને કહ્યું હતું, તેમ અંદર જોયા વગર કપડું ઉંચું કરી કથરોટમાં લાડુ ભરીને બહાર આપે. એમ બધું પહોંચી ગયું. પછી મોચી ભગત આવ્યો અને કહે કે મહારાજ, આપની કૃપાથી પૂરૂં પતી ગયું, બધાને શાંતિથી જમાડયા. કહે કે પ્રભુ દયાળ છે. ભગતની લાજ રાખવાવાળા સમર્થ છે. હવે કપડું લઈ લો અને જે વ્યવસ્થા કરવી હોય તે કરી નાખો.

---

## ખંડ ૬ ઠ્ઠો.




ન થયા પૂર્વેનો સમય અને બહાર પ્રકાશમાં આવવા લાગ્યા તે સમયના મધ્ય કાળમાં તેમણે તેમના પિતાશ્રીની માફક હનુમાનજીની સાધના કરેલી, અને તેમાં તેમના પિતા જેવી દઢતા ધરી સફળ થયા હતા. આગળ ચાલતાં નરસિંહજીની સાધના પણ કરી હતી. નરસિંહજીની સાથે તો ઘણી વાર વાત કરતા ઘણાએ સાંભળ્યા હશે. તે બોલતા તે બધું સંભળાતું, પરંતુ નરસિંહજીની છાયા બીજો કોઈ જોઈ શકયો નથી. એક ટાણે તેમનાં ધર્મપત્ની—આપણાં માતુશ્રી જમનાબા તેમની વાદળી રંગની ખોપરી અને ટુંકા વાળવાળા અને ઉભી ચોટલીવાળા તેજસ્વી સ્વરૂપમાં રાતના ભગતજીના ખાટલા ઉપર બેઠેલા જોઈ ગયાં હતાં. એવો પડછો તેમને પણ દીધેલો. ભગતજી જાગૃત અને સ્વપ્ન વચ્ચેની

સ્થિતિમાં આ ખેલ જોતા, અને વાત કરતા તે વખતે તો ખાટલામાં બેઠા પણ હોય. જાગૃત અવસ્થામાં પણ આમ બનતું.

નરસિંહ ચૌદશનો દિવસ ખાસ પાળતા. આખા વર્ષમાં ભાગ્યેજ ઉપવાસ કરતા અને આખા વર્ષમાં બીજું ટાણું તો આવનાર હરિજનોની વૃત્તિથી પાળતા. પરંતુ નરસિંહજીના પ્રાકટ્યને દિવસે તો પોતે સવારથી ભારે કડકીથી ઉપવાસ કરતા. તે દિવસે કંઈ પણ આહાર ન કરતા. માત્ર ચ્હા કે એક પ્યાલા જેટલું દૂધ મહાપરાણે લેતા, અને નરસિંહજીના પ્રાકટ્ય પછી એટલે સંધ્યાસમય વીત્યા બાદ જમતા. નરસિંહજીનો મોટો ઉત્સવ કરતા. આખો દિન ભગવદ્ચર્ચામાં વિતાડતા અને ભજનમાં ખૂબ લ્હેકાવતા; અને એમના દીલમાં જાણે પ્રગટ ખેલનો આનંદ ઉભરાતો હોય તેમ રેલમછેલ થઈ રહેતું. પાછલાં વર્ષોમાં ઘણા હરિજનોના પ્રસંગમાં આવ્યા પછી પણ નરસિંહ ચૌદશે તો વર્ષે એક ટાણે બધા ભક્તો, જેમનાથી બની શકે તે બધા, જ્યાં ભગતજીનો મુકામ હોય ત્યાં ભેળા થઈ આનંદ જમાવતા અને સાંજે પાકું મિષ્ટાન્ન થતું. સાધુસંતને પણ તેવે ટાણે નોતરવા ચૂકયાજ નથી.

સાધુસંત જમાડવા એ તો વલોણા વારે આવતું. હરહંમેશ એક બે મૂર્તિમાંથી તો ભગતજીના ગોધરાના સ્થળે ખડકી ખાલી હોયજ નહિ. ગોધરામાં સાધુ આવ્યો કે ભગતજીનું ઠામ ખ્યાતિવાળું; મુલાકાત વિના જાયજ નહિ, અને કંઈ ને કંઈ આપ્યા વિના ભગતજી રહે પણ નહિ. એક વાર એક સાધુ બહુજ અટ્ટો થયો; અડંગા નાખ્યા, કહે કે માગું તે આપો તોજ જાઉં. એક હરિજનને રીસ ચડી, તે પગ ઝાલીને ખેંચવા લાગ્યા. ભગતજીનું લક્ષ ખેંચાયું. હરિજનને વારીને કહે કે પ્રભુ, આમ સાધુને સંતાપો છો ? વગેરે સવાલજવાબ થએલા. પછી ભગતજીએ પોતાનું ધોતીઉં જે બીજે દિવસે પહેરવાનું રાખી મૂકેલું તે કહાડીને દઈ દીધું. કહે કે જ્યાં લગી મારે પહેરવાનું હશે ત્યાં સુધી આપી દઈશ, અને લંગોટો મારી પહેરેલું પણ આપી દઈશ, મારી કોઈ કશી ફીકર કરશો નહિ.

માજી સાથે તો આ તકરાર ચાલુજ હોય. માજી આધાંપાછાં થાય કે ભગતજી જે હાથમાં સહેલાઈથી આવે તે લઈ તળાવ ઉપર દોડયાજ હોય કે સાધુ તો ધર્મશાળામાં બેઠેલાજ હોય. આમ ઘણીક વાર થયા કરતું. કહે કે સાધુસંત બિચારા ક્યાં કમાવા જાય?

"તુલસી પંછીનકે પીએ, ઘટે ન સરિતાનીર;
ધન દીધે ધન ના ઘટે, સહાય કરે રઘુવીર."
"કુંજર મુખસેં ગીર પડયો, સો ઘટયો ન ગજકો આહાર;
લાખો કીડી લે ચલી, સો વર્તાવન પરિવાર."

તે એમ પણ કહેતા કે એમ ન માનતા કે મહેનત કરી રળીએ છીએ ને આમ કર્યાથી આમ થયું, એ તો પ્રભુની ગતિજ અપાર છે; સૌમાં અનેકનો હિસ્સો હોય. એકલાના પ્રારબ્ધે નથી મળતું; કંઈકનાં ભેગાં ભળ્યાં હશે. સાધનાની શું જરૂર લાગી હશે એ કોને માલમ? પરંતુ આ છેક ટોચના જ્ઞાનની દશા પછીથી અને હરિજનોના સમાગમમાં આવ્યા પછી તો ગતિ બીજીજ જાતની હતી.

એક વાર ભજનમાં જવા નોતરૂં આવેલું. હરિજનોની ઉપાધિ વળગી તે પહેલાંના સમયમાં તે વખતે તંબુરો અને મંજીરા લઈ પોતાના ભાણેજને સાથે લઈ જતા. પરંતુ મંજીરા આઘાપાછા મૂકયા હશે કે કોઈ કારણે જડેજ નહિ. ઘરમાં બધે ફંફોશી વળ્યા; કંઈએ પત્તોજ નહિ લાગ્યો. ગરીબીની સ્થિતિ એટલી ચાલે કે નવી જોડ દસ કે બાર આના ખર્ચી લઈ લેવાય તેવી સ્થિતિનો વાંધો, હંમેશ આવક કરતાં જાવકનો રસ્તો બહોળો, ત્યાં હાથ ઉપર નાણું ફરતું ક્યાંથી હોય? માંડ ખર્ચ ફૂટી કઢાતું હોય ત્યાં પૈસો શી ચીજ? મંજીરાની ટંકારનો જે અવાજ હતો તેની મિઠાશજ ઓર, તે અવાજના મંજીરા ક્યાંથી લાવવા? ગાવા વખતે તો બીજા પણ મળી જાય; પરંતુ તેથી કંઈ મઝા ન આવે. હંમેશાં જે સૂરથી ગાતા અને મંજી-

રાની ટંકાર વચમાં જે ધૂન જમાવી આપે, તે મિઠાશ બીજા મંજી-
રામાંથી ખેંચવી તે મઝા બગાડવા જેવુંજ.

રાતનાં ધણાંએ ફાંફાં માર્યા. રાતના દસ વાગી ગયા. બધા ભેગા
થઈ ગયા હશે. હવે જવું શે ? મંજીરાનું તાન લાગેલું. અગિઆર થયા.
બેચાર નોતરાં આવી ગયાં કે ભગતજી ચાલો, બધા રાહ જુએ છે.
કહે, જાઓ, આવું છું. થાકીને જરા ખાટલામાં આડા થયા અને
મનને ઘણું ઓછું આવ્યું કે હે પ્રભુ, તારા ભજનની લહેમાં મંજી-
રાની ખોટ પડાવી. મારો શું અપરાધ? એમ ઘણું કલ્પાંત કર્યા કરે,
એટલામાં અદ્ધરથી ખાટલામાં મંજીરા ધબ દઈને ભગતજી સાંભળે
તેમ અને શરીરને વાગે નહિ તેવી રીતે પડયા. પરમાત્માને દયા
ઉપજી. પોતાના ભક્તને માટે પ્રગટ કામ આમ કર્યાં છે.

આ વાત તેમના સ્વમુખે કહેતાં કહેતાં આંખમાં અર્ધો કલાક
સુધી અશ્રુ વહેતાં અને તે પણ હૃદયના અતિ પ્રેમના ઉછાળામાંથી
નીકળતાં એમ સાંભળેલું છે. ઘણી વાતો કહેતા તેમાંએ અભિમાન
રખે થઈ જાય, માટે જ્યાં અહમ્ વધે તેવી વાત કરતાં પણ શરમાતા.
પોતાની વાત આવે કે જ્યાં મન ફુલણજી ફૂલીને ફાળકો બને ત્યાં
બહુજ સાવધાન રહી વાત કરતા; અને તેટલાજ માટે વાતો છુપાવી
દેતા. આ દષ્ટાંત બીજાને મોઢે પણ સાંભળેલું, પરંતુ તેમના સ્વમુખ-
વાળી વાત પ્રમાણભૂત એમ સમજી લખ્યું છે.

વળી તે રસ તેમના મુખથી વહેતો સાંભળવામાં મન તલ્લીન
થઇ જતું. કોઈ વાર એક ને એક વાત ફરી ફરીને કહેતા, પરંતુ તે ઢબ
અને સિદ્ધાંત બીજી વાર હોયજ નહિ. જાણે નવીજ વાત ચાલી અને
વળી રસની કટુતા કદી પણ થવા દેજ નહિ. જમાવટ કરવા અને
હૃદયને ખેંચી લેવા શું ભારે કળ વાપરતા તે સમજાતુંજ નહિ. પણ
જ્યારે બધાની વચમાં એ બોલતા ત્યારે દરેકને લાગે કે વચમાં કાંઈ
ઝીણો ગણગણાટ પણ ન થવા દેવો; રસભંગ થાય. જ્યારે મંજીરા

અદ્ધરથી પડ્યા ત્યારે અર્ધો કલાક સુધી અશ્રુધારા ખાળી ખળેજ ક્યાંથી? અને વળી ભજનમાં ગયા અને પૂર્ણ પ્રેમ જ્યાં ઉભરાતો હોય, ત્યાં ભજન ભેળા રોતા જાઓ ને ગાતા જાઓ. કબીર કહે છે, તેમ—

"સુખીઓ સબ સંસાર, ખાવે ઓર સોવે;
દુખીયા દાસ કબીર, ગાવે ઓર રોવે."

એમ ભગતજીનું ગાવે ઓર રોવે, પ્રેમ ઉભરાય ત્યાં હૃદયમાં ન માય એવી લાગણી ઉભરાઈને અશ્રુદ્વારા બહાર ચાલી આવતી. તુલસીદાસ કહે છે, તેમ—

"પ્રેમ છીપાયા ના છીપે, જબલગ ઘટમેં પ્રાણ;
જોકે મુખ બોલે નહિ, નયન દેત હે રોય."

મનુષ્યને હદપાર લાગણી થઈ જાય, ત્યારે છેલ્લી પળે રોવાઈ જાય. એવા પ્રેમાશ્રુનાં ભજન સાંભળીને જેના કાન પવિત્ર થયા હશે તેનાથી જિંદગીભર વીસરાય તેમ નથી.

સંતકોટિમાં પણ ભગતજી શ્રેષ્ઠ પંકિતના. અહમ્‌ની તો ઘૂંટી ઘૂંટીને જડજ કાઢી નાખેલી. અહમ્‌થી કે હું ગર્યો હતો વગેરે રીતે વાત પણ ક્વચિતજ કરતા. મારા રામની મરજી, વગેરે "મારા રામ" થી ઘણી વાત કરતા. તેમના સમાગમમાં આવનારા ઘણા આ "મારા રામ" કરીને બોલવા અનુકરણ હજી પણ કરે છે. પરંતુ ક્યાં ભગતજીની ગતિ અને શકિત અને પ્રગટ બોલવું! એ તો "મારા રામ" કહેતા અને અનુભવીને બોલતા કે આ વસ્તુજ બધું કર્તવ્ય કરે છે; આજ કર્તા. એમ નજરમાં પ્રત્યક્ષ રાખી બોલતા તેની અસરની ખુબી ક્યાં, અને તેનું અનુકરણ કરતા બીજા "મારા રામ" કરીને ઉધાર વસ્તુએ રામ થઈ જવાની કોશીશ કરતા પ્રાકૃત જીવ ક્યાં!

જ્યારે જ્યારે કોઈ પણ સ્થળે ભજન-કીર્તનમાં જતા ત્યારે પોતાનાં ધર્મપત્ની—આપણાં માજીને સાથેજ રાખતા. ઘરે એકલાં શું કરશે ? એવી એવી બિચારા ભગતજી ભલાં બાઈની ઘણીજ દયા ખાતા. તે પણ બહુ પ્રસંગો વીતવાથી રસ લેતાં થયાં હતાં. પત્થર પણ ટીચાઈને, ગબડીને ગોળ થાય છે, તો ભગતજી જેવા સમર્થના નિત્ય ચોવીસે કલાકના સહવાસથી અને ઉત્તમ ચારિત્ર્યથી અસર થયા વિના કેમ રહે ? તે પણ સાથે જતાં અને બને તેટલો આનંદ લેતાં હતાં, માત્ર જ્યારે સ્વાર્થની વાત આવે ત્યારે ભકતાણી વચમાં પડી બોલી ઊઠતાં; બાકી તો સીધી ચાલે ચાલવા દેતાં.

ઘણીક વાર ભગતજી તેમનાં ભકતાણીને હાથેજ પુણ્યદાન કરાવતા, કે કોઈ સાધુ, ભગત આવે ત્યારે આપલે પણ ભકતાણીને હાથેજ થતું. પરંતુ જ્યાં વધુ આપલે ચાલે કે ભકતાણીના સ્વભાવને રુચિકર ઓછું થતું. એક વાર ભગતજીને ત્યાં ભજન ચાલતું હતું:—

"કર મન ભજનનો વેપાર, કર મન ભજનનો વેપાર જી;

× × × ×

સંતને ઘેર શંખણી ને મૂરખને ઘેર નાર જી........"

એમ 'સંતને ઘેર શંખણી' શબ્દ જ્યાં ભકતાણીને કાને પડયો કે એકદમ ચીડાયાં અને કહે કે ભૂલ છે; એમ નથી. ભગતજી કહે "એ તો તને નહિ; એ તો ભજનમાં એવું આવે છે, અને તુકારામને ત્યાં એવુંજ હતું; અને જાઓ, તમે તમારે કામ કરો, અમે અમારે ગાયા કરીશું." વળી ભકતાણીનું તો ચાલતુંજ રહ્યું. ભગતજી કહે કે એ એમજ છે. 'સંતને ઘેર શંખણી' અક્ષરે અક્ષર સાચો છે. ભગત ખોટું લખે નહિ.

કોઈ પ્રસંગે ભગતજી દયા ખાઈ ભકતાણીને ખાવા કરવાના કામમાં પણ મદદ કરવા પહોંચી જતા. ભકતાણીનો સ્વભાવ આમ

તો સારો, પણ કોઈ વાર એમ થઈ જતાં. કોઈ વાર મેડેથી બૂમ મારે, "જરા પાણીનો ઘડો મેડે આપી જાઓને ?" એટલે ભગતજી દયા ખાઈને એનામાંએ આત્મા છે કરી મેડે ઘડો મૂકી આવતા. બાઈઓ, પતિની સેવાનો નમુનો વાંચતાં દીલમાં કેવું થાય છે ? તે દીલ તપાસજો. એક ટાણે ભગતજી વાસણ ઉટકતા પણ નજરે જોએલા. ભકતાણી ભલાં બાઈજી મેડેથી એંઠાં વાસણ લઈને નીચે ખડકીના ચોગાનમાં ઉટકવા ઉતરેલાં, તેમાં ભગતજી ભેગા ઉટકવા લાગે. બાઈઓ, આ દશ્ય તમારી આંખે તમે જુઓ તો તમને ગોઠે કે ? સાધારણ સ્ત્રી પતિભાવ રાખે તેનો પણ જ્યાં અભાવ દેખાય ત્યાં આવું દશ્ય આંખમાં કેમ મવરાવવું એ પણ મહદ્ સવાલ થયા વિના ન રહે.

આમ આમ થતાં પણ ભગતજી કોઈ દિવસ લડયા નથી. એનામાં પણ પ્રગટ આત્મા છે, જાણી એને પણ દુભાવતા નહિ. સ્ત્રી તરીકે જે હુકમ કે ધમકી રાખવામાં આવે કે કામ લેવાય, તે જતું કરી તેમણે તેની મરજી પ્રમાણે ચાલવા દેવામાંજ મઝા લીધેલી. બધી ચિકિત્સા બહુજ બારીકીથી જોયાજ કરતા હતા. મનમાં બધુંએ સમજતા; અને વળી કહે કે કેટલા કાળ કાઢવા છે અને શા સારૂ ? એને ફાવે તેમ ફૂટે. જ્યાં જાય ત્યાં મોંઘીબાને સાથે ને સાથેજ રાખતા, તે રાજી રહે એટલે બસ એમ કહેતા. "હું તો સદા રાજી છું; એમને રાજી કરો." આગળના પ્રસંગોમાં વધુ જણાશે. એકાદ પ્રસંગે ભગતજી એમ પણ બોલેલા, કે "એક સાધારણ માણસ એકાદ પ્રસંગમાં આવી જે લક્ષ લે છે, તેની બરોબરીએ તું કરે તેમ નથી; તેટલીએ ગતિ તારામાં ન આવી. કોણ જાણે પ્રભુએ તમારૂં મન કેવુંક ઘડયું છે કે સમજોજ નહિ." વળી પાછું ફોસલાવીને વારી લેતા અને પાટો બદલી નાખે.

અસમાન સંસારથી ચારિત્ર્ય કેટલું કઠવું થઈ પડે ! પણ અસમાન ન હોય તો નાટક પૂરૂં ભજવાય પણ નહિ. સરખે સરખામાં

આનંદ શું ? અને લોકોને આ ચારિત્ર્યમાંથી જે શીખવાં મળતું તે અલૌકિકજ હતું. તે વિરોધ ગુણુનો પ્રત્યક્ષ સહકાર ભગતજી પૂર્ણ સંતોષથી કરી દેખાડતા.

તેમના પ્રસંગમાં વર્ષમાં એકાદ વાર કે બે ત્રણુ વર્ષે આવે એવા જૂજ આવનારને આ અંદરના ગુપ્ત ચારિત્ર્યની વાત માલમ પડી શકેજ નહિ; કારણુ કે તે વખતે તો ટાપટીપ અને બાહ્યાડંબર ભકતાણી એવું કરી નાખે કે આવનાર એમજ સમજે કે ઓહો ! શું ભગતજી પ્રત્યેની તેમની ભાવના અને કાળજી કે કહ્યામાં મણાજ નહિ. અંદરનું ચારિત્ર્ય તેમના નિકટ પ્રસંગ સિવાયના જાણુતા નથી. ઘણા તો જાણીને દાબી રાખવાવાળા પણુ છે. દુનિયામાં ઘણી ખરાબી આમ થએલી છે. ગુણોજ બહાર પડે અને અવગુણો રહી જાય, એટલે એવા એકતરફી જ્ઞાનથી કાચી બુદ્ધિના ઘણા ઉંધે રસ્તે દોર-વાઈ જાય એમાં સંશય નથી. બને ત્યાં સુધી તેનું તે સત્ય લાવવા યત્ન થયો છે; અને જ્યાં ભગતજીના પોતાના શબ્દોથી છાપ વધુ પડે તેવું હોય, ત્યાં તેમના સ્વમુખે નીકળેલા તેવા ને તેવાજ શબ્દો ટાંકયા છે.

**હિંદના મહાન નેતા મહાત્મા ગાંધીજી** જેવાએ પોતાનું જીવન-ચરિત્ર પોતે જાતે લખી સત્ય રીતે બહાર પડે, માટે કાંઈ પણુ ન છૂપા-વતાં તેના તે સ્વરૂપમાં, દરેક પ્રસંગ ખરા સ્વરૂપના ખરા સત્ય સાથે, ગુપ્તમાં ગુપ્ત મર્મસ્થાનની વાતનો પ્રસંગ પણુ ટાંકી દુનિયાની તવારી-ખમાં કાયમના અમરત્વનું પ્રથમ માન મેળવ્યું છે. દુનિયાના લેખકોને નવોજ રસ્તો કહાડી આપ્યો છે. પહેલ પોતે કરી છે. લશ્કરનો આ-ગેવાન હાંકે તેમજ પાયદળ હંકારાય છે, તેમ સત્પુરુષના પંથે દુનિયા ચાલે જાય છે. **ચારિત્ર્ય અથવા સત્યજીવનસંગ્રામની ખરી ચાવી તેના ગુપ્ત ખેલ અને અવગુણોમાં છે.** જે સારૂં સારૂં અને મીઠું મીઠું લખાણુ હોય તે વાંચતાં ભલે ક્ષણિક અસર સારી કરે, પણુ પરમ સત્યની છાપ કાયમની અને સદંતર ટકે તેવી કોતરાય છે,

તો તે સત્ય સામે કોઇએ વાંધો લેવો ન ઘટે એ પ્રાર્થના છે. ઉંડા વિચારના મસ્ત માણસના તરંગો પોતાના મનોરાજ્યમાં ભારે ખુબીથી સાંકળ રૂપે ગૂંથી રહ્યો હોય, તેમાં ઉપલક જોનારને અંશ રૂપે વિરોધભાવ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક સ્વભાવ રોકી પરમ સત્યના ગ્રાહકે તો આગળ વધવાનું છે. અંગ્રેજીમાં કહે છે, તેમ "Familiarity breeds contempt," અને "अतिपरिचयादवज्ञा"– એ સિદ્ધાંતે ઝાઝા પ્રસંગથી મનુષ્યને સ્વાભાવિક દોષદૃષ્ટિ થાય. પરંતુ સત્યપંથી સત્યપ્રેમી, સિદ્ધાંતભોગીનું ચારિત્ર્ય જુદુંજ હોય તે એવી દૃષ્ટિથી મોકુફજ રહે. નિરાળી ગતિથી પરવરે ત્યાં એ દોષ હોય નહિ.

ભગતજી અને ભક્તાણીના પરસ્પર વિરોધ ગુણોના સંગ્રામનું ફળ બોધ રૂપ ઘણું નીવડયું, અને નીવડે માટેજ સંતને ત્યાં ઈશ્વર પોતે કેવળ ખુબી રૂપે એક પાત્ર રમુજભર્યો ભાગ ભજવવા આવી રીતે ગોઠવી દે. નાટકમાં બહુધા વેષ ભિન્નભિન્ન રૂપે જોવામાં પ્રેક્ષકો આનંદ લૂંટે છે, તો દુનિયામાં તત્ત્વજ્ઞાની પ્રેક્ષકો સાક્ષીભૂત રૂપે જગતનું નાટક અને તેનાં પાત્રોથી ભજવાતો ખેલ ખુબીથી નિહાળે છે. ગ્રીક તત્ત્વવેત્તા મહાન્ સોક્રેટીસ, મસ્ત ખોપરીનો તત્ત્વજ્ઞાની, એક વેળા ઘરેથી ચાલી બહાર જવા નીકળેલો. ત્યાં ઘરનાં બાઇજી સાહેબે કંઇક વાતનું રૂસણું લાવી ઘરમાંથી મેલું પાણી લાવી બારીમાંથી જળધોધ તેમના ઉપર કરી નાખ્યો. તત્ત્વજ્ઞાની ક્રોધ કરવાને બદલે હસી પડયા; કહે કે પ્રથમ ગર્જના થાય અને પછી વૃષ્ટિ થાય. તેમ ગર્જના તો પ્રથમ થઈ હતી, પરંતુ વૃષ્ટિ હવે થઈ ખરી. બીલકુલ રોષ વગર ઘરમાં આવી, કપડાં બદલી, ચાલતા થયા. આ જરણાનો સ્વભાવ ભગતજીમાં તેજ સ્વરૂપનો હતો. ગમે તેવું ભયંકર ક્રોધનું ટાણું ખુબીથી બહુજ શાન્ત રૂપે વીતાડતા. કેવીએ ખુબીથી આંતરવૃત્તિઓ દબાવી દેતા કે બીલકુલ માલમજ ન પડે.

# ખંડ ૭ મો.



ગતજીએ બીજા દેહગુરુ પાંચ કરેલા હતા. કંઈક જ્ઞાનનો ભાગ તેમાંથી થયો હોય. બાળકને નાનપણથી સંસ્કારની છાપ જુદે જુદે ટાણે જુદા જુદા સંજોગોમાં વિચિત્ર રૂપે મગજમાં રહેતી જાય, ફોનોગ્રાફની પ્લેટ રૂપે કોતરાયે જાય, અને પાછું ફોનોગ્રાફમાં તેનું તેજ ઉકલે ત્યારે સંભળાય; તેમ જે જે અસરો થએલી હોય તે બીજા સ્વરૂપમાં રૂપાન્તર થઈ બહાર આવે એવું, સૂક્ષ્મ અને બારીકીથી તાળો બેસાડનાર મગજને ઝીણી કળથી જોઈ શકાય કે અમુક સંસ્કાર કેવે ટાણે અને ક્યાંથી જન્મ પામ્યો ? બીજ શું ? આ સત્ય બંધબેસતું થઈ પડે એ માટે અનુસંધાન રૂપે આટલું ટાંકેલું છે.

મહુધાથી નડીઆદ નજીક, એટલે ભગતજીને મહુધે આવ્યા પછી પ્રસંગોપાત નડીઆદ આવવા જવાનું થતું. નડીઆદમાં પ્રણામીનું મંદિર છે ત્યાં બિહારીદાસ કરીને મંદિરના મહંત હતા. તેમને પણ તેમણે ગુરુ કરેલા, અને કંઇક ભાગ તેમને આભારી છે. બિહારીદાસ અને છોટમકૃત છોટમની વાણી જે છપાઇને બહાર પડી છે તે ગુરુભાઇઓ હતા;* એકજ ગુરુના શિષ્યો હતા, એટલે છોટમ જે સોઠોદરા નાગર હતા તે તેમના કાકાગુરુ થાય, એટલે છોટમજીના પ્રસંગમાં પણ આવેલા અને તેમની છાયાનો અંશ પણ ભગતજીમાં હોય; કહી શકાય નહિ, કલ્પી શકાય. ત્યાર બાદ કુબેરદાસનું મંદિર પણ નડીઆદમાં છે. એ પણ સંત રૂપે ગુજરાતમાં જાહેર છે. તેમનાં દર્શન પણ ભગતજીને થએલાં, એટલે આ તો તેમના પ્રગટ શક્તિવાળાઓનાં દર્શન થએલાં, અને પોતાના ખુદના તે ગુરુ, વસ્તુની પ્રસાદીના સદ્દગુરુ જેમનો હેવાલ આવી ગયો છે, અને તે સિવાય સાધુસંતના સમાગમનો તો હિસાબજ નહોતો.

એક વેળા ગોધરાના મુકામે પડોશની ધર્મશાળામાં બે સંત આવેલા. એક તો સિદ્ધજ હતા. માથાના વાળ ફુવારાની જેમ લબડતા હતા; વાળની દરેક લટમાંથી મોતી જેવો પ્રકાશ કાયમ આઠે પ્રહર વહ્યાજ કરે. ભગતજી તેમને પોતાને ત્યાં બોલાવી લાવેલા; તેમની બરદાસ ભગતજીએ ખૂબ ઉઠાવેલી. આઠેક દિવસ રહ્યા હતા. જતાં રાજી થઈ ભગતજીને કંઇ પણ માગવા કહ્યું કે ભગતજી, કુચબી માંગ; જો માંગેગા સો મીલેગા. ભગતજી તો છેકજ નિસ્પૃહી; માગવું ને મરવું સરખું. કબીર કહી ગયા તેમઃ—

" ક્યા માગું મેરે રામ, થોડે જીવનમેં ક્યા માગું;
ક્યા માગું ઝુંપડી ને, ક્યા માગું ટાટી. "

એમ ભગતજી તો ઇચ્છાબીજજ બાળીને બેઠેલા અને તોજ તેવા પ્રગટ રૂપવાળા સંતનો મેળ ખાય, અને તેમનેજ આવીને પુછાય કે માંગ, કુચબી માંગ. કહે, " મહારાજ, કશી ઇચ્છા નથી, આપની કૃપા છે એજ બસ છે." " નહિ " એમ કરી બોલ્યા, " એક વખત માંગ, એ વખત ફીર નહિ મીલેગા." એમ ત્રણ વખત સવાલ કર્યો, પરંતુ અડગ ભગતજી તે માગે? કશી ઇચ્છા અંતરમાં હોય તો માગેને? કંચન, કામિની અને કીર્તિ એ દુનિયાની ત્રણ રમતની બુટ્ટી પ્રથમથીજ ઘૂંટીને, પીને પચાવી દીધેલી. ઇચ્છા શાની થાય! ત્રણમાંથી એક ચીજ રૂપે ઇચ્છાબીજ ઊગે, એ ત્રણ ભૂમિરૂપ ભૂમિકા નષ્ટ કરી ઇચ્છાબીજ બાળી ખાખ કીધું હોય તે ભગતજી શું માગે? કહે, પ્રભુ આપનાં દર્શનથી કૃતાર્થ થયો; વળી આપની કૃપા છે, તો શું બાકી છે? આપ તો દયાળુજ છો, એમ કરી પગે લાગી પગ દબાવવા લાગ્યા.

સંત તો ઉભેલાજ હતા અને જવાની તૈયારીમાંજ આ પ્રશ્ન ઉભા ઉભાજ થએલો. પ્રભુ રૂપજ જાણે ભગતજીની પરીક્ષા કે કસોટી કરવા આવેલા હોય તેમ હતું. પણ સોનું સો ટચનું હોય તેને ગમે તે કસોટી ઉપર ચઢાવો કે તેજાબમાં ગાળો, પરંતુ તે તો તે ને તેજ;

જરાએ ફેર કે વગળ હોય તો મેલ નીકળે ને ! એક તે ચેતન ઈશ્વર; અને તેનો મેલ, કચરો તે ઇચ્છા, વાસના, સંકલ્પ, વિચાર વગેરે. જ્યાં સ્વે વસ્તુરૂપજ ત્યાં કલ્પના શી હોય ? કલ્પના તે તો જીવરૂપ.

ભગતજીએ બીલકુલ અડગ રહી છેકજ ના પાડી ત્યારે આશીર્વાદ આપી હસતે મોંઢે–પ્રસન્ન વદને ભગતજીના સહવાસની આ બીજી અલૌકિક મૂર્તિ તે રસ્તે પડી. ત્યાંથી ક્યાં ગયા, પત્તોજ નહિ. બહાર આવી જુએ છે તો કોઇ મળેજ નહિ. આવી અલૌકિક ખોપરીના સંત મહાત્માઓ, સાધુ ભગતોના પરિચય ઘૂંટી, સ્વ–અનુભવ અનુભવી, પૂર્ણ મસ્તીમાં આઠે પ્રહર ભગતજી મસ્ત હતા. દષ્ટાંતો અને જ્ઞાનગોષ્ટિનો જે આનંદ તે આપતા તે તો પ્રત્યક્ષ અનુભવવા જેવો હતો; આ વાંચવામાં તે આનંદ નથી.

ભક્તાણીમાં, જેમ જોઈ ગયા તેમ, ભગતજી કરતાં વિરોધ ભાવના ઘણા ગુણુ હોવા છતાં મનુષ્યપ્રકૃતિથી આગળની વિચિત્રતા તેમનામાં નહોતીજ. બોલવું, બેસવું, ખાવું, પીવું, હાસ્યવિનોદ વગેરેમાં રસભર્યો ભાગ પણ લેતાં. માત્ર જ્ઞાનની ઉંડી દિશાનોજ વાંધો. હિંદુ કોમમાં લેખાતી હલકી જ્ઞાતિમાં જન્મ, જન્મથી ઉમદા ખાનદાનીનાં દશ્યો નજરે પડયાંજ ન હોય, રોજના વ્યવસાયના માટીના કુંભારધંધાને લગતું ચિત્રપટ આંખ આગળ તરતું હોય, શિક્ષણ કોઇ પ્રકારનું હોય નહિ, અને મૂળમાં ભગતજીજ ત્રણ ચોપડી ગુજરાતી ભણી પરવારી ગએલા, ત્યાં ભક્તાણીની તો વાતજ શી ? કક્કો કે બારાખડી કયે દિવસે શીખ્યાં હોય ? માત્ર એકથી દસ સુધી કે બહુ બહુ તો વીસ સુધી ગણતાં, અને મોટી ગણતરી સો કે હજાર સુધી બોલી જતાં, એટલું એમણે ભણતર ભણી જાણેલું, અને તે પણ કામ કામને શીખવે તેવી રીતે.

પૈસા તો ચોક્કસ ગણીને ઠેકાણે મૂકતાં. તેમાં એમનું દુર્લક્ષ કોઇ દિવસ થયુંજ નથી. બધું પડતું મૂકી તે વાત તો પ્રથમ હોય. સાંસારિક નિયમ છે; ડગલે ડગલે પૈસા વિના કયું કર્તવ્ય થાય છે ? એટલે

બિચારાં ભક્તાણીનો દોષ તો મુદ્દલજ નહિ. માત્ર વાત એ છે કે જે ચારિત્ર્ય ભગતજી પોતે ગુજારી ગયા તે હિસાબે અને તે દૃષ્ટિએ આપણે ભક્તાણીને જોઈએ તેથીજ વાંધાભર્યું કે દોષભર્યું લાગે. એ તો આપણી આંખમાં રહેલો દોષ આપણા નેત્ર સામે આવે. બાકી એક દુનિયાદારીના સાધારણ મનુષ્યની જોડે સરખાવતાં અને તેવી પ્રજાપતિની નાતનાં વસવાયાંની રહેણી જોતાં તો તેમાં ભક્તાણી જરૂર સૌથી મોખરે અને ઘણાં સુંદર ચારિત્ર્યવાન લેખાય.

જેમ આરસના ફરસબંધ ચોકમાં છાણની ઢગલી, સોનાના થાળામાં લોઢાની ઘંટી, ગજીઆણીની ચોળીમાં મૂંજના બખીઆ, આ બધું અરસ્પરસ વિચિત્ર સરખામણી અને વિરોધભાવ દર્શાવે છે, છતાં છાણ પણ ઉપયોગી વસ્તુ છે, લોઢું કંઈ નકામું નથી, અને મૂંજ પણ નકામી નથી, તેમ વસ્તુઓના સ્થાન સામે વિરોધ છે કે આમ જોડી એક એક જોડે વિરોધભાવ કરી રહ્યાં છે. તેમજ આપણા મહાન તારક ભગતજી અને તેમનાં ભક્તાણીનું કહીએ તો ચાલે. બિચારાને તાંતણા છેકજ ખેંચવા પડેલા. ક્યાં તત્ત્વજ્ઞાનની ટોચની સીમા, અને ઉંડા ઉંડા ત્રણ ભુવનમાં વિચરતા, આખી સૃષ્ટિમાં સર્વ જીવોની કૃતિનું દિગ્દર્શન કરતા, ગોધરાના ખુણે નાના કુંભારવાડાના ઘરમાં વસતા ભગતજી, અને ક્યાં તેમનાં ભલાં બાઇજી ભક્તાણી સવારના માટી પલાળતાં, ગધેડાંને ધ્યારો નીરતાં વગેરે કામમાં મશગુલ રહેતાં આપણાં માજી! પરંતુ તેમનો પોતાનો જરાએ દોષ નથી. વસ્તુસ્થિતિજ એવી કઢંગી ગોઠવાએલી તો વાંક કોનો? ગોઠવણી કરનારનો કે નહિ? ઈશ્વર સર્વ જીવોને જ્ઞાની ક્યાં કરી મૂકે છે? પોતાના ગુપ્ત જ્ઞાનની ચીણગારી ગમે ત્યાં મૂકી દે છે. જ્ઞાતિ, વર્ણ, પંડિત, મૂર્ખ જોતો નથી, અને જેમ જ્ઞાતિ દુનિયાની નજરે હલકી તેમ વ્યવસાય સરળ, ખર્ચ થોડું, કમાવું થોડું, કર્મ થોડાં, ઉપાધિ થોડી, શાન્તિ વધારે, અહંકાર થોડો, જરણાં વધારે; એટલે હલકું તે ભારે. ત્રાજવાથી જોખવા બેસીએ તો નમે તે ભારે, તેમ

હલકું તે ભારે, અને ભારે તે હલકું તે તારે. ભારે તે ડૂબે અને હલકું તે તરે. અહમ્‌નો મોટો ભારો જે ઘટમાં નહિ તે હલકો અને જેમાં હું આમ કરૂં છું, હું આવો, વગેરે અહમ્‌નો વ્યાપાર વધારે ત્યાં ભાર વધી ગયો, એટલે સંસારમાં ડૂબ્યા જેવાજ.

એક વાર નરસિંહ મહેતાનો દાખલો આપી ભગતજી કહેતા, કે નરસિંહ મહેતાના અવસાનની પળ આવી. વૈકુંઠમાંથી દૂતોને મોકલ્યા કે જાઓ, ભગતને લઇ આવો. ત્યાંથી યમદૂતો આવ્યા. નરસિંહ મહેતાના શરીરમાં જીવને ખોળવા લાગ્યા. શરીરમાં એક તો ચૈતન, બીજું તો જડ દેહ, અને ત્રીજું માનવાવાળું મન કે અજ્ઞાન કે જીવપણું; એટલે તે જુદો તે જીવ. હવે જીવને શોધવા લાગ્યા. નરસિંહ મહેતાને તો અહમ્ મળેજ નહિ. આ મારૂં શરીર એમ પણ માનેલું નહિ. એ તો કહેતા કે શામળીઆનું છે, શામળીઓ જાણે; બધું ચેતનનું છે, બિચારા જડ-હુંથી શું થાય તેમ છે? એટલે લાંબે કાળે હું છું કે નથી તેનો પણ ભ્રમ થઇ ગએલો, અને પછી રહેલું તે જડ અને ચૈતન. માનવાવાળું તો નહિ પણ માનવાવાળી કળ મન તે પણ ન મળે. પ્રીતમ કહે છે, તેમ—

"આ તે જાગૃત કે સ્વપ્નું, શું થયું રે લોલ."

તેમ મહેતાને આવું વિપરીત જ્ઞાન થઇ ગએલું કે ઓચિંતો પ્રભુ પોતે અજ્ઞાનનો પડદો ખસેડી જ્ઞાન સ્વરૂપ પોતે પ્રગટ થાય, ત્યાં એકદમ વિપરીત વસ્તુની પ્રમાદ અવસ્થા જેવું થાય તેમ થતું; અને આગળ તો અહમ્‌ના મીઠાનો કાંકરો પરમાત્મરૂપી તત્ત્વના સાગરમાં ક્યાંય અને ક્યારે ગળી ગયો કે શોધ્યો જડેજ નહિ.

દૂતો ઘણું કંફાશી વળ્યા પણ માનેલું હોય તો ને? માનસરોવરમાં હંસો એકલો. માનેલું સરોવર સૃષ્ટિ, દેહસૃષ્ટિમાં હંસો એકલોજ; માન એટલે માનવાવાળું મન એવી કળજ નહિ. બિચારા દૂતો થાકી પાછા ગયા. વિષ્ણુ ભગવાનને કહે કે અમને તો જીવ હાથજ નથી આવતો; જડયોજ નહિ. આવું તો પહેલવારકુંજ જોયું.

કહે કે બીજા કોઇ અમારા પહેલા જઇને લઇ આવ્યા તો નથી; ના, તેમ પણ નથી થએલું; કારણ કે હજી સંચો તો તેમનો તેમજ ચાલે છે; એટલે શરીરનો સંચો ચાલતોજ છે. શ્વાસ દોરી તેમની તેમજ છે; હજી બંધ નથી પડી. મતલબ કે જીવતા છે; મુઆ નથી.

વિષ્ણુ ભગવાનને પણ નવીન લાગ્યું. કહે ઠીક; ભગતને લેવા તો મારે જાતે જવું પડશે. એમ કહી ગરુડ ઉપર પોતે સવારી ઉઠાવી. આવ્યા નરસિંહ મહેતાને આંગણે. મહેતાજી પથારીમાં સૂતેલા છે. હજી પરોઢીઆની વાર છે એમ વિચાર કરતા સૂતેલા છે. આવ્યા નજીક વિષ્ણુ સૂક્ષ્મ દેહે, સૂક્ષ્મ ગતિથી; શોધવા લાગ્યા મહેતાના જીવને. જીવપણું હોય ત્યાં જીવ હોયને? અહીં તો કેવળ ઇશ્વર; વિષ્ણુ પોતે તો ઉપાધિવાળો ભગવાન. પરંતુ ઉપાધિમુક્ત ઇશ્વર મહેતામાં જોઈ ફાંફાં ઘણાંએ માર્યાં, પણ આખરે હાથ કંઇ ન આવ્યું. પરમાત્મરૂપ બની ગએલા, વ્યાપકરૂપ થઇ ગએલા મહેતાજી મરજીમાં આવે ત્યારે દેહ મૂકે.

સ્વતંત્રપણું ઇશ્વરની એકતાથી લીધેલું તેના ઉપર બીજી સત્તા અને તેની અસર થાય, અને તે તેને ઉઠાવી જાય એવું બને તો જ્ઞાનની કિંમત રહેજ નહિ. સૃષ્ટિમાં દરેક જીવ સુખ અને ઉંચામાં ઉંચી દિશાના જ્ઞાનની અને દિવ્ય વસ્તુની દિવ્યતાની આશા કરી રહ્યો છે. તે કોઇજ પ્રાપ્ત ન કરી શકતું હોય તો તેનું મહત્વ રહેજ નહિ, માટેજ મહા જ્ઞાનરૂપી બીજ કોઇ કોઇ સ્થળે પ્રગટ જોવા મળે છે. ભાડુતી ઘર હોય, ઘરમાં બારી બારણાં, મેડા, માળ, છજાં વગેરે બધી શોભાવાળું ઘર હોય, ને ઘરનો માલીક હોય. ઘરના માલીક ઉપર કેસ (Case ) થતો માનો. સરકારનું વોરન્ટ ( Warrant ) માલીકને પકડવા આવે પણ ઘરમાં માલીકજ ન મળે. જ્યાં પૂછે કે કોણ માલીક છે? કોઇ કહે કે હું માલીક છું તોજ તેને પકડેને? બાકી માલીક હોય નહિ તો પછી શું ઘરને ઘસડી જાય? તેમ બારીબારણાવાળું નરસિંહ મહેતાનું સ્થૂળ પુતળું–ઘર પડેલું પણ

માલીકજ ન મળે. બારણું ઉઘાડી અંદર પ્રવેશ કરો, પરંતુ માલીક મળેજ નહિ, તો વિષ્ણુ ભગવાન જાતે આવીને પણ કીયા નરસિંહને લઇ જાય ? છેવટે વીલે મોઢે પાછા ફર્યા, અને મહેતાજી તો સ્વશક્તિમાન એટલે પોતે હંસ રૂપ હં, સો રૂપ; સો તે હમ્ થએલા, તે હમ્ સો થઇ ગયા; દેહરૂપી ઉપાધિમાં અહમ્ રૂપી બંધનનો હંસો વિદેહી થયો. ભગતજી આ વિદેહીની કથા કહીને એવા આનંદમાં મગ્ન દેખાતા, અને નરસિંહનું પદ ગાવા લાગે—

"દેહ છે જુઠડી, કરમ છે જુઠડાં, ભીડભંજન તારૂં નામ સાચું."

દેહ જુઠી છે, તો કર્મ જુઠાથી થએલાં જુઠાં છે. બધાનો કર્તા ઇશ્વર તો બધું સાચુંજુઠું તેનુજ કરેલું; માને તે ભોગવે, માનવાપણું મૂકયું તો છૂટયો.

અર્જુનને કૃષ્ણ કહે, "અર્જુન, કર્મની ગતિજ ગહન છે; કર્મ, અકર્મ અને વિકર્મની ગતિ સમજ." અર્જુન કહે, "બધું સમજતાં તો માથું કંટાળી જાય અને ખરૂંખોટું, આ કરવું, આ ન કરવું, યાદ ન રહે માટે સહેલો રસ્તો બતાવો. એવું સમજવાનું તો વેદાંતીઓ માટે રહેવા દો; એ બિચારા શું ભણશે ! એમને તો આ પહેલું પગથીઉં, આ બીજું, આ ત્રીજું એમ પદ્ધતિસર જોઇશે; અને વાદવિવાદ કરવા બેસશે ત્યારે વાદના આ ત્રણ પ્રકાર-એક વાદ, બીજો જલ્પ અને ત્રીજો વિતંડા વગેરેથી સમજવા બધું તેમને ફાવે, માટે બધું એમને માટે રહેવા દો; બાકી આપણને તો સહેલી કુંચી કહી દો તો તે ગળે ઉતરે અને વળી મહેનત જરાએ ન પડે અને થયાજ જાય એવું જોઇએ." ત્યારે કહે કે જો નિષ્કામ થા. અર્જુન કહે, "એ તો શબ્દ બહુ ભારે પડયો; કંઇ સહેલું લાવોને ! આ માથુંપકાવણું મને કેમ આપો છો ? એ તો ભણવાવાળા ઘણા છે તેમને ભણાવજો. આપણે કંઇ ભાષણો કરવા જવું નથી કે બીજાને સમજાવવા જવું નથી જેથી બધી જરૂર પડે. માત્ર મને સમજાવવા તો ટુંકી વાત કરો."

કૃષ્ણ કહે, "જો, સર્વ જીવમાત્રમાં હું છું, ખરૂં !" કહે, "હા". "કુતરામાં, ચંડાળમાં, હાથીમાં, ઘોડામાં, પાપીમાં, મૂર્ખમાં, જ્ઞાનીમાં, અજ્ઞાનીમાં, કીડીમાં, ભ્રમરમાં, સર્વમાં હું ॐ રૂપે વ્યાપક છું; કેમ ખરૂં ?" અર્જુન કહે, "અરે વળી આ ॐ એ શું પુછવું આવ્યું? એ તો નહિ સમજાયું." કહે, "જો સહેલી રીતે ઓ તે હમ; હું બધામાં મારા મૂળ સ્વરૂપમાંથી હમ્ રૂપે અજ્ઞાન રૂપ ધારણ કરી પુતળામાં વિહાર કરી રહ્યો છું, કેમ ખરૂં !" કહે, "હા". "તો જે હંસ તારો, હું તે તું અને તું તે હું; તારામાં ચેતનશક્તિ અને મારામાં પણ તેજ ચેતનશક્તિ; તારો શ્વાસ અને મારો શ્વાસ આ વ્યાપકમાંથી લઇએ અને મૂકીએ. કાંઇ જુદું છે !

એક દેડ, બ્રાહ્મણ, જ્ઞાની, અજ્ઞાની, રાજા, ભિખારી, બધા ભેગા છુટા છુટા બેસે. વારૂ, શ્વાસ શેમાંથી લો છો ! તે વ્યાપકતામાં તું અને હું એકજ કે જુદા ?" કહે, "એકજ." "વારૂ, તો જે તારામાં સોહં કે ઓહમ્ અથવા ॐ જે હું તેજ મારૂં સ્વરૂપ અને મારો આત્મા તેજ તારો આત્મા; કેમ ખરૂં ?" કહે, "હા." "તો તેને શરણે રહેવું. **सर्व धर्मान्** [illegible] **मामेकं शरणं व्रज।** બધાનું શરણું બધું સમજવું, મૂકી એક મારે શરણે આવી જા; એટલે સર્વ મારાથી થાય છે અને તું કાંઇ કરતો નથી એમ માની સર્વ મારા પરાયણ રહી કરતો જા; અને દેહનાં કર્તવ્યો તો થયાજ કરશે, પરંતુ મને વળગેલો રહેજે એટલે બધું પરમાત્માજ કરે છે એમ માનવું. સારૂં-માઠું બધુંજ તે કરે છે એમ માનજે, અને એમ કદાપિ ન માનતો કે હું કરૂં છું, એટલે તું સદા મુક્તજ છે. તારે ભોગવાનું રહ્યુંજ નહિ, માનીશ તો ભોગવીશ, માટે માનવુંજ નહિ. એનેજ નિષ્કામ કર્મ કહે છે, એટલે નિષ્કામી થયો કે નિસ્પૃહી, નિર્લેપ, આપોઆપજ થઇશ, માટે આ સહેલામાં સહેલી કુંચી ઘૂંટી રાખ કે હું નહિ, પણ તું એમ ઘૂંટવું. તું હિ તું હિ કર્યા કર; આ બધામાં તું છે એમ જોયે જા. એજ આત્મદષ્ટિ, એજ સાન, ગુરુગમ વગેરે સમજાવી ભગતજી

ઘણા આનંદમાં આવી જતા. તેમની સમજાવવાની કળ એવી સાદી અને તદ્દન સહેલી કે એકદમ ગળે ઉતરી જતું. એમની પાસે કોઈ પણ આવ્યો કે પ્રથમ વસ્તુનું સંધાણ કરી આપતા. લક્ષ આપ્યું કે તરત પછી કહે જાઓ; હવે હરો, ફરો.

ભગતજી કપાળમાં તિલક કોઈવાર કરતા અને બહુ સત્સંગીઓની ઉપાધિ વધી તે પહેલાં તો હરહંમેશ નાહી ધોઈને એકાંતમાં બેસતા અને પછી ત્યાંથી આવી બહારના ઓરડામાં પોતાની ગાદી ઉપર બેસી તિલક કરતા. તિલક રામાનંદી જેવું કરતા. આજુબાજુ ચંદનની પીળી માટીનાં બે પડખાં અને વચમાં કંકુની લાલ લીટી. તે ઉપરથી રામાનંદી દેહગુરુ હોવા જોઇએ. કોટમાં કંઠી પણ બાંધતા. તૂટી જાય તો ખાસ વાંધો ન લેતા; તેમ તિલક વખત પર ન પણ કરતા. પરંતુ કહેતા કે બધી નીતિ ચોકખી પાળવી, નહિ તો બીજા ઉંધે રસ્તે વળે. કોઈ વખત કોઈના ઉપર ચિન્હની ટીકા કે શિખામણ દેતાજ નહિ. કેમ આગળ વાળ રાખ્યા છે! કે ચોટલી કેમ રાખતા નથી! ચ્હા પીઓ છો કે! કે ન પીશો! બીડી પીઓ છો? હુક્કો ગગડાવો છો! એવા એવા પ્રાકૃત સવાલની નીતિની ચિકાશ તેમનામાં જોવામાં આવીજ નથી. સહેલીજ વાત અને એની મેળેજ આવનાર ખેંચાઈ આવે અને નીતિ ચોકખી રાખે એવી ખુબી બની જતી.

એમની પ્રથમ અવસ્થામાં નદીમાં એક વાર પૂર આવેલું. વાત્રકમાં ગામડે ગએલા. બે કાંઠે પાણી વહેતું, ઘોડાપૂર જોરથી વધેજ જતું, તેવામાં ભગતજીને પાર જવું. સાથે બે ત્રણ માણસો હતા. હોડીવાળાને ખૂબ સમજાવી હોડી મુકાવી અને પાર જવાનું હતું. વરસાદ ભારે પડયાજ કરતો હતો. હોડીવાળાએ હિંમત કરી. હોડી મૂકતાં શું મૂકી પરંતુ "સાપ, જળ, અગ્નિની રેલ, તેનો કદી ન કરીએ ખેલ." જેવી હોડી મૂકી કે પાછળ બેસુતમ પાણીનો ઠેલો; મિજાનમાં રહેજ શી રીતે! આમતેમ વચમાં નદીની મધ્યે જઈ ઘસડાતી ચાલી. હોડીવાળો ઘણો બાહોશ હંકારનારો હતો, પરંતુ

તેનું શું વળે ! સામે પાર જવાને બદલે પાણીના ફુફકારા ભેગી તણાતી આગળ ચાલી. લોકો બન્ને તરફ જોવા ભેગા થએલા તે બૂમો મારે, 'ઓ પેલી હોડી ડૂબી, ડૂબી.' પણ ઉપાય શું કરે ! કોઈ તો હોડીવાળાને ગાળો દેવા લાગ્યા કે આટલા પાણીમાં હોડી મૂકીજ શું કામ ?

આમ હોડી તો ઘસડાતી ચાલી અર્ધો માઈલ નીકળી ગઈ. વચમાં ઉંધી પડવા જેવું થયું હતું. પરંતુ ભગતજી જેવા સમર્થ જેમાં બેઠા હોય ત્યાં પાર ઉતાર્યા વિના રહે ! હોડીને ખુબીથી સામે કિનારે લઈ જવા, જેવું પાછળથી પાણી જોસ કરે કે તેના જોરનોજ લાભ લઈ સામે કાંઠે ત્રાંસી હાંકી કે કાંઠે ટીચાઈ. ટીચાઈ કે તરતજ લંગર નાખ્યું. હોડી ખમચાઈ. બધા ઉતરી ગયા, અને ભગતજી પોતે તો નદીમાં તરી જાણતા એટલે તે તરફથી પણ નિર્ભય હતાજ. તારો તે બધેજ તરનારો અને તારવાવાળો.

"જેને રામ રાખે રે, તેને કોણ ચાખી શકે." (ધીરો.)

તેમ જેને સમર્થ રખવાળ તેને ફીકર શી હોય ! સોંપીને બેઠા તો ફીકરની ફાકી કરી નિર્ભય વિચર્યા કરો.

એક વખત ભગતજી કંઈક વસ્તુ લેવા માળીએ ચડેલા. ઘરનું જુનું માળીઉં તદ્દન દોદળું અને ખખરી ગએલું. શું કરે ! ઉપાય બીજો મળે નહિ; ચાલે જતું. માળીઆ ઉપર માલ ઝાઝો ભેગો થઈ ગએલો. માલમાં પચીસેક વર્ષનાં જુનાં છાણાં પણ હશે; માટીનાં માટલાં, બીજાં કારીગરીનાં કેટલાંક વાસણો, માટી અને રંગનાં કેટલાંક સાધનો ઉપરાંત લાકડાના જાડા કડકા, છોડીઆં, અને ન વાળવાથી જુનો થઈ ગએલો અને વેંત વેંત થર જામેલો ગોઢ. ઉપર કંઈક માટીનું વાસણ લેવા ભગતજી ગએલા. વચમાં શોધતાં કંઈક ગબડયું અને માળીઆના છપ્પરમાં સમતોલપણું ગયું કે જુરરર

ફરીને હેઠું પડયું. ભગતજીએ અંદર દટાયા. બધું સાવ તૂટીને મેડા ઉપર. મેડાના જે ઓરડા ઉપર માળીઉં હતું ત્યાં એકજ બારણું હતું; તે પણ આ બધું આડું પડવાથી બંધ થયું; ગોટ અને છાણુાંની રજોટી ઉડી તે લગભગ બે કલાક લગી શમેજ નહિ.

કડડડ અવાજ અને મોટા ધડાકા થવાથી પડોશનાં અને ઘરનાં આપણાં ભક્તાણી દોડી આવ્યાં. બિચારાં બૂમેબૂમ પાડવા લાગ્યાં. કહે, "મારા ભગતજી અંદર દટાયા, કોઈ કાઢો રે કાઢો." માણસો ઘણાં ભેગાં થયાં. ધીરેથા યત્ન ચાલ્યો. ભગતજીની સ્થિતિ અંદર રહીને વિચારો. તૂટીને પડયું કે ભેગા તે પણ ત્યાંથી એડે પડયા. પડવાનો એકદમ જોખો અને તેની સાથે જુનો ગોટ ઉડયો. ગળામાં એટલું ભરાયું હશે! બારીઓ શરીરની પુરાઈ ગઈ હશે; નાક અને મ્હોં શ્વાસ લેતાની સાથે ધૂળથી ભરાઇ ગયાં હશે. અંદર પવન કયાંથી આવે? પણ કેવા જોખમમાંથી આવા સમર્થની જિંદગી ઉગારવા ઈશ્વર શું શું કરે છે તેની ખુબી તો ન્યારીજ છે. બધું પડયું ખરૂં, પરંતુ ભગતજી જેવા નીચે પડયા કે ઉપર એક મોભ તૂટી પડયો. જો તેમની ઉપરજ પડયો હોત તો તો દબાઇ જતાં હંમેશને માટે પતી ગયા હોત. પરંતુ ખુબી એવી બની કે મોભની અણી ભીંત ઉપર એક બાજુએ સહેજ અટકી અને ભગતજી ઉપર પોલાણ એવું ગોઠવાયું કે જાણે ગુફામાં મહાત્મા ભરાયા.

થોડું થોડું કરતાં ગોટ ઊડતો બંધ પડયો, છતાં શ્વાસ ચાલે તેવું પેલું પોલાણ તો ચાલુજ રહ્યું. લોકો બહારથી સાચવીને બુદ્ધિ વાપરી ધીરેથી સામાન યુક્તિપૂર્વક ખેસવતા ગયા. એમ કરતાં છ કલાકે લગભગ ભગતજી આગળ આવી પહોંચ્યા. લોકોના પેટમાં તો પુરો ધાસ્કો પડયો હશે કે જરૂર ભગતજી દટાઈને પુરા થઈ ગયા. પરંતુ પરમાત્માની લીલા અલાકિકજ છે. ભગતજીએ જાણ્યું કે બહાર કંઈક યત્ન થઈ રહ્યો છે ને હા, હો ચાલી રહી છે, એટલે અંદરથી બોલ્યા કે ધીરેથી કાઢો; હું જીવતો છું અને નિર્ભય છું; મને કોઈએ વાંધો

નથી આવ્યો, અને જરાએ ઈજા થઈ નથી. "રાખણહારો રામ તો, એક બાલ ન બાંકો હોય," તેમ ભગતજી આ પળમાંથી પણ એમ વિચિક્ષણ પ્રકારે ઉગરેલા.

તેમ સ્વમુખે સાંભળેલું કે એક વાર પોતે તળાવ ઉપર રાતના પેસાબ કરવા નીકળેલા. હંમેશાં પેસાબ કરવા ખડકી બહાર નીકળી દૂર જઇને બેસતા, તેમ જરા તળાવને કાંઠે કાંઠે આગળ નીકળેલા. ત્યાં એક પીપળાનું ઝાડ છે અને ત્યાં એક ઝંડ રહે. ગોધરામાં પહેલાં ડાકણો અને ચૂડેલો રહે છે એવી વાતો ચાલતી. એમ કહેવાતું કે ગોધરાની સ્ત્રીઓ જીવતી ડાકણ જેવી છે. પણ જે ઝંડની વાત આ લખાય છે, તે તેમના સ્વમુખની અને સ્વાનુભવની છે. ઝાડની નીચે બૈરીના ઘાટમાં અને ખોળામાં છોકરૂં લઇને બેઠેલું. ભગતજી ત્યાંથી પસાર થઇ પેસાબ કરી પાછા ફરેલા.

પેલાના ખોળામાં છોકરૂં ખૂબ રૂએ. ભગતજીને દયા આવી. કહે, "શું કામ બિચારાને રોવરાવે છે? છાનું રાખને?" તે વખતે ભગતજીની ઉંમર પચીસેક વર્ષની કે ત્રીસની લગભગ જેટલી હશે. પેલું કહે કે આ રહેતુંજ નથી. ભગતજી કહે, "લાવ, લઉં છોકરાને." છોકરાને લઈ જેવું ઉપાડયું ને ચાલવા લાગ્યા કે પગ લાંબા ને લાંબા વધારેજ ગયું; ભગતજી ચેતી ગયા કે કંઇક બલા છે. તેમણે તો નાખી દીધું અને ચાલતા થયા. પાછળથી કાંકરા ફેંકયાજ કરે. ભગતજીને બન્ને કાન આગળથી રંમ રંમ કરતા જાય પણ વાગે એકે નહિ. જ્યાં બીક નહિ અને હિંમતભરી છાતી ત્યાં ગમે તેવી બલા શું કરે? પાછળથી તે ઝંડ બોલવા લાગ્યું, "ધીરી રહે, ધીરી રહે." ભગતજીએ કહ્યું, "જાને બલા, તું તારે રસ્તે!" પછી ગમે તેમ બન્યું, પણ ત્યાર પછી તે સ્થળે તે વસ્તુ ફરી જોવામાં આવી નથી.

ભૂતપ્રેત ઘણાઓ માનતા નથી, પરંતુ ગીતાજીમાં પણ ભૂતને ભજનારા ભૂત લોકને પામે છે, મને ભજનારા મને પામે છે, કરીને

શ્રીકૃષ્ણનો ખુલાસો છે. ઇતર લોક વિષે તત્ત્વજ્ઞાની સિવાય કે પ્રત્યક્ષ જોએલાના ઘણાના દાખલા હોવાથી તે માન્ય રાખવુંજ પડે છે. જેને સાધના વગેરે કરવું છે તેને આવી ચીજનો કે કશાનો પણ ભય છે; બાકી જેને કશાની દરકાર નથી, કંઇ જોઇતું નથી, એક સત્ય, પરમ સત્ય, ઈશ્વરી તત્ત્વનુંજ કામ છે તેને શું તમા હોય કે સૃષ્ટિમાં શું શું છે!

માયાની કૃતિનો ક્યાં પાર છે! કેટલુંક જુએ અને જાણે? જિંદગીની જિંદગી વહી જાય તોય અધુરૂં; અને જો માયાજ આવી અપાર છે તો પરમાત્માનો તો પાર આવેજ ક્યાંથી? જે પરમાત્માએ માયા રચી તેનો થાહ નીકળતો નથી, સમજાતી નથી, તો વળી તેનો માલીક, તેનો થાહ કોણ લઇ શકે કે તે તે શું વસ્તુ? અસત્ દેહ અને જુઠું મન તે વળી પરમાત્માને શોધી કહાડવાનું? માટેજ મન બુદ્ધિથી પાર છે કે જ્યાં જતાં મન, બુદ્ધિ વિરામ પામે છે, લય થાય છે. પછી વેદાન્ત કહેશે નેતી, નેતી, હાથ ખંખેરશે. પરંતુ જ્યાં વેદ નેતી, નેતી, કરી અંત લાવે છે ત્યાં તો સંતનો માર્ગ શરૂ થાય છે. એ તો કબીર કહે છે, તેમ—

"હરિ અથાહ થાહ હમ પાયો, સાયર સુરતા સમાણી."

માટે ભાઈઓ, રખે વાસીદામાં સાંબેલું કાઢી નાખતા. બાપુ સાહેબ કહે છે, કે—

"જ્ઞાનીઓ બતાવું રે, બંધ મુક્તિ આત્મા કેવો;
આંખ મીંચી ઉઘાડો રે, દઢતા ધારો તો સેવો. ટેક.
સૂક્ષ્મ બુદ્ધિ હોય તો સમજાશે, નહિ તો કરશો ન માથાકૂટ,
સહેલું સટ તો અમો બતાવું, પીઓ અમૃતનો છે ઘૂંટ;
ખૂંટ મારી ખોલું રે, કહું બ્રહ્મ જેવો તેવો—જ્ઞાની૦
ચૈતન્યમાં દશ્ય કલ્પવું, જાણો બંધતણું એ મૂળ,
ચૈતન્યમાંથી કલ્પના છૂટવી, મુક્તિ જાણો સમૂળ;
દશ્ય વગરનું ચૈતન્ય રે, આત્મારામ રૂપ મેવો. જ્ઞાની૦

ત્રણુ લીટીમાં ત્રિભુવન સમાયું, બ્રહ્મવિદ્યાનો ભોર,
આહા, ઓહો કરી અફાળો, એવો નથી એ શોર;
ખરી છે એ વિદ્યા રે, ચિત્તમાં રૂડી ચેવો. જ્ઞાની૦

મહાશ્રમ વડે અમે સમજ્યા છું, તે દેખાડયું પળમાંય,
ન સમજાય તો પૂછો આવીને, આંતરો નથી કાંઇ આંહાંય;
ચોખું ચટ કહેવું રે, બાપુ બ્રહ્મ એક દેવો. " જ્ઞાની૦

બાપુ સાહેબ આમ કહી ગયા છે. " આહા, ઓહો કરી અફાળો એવો નથી એ શોર." એમ કાઢી નાખવા જેવું નથી. જ્યાં કાંઈ નથી એ વસ્તુ પુઠળ ઘરબાર તજી શાન્તિ મેળવવા દુનિયાની સઘળી ઉપાધિ છોડી જીવ એકાન્ત શોધી રહે છે, પહાડ કે જંગલ શોધી એકાદ ગુફામાં જીવન વેઠવા ભૂખતરસ પણ વેઠી તૈયાર થાય છે. ગોપીચંદ, ભરથરી (ભર્તૃહરિ) જેવા અનેક પુરુષો જેની પ્રાપ્તિ માટે ખેરસલ્લા કરી રાજ્યસુખને પણ તિલાંજલિ આપી ચૂક્યા, તેજ વસ્તુ તો નેતી, નેતી અને શૂન્યની પાર છે, કંઈક મહાન વસ્તુ જેમાં તત્ત્વજ્ઞાનીઓ સ્થિત થઈ એમ બોલે છે કે સ્થિર સનાતન વસ્તુ છે, પિંડ બ્રહ્માંડની પાર છે, વગેરે. ભગતજી પણ કહેતા કહેતા આવા છેલ્લા સિદ્ધાંતની ટોચની વાતે લાલચોળ થઇ જતા અને જાણે પોતે વસ્તુમાંજ વસ્તુ થઈ બોલતા હોય તેમ પ્રત્યક્ષ થઇ બોલતા કે " વેદને પાર ન જડયો; ભલે હાથ ખંખેરે, નેતી નેતી કહે; પણ નહિ, વસ્તુ તો દીવા જેવી છે અને વળી કહેવાય નહિ, પરંતુ અનુભવાય એવી, આ રહી; એવી છે."

સંતે તો પાર કાઢયો. વેદાંત ન માને; કારણ કે વેદમાં ભારે ભેદ છે, પણ અનુભવી તો ચાર વેદથી પણ પાર અને વાણીથી બહાર છે. " જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ;" અને " જ્યાં ન પહોંચે કવિ ત્યાં પહોંચે અનુભવી." 'આ રહી' એમ કહેતા અને કહેતા કે " ભલે બધા કહે કે દેખાય નહિ, પણ મારા રામ કહે છે

કે દેખાય તેવું પણ છે, ચોકખુંચટ છે. માનવાનું નહિ પણ રોકડું આ રહ્યું." આગળ ઉપર ભગતજીના સિદ્ધાંતો ચર્ચીશું ત્યારે તે વિષે વધુ ઉકેલાશે; અત્યારે આટલેથી. અનુસંધાન આગળના પ્રસંગોમાં આવશે.

ભગતજી યાત્રાએ ગએલા, અને હરદ્વાર, લક્ષ્મણઝોલા વગેરે ફરી આવેલા, ત્યાંથી પવિત્ર ગંગાજળ લેતા આવેલા. ઘરે આવી બ્રાહ્મણોથી વિધિયુક્ત પૂજા થાય તોજ બરોબર વપરાશમાં તે લેવાય એવી લૌકિક માન્યતાને માન આપી ગંગાજળની ગંગાપૂજનની ગોઠવણ કરી. બ્રાહ્મણો, પોતાના કુળગુરુ ગોર તથા અન્ય હરિજનો વગેરેની મંડળી ભેગી કરી વિધિ ચાલી. હજી ગોર પણ હયાત છે અને તે જાતે પણ કહે છે કે જ્યારે પૂજન થયા બાદ આરતી થઇ ત્યારે ગંગાજળ લોટામાંથી ઉભરાએલું, અને બ્રાહ્મણો દક્ષિણા લેવા આનાકાની કરવા લાગ્યા કે જે ભગતજીનો આટલો પ્રભાવ છે તેમનું લેવું ઠીક નથી. પછી ભગતજીએ જુક્તિથી ઘાટ બેસાડયો અને દરેકને યથાશક્તિ આર્થિક દૃષ્ટિએ સંતોષ્યા. હંમેશાં તેમનો તો સ્વભાવજ હતો કે સામાને મોટા કરી કામ આગળ ચલાવવું. કહે કે "આપ તો બ્રહ્મદેવ છો, શું ન કરી શકો? તમે તો ધારો તે કરી શકો, દયાળુ છો, અને આપની તો પૂર્ણ કૃપા છે. "પ્રભુ" કરી કરી દક્ષિણા આપી. જેણે આ નજરે જોયું હશે તેને કેવું લાગ્યું હશે!

સર્વે નાસ્તિકતાને ત્યાં આસ્તિકતાના રૂપમાં ફેરવાવુંજ પડે. પ્રત્યક્ષ વસ્તુ ગમે તેને ફેરવી શકે છે. એવા સમર્થ ભગતજીના પ્રસંગમાં તો ઘણાએ આવ્યા છે અને ગમે ત્યાંથી પૂછીને ખાતરી થઈ શકે તેવી છે. એટલું મહાન સમર્થતાનું પુતળું અને વળી સાદામાં સાદા મનુષ્યની પેઠેજ રહે. શું એમની નીતિ, બોલવું, ચાલવું! 'દીન વચન દાખવું, ગંભીર મતુ રાખવું' એમ હંમેશ આવીજ ખુબીથી વચન બોલે, પોતે દીન જેવા થઇને બોલે પણ ગંભીરતા કદી છોડે નહિ; અને જ્યારે સ્વરૂપના ઐશ્વર્યમાં આવી જાય ત્યારે કોની મગદુર

છે કે એમની સામે સવાલજવાબ કરે ? અનેક ગુપ્ત ચમત્કારો અને જ્ઞાનના અદ્દભુત દીપથી અનેક ઘટ ઉજીઆળી પોતે વિદાય થયા છે.

કોઈ તેમનો સત્સંગી કે હરિજન અત્યારે એમ કહેવા હિંમત કરતો નથી કે તેમણે આ કચાશ રાખી. બાકી બધાને તો તેમના જેવાજ થતું હોય. માયામાં આળોટવું, જુઠી માયા જોઇએ અને સાચો ઇશ્વર પણ જોઇએ. હસવું પણ ખરૂં અને લોટ ફાકયે જવો એવું વિપરીત તો કદાપિ કેમ બને? માત્ર ન્યાયબુદ્ધિવાળા સાથે એટલાજ સવાલ થઇ શકે કે ભગતજી પોતે સો ટચનું સોનું હતા કે નહિ ? પોતે સર્વસમર્થ સિદ્ધ અને સંતકોટિની ઉત્તમમાં ઉત્તમ રહેણીએ હતા કે નહિ? અને અનેકના ઉપર અનહદ ઉપકાર કરી ગયા છે કે નહિ ? આના જવાબમાં બે મત કદાપિએ નહિ આવે. સૌ કહેશે કે સમર્થ પુરુષ છેલ્લી ટોચના, એમાં લેશ સંદેહ નથી તે નથીજ.

---

## ખંડ ૮ મો.

—:૦:—



ગતજી પોતે ગુરુ તરીકે શિષ્યો બનાવવા કે ઉપદેશ આપવો વગેરે કરતા નહિ. નિર્યમિત શાળા જેવું ભણતર પણ ભણાવતા નહોતા. ભકતરાજ હતા એટલે ભજનકીર્તનના કીડા હતા. ગીતાજી, યોગવાસિષ્ઠ, અનુભવપ્રકાશ, ભાગવત વગેરે પુસ્તકો તેમણે વાંચેલાં. તેમની યાદદાસ્ત ઘણીજ તેજ હતી. દરેક વસ્તુ પાછલા ભાગમાં આંખનું કાચું થવાથી ન જોઈ શકતા. આંખની કચાશને લીધે પુસ્તકો વાંચી શકતા નહિ, તો પણ આવનારને સંતોષવા વંચાવતા, અને કાને પણ વૃદ્ધાવસ્થાથી ન સાંભળી શકે તો પણ અમુક પાને આ લખેલું છે એમ કહી જે સિદ્ધાંત

પોતાને કહેવો હોય તેનું નિરુપણુ કરવા તેમની યાદદાસ્ત ઘણીજ ઉપયોગી થઇ પડી હતી.

તેમને લગભગ આઠસોથી વધુ ભજન મોઢે યાદ હતાં અને દષ્ટાંતો તો હજારથી વધુ; અને નવાં બનાવવાં તે પણુ પ્રસંગ જોઇ તરત ઓઠવી દેતા. જ્ઞાન અને અનુભવે જે ઘટ ફૂલી ગયો હોય ત્યાં દષ્ટાંત કે નવું ભજન જોડતાં શી વાર? સરસ્વતી દેવી તો તેમને પ્રસન્નજ હોય. જ્યારે જોઇએ ત્યારે સરસ્વતી જીવ્હાગ્રે તૈયારજ હોય. આવનાર મહાપંડિત હોય તો જે બોલે તેથી કંઇક આગળનું લક્ષ આપ્યા વિના રહ્યાજ નથી. જે વાત કરો તેમાં આગળજ ધપી જતા, અને ત્યાંથી આગળ લક્ષ આમ લઇ જવું: જોઇએ એમ કહેતા.

તેમની મધુરી ભાષા, સાદામાં સાદું જીવન, ને દરેકની સાથે બાળકની માફક પ્રેમભાવવાળું વર્તન આવનારને બહુજ રમુજ પેદા કરતું હતું. જ્ઞાની તે બાળક સ્વરૂપે ખેલે છે. બાળકમાં જેમ દોષવૃત્તિ હોયજ નહિ, વૈરવૃત્તિનું સ્થાનજ ન હોય, વીંછી કે સાપ પકડે, બળતો અગ્નિ ચળકે છે જાણી જેમ ઝાલવા જાય, તેમ ભગતજી પુરુષોત્તમ પોતે બાળક રૂપે ખેલતા હતા. બાળકમાં અને જ્ઞાની બાલ્યાવસ્થામાં ફેર એટલો કે બાળક અજ્ઞાન કે શૂન્ય વૃત્તિરૂપે કે અંદર સ્વરૂપમાંથી દૈહિક ભાવ આવવાની વાર, એટલે તેમ બેભાન અવસ્થારૂપે બાહ્ય ખેલ કરે છે, અને જ્ઞાની કેવળ જ્ઞાનમાંથી વિજ્ઞાન રૂપે, ભણેલું બધું ભૂલીને ખેલે છે. જે જે અભ્યાસ મનને શરીરની દરેક ઇન્દ્રિયને, અવયવને પડયો હોય તે બધું વીસરીને પ્રમાદ મસ્ત-રૂપે વિદેહી જેવા ખેલે છે. ભગતજી તેવા વિદેહી હતા, નિરંજન હતા, અને અંજન કોઇ પ્રકારનું જોવાય તેવું મળેજ નહિ. શું અલૌકિકતા અને કેમ પ્રાપ્ત કરી એજ મહાન આશ્ચર્યકારક હતું.

તેમનામાં એવી તે શી વસ્તુ ભરી છે કે આટલી શકિત ક્યાંથી ઉત્પન્ન થઇ ગઇ એ જોવા તેમના મુખાર્વિંદ સામું, આંખ સામું,

મ્હોં સામું, કપાળ સામું જોયાંજ કરો; પાસે બેસી તે દષ્ટિથી જોયાંજ કરો; ધરાવાયજ નહિ. એ ખેંચાણુ અને ચુંબક જેવીજ શક્તિ તે શી હતી ? ચાલે ત્યારે એક યંત્રની માફક પગ ઉપડે, હાથ હાલે, અને કટર કટર ચાલે; પણુ જાણે પોતાથી શરીર જુદું છે, અને હાથ જાણે લબડી પડયા છે, પગમાં જાણે ચેતન છૂટું પડી ચાલે છે, તેમ અહમ્ વિનાનું અને દેહનું ભાનજ ન હોય એવું પ્રત્યક્ષ ચાલતું દેખાતું; તેવું પુતળું ભગતજીનું જોવા જેવું લાગતું.

વિદેહીનાં પ્રત્યક્ષ દર્શન તો ભગતજીનાંજ કરવાનાં હતાં. જનક રાજા તો વિદેહી થઈ ગયા, પરંતુ આ તો આ સમયમાં થયા. જ્યાં અહમ્ શોધ્યું જડેજ નહિ. બોલે ત્યારે જોયાજ કરો કે અવાજ મોંમાંથી ક્યાં થઇને આવે છે ? અને વળી બધા મનુષ્યો બોલે તે કરતાં તદ્દન જુદુંજ. અહમ્ વિના પરમાત્મ વસ્તુ એકલીજ જ્યાં પ્રગટ હોય અને મન ન હોય એવી પ્રગટ મૂર્તિ તો આ એકજ. એમને બોલતાં જુઓ, હરતાં ફરતાં બધાં કર્તવ્યોમાં અહંકાર ગાળીને બધુંજ માલમ પડે. કામ, ક્રોધ ન જોઇએ; અહંકાર કાઢી નાખવો જોઇએ એ ખરૂં, પરંતુ આ બધોએ ઘાટ બંધ બેઠેલો, અહંકારનો લેશ સ્પર્શ ન હોય એવી વિદેહી મૂર્તિ તે ભગતજી પુરુષોત્તમનાં દર્શન થયાં કે પૂર્ણુ સંતોષ થયા વિના રહેજ નહિ.

તેમને કોઇ વાર ભજન લખવાનું દીલ થઇ આવતું. કોઈ વાર કોઇનો પત્ર આવ્યો કે જવાબમાં પૂઠે કંઇક ને કંઇ બે ચાર લીટી ટાંકી દેતા. જ્યાં સરસ્વતી પ્રસન્ન હોય, ત્યાં પ્રાસાનુપ્રાસ બેસાડવાનું કે માત્રામેળ ભણવાનું ક્યાં રહે છે ! એક યંત્રની કળ માફક લખે ત્યારે કળવિધાન નીકળી આવે. શું લખે છે તે પણુ વિચારવાની જરૂરજ નહિ. કલમમાંથી નીતરી આવે અને પછી વાંચી જુઓ તો વેદાંતથી પણુ આગળના સિદ્ધાંતનું ભાન કરાવતું તત્ત્વ મૂકી દીધું હોય. તેમનાં રચેલાં ભાંગ્યાંતૂટાં કેટલાંક પદ પણુ

ટાંક્યાં છે. એક ગુટકો કંઇક જોવામાં આવ્યો હતો; પરંતુ ક્યાં ગૂમ થઇ ગયો કે તેનો પછી પત્તો લાગ્યોજ નથી.

પોતે વિદ્વાન કે શાસ્ત્રી ન હતા, પરંતુ ભક્તજનજ કહેવડાવવા ચાહતા. તેઓ કહેતા કે "આપણે તો જ્ઞાન-બાન કાંઈ સમજીએ નહિ." કોઇ આવે ત્યારે એમ કહે કે " જાઓ, કોઇ શાસ્ત્રી પાસે, તે બધું સમજાવશે. મારા રામ તો કાંઈ જાણતા નથી; એક પ્રભુને ઓળખે છે, તે આ રહ્યો સર્વમાં " એમ કરીને આવનારને સંતોષીને તો કાઢેજ. પરંતુ ઝાઝી લમણાફોડ કરાવે ત્યારે એમ સમજતા કે ભારે અજ્ઞાનનું પુતળું આવેલું છે; અનુભવ લેવાવાળો નથી પણ ભણવાવાળો આવેલો છે. તેઓ કહેતા કે " ભણેલું ભૂલે તો પત્તો ખાય તેવો છે; જાણપણું એજ અજ્ઞાનપણું."

એમને લખવા કે ભજન બનાવવા કહેતા. પરંતુ તેમને તો બધું કંટાળા ભરેલું લાગતું. કહે કે આટલા બધા લખી લખીને મરી ગયા તો વળી આપણું બાકી રહ્યું ! આટલાં ચોપડાં તો છે; વાંચોને ! શું નથી કહ્યું અને બાકી રાખ્યું છે? એક અક્ષરમાં જ્ઞાન; પણ બોલવું છે, કયાં કરવું છે? એમ કરી બોલતાજ બંધ કરી દે; અને વળી અખાનું દૃષ્ટાંત આપી કહે કે અખો મળીને ચાર દોસ્તદારો હતા. અખો, બૂટો, નરહરિ અને ગોપાળ. ચારે ભૂતનાથ ગુરુના ચેલા હતા. ગુરુજીએ એક વાર બધાને અનુભવની અને દીધેલી જ્ઞાનદીક્ષાની કસોટી કરવા પરીક્ષા લેવા કહ્યું. તમે ચારે જણ પોતપોતાનો અનુભવ લખી લાવો. એમ કરી દરેકને લખવા સુપરત કરી.

એક બે મહીને ફરીને ભેગા મળ્યા ત્યાં તે વાતનો પ્રસંગ નીકળ્યો. ચાર પૈકી ત્રણેએ લખીને તૈયાર કરેલું. દરેકને કહ્યું, તમારો અનુભવ લાવો. દરેક લઈ આવો. દરેક લઈ આવ્યા. પોતપોતાનું લખેલું લખાણ ગુરુજીની સમક્ષ મૂકયું. દરેકનો અનુભવ અને દૃઢ કરેલું તત્ત્વ-જ્ઞાન વાણીમાં ઉતારેલું તેઓ વાંચી ગયા. કહે કે અનુભવ તો દરેકનો ચોકખો છે. વારૂ નરહરિ, તમારૂં લખેલું પુસ્તક લાવો; અખો, બૂટો,

અને ગોપાળ ત્રણેનાં આવ્યાં, તમારૂં ક્યાં છે? કહે કે ગુરુ, ગુરુ, અને મૌન રહી વસ્તુત્વરૂપે સાન કરી દેખાડી. પોતેજ પોતે સર્વ એક વ્યાપકતત્ત્વ પરિપૂર્ણ બ્રહ્મ. ગુરુજીએ ચારેને સંબોધીને કહ્યું, ભાઇઓ, ચારે પૈકી નરહરિ શ્રેષ્ઠ છે. ચારે પાક્યા છો, અનુભવજ્ઞાનની ટોચની દિશાએ છો, પરંતુ નરહરિ છેક ટોચની દિશાએ છે. તમારામાં સહેજ સૂક્ષ્મ અહમ્ રહ્યું જેમાંથી તમે હજી જગત જુઓ છો અને લખવા જેવું જણાયું તે લખ્યું, જ્યારે નરહરિને કેવળ વસ્તુરૂપ અને વસ્તુ વસ્તુમયતાજ વ્યાપ્ત અનુભવ દૃશ્યમાન થાય છે; લખવા જેવું કાંઇ નહિ. જ્યાં વસ્તુજ ખેલી રહી છે, એકજ તત્ત્વ છે, તેજ અનુભવ્યું, ત્યાં શું બાકી રહ્યું? પોતેજ ખેલે છે ત્યાં સારૂંખોટું છે શું, જે શિખામણરૂપે લખો? જ્યાં જુઓ ત્યાં પોતે તો ખરોજ ને? વગેરે સમજાવી ભૂતનાથ ગુરુ, જ્ઞાનના સર્વસિદ્ધ મહાત્મા, મૌન થયા કે અખો, બૂટો ને ગોપાળ સમજી ગયા કે આ પણ એક સૂક્ષ્મ અને ઘણી બારીક ભૂલ રહી ગઈ. સર્વ તેજ વસ્તુમાં સ્થિત થયા. અસ્તુ!

પરંતુ જો એટલું સૂક્ષ્મ અહમ્ ન હોય અને બધાજ મૌન પાકી ગયા હોત તો આવું તત્ત્વજ્ઞાન છુપું ને છુપુંજ વિદાય થઈ જાત. દરેક દેશકાળને અનુસરી લખાય છે. વેદાન્તનાં સમયમાં તેવા જ્ઞાનની જરૂર હશે એટલે તે લખાયું. મનુ ભગવાનના સમયમાં જ્ઞાતિ વગેરેની જરૂર હશે તો તે લખાયું. એમ સમયાનુસાર જ્યારે જેની જરૂર પડે ત્યારે ઈશ્વરપ્રણીતજ સમજી કર્તવ્યો કરે તેવા પુરુષો પેદા થાય છેજ. જે સમયમાં એવા પુરુષો પેદા થાય તેમની હયાતીમાં તેમની કિંમત તેવી અંકાતી નથી; પાછળથીજ પુજાય છે. તેમ અખો, બૂટો અને ગોપાળ વગેરેએ પણ અખાની વાણી, અખે ગીતા, તેમજ બુટે ગીતા, અને ગોપાળગીતા લખી જનસમાજ ઉપર અનહદ ઉપકાર કર્યો છે. સાહિત્યના પ્રદેશમાં તત્ત્વજ્ઞાન તે છેલ્લું સાહિત્ય, અને તે દિશામાં

અખો, ખૂટો, અને ગોપાળ જેવાએ ઉત્તમ સાહિત્ય મૂકી પરોપકાર કર્યો છે એ નિર્વિવાદ છે. તેમજ દેશકાળના સંજોગે જે કાંઈ નિરુપણુ થયું હોય તેમાં કંઈ ફાયદો જરૂરથી છે તે છેજ.

ભગતજી પોતાને '**દીન ભગત**' તરીકે ભજનની છાપમાં ઓળખાવે છે. કેટલીક જગાએ છાપ પણ લખેલી નહિ. પરાણે તેમને પુરૂં કરવા કહીએ ત્યારે કહે કે લખી દેજોને ? તેમાં શું ? પણ વળી આનાકાની ચાલે એટલે કહે કે લાવો, લખી નાખીએ. પોતે એમ કહેતા કે આવા પુરુષોએ આ જ્ઞાન ન લખ્યું હોત તો આ જગત સુધરતેજ નહિ. જગતને તો હથોડાની જરૂર છે. તેમને અખાના હથોડા અને ચોકખા જ્ઞાન માટે ઘણું માન હતું; અને અખો, ખૂટો અને ગોપાળનાં ઉત્તમ કોટિનાં ભજન બોલી તત્ત્વ જાગૃત કરી દેતા.

ભગતજીના મોઢેથી ગવાતાં અને તેમના પરિચયમાં આવી લખી લીધેલાં તેમનાં પરિચિત પદોનો સંગ્રહ તેમનીજ કૃપાથી નામઠામ વિના '**પરિચિત પદ સંગ્રહ**' તરીકે બહાર પાડવામાં આવેલો છે. જેમને તેની યોગ્યતા માલમ પડે તેમને તે મેળવી લેવા વિનંતી છે. તેમાંનાં લગભગ સો પદ તો કોઈ ઠામે બહાર છાપે ચઢેલાં નથી. સત્સંગ કરતાં બાર વર્ષના સમાગમમાંથી લખીને તૈયાર કરેલાં પદ મારા એક વારના મિત્ર ભાઈ હરિલાલ હરગોવિંદદાસ શાહ જે નડીઆદમાં વોહસરના વેપારી છે, તેમની બધીજ આર્થિક મદદથી તેમ બની શકેલું. આનંદ સાગર પ્રિન્ટિંગ પ્રેસના માલીક ઓચ્છવલાલે લગભગ અઢી વર્ષ જેટલો સમય આ છાપવામાં કાઢી નાખેલો. નવસો પંચાવન પુસ્તકના રૂ. ૮૫૦) નો આંકડો પૂરો ભરપાઇ કરેલો. આ ગ્રંથ બહાર પડતા પહેલાં તેમાં વાર્તામાળાથી ગૂંથીને ભજનના અર્થ સાથે બહાર પડે' તેમ લખવા ઇન્તેજારી ઘણી હતી. ગુરુદેવ પ્રભુએ મને પાંચેક વાર ઈસારો કરેલો કે 'ભાઈ અમૃતલાલ સુંદરજી પઢીયાર (સંસારમાં સ્વર્ગ, સ્વર્ગની કુંચી વગેરેના લેખક)ની પેઠે સત્સંગ ઘરે બેઠાં થાય એવું પુસ્તક કરો તો સારૂં. સૌ પ્રભુ મદદ કરશે; એવું કરી મૂકો. મારી તેવીજ પૂર્ણ ઉત્કંઠા

હોવા છતાં મારા આર્થિક મદદગારની સાથે એકમત ન થવાથી અને તેમની બીલકુલ નારાજી થવાથી એકલાં ભજનનો ઉતારો માત્ર બહાર પાડયો છે. સત્સંગ વખતે સત્સંગ છોડી માત્ર આ ભજનની કવિતા લખવામાં ઘણાક વખતનો ભોગ આપવો પડેલો; પરિચયમાં આવનારને આ પુસ્તક બહુજ ઉપયોગી થઈ પડે.

આમાંનાં ભજનો અને તે વળી ભગતજી ગાતા હોય તે વખતે મઝા લેવા કિમતી થઈ પડતાં. ભગતજી એમ પણ કહેતા કે જ્ઞાની પુરુષો જો મુગાજ થઇ જાય તો જ્ઞાન રહેજ નહિ, અને તેમાં એની કિંમતજ નથી. પરમાત્માની પોતાનીજ મરજી છે કે આમ પોતાનું જ્ઞાનસ્વરૂપ ફેલાયાજ કરે. સર્વમાં પોતે અને પોતેજ પોતાનું ભજન કરે છે અને ગુણ ગાયા કરે છે. સોહં કે ૐ પોતેજ સો તેજ હમ્ અથવા એ તેજ હમ્ એમ પોતે પોતાનો જાપ, અજપ્પાજાપ, જપ્યા વગરજ જપાયા કરે છે.

ભગતજીને લખતાં કે ઘણું વાંચતાં કંટાળો આવતો, છતાં ભક્તોનાં ભજનો અને અનુભવ કોઈ વાર સરખાવી આનંદ ઉપજાવતા. દોષ આગળ લાવે નહિ અને ધરે પણ નહિ; અને પોતે કાંઈ નથી, એમ કહી કહીને કહેવાનું માંડી હોમી દેતા. પોતે કાંઈ લખતા કે પરાણે તેમની પાસે લખાવતા તો અંદર છાપ 'દીન ભગત'ની મારતા મતલબ કે નામસુદ્ધાંત બોલતાં બહુજ શરમાતા અને જાણે આટલું બધું અહમ્ ભર્યું બોલવું નથી ગમતું તેવો અણગમો બતાવતા. ઝાઝું લખ્યું નથી પરંતુ જે કાંઇ યત્‌કિંચિત્ સંગ્રહ બન્યો છે, તેમાંથી લખીને કૃતાર્થતા માનીએ.

એક વાર ભગતજીને અખો સમજાવવા કહ્યું. કહે કે ' એ લમણાફોડ નહિ ફાવે. થોડું સમજી લોને ? બહુ વાંચ વાંચ શું કરવું ?' અખા જેવી ભાષા, અનુભવજ્ઞાન બીજા પાસેથી સમજવા કરતાં તેમના સ્વમુખે સાંભળીએ તો આનંદની અવધિ. અખાની વાણીના શબ્દે શબ્દનો અનુભવસિદ્ધ અર્થ કરી, વેદાન્તમાં મારીમચડીને વેદા-

ન્તનો અર્થ ન કરતાં અનુભવના અર્થ કરવામાં આવે અને ભાષાંતર ગુજરાતી ભાષામાં થાય તો પુસ્તક ઘણુંજ ઉપયોગી થઈ પડે. ગુપ્ત જ્ઞાનના એવા સરસ ચાબખા અને શું સરસ જ્ઞાન છે કે કોઇ પણ સિદ્ધાંત કે વિચાર અખાનું પુસ્તક પુરૂં વાંચ્યા પછી બાકી રહેજ નહિ. જે કાંઇ વિચાર આવે કે તેનો રદીયો અંદર તૈયારજ; અને એવો સિદ્ધાંત ટાંકયો હોય કે કોઇ તેની સામે વિરુદ્ધ વાત કરી શકેજ નહિ.

એવું સર્વમાન્ય સત્ય ભગતજી પાસે બેસી તેમાંથી થાય એ હેતુથી યત્ન કર્યો હતો; કારણ કે તેમના સિવાય પૂરૂં તેનો શબ્દે શબ્દ કોઇ બેસાડે એવો સમર્થ કોઇ જોયો નથી. પરંતુ જ્યારે શરૂઆત કરી કે બે ચાર લીટી ચાલે અને અર્થ કરે; અર્થ તો એવા કરે કે જાણે અખોજ પ્રત્યક્ષ આપણી સાથે વાત કરે છે; પણ પછી એક સિદ્ધાંત એવો લાંબો ચાલે કે અર્થ કરવાની વાત બાજુ પર રહી જાય, અને વાત ક્યાંથી ક્યાં ચાલી જાય. તે દિવસનો સત્સંગ તેમાંજ સમાપ્ત થઈ જાય. બીજે દિવસે વળી કંઇક બીજુંજ; એમ પુરૂં તો કદાપિ થઇ શકયું નથી. પરંતુ સર્વને ઠીક પડે માટે જે કટકું બચકું ભરતાં અખામાંથી મળ્યું છે તે પણ આ સાથે ટાંકયું છે.

કોઈ વાર તો એવા કંટાળી જાય કે હું કાંઇ જાણતો નથી, મને નથી આવડતું, હું ક્યાં ભણેલો છું, કરી છૂટી પડે અને મૌન થઈ જતા. તેમની રાહે રાહ અને મોજે મોજ મેળવીએ તોજ આનંદ લૂંટાય; એટલે આખું પુસ્તક નિયમિત તો કોઇ વારે ચાલ્યુંજ નથી. કટકે બચકે કામ સરે ત્યાં લમણા કૂટવાનું હોયજ નહિ. ભગતજી પોતે તો મોટા ખજાનોજ હતા. કોઇ વાર કહે કે હા, પેટીમાં છે ખરૂં;—માથાની પેટીમાંથી ભજન નીકળી આવે ત્યારે ધીરે ધીરે યાદ કરી લખાવે. એમ ઘણાંક વર્ષોના સમાગમમાંથી આ આત્મધન રેડેલું છે. ફોકટ રીસ લાવી કે સિદ્ધાંત ખોટા છે કરી ફેંકી દેવા જેવું નથી. પરમમાં પરમ

સત્ય પૂરેલું છે. સૂક્ષ્મ બુદ્ધિથી નિશ્ચિંતપણે જોવાથી ખાતરી થયા વિના રહેશે નહિ.

ભગતજીના એકજ સિદ્ધાંતથી દોરવાઇ આ લખવાનો યત્ન ચાલે છે. "પરિચિત પદસંગ્રહ" પુસ્તક બહાર પાડયું ત્યારે બહુ ખુશી થયા હતા. કહે કે "આ પરોપકારજ છે."

એક વેળા એક ચોપડી તેમના તાકામાંથી વાંચવા માગેલી ત્યારે કહે કે બધી લઈ જાઓ. બીજો કોણ ઉપયોગ કરનાર છે? અને હવે મારે ક્યાં વાંચવું છે? વાંચનાર ચાલી ગયા. મતલબ કે આંખના દેવ ઊઠી ગયા. આંખનું કાચું થઇ ગએલું, એટલે તેમના હસ્તાક્ષર વગેરે બીજામાંથી ભજન જેવું કાંઇક નીકળી આવે એ લાલચ તેમની હયાતીમાંજ પૂરી થએલી.

ભગતજી જેવાનો સત્સંગ, મહાભારે ઓળખાણ, અને તેમની સાથે આનંદ લેવાનું સદ્‌ભાગ્ય વિચારીનેજ બહુ મકલાવાય છે. જાણે આખી સૃષ્ટિના માલીકનું જે મુખ્ય મથક (હેડ ઓફિસ) અને તેના મુખ્યાધિકારી (હેડ ઓફિસર) ભગતજી પુરુષોત્તમદાસ અને તેના દાસ તરીકેનું સદ્‌ભાગ્યે મળેલું દાસત્વનું માન! જેની સાથે બેસવા કે બોલવા ન મળે, જે તત્ત્વ માટે ગુફાઓમાં ભટકી શાન્તિ થાતજ નહિ તે આટલે નજીકમાં, સ્વજન, ગુજરાતી ભાષામાં, અને સાદે સ્વરૂપે લાભ આપનાર, સાથે બેસી જમવા, ખેલવા આનંદ આપવા માટે! ભાગ્ય થોડું તો નહિજ. પરંતુ તે બધીએ સદ્‌ગુરુદેવની પોતાનીજ કૃપા અને મહેરબાની. મહોબત તો એવાનીજ હજો કે જન્મમરણનો ફેરો ટાળ્યો અને અનેકનો ટાળ્યો, અને વળી અખો કહે છે, તેમ-

"હસતે રમતે હરિમાં ભળ્યો, કાયે કલેશ ના કરવો પડયો."

ક્રાઇસ્ટ જેવાને શુળીએ ચઢાવ્યા ત્યારે ક્યાં તેની કિંમત થઈ હતી? અત્યારે દુનિયામાં તેના સિદ્ધાંતોને કરોડો મનુષ્યો માને છે. એજ જીવન ચારિત્ર્યવાન ગણાય. કૃષ્ણ જે સાત હજાર વર્ષ ઉપર થઇ ગએલા

તેમની વિસારે પડેલી ખ્યાતિ શ્રીમદ્ વલ્લભાચાર્યજી જે પાંચસો વર્ષ ઉપર થઇ ગયા તેમણે યાદ કરી સર્વને મોટો ઉપકાર કર્યો છે. તેમજ હઝરત મહંમદ પેગંબર સાહેબનું. પાછળથી સિદ્ધાંતોની કિંમત થાય છે; છતાં બહુજ થોડી.

જેમ જરૂર પડે અને ગરજ હોય ત્યારે તે સિદ્ધાંત મીઠો લાગે, તેમ દરેક દેશકાળમાં અનેક પુરુષો ઉત્પન્ન થયા છે અને વળી થશે. દેહ તો ક્ષણભંગુર અને નાશવાન છે. નામ રૂપનો નાશ થાય, પરંતુ તેમના સિદ્ધાંતો હરહંમેશ અમરજ છે. તેમ ભગતજી ભલે પોતે દેહ છોડી ચાલી ગયા, પરંતુ તેમનું આદર્શ જીવન અને તેમના સિદ્ધાંતો અજર, અમર છે. તે કારકીર્દિ ભુસાય તેવી નથી. તેમના સમાગમી કોઈ ઉત્તરમાં તો કોઇ દક્ષિણમાં પડયા હશે અને હજુ જાણુતાએ નહિ હોય, કે ભગતજીએ દુનિયાને તિલાંજલિ આપી છે.

ભગતજીને સત્સંગમંડળ થોડે થોડે વધતું ચાલ્યું અને શિષ્યો છીએ એમ મનને માનવાવાળા અને કેટલાક વિધિપૂર્વક ગુરુ કરવા છે એવી હઠ દેખાડવા લાગ્યા. ઉપદેશ લેવાવાળા કે કંઠી આપો એવું કહેવાવાળા પણ તેમના પ્રસંગમાં આવ્યા છે. કંઠી વગેરે ડોળ તેમણે કદીએ રાખ્યોજ નહોતો, એટલે તે દિશામાં કંઈજ થયું નથી. પરંતુ અત્યારે તેમના શિષ્ય અથવા સત્સંગીમંડળના બે વિભાગ કરી શકાય. એક એવું કે ભગતજીને કશી વિધિ વિના અને ખાસ ઉપદેશ વિના એમનો યથાશક્તિ સત્સંગ કર્યો હોય, તેજ ઉપદેશ અને એજ ગુરુ કર્યાની રીત વગેરેથી સંતોષ માનનારા, અને બીજા પદ્ધતિસર બોધ લીધેલા અને ગુરુ કરેલા.

"જ્ઞાની ગુરુ ન થાયે કેનો, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ તેનો." (અખો)
"અન્ય જીવની તેને શી પડી, જે તેને ઘેર નિત્ય કાઢે હડી." (અખો)

આ બન્ને સિદ્ધાંતો ઘણીએ વાર ભગતજીએ સમજાવેલા, તે છતાંએ પોતે બંને પદ્ધતિથી ચાલવા દીધેલું. જેને જેમ મન માને તેમ થવા દીધું.

પરંતુ એટલું તો સિદ્ધ થઈ શકે છે કે તેમને પરવા કશાની નહોતી; કોઇ આવે કે જાય. શિષ્ય થયો કરીને કાંઈ દક્ષિણા લેવાનો કે એવો કાંઈ રિવાજ રાખેલો ન હતો. શિષ્ય આવી પદ્ધતિસર થતા: શિષ્ય થવા ચાહતા હોય તે પ્રસાદ માટે મિઠાઈ જેવું લાવતા અને ફૂલહાર લાવી જ્યારે ભગતજી નાહીને આવે ત્યારે એકાંતમાં તેમની પાસે નાહીને જાય. હાર વગેરે પહેરાવી તેમની પૂજા કરે અને સામે બેસે. ગુરુમંત્ર જેવું કંઈક કરતા, એટલે દીક્ષા પુરી દેતા એવું પણ થયુંજ. ત્યારબાદ તેમનું ચરણામૃત લે અને પ્રસાદ હાજર હોય તેટલા હરિજનને વહેંચવામાં આવે. દીક્ષા લીધેલાને ગુરુમંત્ર ઉપરાંત એક વાક્ય કહેતા કે " ગુરુના કહ્યામાં રહીશ અને નીતિથી ચાલીશ તથા સાધુસંતની સેવા કરીશ; અને કહ્યામાં ન રહેવાય કે ઉંધે રસ્તે જવાય તો માફી માગી લેવા ખાસ કહી રાખતા.

બીજા વર્ગના જેમણે આવી પદ્ધતિથી ગુરુ તરીકે દીક્ષા નહિ લીધેલી તે તો ખાસ કશોજ બાહ્યાચાર કર્યા વિના માત્ર મનથી માનીને યથાશકિત સેવા ઉઠાવતા તથા સદ્દબોધ વગેરે શ્રવણ કરતા. વિધિ પછી તો બન્ને વર્ગને સરખુંજ સાંભળવાનું, અને અભેદજ વાત હતી. ગુપ્ત રાખતા હોય તેવું વહાલું અળખામણું તો કદાપિ થતુંજ નહિ. માત્ર દરેકને પોતાના અંતરમાં ગુપ્ત મદદ ભિન્નભિન્ન હોઇ અનુભવમાં ભિન્નતા જોવાતી.

તેમણે દોલતરામ પંડિત કરીને એક મહા વિદ્વાન અને જેમણે ઉપનિષદ્, વેદ, વગેરેનો અભ્યાસ કરલો, તેમજ સમાધિ, યોગ વગેરે જાણતા તેમને સમાધિની અમૂલ્ય કુંચી આપી પૂર્ણ કર્યા હતા. દોલતરામ પંડિત વલસાડ ગયા હશે ત્યાં સમાધિ વગેરે પોતે કરતા. ભગતજી મહારાજના સેવકમંડળ પૈકી ઘણા ત્યાં પણ હોવાથી તેમના સમાગમથી એમ સમજાએલું કે ગોધરે ભગતજી મહારાજ વગર કોઈ રસ્તે પાડે તેમ નથી; કારણ કે પ્રગટ વસ્તુ તેજ છે, અને

મનની જાણી આગળ રસ્તો દેખાડે એ ગતિવાળો કોઇજ મળ્યો નહિ એટલે ત્યાંથી ગોધરા આવેલા.

ગોધરામાં ભગતજીનું ઘર ઢૂંઢતા હતા ત્યાં આપણાં ભક્તાણીના ભાઈની દીકરી ઉજમ રસ્તે મળી ગઈ. તેમણે તેને પૂછ્યું કે ભગતજી કરીને કોઈ સંત છે, તળાવ ઉપર રહે છે, રસ્તો જાણો છો ? તે છેક ઘર સુધી મૂકી ગઈ. જતાં તેને રાજી થઈ એકદમ રૂપીઆ દસની નોટ આપી દીધી. જેને ગુરુ કરવાની ગરજ પડી હોય અને સંત માટે શોધીને થાક્યા હોય, સમાધિ કર્યા છતાંએ શાન્તિનું ઘર અને પ્રગટ ઈશ્વરનાંએ ફાંફાં રહ્યાં હોય, વેદાન્ત, ઉપનિષદ્ વગેરેથી પણ ખાલી-જ રહ્યા હોય, તેને ભગતજી મળે કે તરત શાન્તિ થયા વગર રહેજ નહિ. એમ દોલતરામ પંડિતજી પોતે ભગતજીના દર્શનાર્થે તેમની આદીસ્થાન ગોધરામાં આવી પહોંચ્યા.

ભગતજીનાં દર્શન થયાં. મૂર્તિ જોતાંજ પ્રેમાવેશમાં આવી ગયા. જ્યાં તેલબત્તી તૈયાર હોય તેવા કોડીઆને ભગતજી રૂપી દીવાનો સ્પર્શ થયો કે ચેતતાં કેટલી વાર ! ભગતજીએ તેમને આઠેક દિવસ રાખ્યા. જ્ઞાનચર્ચા તો થઇજ હોય. કહે, સમાધિ કરૂં છું, ત્રણ દિવસ રહી શકું છું, પણ આનંદ આવતો નથી. નાહીને આવ્યા અને અંદરના ઓરડામાં ભગતજી સન્મુખ સમાધિ લેવા કહ્યું. અંદરની કુંચી કેમ ઉકેલી તે ભગતજી સમજે કે આવનાર પંડિતજી સમજે. અંધકારમાં મન લય કરતા હશે તેને બદલે પ્રકાશમાં લય કરતાં આનંદમય સ્વે સ્વરૂપ પૂર્ણ બ્રહ્મરૂપ થયા.

કંઇક ખોપરીનાં બ્રહ્મતાળાં એમ ખૂલ્યાં હશે; જ્ઞાનકબાટ તો ખોલે ત્યારે ખૂલે. ગુરુજી પ્રગટ ગતિવાળા હાજરીમાં ખોલી દે તેની બલિહારી તો ઓરજ તો ! અંતરખડકી ખૂલ્યા વગર ગુણ તો ગાયાજ કરો. ગાઈ ગાઇને દૂખ્યું ડાચું, પણ અનુભવનો લેશ આનંદ ક્યાં છે ? ભગતજીની કૃપા પામો. જો એ આનંદ જોઇતો હોય તો પણ હવે ભગતજી ક્યાં છે કે એ આનંદ આપે ! માત્ર વિશ્વાસ

રાખો અને કહેલે સિદ્ધાંતે જાગૃત રહો. જ્યારે ઘાટ બેસે ત્યારે ખરો. એમની હયાતીનો આનંદ તો હવે સ્વપ્નવત્ થઈ ગયો.

ભગતજીને બહાર લાવનાર મૂળ પુરુષ નથ્થુરામભાઇ અને ત્યારબાદ છોટુભાઇ શંકરજી. તેમનાથી તેમના દોસ્ત બ્રીજમોહનદાસ સુરજરામ સુરતવાળા જે ખંભાત સ્કૂલના હેડમાસ્તર હતા, અને જે અમદાવાદમાં શેઠ મનસુખભાઇ ભગુભાઇના દીકરા અત્યારના શેઠ માંકુભાઇ મનસુખભાઇના ખાનગી અધ્યાપક–ટયૂટર, ઘરે અંગ્રેજી વગેરેનો અભ્યાસ કરાવતા તે ભગતજીના અનુયાયી થયા. જ્યારે બ્રીજમોહનદાસ અમદાવાદમાં ભાઉની પોળમાં રહેતા ત્યારે ભગતજીને ત્યાં લાવેલા. તે વેળાએ માંકુભાઇ શેઠ પણ ભગતજીના પ્રસંગમાં આવેલા તે બ્રીજમોહનદાસ મારફતજ. બીજા પ્રસંગો તો ઘણાએ વીત્યા હશે.

માંકુભાઇ શેઠે સત્સંગનો રસ સારો ચાખ્યો હશે; કારણ કે તે જાગૃતિ તેમના એકજ કર્તવ્ય ઉપરથી થએલી માલમ પડયા વિના નહિ રહે. તેમણે ભગતજી પાસે એમ માગણી કરેલી કે એક સત્સંગી હંમેશ મારી પાસે રહે અને મને સત્સંગની યાદ આપે તેવો આપો; એમને પગાર વગેરેનો સર્વ બંદોબસ્ત રીતસર કરી આપીશ. તે સમયે વલસાડ મ્યુનિસિપાલિટિના સેક્રેટરી મણિભાઇ સારા વિદ્વાન અને વેદાન્ત અનુભવયુક્ત હોવાથી તેમને ગોઠવવા કહ્યું. મણિભાઇએ ભગતજીને સાથે આવી મૂકી જવાનું કહેવાથી ભગતજી સાથે આવી ગએલા. વાતચીત પણ કરી હતી. પરંતુ સત્સંગનું મંડળ છોડી આવા શેઠીઆઓની જંજાળ કોણ વેઠે ? વગેરે કલ્પનાઓથી મણિભાઇને માયા વહાલી લાગેલી નહિ. બાકી માંકુભાઇ શેઠને ધન્યવાદ ઘટે છે, કે તેમણે સંત પાસે યોગ્યમાં યોગ્ય માગણી કરી હતી. મંડળમાં એમ ધીરે ધીરે વધુ ને વધુ એકમેકથી અરસપરસ જાણ થવાથી એ દિશામાં જેને કિંચિત્ પણ જ્ઞાન થયું હોય તે તો ખેંચાયા વિના રહ્યું ન હતું.

---

# ખંડ ૯ મો.



ભગતજી પાસે હતું શું? એક આત્મભાવ. એક આત્મા જાણવો તેમાં બધા જ્ઞાનની સમાપ્તિ થઇ જાય છે. જે જાણ્યામાં બધું જાણવાનું મટી જાય છે, જણાઇ જાય છે, એવું કાયમ તત્ત્વ તેમાં છે. પરમાત્મ વ્યાપક તત્ત્વમાંનો વિભાગ તે આત્મતત્ત્વ અને તે આત્મતત્ત્વ રૂપે તે હતા. ચૈતન શક્તિ જડના અણુએ અણુમાં ખરી, નહિતર વ્યાપકતા ખંડિત થાય. જડ વસ્તુ તે ખરેખર જડ નથી પરંતુ ચૈતનનું રૂપાન્તર છે એમ કહીએ, પરંતુ દૃશ્ય વગરનું જે ચૈતન તેમાં દૃશ્ય કલ્પીએ અગર ભાવ ધરીએ તો ચૈતનની કેવળતા ખંડિત થાય. જે ઇશ્વરી તત્ત્વ, પરમાત્મ તત્ત્વ અને આત્મા સ્વે, સ્વયમ્ તત્ત્વ તેમાં અંતર્યામીપણું, સર્વ શક્તિ રહી છેજ. તે રૂપે થનાર તે બધી મિલ્કતનો માલીક પોતે છે.

ઇશ્વરના ઐશ્વર્યમાં તેની માયાનો વૈભવ તેની શોભાવૃદ્ધિ કરે છે, તેથી તે માયાપતિના તત્ત્વ રૂપ જે થયો તે માયા ઉપર સર્વ હક ધરાવે છે. દેહનો વ્યાપાર ચલાવવાવાળી સત્તારૂપ આત્મા (પરમાત્મા) અને જે વ્યાપક ઈશ્વર સ્વતંત્ર તત્ત્વ સ્થિર, સનાતન, કાયમ શાંત છે તે બન્નેમાં ફરક એટલોજ છે કે દૈહિક તત્ત્વ તે દેહની ઉપાધિવાળું, અને પેલું તે મુક્ત સ્વરૂપ. દેહ છતાં દેહની અંદરનું તત્ત્વ જાણ્યું એટલે બીજી બધી ઉપાધિ એ તત્ત્વમાં મળી ગઈ. એ તત્ત્વજ રહ્યું. એ તત્ત્વ જ્યાં સમે છે, તે સ્વતંત્ર પરમાત્મ તત્ત્વમાં તે રૂપ અને તે ગતિ જે જાણે છે તે જીવનમુક્ત. તે ગતિએ જે જીવન્ત છે તે દેહે વિદેહી છે. તેજ ખરા મુક્તાત્મા છે. ભક્તો કહે છે તેમ–

"સોહં હંસ જીહાં લય પાવે, અનહદ જ્યોતિ સમાવે." (છોટમ)

તે પોતાનું અસલ સ્વરૂપ.

પિંડ તે ઉપાધિનું મૂળ; બ્રહ્માંડ તે મહા ઉપાધિનું સ્થાન. તે બેઉથી પર, શૂન્યની પાર, જે વસ્તુ સ્વતંત્ર સત્તા રૂપે કાયમ સ્થિર છે તે, એ સ્થિરતામાં સ્થિત થઈ દેહનું નાવડું તેવી મહાન સર્વથી શ્રેષ્ઠની જે ગતિ તે ગતિવાળા ભગત પુરુષોત્તમ હતા. એક વાર તેમણે કહેલું કે જેને મનજ નથી, તેને શી રીતે રીઝવશો? એમ મનનો ખેલ જ્યાં પતેલો, એવા મનની ઉપાધિથી મુક્તરૂપે ખેલનાર તે પોતે હતા.

જ્યાં મારાતારાનો ભેદજ ન હોય, પોતાના પૂર્ણ સ્વરૂપમાંથી અપૂર્ણતા નજરે પડતીજ ન હોય, અને સર્વને એક પરિપૂર્ણ બ્રહ્મ-રૂપ નિહાળતા હોય તેવી ઠરેલ સમદષ્ટિવાળા તે હતા, એટલે એવે પગથીએ પૂર્ણ પુરુષોત્તમ ભગતજી મહારાજ હતા કે જ્યાં રહી કંઈજ કર્તવ્ય દશ્યમાન કરી શકે નહિ. છતાંએ ઘણા ભાવિકનાં કર્તવ્યો થયાં છે એમ પ્રત્યક્ષ દેખાતું. તે તેમનો પ્રભાવ માત્રજ હતો. સૂર્યનો પ્રભાવ છે કે જ્યાં તે દેખાય ત્યાં અંધકાર નષ્ટ થઈ જાય. અંધકારનો નાશ કરવો એ નાશ કરવાની શકિતની કૃતિ કાંઈ સૂર્યમાં નથી; પરંતુ તેની હાજરીથીજ એમ થઈ જાય છે, તેમ પૂર્ણ પુરુષોતમ ગુરુ તો તેવા હતા. તેમની હાજરીથીજ બળેલા, ઝળેલા, ત્રિવિધિતાપમાં તપેલા જીવને શાન્તિ થઈ જતી; ઇચ્છિત ભાવનાઓ સિદ્ધ થઈ જતી. એમની 'હાજરી એ પણ બધું સીધું કરી દેવાની મહાન કળ. વેદાન્તમાં એક સિદ્ધાંત એવો પણ છે કે છ માસ માત્ર એવા પુરુષ સાથે રહેવાજ મળે તો પણ વગર કર્તવ્યે સ્વયંસિદ્ધ થઈ જવાય. તેમની રહેણી, હલનચલન અને પ્રભાવથીજ તે ગતિ કરી મૂકે.

એટલી ઉંચી ટોચે ભગતજી હતા, કે હલકી નીતિની વાતો કે તત્ત્વ સિવાયના પગથીએ ચઢવાના ક્રમ કે કોઈ પણ કર્તવ્યમાર્ગ તે ક્વચિતજ દેખાડતા. કોઈને કાંઈ નથી કરવું એવો નિશ્ચય રાખવા કહેતા. કોઈને તેવા ખેલની ઇચ્છા થઈ તો તેને તેવો માર્ગ બતાવી

રહેતા. પોતાની ઇચ્છાએ કાંઈ નહિ. પોતાને ઇચ્છાબીજજ નહિ એટલે જેને જે ભાવ હોય તેજ ભાવે અહર્નિશ ખેલતા તે દેખાય. દર્પણમાં કાંઈજ નથી. પાછળ કલાઈ લાગેલી ઉપાધિથી કાચમાં પારદર્શકનું અપારદર્શક થવું, અને કલાઈના બળે સામું જે જે હોય તેનો ભાસ દર્પણમાં દેખાય છે. જ્યાં પાછળની કાળપ પણ ન હોય તેવા શુદ્ધ કાચમાં તે પણ ન દેખાય. શુદ્ધ સ્વરૂપમાં કલ્પના તે કાળપ. જ્યાં કાળપ નથી, કલ્પના નથી, તે શુદ્ધ સ્વરૂપ. જોવાની વૃત્તિ તે પણ કાળપ. પરંતુ જ્યાં તે વૃત્તિ સરખી નથી અને તેનો પણ જ્યાં અભાવ છે, તેવી મટી ગએલી ઉપાધિવાળા શુદ્ધ સ્વરૂપે થએલા ભગતજી પોતે તો હતા, એટલે એવો માયિક વેપાર તે કરતાજ નહિ.

છતાંએ કેમ બધાને તેમની ઉપર ભાવ થતો અને ભાવે કરીને જ્ઞાન વગેરેનો લાભ મળ્યાજ જતો? બનતું એવું કે કોઇ આવે તે તેની ગતિ અને શકિત, કલ્પના વગેરેને લઈનેજ આવે. મનનો તો સ્વભાવજ છે કે લાલચુ વિષયમાંજ લુબ્ધ રહે. જીવને પંચ વિષયો લાગેલા કયે દિવસે છોડે છે? એટલે તે આવનાર જે કોટિનો જીવ હોય તેનો પડઘો જાણે ભગતજીના અંતઃકરણમાં પડતો હોય. તે પોતે તો જે અંતર્યામી કાયમ તત્ત્વરૂપે પિંડ બ્રહ્માંડની પાર હોય એમ તેમને જોતાં પણ જણાતું કે આંખ ખુલ્લી છતાં કયાંએ આંખમાં જોવાવાળું મન, જે આપણી સાધારણ મનુષ્યમાં રહીને જે કિરણ અને જોસથી જોઈએ તે રીતથી તેમની આંખમાંથી તે જોતા નથી એમ પ્રત્યક્ષ જુદીજ ગતિવાળું લાગતું, અને તેવી મસ્ત દશામાં હરતા ફરતા હોય તેમાં આવનારની વૃત્તિઓનો આવિર્ભાવ થાય કે તરતજ તેની સાથે તેજ વાત ચાલે; એટલે આવનાર એમજ જાણે કે જે જોઈતું હતું તેજ વગર બોલેચાલે તે બોલે છે અને ટુંકાં વાકયોમાં ઉત્તર વાળે છે.

ભગતજીનું ધ્યેય તો ટોચનું એટલે બોલે સ્વાભાવિક સહેલું અને સાદું, પરંતુ તે લક્ષ અને સમજ આવનારની માયિક ગતિમાં કેમ

સમજાય? છતાં ફાયદો તો થાયજ થાય તેમ થતું. આવનારને તાજુબી એજ લાગે કે આ કેમ કરી વગર સમાધિએ કે ક્રિયા વિના સાદા માણસ જેવા દેખાતા બેઠેબેઠે જાણી જાય છે અને સવાલ પણ પૂછવો પડતો નથી છતાં તેનો જવાબજ આવી ખડો થાય છે!

ભગતજી સંસારમાંજ કેમ રહ્યા અને હિમાલય જેવા એકાંત સ્થાનમાં કેમ ન રહ્યા કે જ્યાં આનંદ ભોગવતા હોત? તેમને આ માયા તથા તેની ઉપાધિ કેમ ન લાગી? આ સવાલનો જવાબ એજ કે તેમને સારૂંમાઠું એ જે દૃષ્ટિએ દેખાય તે સુદ્ધાંત માયિક દૃષ્ટિ પણ નહોતી. પોતે સ્વયં સ્વરૂપ તેમાં માયા પોતાની પોતેજ ગોઠવેલી. માયામાં સારૂંખોટું રહ્યુંજ ક્યાં કે કંટાળે કે પ્રીતિ કરે? સાક્ષીરૂપે જોયા કરતા. તેમને ઉપાધિ છે, કે આનંદ નથી, એવા વિચારોનું ખાતું રહ્યું હોય તો તેથી વિરક્ત થવાનું કે આનંદ મેળવવાનું રહેને? એ વિચારો બધા જેઓ પ્રાકૃત અને સ્વરૂપથી બહિર્મુખ સ્થિતિના છે તેમને હોય. જેમ છોટમ કહે છે, તેમ—

" શોક દુ:ખ જડરૂપે માયા, આનંદી અવિનાશી;
જન છોટમ વિરલા જન જાણે, જે ગુરુચરણ ઉપાસી."

એમ માયાના માર્ગમાં અને તેને મેળવતાં શોક, દુ:ખ, જડત્વની ઉપાધિનો ભય હોય. જ્યાં શુદ્ધ આનંદરૂપ અવિનાશી છે, ત્યાં કશી કલ્પનાની ઉપાધિ રહેતીજ નથી.

'ગુરુ વિના હરિ નવ મળે, જો કરે કોટિ ઉપાય.' (અખો) ગુરુની જરૂર છે, એ તેમનો એક સિદ્ધાંત હતો. ગુરુની જરૂર છે એમ તે ખાસ કહેતા. રામ, કૃષ્ણ, વસિષ્ઠ, નારદ વગેરે દરેકને માથે ગુરુ હતા. 'ગુરુ વિના જ્ઞાન નહિ, જ્ઞાન વિના મોક્ષ નહિ;' એ તેમનો ખાસ સિદ્ધાંત હતો. સત્સંગ વિના ગુરુની પ્રાપ્તિની રીત સમજાયજ નહિ. ગુરુ કેવા જોઈએ? ગુરુની શી જરૂર છે? વગેરે બધા પ્રશ્નોનો ઉત્તર સત્સંગ એકલોજ વાળી દે છે. તો સત્સંગ તે કોનો

કરવો કે જેથી આ બધો ઘાટ બેસે ? સત્સંગી કોને કહેવો તે માટે ભગતજી સાથેનું નીચેનું પરિચિત પદ ઉત્તર દેશેઃ—

સોઈ સત્સંગી, મદમોહ નહિ અભિમાન;
હરિરસરંગી, સદા એક ધણીસેં ધ્યાન—
કાયકું ભજું એ જુઠી કાયા, માયા હે મીજમાન,
પાવ ઘડીકા એ વૈભવ પાયા, વામેં કયા ગુલતાન;
ભાવ ભજનસેં, તમે ચૂકો નહિ નામ નિશાન—સોઈ.
કુડ કપટ લવ લેશ ન લાલચ, સુખ દુઃખ સર્વે સમાન,
નિર્મળ મનને રાગદ્વેષ નહિ, માન નહિ અપમાન;
સબ દિન સુખીયા, પરિબ્રહ્મ સાથે પિછાણ—સોઈ.
ભૂત, ભવિષ્ય ઓર વર્તમાન કો, આપે કરે અનુમાન,
જીનકો દીલ ડગે ન દુનિયામાં, દેવે મોક્ષ કો દાન;
પાપ હઠાવે, સેવકકું બતાવે સાન—સોઈ.
આપ તરે ઓરનકું તારે, એવા સમરથ સંત સુજાણ,
પિંગળ એસા ગુરુકુ સેવો, હોત નહિ હેરાન;
અસલ બન જાઓ, તમે નીરખોને પદ નિર્વાણ—સોઈ.

એમ આ બધા ગુણો જેમાં હોય તેજ ખરા સત્સંગીને લાયક ગણાય, અને તેનેજ ગુરુપદે સ્થાપિત થઈ શકે. એવા પુરુષો દરેકને ક્યાંથી પ્રાપ્ત થાય, કે સમાગમ કરવા મળે ? એ સર્વ ગુણો પુરા તો ભગતજી પુરુષોત્તમ એકલામાંજ જોયા. એમનો જોટો દુનયાભરમાં ન મળે.

પહેલી લીટીમાં " મદ મોહ નહિ અભિમાન, હરિરસરંગી, સદા એક ધણીસેં ધ્યાન; " તેમ ભગતજીમાં મદ, મોહ કે અભિમાન મળેજ નહિ. દેહનુંએ અભિમાન જ્યાં ગળેલું તેને બીજું શું ? "હરિરસરંગી " હરિરસમાં પૂર્ણ રંગાએલા; અને એકજ ધણીનું ધ્યાન. પરમાત્મ સિવાય બીજી વસ્તુજ ન મળે, એવા તે પુરુષોત્તમ ભગતજી

હતા. બીજી લીટીમાં " કાયકું ભજું એ જુડી કાયા, માયા હે મીજ-માન, પાવ ઘડીકા એ વૈભવ પાયા, વામેં ક્યા ગુલતાન; " જુડી દેહનું ભજન કરતાજ નહિ, પરવા નહિ, દરકાર નહિ; અને માયા તો મીજમાન જેવી; પરોણો ઘેર આવે અને ચાલી જાય, તેમ ક્ષણિક આવે ને જાય એવી માયાને ભજેજ નહિ; એમાં વળી ગુલતાન, માયાના ગુલામ કે લેશ દાસત્વ ભગતજીમાં હોયજ નહિ, અને જેમ " ભાવ ભજનસેં તમે ચૂકો નહિ નામ નિશાન " તેમ ભાવ અને ભજન સદા કાયમ હતાં. નામ નિશાન નામ, અનામી નામ, સોહં, ૐ, દાસોહં, વગેરે જેને ઉપનામો આપેલાં છે તે નામમય હંમેશ અથવા તેવા સત્સંગીનું નિશાન શું કે તે હંમેશાં સોહમ્ રૂપે કે વસ્તુ રૂપેજ હોય. એ નિશાનવાળા સત્સંગી તે ભગતજી મહારાજ હતા. " કુડ કપટ લવ લેશ ન લાલચ " કુડ કપટ કે લાલચ મળેજ નહિ " સુખ દુઃખ સર્વે સમાન; " સુખ થાય કે દુઃખ; ખ્યાલજ કોને છે ? અને વળી સમાન ભાવવાળા. મન તો એવું નિર્મળ કે રાગદ્વેષ મળેજ નહિ. માન માગે તેવું પણ નહિ અને અપમાન જેવુંએ કાંઇ નહિ. " સબ દિન સુખીયા " હંમેશ સુખીયા સુખી છે તેવાજ સુખમય અને " પરિબ્રહ્મ સાથે પિછાન, " પિછાણ પરિબ્રહ્મનું. ઈશ્વરની ઓળખ હોય એ તે સત્સંગી. ભૂત, ભવિષ્ય ઓર વર્ત્તમાન કો આપે કરે અનુમાન " એમ ત્રિકાળજ્ઞાની સત્સંગી જોઇએ. ત્રણે કાળનું અનુમાન કરી શકે એવા સમર્થ મળવાજ દુર્લભ છે. છતાં જેને પૂર્ણ પુરુષોત્તમ ભગતજી મહારાજ મળ્યા તેને તો તે પણ સુલભજ હતું. તે ત્રણે કાળનું જ્ઞાન એવા સમર્થ ત્રિકાળજ્ઞાની પણ પોતેજ હતા. " આપ તરે ઓરનકું તારે " એમ પોતે સંસારથી તરેલા અને વળી બીજાને તારવાવાળા હતા. " જીનકો દીલ ડગે ન દુનિયામાં એ તો દેવે મોક્ષકો દાન " જેનું દીલ દુનિયામાં કદી ડગ્યું નથી અને મોક્ષનું દાન દીધેલું છે એવા સમર્થ હતા. મોહ+ક્ષય=મોક્ષ એમ મોહનો ક્ષય કરાવી નાખેલો. ક્ષય લાગુ પડે ત્યારે ધીરે ધીરે શરીર ઘસારે

પડે, તેમ મોહને ક્ષય લાગુ પાડેલો જેથી ધીરે ધીરે મોહ ઘસારે પડે. ઘસાતાં ઘસાતાં મોત આવે. મોહ તે નિર્મોહ થાય. એવા મોક્ષનું દાન દીધેલું છે. " પાપ હઠાવે, સેવકકું બતાવે સાન " એમ પાપ નષ્ટ કરાવે, પાપબુદ્ધિજ ફેરવી નાખે અને સેવકભાવે જે આવે તેને સાન બતાવેલી છે. ટુંકામાં ટુંકી રીત તે સાન તેજ રીતિએ લઈ ગયા છે. પિંગળ કહે છે એસા ગુરુકુ સેવો. તેવા ગુરુની સેવા કરો. ભગતજી જેવા ગુરુની સેવા કર્યા વિના એ રસ્તો મળે તેમ નથી. " હોત નહિ હેરાન, અસલ બન જાઓ " હેરાન થવાય નહિ અને અસલ પરમાત્મરૂપે થવાય. " તમે નીરખોને પદ નિર્વાણ " તેમ નિર્વાણ પદને જુઓ. વાણીથી જે પર વસ્તુ છે તે પરખો, નીરખો. સોઈ સત્સંગી. આ બધું જેમાં ભર્યું હોય તેની સાથે સત્સંગ કરતાં જે મનોકામના હોય તે સફળ થાય, સર્વ ઘાટ આપોઆપ બેસે, અભ્યાસ કે કર્તવ્યની માથાકૂટ ટળી જાય. એવા સત્સંગી તો ભગતજી સિવાય શોધવા હવે આફળ્યાજ કરો. દરેક ગુણનું પ્રતિપાદન તેમનામાં હતું; અને જેણે તે સત્સંગનો લાભ લીધો હોય, ત્યાં જઈને મેળવી લો કે ભગતજીમાંથી આવેલી તે ચીણગારી કેવી ધીકે છે, ધમધમી રહી છે. જ્ઞાન સ્વરૂપના છાંટા ઉડેલા તેવા છે. અજ્ઞાનને બાળી બાળી ભસ્મ કરી મૂકે છે.

---

## ખંડ ૧૦ મો.



ભગતજી પોતે ગૃહસ્થી હતા, છતાં ગૃહસ્થીના શિષ્ય ત્યાગી પણ કેટલાક હતા, તેમ ગૃહસ્થી તો હતાજ હતા. જેમ જનક વિદેહીના શિષ્ય શુકદેવજી; શુકદેવ પોતે તો જન્મત્યાગી અને ગુરુ ગૃહસ્થી જનક વિદેહી. તેમ નારદના ગુરુ ઢીમર જાતના હતા. ખુદ નારદ, ઈશ્વરનું મન, તેમને પણ ગુરુ વિના સિદ્ધિ થઈ નથી.

ભગતજી જાતે પ્રજાપતિ–કુંભાર હતા, છતાં શિષ્યવર્ગવાળા બ્રાહ્મણ, વાણીઆ, પટેલ વગેરે અઢારે કોમના હતા અને છે. કેટલાક ઉચ્ચ વર્ગના ખાનદાન કુટુંબના પારસીઓ પણ છે; મતલબ કે તેમનું જ્ઞાન એવી ઉંચી ટોચનું હતું કે કોઇને જરાએ બાધ ન આવે, અને સર્વમાન્ય સત્ય વસ્તુ પ્રગટ થયે જાતભાત ક્યાં હોય છે? લોક મળે ત્યાં લોકાચાર અને સંત મળે ત્યાં એકાકાર, તેમ સંત પાસે તો બધું એકાકારજ છે. આકાશમાં ન હોય વાડ. જેમ આકાશગામીને વાડનો અંતરાય નથી તેમ ભગતજી જેવાને કશો આંતરો હતોજ નહિ. તેમજ સ્ત્રી, પુરુષ, બાળક વગેરેનો ભેદ પણ તેમને ન હતો. બાલ્યાવસ્થાથી તે વૃદ્ધાવસ્થાવાળા પણ લાભ લઈ ગએલા છે. સ્ત્રી વર્ગમાંથી પણ સંતોષકારક ગણતરીમાં લાભ લેવાયો છે, એટલે કોઈ જાતની ન્યૂનતા રહેલી નથી. વસ્તુજ એવી મીઠી કે **अधिकस्य अधिकं फलम्।** જેટલું થાય તેટલું ઓછું. જેને જેને ફાવટ આવી અને સંજોગો આવ્યા તેવા અને તેટલા સ્વરૂપમાં લાભ લેવાયા છે. બાકી તો 'તરુવર ફળ દેવા ન જાય, આવી જાચે તે ફળ ખાય.' કાંઈ ઝાડને દરકાર નથી કે ઘેર ઘેર જઇને ફળની વહેંચણી કરે. કુવો પાણી વહેંચવા કે પાવા ઘેર ઘેર ફરે નહિ. જેને જરૂર હોય તે આવી ઘડો દોરડું મૂકે ને કાઢીને પીએ. તેમ ભગતજી તેમની પાસે આવ્યા તેટલાને લાભ આપી ગયા.

તેમણે રખડી રઝળીને, ભાષણો કરીને કે પ્રખ્યાત કથાકીર્તનકાર તરીકે ભાવ ભજવ્યો નથી. મુગા જ્ઞાની હતા. ઘેર આવે ત્યારે સામાન્ય રહેણીથી કોઈ પણ બોલે તેવી રીતની વાતચીતથીજ બધું છેલ્લી પળ સુધી ચલાવ્યું છે; અને પુરી પરીક્ષા કરનારને અભાવે એકત્રીસ વર્ષ લગી છુપા રહ્યા, અને બહાર આવ્યા ત્યારે પણ બહાર આવવાનો મોહ પણ મળે નહિ ત્યાં શી તમા કરે! આવનારની ઇચ્છા એજ તેમની ઇચ્છા. કેટલાંક વર્ષોથી બહાર આવ્યાના કાળ પછી ખેંચાઇને ભકતો બહારગામ લઈ જતા અને તેથી કંઈક વધુ

પ્રકાશમાં આવ્યા છે, તે પણ બહુજ કમી ગણાય. આવા પુરુષ કંઈકને જગાડી જાત, પરંતુ તેવો સંજોગ ગોઠવાયોજ નહિ.

છોટુભાઈ શંકરજીની મારફત ઘણાક પ્રસંગમાં આવવા ભાગ્યશાળી થયા છે. જેમનો વાચાળ સ્વભાવ હોય તેમનાથી લાભ ઘણાને થાય. બ્રીજમોહનદાસ અને સુરતમાં ચંદુલાલ દાક્તર અને તેમનાથી છોટાલાલ ડાહ્યાભાઈ દરૂ પ્રસંગમાં આવ્યા. ઘણુંક અને સૌથી વધુ આભાર જે કોઈ ભગતજીમાંથી કંઈક પણ મેળવવા ભાગ્યશાળી થયા હોય અને થાય તો તે છોટુભાઈ દરૂને આભારી છે. ગોધરામાં પોતે પહેલા એસિસ્ટન્ટ હતા; નડીઆદ, સુરત, ગોધરા વગેરે સરકારી સ્કૂલોમાં પણ પોતે નોકરી કરેલી અને વાનપ્રસ્થ–નિવૃત્ત થતા પહેલાં ગોધરે તથા અમદાવાદ હાઈસ્કૂલમાં હેડ માસ્તર તરીકે પણ કામ કર્યું છે. તેમ છેલ્લે મિશન સ્કૂલમાં તેમની માગણી કરી ત્યાં પણ એકાદ વર્ષ કામ ચલાવી પોતે નિવૃત્ત થએલા.

છોટુભાઈ ગોધરે હતા તે વખતે ચંદુલાલ દાક્તર તરફથી ભગતજીને તેમની સાથે સુરત લાવવા લખેલું. આવા કુંભારને સાથે લાવવા કુદરતી રીતે જરા ખમચાટ થએલો. ભગતજી તો અંતર્યામી સ્વરૂપ. સામાને જરા યત્કિંચિત્ પણ કલ્પિત ભાવ થાય તો જાય તેવા સસ્તા હતાજ નહિ. કહે કે "આપ જાઓ; મારા રામ પાછળથી એકલાજ આવશે; આપની સાથે મારે નથી આવવું." છોટુભાઈ તો ભણેલા અને ચિકિત્સાવાળા સૂક્ષ્મ બુદ્ધિના એટલે સમજી તો ગયા અને એકલા રજાઓમાં સુરત જતા તેમ તે વખતે ગયા પણ ખરા, પરંતુ બનેલા પ્રસંગનો ખટકો મનમાં ભરાઈ રહ્યો. સુરત ગયા અને ચંદુલાલને સમાચાર કહ્યા. એમ કરતાં બીજો પ્રસંગ ત્યાં સુરતમાં પડયો. સમય જતાં ગોધરે પાછા ફરેલા. છોટુભાઈ દરૂને 'લાલા'ના ઉપનામથી પણ ઘણા ઓળખે છે. તે ગોધરે પ્રસંગમાં વધુ આવતા ગયા. હંમેશાં ભગતજીને માટે ખાવા પીવાનું, ન્હાથી માંડીને સર્વ વ્યવસ્થા તે પોતેજ

કરતા અને તેમાં તેમનાં ધર્મપત્ની પણ ખુશ ભાવથી હરહંમેશ બન્ને ટાણે ખાવાનું ઢાંકી આવતાં. તેમની સેવા પણ અપૂર્વ હતી. આ મોટું કામ સર્વેને લાભકારી થઈ પડયું, અને ભગતજી પોતે પણ ઘણી વાર કહેતા, કે વલસાડ વગેરેથી હરિજનો તો ઘણા આવતા હતા, પણ શુરો હરિજન તો છોટુભાઈજ; કારણ કે ધંધો છોડાવી મુક્ત કર્યા અને બધોજ સમય સત્સંગીઓને લાભ આપતા તેમણે કર્યા. જે ગુણ ભગતજી કદાપિએ વીસર્યા નથી. હરહંમેશ જ્યાં તેમની વાત નીકળે કે તરત તેમના હૃદયમાંથી તે વાત પ્રથમ નીકળતી.

તેમણે ભગતજીને તેમનો કુંભારનો ધંધો બંધ કરવા કહ્યું. ભગતજી કહે કે 'નહિ, એ તો ઠેઠ સુધી ચલાવવાનોજ; કહે તો કોઈ પણ, પરંતુ ઘરનો વ્યવહાર કેમ ચાલે ? ' છોટુભાઈ તરફથી બધી વ્યવસ્થા, પ્રથમ હાથમાં લેવાઈ, અને પછી ધંધો બંધ કરવાનું કહેવામાં આવ્યું. ભગતજી એમ સહેલાઈથી માને તેમ નહોતા, એટલે છેવટના નિર્ણયે છોટુભાઇએ ' ચાકડો તળાવમાં ફેંકી દઈશ ' વગેરે કહેવાથી ભગતજીને પણ લાગ્યું કે હવે બધી વાતનો અંત આવ્યો છે; પ્રારબ્ધે ગતિ બદલી છે. પરમાત્માની મરજી પણ તેમ બદલાય ત્યારેજ સર્વ વાત બને. તેમ તેમના હૃદયમાં તેવી પ્રેરણા કરનાર પ્રભુ પોતેજ. અને છોટુભાઈએ ત્યારબાદ ભગતજીનું કુંભારી કામ બંધ કરાવ્યું, અને બધી વ્યવસ્થા પોતાના તે સમયના પગારમાંથી બને તેટલો ત્યાગ કરીને ચલાવવા માંડી.

પરમ પવિત્ર પુણ્યાત્મા શેઠ વીસનજી ખીમજી, જે. પી. મુંબઈના પ્રખ્યાત સખી ગૃહસ્થ, જ્ઞાની, વેદાન્તી તથા તત્ત્વચિંતક જ્યારથી પ્રસંગમાં આવ્યા, અને ભગતજીના સમાગમમાં રસ લેતા થયા, અને સર્વ સ્થિતિ સમજી જ્યારથી ભગતજીને દરેક આર્થિક મદદ પહોંચાડતા થયા, ત્યાં સુધી બધું બરાબર ચલાવી ભગતજીને મુક્ત કરી સર્વને લાભ આપતા કર્યા તે સર્વ માન શ્રી પુણ્યપવિત્ર છોટુભાઈ ડાહ્યા-

ભાઈ દરૂને ઘટે છે. સમર્થ ગુરુદેવ તેમને તેમની સેવાનો જે લાભ આપે તે ઓછો છે.

વલસાડના ભકતો નથ્થુરામના પ્રસંગથી વધેજ ગએલા. મુંબઈ પરેલમાં નથ્થુરામ રહેતા ત્યાંથી શેઠ શ્રી વીસનજીભાઈ ભગતજીને પોતાને ત્યાં લઈ આવેલા; અને જ્યારથી પોતાને બંગલે લાવ્યા તે લાવ્યા. ત્યાર બાદ કોઈ પણ સ્થળે ભગતજીને કાયમ રાખવામાં આવતા તો તે શેઠને પોતાને ત્યાંજ. બીજે સ્થળે ઉતરવાનું મુંબઈ ખાતે નહોતું થવા દેતા. પોતે દરેક રીતે એક લાયક હરિજન અને શ્રીમંત હોવાથી ધારે તે ખર્ચ ઉપાડી શકે તેવા સમર્થ હતા. જ્ઞાનની સર્વ કસોટીઓમાંથી પસાર થએલા હતા. શંકરાચાર્યજીના સિદ્ધાંતો, આર્યસમાજના સિદ્ધાંતો, શુદ્ધ વેદાન્ત મત, તેમજ સર્વ ધાર્મિક મત–મતાંતરનો બહુજ ઉંડો અભ્યાસ કરેલો; તત્ત્વ ખેંચી તૈયાર કરેલું. માત્ર અનુભવજ્ઞાનજ બાકી.

આવી સ્થિતિ ભગતજીનો પ્રથમ પ્રસંગ પડયો તે વખતે તો તૈયારજ હતી અને વળી ભગતજી જેવા મળ્યા. સમર્થ મળે ત્યાં લૂંટાલૂંટનો પારજ ન રહે. સંતસાધુની સેવા વગેરે પણ ઉત્તમ રીતે ભગતજીના સત્સંગી થયા પૂર્વે પણ ચાલતું હતું. દિશા તો કયારની પકડી હતી. દરેકનો સમાગમ કરતા અને તંત કાઢી જોતા. વળી વાદવિવાદમાં તો એકકાજ હતા. કોઈથી ગાંજ્યા જાય તેવા નહોતા. પોતે એક સાધારણ માસિક નોકરીમાંથી સ્વાત્મશકિત અને બાહોશીથી મુંબઈના એક મહાન પ્રતિષ્ઠિત અને માનવંતા નાગરિક થયા હતા; જનસમાજમાં ઉત્તમ નામ મેળવ્યું હતું; તેમ જ્ઞાતિના સંપૂર્ણ હિતચિંતક હતા અને જ્ઞાનમાં પૂર્ણત્વ પ્રાપ્ત કરવું એ તેમનું અંતીમ ધ્યેય હતું. શ્રીમંત પણ તેટલાજ હતા અને મુંબઈના કરોડપતિ શ્રીમંતોમાંના એક હતા. જેમ ભગતજી સર્વ વાતે પૂર્ણ હતા, તેમ બીજી બધી લાયકાતમાં **विवेको दशमो निधिः** । તે નિધિ અહીં શેઠના પોતાનામાં

અનુભવો. નાનામાં નાની નોકરીમાંથી લાખો રૂપીઆ સ્વશક્તિએ કમાઈ કરોડપતિ બનેલા, છતાં ખાનદાની તો તેમના બાપનીજ; અને દયા પણ સંતને છાજે તેવીજ. ભગતજી જેવાને ઓળખી બને તેટલો સત્સંગ કરવા ચૂકયા નથી. પોતે એંશી ઉપરાંતની વયે દેહ છોડયો, છતાં છેલ્લાં દસ વર્ષ અન્ન વગેરે લીધું નહોતું; માત્ર દૂધ ઉપરજ રહેતા એમ કહીએ તો પણ ચાલે. એક પૂર્ણ યોગી જનજ હતા. આઠ આઠ કલાક સુધી એક આસને બેસી ધ્યાનસ્થ રહેતા તેમાં કશોએ સવાલજ નહિ. યોગભ્રષ્ટ તે પવિત્ર અને શ્રીમાનને ત્યાં જન્મે છે એ ગીતાવાક્ય છે; અને આ તો પવિત્ર ઘેર જન્મેલા, પરંતુ શ્રીમાન તો સ્વાશ્રયે થએલા.

ભગતજીના પ્રસંગમાં અદ્‌ભુત ખોપરીની શક્તિના આવેલા છે કે તેમનાં ચારિત્ર્ય પણ ભગતજી સાથેજ જોડવા જેવાં છે. જેને છેલ્લો ફેરો હોય તેવાનેજ આવા સમર્થ ભગતજીના પ્રસંગમાં આવવા મળે, એટલે આવનારાઓ પુણ્યાત્માઓજ હતા; યુગાન્તરના પુરાણા યોગીઓ છેવટના ભેગા થઈ પહોંચી જનારા—એવું પહોંચનારા કે ફરીને પાછા આ માયાદેવીનું ગૃહ જોવાનાજ નહિ, એવા પરવારીનેજ જવાના.

શેઠ ભગતજીને પોતાને ત્યાં દાદરના બંગલે લાવતા, ત્યાંથી કોક વાર લાનોલીના બંગલે પણ લઈ જતા. ઉનાળામાં હવા ખાવા શેઠ લાનોલી જતા. શેઠની સખાવતો બીજે સ્થળે ઘણી મોટી મોટી છે. કંઈક સ્થળોએ ધર્મશાળાઓ, કંઈક સ્થળોએ ઇસ્પિતાલ વગેરે બંધાવી અમર નામ કરેલું છે, અને વળી છુટાછવાયા આવે તેમને મદદ કરવા કદી ચૂક્યા નથી. દવાઓ, દેશી ભસ્મો વગેરે પદ્ધતિસર ઘેર બનાવરાવી પરોપકારાર્થે વાપરવા કદી પણ ચૂક્યા નથી.

" વાવ કુવા નદી તીર તળાવો, તે ધનના ધણી ધર્મ તમારો. "
એવું લોકપ્રિય કવિશ્રી દલપતરામ ગાઈ જઈ જે શિખામણો દઈ ગયા છે તે શેઠે પોતે સત્ય કરી છે; દયાળુ સ્વભાવ રહેણીયુક્ત દેખાયો છે.

ભગતજીને દાદર બંગલે મેડે જ્યાં પોતાનો મુકામ હતો ત્યાં-જ રહેઠાણુ આપતા. એક તરફ પોતાનું અને તેવીજ બાંધણીનું બધું ભગતજી માટે બીજી બાજુનું રાખતા. એક ગાદી પોતાની અને બીજી પોતાના ભગતજીની; તેની ઉપર ઓછાડ વગેરે બરાબર સ્વચ્છ રહે છે કે નહિ તેની બારીક તપાસ પોતે જાતે રાખતા. ગુરુની ગાદી કેવી પવિત્ર હોવી જોઇએ એમ સમજી ગાદી ઉપર કોઇને કદી બેસવા દેતા નહિ, અને કોઈનો પગ સરખો ન લાગવા દે. કદાચ જો કોઇ પગ લગાડે કે ઉપર બેસે તો તેને ધૂળધોયો કરી નાખતા. એટલું એટલું માન જાળવી ભગતજીની સેવા ઉઠાવેલી છે; ગુરુ-સેવા ભકિત, પ્રેમભાવ તે બધો સત્ય સ્વરૂપે કરી પૂર્ણ લાભ લીધો છે.

વળી પોતાના ગુરુની ગાદી-તેમના સ્વધામે જોવા એક વાર જવું જોઈએ એમ ધારી મુંબઇથી પોતાનો બધો ખટલો લઈ ત્યાં પધાર્યા હતા. પોતે એક બંગલામાં આનંદમાં રહે, પણ ભગતજી કેવી સ્થિતિમાં હંમેશ રહે છે અને કેવી સ્થિતિમાં દિવસો ગુજારે છે તે સૂક્ષ્મ નિરીક્ષણ કરવા જાતે રસોઈઓ, નોકરવર્ગ, તથા કેટલાક આમજન વગેરે લઈ ગોધરે ભગતજીને ત્યાં પધારેલા. ભગતજીનું બે માળીયું ઘર હતું જેમાં બહારની ઓસરી, અંદર બે ખંડ, અને મેડે બે ખંડ હતા. જમવાનું ભગતજીને ત્યાં તે વખતે મેડે થતું. બહાર ચોગાનમાં નાહવાની ઓરડી કે જાજરૂ સરખું પણ ન મળે.

શેઠ આવશે એવા સમાચારનો પત્ર ભગતજીને મળ્યો. ક્યાં મુંબઈના એક ઇંદ્રપુરી જેવા ઠાઠથી વસનારા શ્રીમંત શેઠ અને ક્યાં પોતે ભગતજી, પોતાના સાદા ઘરમાં ઠાઠમાઠ અને વૈભવ વિનાના સ્થાનમાં! પૂરતાં વાસણકુસણ કે કંઇજ ન મળે. ભગતજીએ એક ટાટું બાંધી નાહવાની ઓરડીને બદલે ઢાંકીયું કરી દીધું, અને અંદર એક પત્થર બેસીને નાહવા ઓઢવી દીધો. જાજરૂની ગરજ સારવા પણ તેવુંજ ટાટું અને બેસણી વગેરે પ્રથમથી ભગતજીએ જાતે તકલીફ લઇ એવું કાંઇક કરી દીધું. ભગતજી તો જાણે કે એમને

આટલું આટલું તો જોઇએજ; તેમાંથી બની શકે તેટલું કરી મૂકેલું. સ્ટેશને લેવા ભગતજી જાતે ગયા વિના રહેજ નહિ. શેઠ વગેરે રસાલો આવી પહોંચ્યો. સાજન સાથે મહાજન. આઠેક દિવસ રહી ખૂબ આનંદ લીધો. ઘરમાં પહેલી પરસાળ અને પછી ઓરડો એમ હતું. પરસાળમાં નીસરણીથી મેડે જવાનું, તેથી વારેવારે મેડે ચઢઉતર થવાથી પરસાળમાં ભગતજી બેસે અને સત્સંગ ચાલે એટલે તેમાં ખલેલ થયાજ કરે. શેઠને લાગ્યું કે નીસરણી બહાર ફેરવાય તો આ અડચણ દૂર થાય. નીસરણી તે વખતની ફેરવીને બહાર આણેલી તે અદ્યાપિ પર્યંત પણ તેમજ છે. તેમણે ઘરને ફેરવી બીજા સ્વરૂપમાં જરા ઘાટદાર બનાવવા ભગતજીને વાત કરી. ભગતજીએ કહ્યું કે " મારે તેવી જરૂર નથી, છતાં જો બાંધશો તો મારા રામ અહીંથી બીજે ચાલી જશે. " આમ કહેવાથી તે વાત મુલતવી રાખવામાં આવેલી; બાકી શેઠે પોતે પોતાની ફરજ પુરી બજાવેલી.

શેઠે ભગતજીનાં પાછળનાં વર્ષોમાં ભાગ ઘણો લીધો અને તેમની હયાતી બાદ પણ તેમના વડા દીકરા શેઠ મથુરાંદાસ તથા તેમના બીજા ભાઈ, ભક્તિભાવ ઉપર ખાસ પ્રીતિવાળા, શેઠ કરસનદાસે પોતાના પિતાશ્રીના અવસાન પછી ભગતજીનું તેજ સ્થાન તેમના અંતપર્યંત સાચવ્યું છે.

ભગતજી કહે તે શબ્દેશબ્દ અર્થયુક્તજ છે એમ માની તેમ ને તેમજ થવા દેતા અને સરળતા કરી આપવામાં યથાઘટિત કરે રાખતા હતા. તેમનાં મોટાં બેન, શેઠનાં પવિત્ર ગંગાસ્વરૂપ દીકરી મણીબેન સૌને તેટલાંજ માનનીય નજરે જોવા જેવાં છે. તે પણ જ્ઞાન સ્વરૂપે છે, ને જ્ઞાનની જાગૃતિ તેમનામાં પણ કોઇ રીતે કમી નથી. આખા ઘરના બધા મંડળમાં જાગૃતિ જેવી તેવી નથી. ભગતજીના સમાચારથી અને તેમના આગમનથી સૌ કોઈ આનંદિત જણાતું અને તેમના ઉપર અટળ સ્નેહ દાખવતું. ધન્ય એવા પ્રેમી કુટુંબને કે જેના સ્નેહ, વાત્સલ્ય અને અરસપરસ ઐક્યને, કે જ્યાં ટંટાફીસાદનું નામજ ન મળે !

જેને ઘેર હરિજન, સંતમહાત્મા, ભગતજી જેવા સમર્થ પધારે ત્યાં એમનાં પગલાં શું ન કરે? એવી અલૌકિક જાગૃતિ આખા કુટુંબમાં ફેલાએલી છે. ઈશ્વરની કૃપા હોય તેને માયા સરખી પણ મળે; નહિ તો ખાવાનાએ સાંસા હોય છે. માયાનું સુખ પણ છે ક્યાં? માગ્યું થોડું મળે છે? આખી દુનિયા વિમાસી રહી છે. જેને માયા મળી છે અને લાભ લીધો છે તેને તો તે ફળી છે. તેજ માયા કલ્યાણકારી છે; નહિ તો અભિમાન વધારી નર્કને સીધે રસ્તે દોરનારી છે. પૈસા શું વિપરીત ન કરાવે? 'તપે રાજ્ય અને રાજ્યે નર્ક' એ સૂત્ર જગજાહેર છે. વૈભવ મળે કે ચશ્મા બોચીએ ચઢી જાય અને 'સુખે સાંભળે સોની, દુઃખે સાંભળે રામ.' સુખમાંએ ઈશ્વર સાંભળે તેનેજ ધન્ય કહેવાય.

શેઠ વીસનજીભાઈ ભગતજીનો સમાગમ કરતા, તેવામાં તેમણે ભગતજી પાસે છેવટના એક વચન લીધેલું. બહુજ ચકોર હતા એટલે એવી ખુબીથી કામ કાઢી લેતા. એ હૃદયની જાગૃતિ અને સમજ પણ પુણ્ય વિના ખૂલતી નથી. તે પુણ્યશાળી જીવ એટલે ઈશ્વર કૃપા કરીને તેવું અજ્ઞાન ખસેડી જ્ઞાન રૂપે સત્ય દેખવા દે. તેમણે એવું વચન માગેલું, કે 'ભગતજી મહારાજ, આપ મારી છેલ્લી પળે હાજર હો એવું વચન આપો.' ભગતજી એમ કાંઈ લીસા નહોતા કે છેતરાઇ જાય. વચન આપતાં તો બહુજ સાવધ હતા; પરંતુ જ્યારે બહુજ આગ્રહ કર્યો ત્યારે કહે કે 'ઠીક, પ્રભુ આપના ઉપર રાજીજ છે તો તેમ થશે'; એટલે તેમના તે સમયે પંદર દિવસ અગાઉ ભગતજી પોતે ત્યાં ગએલા. કોકનાં લગ્ન હતાં તે પણ પતી ગયાં. આઠ દિવસ અગાઉ ભગતજીએ ચેતવણી આપેલી. આટલા સત્સંગના પ્રભાવે એકદમ માન્યા વિના રહેજ નહિ. સમજી ગયા. શેઠજી કહેતા કે 'હજી તો પાંચ વર્ષ જીવવાનું છે એમ મેં જોવરાવેલું છે.' ભગતજીએ કહ્યું કે "ભલે જે થવાનું હોય તે થાય; પરંતુ મારા રામ કહે છે; સમજવું હોય તો સમજી જાઓ. નહિતર બધી કમાણી ધૂળમાં જશે. વૃત્તિને બહારથી તોડી અંતરમાં વાળી લો."

શેઠ બિમાર હતા પરંતુ શેક વગેરે નોકરો પાસે ન કરાવતાં પોતે જાતેજ કરતા. પલંગ ઉપર સૂતેલા હોય ત્યાં બાજુમાં ઉંચા સ્ટૂલ ઉપર સગડી અને ઉપર શેક માટે તપેલી ઉકળવા મૂકેલી હોય. તેના ઉપર એક ચાળણી ઉપર કપડાવતી વારાફરતી પોતે જાતે શેક કરે જતા. માણસની કે વૈભવની શું ખોટ હતી ? પરંતુ જાતેજ કરવું કે જેથી કોઇ ઉપર દૃષ્ટિ થાયજ નહિ. ભગતજી કોઈ વાર કરવા જાય પરંતુ તેમને તો કરવા દે નહિ. અને તેટલું એકાંત સેવન કરતા. પાસે ભગતજી સિવાય વિના કારણે કોઈને આવવા દેતાજ નહિ. સૌ દીકરાઓ વગેરે કુટુંબીઓને મળી લીધું. સૌની વહેંચણી વગેરેની જુક્તિ કરી પરવારી લીધેલું, એટલે કશામાં વૃત્તિ રહે એવું રાખેલુંજ નહિ. વળી પળ ઉપર ભગતજી પોતે હાજર હોય ત્યાં શું બાકી રહે ? પળ ઠેઠ લગી સચવાઇ અને દુનિયામાં જે ધ્યેય બાંધી જીવનું કલ્યાણ પૂર્ણ થાય તે પૂર્ણપણે હંમેશને માટે અંતર્ધ્યાન, અંતર્ગત થઈ સમેટી ગયા—કાયમ તત્ત્વમાં લીન થયા—રૂપે રૂપ મળી ગયા—આવાગમનમાંથી મુક્ત થયા.

ગુરુદેવ હાજર હોય એમ એમની હયાતીમાં દેહ છોડવાનું માન તેમને પોતાને મળ્યું છે. જીવનમુક્તિનો લ્હાવો પણ લીધો અને દેહમુક્તિનું અંતીમ સુખ તે પણ મળ્યું. આ તે જીવન અને આ તે મરણ. કોઈનુંએ આવું ચારિત્ર્ય ભગતજીના શિષ્યોમાં નાંહે જુઓ, અને તેમનું પોતાનું અલૌકિક ચારિત્ર્ય મનને રમુજ અને આનંદમાં લ્હેકાવે તેવું છે.

ભગતજીને વર્ષમાં એક વાર તો તેમને ત્યાં જવાનું થતુંજ, અને મહીના માસથી ઓછું રહેવાનું થાયજ નહિ; તેથીએ વધુ પણ કમી નહિ. કોઈ વર્ષમાં બે વાર પણ થતું. એક વાર તો એમ ચાલ્યું કે ચાર માસ લગી ત્યાં રહેવાનું થયું. કંઈ ને કંઈ બહાને ચાલેજ ગયું. દાદરના બંગલે રાખે અને ત્યાંથી વળી યુક્તિ કરી અંધેરી જ્યાં નવો બંગલો વગેરે બંદોબસ્ત કરેલો ત્યાં લઈ જતા. કહે કે

એ બંગલે એક મહીનો રહ્યા તો અમારે બંગલે એક મહીનો રહેવુંજ પડશે. એવા પ્રેમથી આવકાર કરે કે ભગતજીને પ્રેમને વશ થવુંજ પડે. એટલે આમ બધા એકના એકજ હોય પણ વધુ રોકી પાડવા શું પ્રેમભાવની યુક્તિઓ! ધન્ય છે તે લાભ લેવાવાળાઓને અને સત્સંગીઓને! ગુરુજીની હાટડીએ માલ ક્યાં ખૂટે તેવો હતો? લીધેજ જાઓ. હરિજનની ગાંઠડીમાંથી હીરા કાઢેજ રાખો. "હરિજન હીરા કેરી ગાંઠડી." પારખ હોય તો પરખો અને ઉઠાવો. માલ તો વિના મુડીનો સસ્તો અને અમૂલ્ય; લૂંટો બે લૂંટો. ભગતજીએ જતાં જતાં તો એમ જાણે ત્રિજોરી લૂંટાવી દીધી.

---

## ખંડ ૧૧ મો.

---



ગતજીના પ્રસંગમાં આવેલાં મુખ્ય ગામોમાં ગોધરા તો જાણે એમનું સ્વધામ; સુરતમાં બે ચાર ઘર; ત્યાંથી વલસાડ; પારડીથી વાઘછીપે જવાય છે તે તો જાણે ગોકુળીયું ગામ, જેમાં લગભગ આખું ગામ કહીએ તો પણ ચાલે. મુંબઈમાં મુખ્યત્વે છુટાછવાયા, નડીઆદ, અને અમદાવાદ, આ મળી લગભગ આશરો નીકળી ગયો. અંદર બહુજ રસ લેવાવાળા સોને આશરે ગણાય, અને સત્સંગમાં આવેલા તો હજારથી પણ વધુ ગણાય. સોમાંએ જેને ભગતજી વિના ચેનજ ન પડે અને વસ્તુ સિવાય જિંદગીમાં કશું સૂઝતુંજ ન હોય એવા, અને જેને પરમાત્મા સિવાય દુનિયાનું ડહાપણ મુદ્દલે ગમતું ન હોય એવા તો આંગળીને વેઢે ગણી નાખો એટલીજ સંખ્યા. આવી અમૂલ્ય રકમ, હીરો હાથ લાગવા છતાંએ સાર કેવો કાઢીએ તે જુઓ.

મંડળના ત્રણ ભાગ પાડીએ. એક એવો કે સેવાભાવજ માત્ર સાચવ્યા કરે; બીજો એવો કે માત્ર જ્ઞાનનાજ ભોગી અને ફુરસદે જ્ઞાન, સેવા વગેરેનો લાભ લે; અને ત્રીજો ભક્તિ અને સેવાવૃત્તિવાળો. પ્રથમ વર્ગમાં નડીઆદ, અમદાવાદ અને બીજા છુટા છવાયા ગામ-વાળાઓને મુકાય; બીજા વર્ગમાં વલસાડ, સુરત વગેરે અને આજુ-બાજુનાં ગામડાંઓમાંના છુટાછવાયા; અને ત્રીજા વર્ગમાં વાઘછીપા, વલસાડની પાસે લીલાપોર ગામ છે તે, તથા બીજા છુટાછવાયા આજુ-બાજુના. આમ ત્રણ ભાગે લાભ લેવાતો. મુંબઈવાળાનો પ્રકાર તો વળી કોઈ જુદોજ હતો.

શેઠ વીસનજી જે ભાટીઆ કોમના ગણાય અને તેમના કુટુંબી-જનો; પારસી ગૃહસ્થ ખરસેદજી જીવણજી ગઝડર અને તેમનાં પવિત્ર બાઈ ગુલમાયજી જેમણે બહુજ રસભર્યો ભાગ લીધો છે. શેઠે તો ભગતજીના ચારિત્ર્યમાં બહુ માનનીય લેખીએ તેવો પૂર્ણ ભાવ ભજ-વેલો છે. પ્રેમ તો બાઈ ગુલમાયનો અને શાન્તિ તો ખરસેદજીની એમ તેમને માટે કહેવાય છે. વલસાડમાં મ્યુનિસિપાલિટિના સેક્રેટરી મણિભાઇ, તારખાતાના સુપરીન્ટેન્ડન્ટ મકનજીભાઈ, પારસી ગૃહસ્થ તથા જ્ઞાની દીનશાજી, જીવણજી, મંછારામ, ભૂખણદાસ વગેરે; બાજુનાં ગામડાં-ઓમાંના ભદેલીના પૂર્ણપ્રેમી દાકતર ભીમભાઈ. વાઘછીપાના ભકતોમાં ગામના ખાસ અગ્રેસર મોતી પટેલ કે જેમને સૌ મંડળને જોડી રાખવાનું માન ઘટે છે. આખું ગામ તેમને આભારી હોઈ આવું પ્રખ્યાતિ પામતું જાય છે; લૌકિક અને પારલૌકિક બન્ને સચવાઈ રહ્યું છે. તેમની સાથે નારણજી એક નિખાલસ હૃદયના પ્રેમી, અને તેમના કુટુંબીજનો તથા તેમના દીકરા ઝીણાભાઈ ખાસ સેવાભાવની ઝીણી ચાવીવાળા નોંધવા લાયક છે. તેમના દોસ્તદાર વિઠ્ઠલભાઈ, અને મનમેળાપી દયાળજી કાંઈ પ્રેમમાં જેવા તેવા નહિ અને પુરુષોત્તમ તો ગુરુદેવના નામરાશી પુરા; અને જોગી ભગતનું તો પૂછવુંજ શું!—પુરા જોગી; અનહદ પ્રેમ અને વાઘછીપામાં ભગતજીને પ્રથમ લાવનાર તરીકેનું માન તે

ચાખી ગયા છે. વાઘછીપામાં તો ગણતરી બહુ મોટી છે; સ્ત્રીઓ પણ દરેક ઘરની સાથેજ; સાથે ત્યાંના માછી ભગતો અને પારડીમાં મોરારજી ભગત તથા વેદાંતી ડાહ્યાભાઈ એટલા ગાળામાં નામાંકિત છે. વડોદરે શેઠ લલ્લુભાઈ ચોકશી તથા તેમના દીકરા ચીમનલાલ અને નડીઆદમાં મોહન-હરિભાઈની જોડીને સૌ કોઈ પિછાણે છે. આંખ મીંચી ઉઘાડો કે જ્યાં ત્યાં દેખલાની માફક મોહન-હરિભાઈ હાથ આવી જાય. અમદાવાદમાં ચોકશી પુરુષોત્તમદાસ તથા નડીઆદમાં દરૂ છોટુભાઈ; તેમના ખાસ જોડીદાર ગોકળભાઈ પટેલ આખા મંડળના વયોવૃદ્ધ અને સાતફુટ ઉંચા છે. ભગતજી પોતે, વીસનજી શેઠ, છોટુભાઈ દરૂ, ગોકળભાઈ વગેરે ઘણા ઉંચા કદના પુરુષો હતા અને છે. બોરીઆવીમાં ભાઈલાલ શેઠ, સુરતમાં છોટુભાઈ, દાક્તર ચંદુલાલ, બ્રીજમોહનદાસ, દીયણના છોટુભાઈ શંકરજી અને સુરતમાં દુર્ગાપ્રસાદ વગેરે અન્ય ઘણાએ પ્રસંગમાં આવેલા છે. જેમના નામનો પરિચય ઝાઝો ન હોવાથી વાંચક દરગુજર કરશે.

ભગતજી કયે ગામ કયાં કયાં ઉતરતા તે અને ખાસ નોંધવા જેવા બનાવો નીચે મુજબ છેઃ—

અનુભવજ્ઞાન અને વેદાંતજ્ઞાનમાં ઘણો મોટો તફાવત છે, તે બહુજ મથન કરી થાકેલા સારી પેઠે સમજે છે, અને ભગતજીના સમાગમી તો ચોકખુંચટ સમજેલા છે, એટલે આ સ્થળે બહુ લખવા જેવું રહ્યું નથી. અનુભવ કરવાવાળાને વેદાંતના કુચાની બીલકુલ જરૂર નથી. જે અનુભવી સંત થયા છે તે ભણ્યાગણ્યા વગરની ગણતરીમાંથી ઝટ જડશે. જે અનુભવજ્ઞાન જેમાં પરમાત્મ તત્ત્વ એકલુંજ છે, તે પરમાત્મા શરીરમાં પ્રગટ છે, જે સમર્થ ગુરુ મળે અને પ્રગટ બતાવે એટલે વગર ભણેલાને વગર ભણે પરમાત્મા પ્રગટ મળી જાય, એને વેદાંતની કયાં જરૂર રહી, કે કશુંએ ભણવાની કે જાણવાની કડાકૂટ બાકી રહે?

વાત માત્ર હવે ભણેલાની રહી; ભણેલા એટલે વિચાર કર કર કરે. અનુભવીને ભણેલાને બધું ભુલાવી સીધે રસ્તે લાવતાં ઘણીજ વાર લાગે; કારણ કે ડહાપણ છોડી ઝટ માને નહિ અને વસ્તુ ઓળખતાં જેમ ચિકાશ વધુ કરે તેમ છેટેજ રહે, એટલે ઘણાખરા દાખલા તો ભણેલા રહીજ જાય. જરા પણ ભણેલા એટલે જાણપણું ભરેલું, એટલે જે વાત ભગતજી જેવા કરે તેનો વાદવિવાદ કરે; એટલે આગળ ચાલ્યું. ટુંકામાં સરેજ નહિ; અને ગયું તે ગયું. આવવાનું હોય તે તો પહેલેજ સપાટે જે કહે તે સાચું માન્યું કે વસ્તુજ બનાવી દીધી, અને રહ્યા તે રહ્યા. તુંબડીમેં કાંકરા ખખડયાજ કરે.

'મોર પત્ની પડતું બિંદુ ગ્રહે, તેનો થાયે મોર, પડયું ગ્રહે તેની થાયે ઢેલ.' તેમ પડતો બોલ જો હાથ ધર્યો અને તે નિઃશંકપણે ગ્રહણ કર્યો તો તો તેજ પળે ઘાટ બેઠો, અને ભણવા બેઠા અને સવાલજવાબ થયા એટલે ચાલી નિશાળ. ભણ્યા કરો, પાર આવેજ નહિ. ટુંકી વાતનાં ભણતર શાં? પ્રભુ છે, જો આ રહ્યો, એમ સહેજે ગુરુ બતાવે તેમાં કયા પુસ્તકની મદદ જોઇએ? આ તો અનુભવજ્ઞાનની રીત. બાકી મનને ગમતું મીઠું વેદાંત આમ કરો, આ પહેલું પગથીઉં, વગેરે ચઢઉતર કર્યાજ કરો. જિંદગી આખી વહે તો પણ અનુભવનો સ્વાદ આવી રહ્યો. મનની કુદાકૂદ ભેગા કૂદો. મન ઉભું રાખી કોઈ દિવસ અનુભવ થાય નહિ.

જેમ કચરો ઓછો તેમ જ્ઞાન સહેલું અને વહેલું. ભગતજી કહેતા હતા કે એક અનુભવીએ પાટીઉં મારેલું. ભણેલાની બે રૂપીઆ ફી, અને અભણની એક રૂપીઓ. આ વિચિત્રતા જોઈ કોઈ દુકાને ચઢી પૂછે કે ભાઈ આનું કારણ શું? ભણેલાને વળી બેવડી ફી? તો અનુભવી કહે, હા, એમજ છે. ભણેલો હોય તે હું જાણું છું કરી ડહાપણ બહુ કરે અને કામ સીધું ચાલવા ન દે; અને બિચારો અભણ કંઈ જાણતો ન હોય એટલે કહીએ કે આમ છે એટલે તરત

કામ પતી જાય; માટે વેદાંત અને અનુભવમાં આમ ફરક છે. જેને જેમ ગોઠે તેમ કરી લો.

અમારા વલસાડના મુરબ્બીઓ વેદાંતજ્ઞાનીઓ છે; ઘણું ઘણું ભણેલા અને તત્ત્વની ભારે જ્ઞાનચર્ચા ચલાવનારા અને રસ લેનારા છે. ભગતજીને વધુમાં વધુ શ્રમ અને માથાકૂટ ત્યાં થતી, અને વ્યાવહારિક અનિયમિતપણું પણ ત્યાંજ થતું. જ્ઞાનના લોભે મોડું વહેલું ગમે તેમ ચાલતું, અને ઝાડો પેસાબ ભગતજી અનિયમિતપણે કરે તેથી જ્યારે ત્યાંથી પાછા વળે કે તબીયત બગડેલીજ હોય. જો કે ભગતજી તો સૌને સરખાજ વહાલા હતા, અને સૌએ સારા માટે બનતું કર્યુંજ છે; છતાંએ વસ્તુસ્થિતિ તો આમજ બની હતી. મહારાજને સ્વમુખે ઘણીએ વાર સાંભળેલું કે વલસાડમાં તો બહુજ બંધનમાં રહેવું પડે છે, અને લોકો બહુજ જક્કી પણ છે.

તેમને વાઘછીપા ઘણામાં ઘણું પસંદ આવતું. ત્યાંનું પાણી કબજિઆત કરાવે તેવું છતાંએ ત્યાંનો પ્રેમ અને ભક્તિભાવ જ્ઞાન કરતાં તેમને શ્રેષ્ઠ લાગતો, એમ તે હરહંમેશ કહેતા. ભગતજી મહારાજ જેમ કહે તેમ ચાલવાવાળા અને ભગતજીની વૃત્તિને સંપૂર્ણ માન આપવાવાળા માત્ર તેઓજ હતા, કે જ્યાં ખેંચતાણજ નહિ; અને મુંબઈમાં તો શેઠને ત્યાં ગોઠતુંજ ગોઠતું, તે તો નિર્વિવાદ છે. મુંબઈ માટે એમ બોલેલા કે "ત્યાં તો સહેજે સહેજે બધું ખાવા પીવાનું વગેરે થાય, અને ખાસ કોઈને ભારરૂપ નહિ; અને બીજે બધે તો મારા રામ માટે બધી કડાકૂટ." વળી કહેતા કે એક સંત પાળવો અને હાથી પાળવો તે બંને સરખુંજ છે; કારણ કે સંતની પૂંઠે લા'વ લશ્કર જેવું નહિ, તો પણ હરિજનોની અવરજવર થયાજ કરે; માટે બને ત્યાં સુધી કોઇને ઉપાધિ થાય તેવે ઠામે જાય નહિ, અને જાય તો ઝાઝું રહે નહિ.

વરસમાં એક સફર—ટ્રીપ કરતા. ગોધરેથી નીકળે કે વલસાડ; ત્યાંથી વાઘછીપા અને મુંબઈ. મુંબઇથી વળતાં વલસાડ અને ગોધરા અને કોક વાર નડીઆદ અને અમદાવાદ. વલસાડ, વાઘછીપા અને મુંબઈનો કાર્યક્રમ—પ્રોગ્રામ વારેવારે થતો. વડોદરે બે વાર ગએલા. આમ બહાર નીકળવાનું એટલા માટે કરતા કે આ ગામોમાંથી બધા હરિજનોને ગોધરે આવતાં રેલવે ભાડું વગેરે ઘણો ખર્ચો લાગી જાય, અને તો પણ બધાને લાભ ન મળે માટે કૃપા કરીને પોતેજ બધે ખેંચાઈને જઈ આવતા, કે જેથી બૈરાંછોકરાં વગેરે બધાંને સાંભળવા વગેરે સમાગમનો લાભ મળે.

વાઘછીપે તો ભજન મંડળી સાંજના બેસે ત્યારે બૈરાંનું મંડળ જુદું જામ્યું હોય. જ્ઞાનનાં ભજનો પુરુષ વર્ગના ગાતા, ભેગા જવાબમાં જ્ઞાનનાં પદ સ્ત્રીઓ પણ ગાઈને પુરુષોને હઠાવી દે એવી રસની લૂંટાલૂંટ જામતી હોય; અને ઉન્મુનીઆ આનંદ લેતા હોય તે આનંદમાં વાદવિવાદવાળા શું સમજે ? સાંજના તંબુરા લઈ ભકતો બેઠા હોય. ખેડુતવર્ગ એટલે દિવસના ખેતરમાં કામકાજ કરે અને સાંજે સત્સંગ, ભજનભાવ કરવા ભેગા મળતા. દરેક ઘરે સ્વાશ્રયનુંજ ખાતું. ગામડું એટલે જાજરૂ વગેરેની ગંદકી ઘરેઘર મળેજ નહિ. છુટું જંગલ જવાનું, અને ખુલ્લી હવા. એક ઘર અને પાછળ વાડામાંજ ખેતીની જમીનની શરૂઆત, દરેક ઘર દીઠ એક કુવો, અને ઢોરઢાંકરનો તો હિસાબજ નહિ. ગાડાં, ડમણીઆં તો ઘેરેઘેર હોય. નોકરો, કામગરાઓ બધુંજ સ્વતંત્રપણે ઘેરઘેર ચાલે. દહીં, દૂધ, ઘી, બધુંજ ઘરેઘર થાય અને તે વળી સ્વચ્છ અને સોનજું. ત્યાં શરીરસુખાકારીમાં પૂછવુંજ શું ? ડાંગર પુષ્કળ પકવે. ગોળ તો ત્યાંનોજ સૌથી શ્રેષ્ઠ પાકે; અને શેરડીની ઋતુમાં શેરડી ચુસાડવા અને કોલાનાં આમંત્રણ ભગતજીને ઘેરઘેરથી આવે. પ્રેમમાં તો પુરા; ભક્તિ એટલે દાસત્વપણું તો આ પ્રેમઘેલા ગોકુળીઆઓનુંજ, કે ઘરેઘર ચ્હા અને જમવાનાં આમંત્રણ થતાં. કોઈ હરિજન આવ્યો તો શી વાતે હરિજન ! હરિ-

જનના તો ભોગજ મળ્યા. એમને નિઃસ્વાર્થી નિખાલસ હૃદયના પ્રેમઘેલાઓના જવાબ દેવા, ધરેધર ન્હા નાસ્તો કરી પેટ મોટાં કરવાં પડે. એવા પ્રેમીઓનો વ્યવહાર કૃષ્ણના જુના ગોકુળીઆઓનું પુરૂં દશ્ય, આંખમાં પુરાતું, અને કુદરતના ભાનવાળાને આનંદનું આ એકજ સ્વાશ્રયી અને શુદ્ધ પ્રેમનું સ્થાન હતું. વળી ભગતજી જેવાએ આવી પવિત્ર કરી મૂકેલું, અને હરિજનોને તંબુરા મંજીરા ખખડાવતા કરી મૂકેલા. ભગતજીએ ગામમાં એક મંદિર બંધાવવા ગોઠવણ કરી તેમાં રામચંદ્રજીની મૂર્તિ પધરાવી અને ગામલોકોને સીધી નીતિનો પંથ બતાવ્યો. વળી ગામને પાદરે ગામમાં પેસતાંજ અને સ્મશાન વટાવી ગામ તરફ જતાં ધર્મશાળા અને કુવો પદરના ખર્ચે કરાવીને ભગતજીએ એ જગાને મહત્વ આપ્યું છે.

વળી સાંજના પરવારી મંડળ ભેગું થાય. મોતી પટેલને મોટે એટલે જુઓ, તો ભજનની ધૂન ચાલી હોય ! તંબુરા અને મંજીરા સાથે ગાતા મસ્ત ભકતોનાં ચારિત્ર્ય જેવાં તેવાં નથી. દુનિયાનું પ્રેમસ્થાન આ એક અલૌકિકજ દશ્ય સ્વર્ગીય ભૂમિરૂપ ગણવું. ખાવા, નાહવા અને સવારથી તે સાંજે સૂતા લગી બિચારા આવનારાની બરદાસ ઉઠાવવા હાજર ને હાજર. આવા પ્રેમીઓ કોઈવાર વલસાડવાળાઓને જાડા લોક પડતા, અને કહે કે જરા વ્યવહારમાં ગામડીઆ ખરા; કારણ કે નિઃસ્વાર્થ પ્રેમે આવા ઘેલા ઘેલા થઈ જાય એ જાડાજ ગણો. પણ જ્ઞાનીઓને તો મોટા પાડા જેવા જાણવા; કારણ કે "અહમ્ માર આંધળો સમજ્યો નહિ સાનમાં, જેમ્રુ પાણી તો બગાડયું પેલે પાડે." તેમ રસની લૂંટાલૂંટ સહેલી રીતે ચાલતી હોય, ત્યાં વેદાંતનો પત્થર આવે કે શબ્દની મારામારી ચાલી તે કેમે બંધ પડેજ નહિ. એક સાદા ભકતનું સાદું ભજન જે આનંદમાં લ્હેકાવી દે અને મસ્ત બનાવી દે, તે આનંદ આ વાદવિવાદનાં ચૂંથણાં ચૂંથવામાંથી ન આવે; છતાં ભણેલા એટલે ભણુતર પૂરૂં કરવુંજ જોઈએ. કયાં ચોપડાંનો

પાર છે ? ઢગલે ઢગલા. ભકિત ને દાસત્વ જ્યાં છે ત્યાં ભગતજી રાજી રાજી હોયજ !

જમી રહ્યા કે તાજી છાશ, કૃષ્ણજીવાળું પ્યારૂં માખણ વગેરે દશ્યો નજર સામે આવી લાગે. કૃષ્ણને પણ ગોકુળથી જતાં આંખો ભરાઈ જતી અને અશ્રુધારા વહેતી, અને મથુરાંમાં જતાં પણ દીલને ગોઠે ઓછું. ગોકુળ કે મથુરાંમાં તેમને થોડો ભેદજ હતો; પરંતુ ગોકુળીયાં ઘેલાંના જેવો પ્રેમ અને ગોવાલણુંનાં દહીં, છાશ, માખણ તે કોને મીઠાં ન લાગે ? તો બિચારા ભગતજી શું કરે ? વાઘછીપાથી વલસાડ આવતાં તેમનું હૈયું ભરાઈ આવતું; નયનને ભીંજાવી રેલ ચાલતી. એક તરફ ગોકુળ અને મથુરાં અને બીજી તરફ વાઘછીપા અને વલસાડ; ભગતજીને તો બધુંજ સરખું હતું. ભકિત પણ જોઇએ, જ્ઞાન પણ જોઇએ; સેવાની પણ કદર હતીજ. પરંતુ દૈહિક આનંદને પ્રેમ તો લુબ્ધ બનાવી દે.

---

## ખંડ ૧૨ મો.



ભગતજી આમ બધાં ગામોએ જતા કે જેથી લોકોને શ્રમ ન પડે, અને બધાને ઘેર બેઠાં ગંગા જેવું થાય, તો પણ કંઈક એકાંતમાં લાભ લેવા કે ખાસ કોઈ છુપા કારણસર કે ન ધરાવાય તેથી દર્શન માટે વારેવારે આવજા તો ચાલુ રહેતીજ. ગોધરામાં દરેક અઠવાડીએ બહારગામથી કોઈ ને કોઈ હોયજ. કોઈ તો પંદર દિવસનો ધામો નાખતા. કોઈ વાર કોઈ એક માસ પણ રહેતા. સ્વાશ્રયથી રહેવાવાળા આવતા ત્યારે તો ભગતજીને ખાસ તકલીફ નજ પડવા દે. પરંતુ હાથથી પાણી સરખું લઇને ન પીએ

એવા આવતા ત્યારે ભગતજીને ઘણીજ તકલીફ અને સેવાનો લાભ આપતા. ગુરુની ખાસ સેવા તો થાય નહિ, પરંતુ સંત થયા તેની ગુનેગારી એજ કે તેમણે બધાની બરદાસ અને સેવા કરવી, એટલે ભગતજીને લાભ આપવા ત્યાં ઘણાક આવતા. આમાંએ ઘણાંકે કલ્યાણ માનેલું. જેને ગુરુ તરીકે માનીએ તેને જરા તકલીફ થઈ કે એક આંટો ખવાડયો ત્યાં લઈ જાય કે મૂકીને આવે? એ જેને જે સમજાયું તે ખરૂં. ભગતજી તો હરહંમેશ એકજ ધારવાળા એટલે બીજો ભાવ આવેજ નહિ, અને પરમાત્મ ભાવે આવનારની સેવા પૂર્ણ પ્રેમથી કરતા અને એવો ભાવ દેખાડે કે આવનારને જવાનું દીલજ ન થાય, અને સંતોષ થાય ત્યાં સુધી રાખીને જ્ઞાનચર્ચાવાળાને તે, અને જેને જે ગમે તે સંભળાવતા. ભગતજી રહેણીના એવા ચોક્કસ હતા કે આવનાર બુદ્ધિહીણ હોય તો કાંઈ લઈ ન જાય; ઝાંપામાં ખંખેરીનેજ જાય. ભગતજી કેવી સ્થિતિએ કેવા સ્વાશ્રયી હતા તેનો ઘડો સરખો બહુ થોડાથીજ લેવાયો છે. પોતાપણેથી કશી વાતનો ઉલ્લેખજ ન મળે. સહેજે જેમ ચાલ્યું તેમ હાએ નહિ અને ના તો હોયજ ક્યાંથી?

ગોધરામાં જુના વખતથી મણિભાઈ ચશ્માવાળા, બજારમાં મોટી પેઢીવાળા, અને જાણીતા સરાફ મહાસુખભાઈના દીકરા છે. તે ભગતજીને આર્થિક આપલેમાં મદદગાર થઈ પડેલા, હજીએ તેમજ ચાલે જાય છે. તેમના જોડીદાર પુરૂષોત્તમ સોની ભગતજીને નામેનામ, પરંતુ નારાયણ ઉપનામથીજ પોતે ઓળખાતા. એકદમ હજાર માણ-સની વચમાં દેખાઈ આવે અને રમુજ કરે તેવા, એકદમ ખખડી ઊઠે; અને બુલંદ અવાજે,

"સદ્ગુરુ મળીયા, જેના સંશય ટળીઆ,
મારી ભે ને ભરમણા, સૌ ભાગી જી, હો રે, હો ભાગી જી."

આમ હંમેશ કાયમ આવનાર અને ઝીણા મદદગાર તરીકે

મણિભાઈને માન ઘટે છે. તેમની સેવા પણ જેટલી તેટલી નથી. બધું કામ પડતું મૂકીને ભગતજીને કે જેમને અમે લોકો "બાપજી" કરીને ઓળખીએ છીએ, તે બાપજીના કામે અડધી રાતે પણ તૈયારજ રહે છે. છાનું પુણ્યદાન ભગતજી આ મણિભાઈ મારફતજ કરાવે; ઉપલક કામ નારાયણ સોનીને હાથે જળવાતું. તે પણ તેવાજ ઉપયોગી પ્રેમી હરિજન છે. નવા અગર જુના કોઈ પણ હરિજન બાપજીને આંગણે ગયા કે આ બંને મૂર્તિનાં દર્શન જરૂર થવાનાં, અને કોઇ આવ્યું છે અને રસની જમાવટ થશે એમ લાગે તો તો સવાર અને સાંજ; વખતે બપોરે પણ આંટો કર્યામાંથી જાય નહિ. આવાં પ્રેમી પુતળાં બાપજીએ તો રંગી મૂકેલાં છે.

ટાણેટચકે બાપજી કહીજ રહ્યા હોય કે "ટીપુ ભગતને બોલાવો;" અને કલ્યાણજી મીસ્ત્રી અઠવાડીએ એકાદ મુલાકાત કરી જતા, અને સુથારી કામનો ફાળો પણ આપતા. હરજી ભગત સુથારના ધંધાવાળા એટલે વેલણ વગેરે રકમ લાવી રમુજ કરી જતા, અને દાકતર મોહનલાલ તો અવારનવાર આવી ભજન લહેકાવી જતા કે

"જાણેલ નહિ રે આવો જાણેલ નહિ,
કપટી કાનાને આવો જાણેલ નહિ."

રાત્રે ભજનની ધૂન ચાલશે એમ હોય તો ત્યાં જેઠા ભગત તેમનો તંબુરો લઇને તેમના ગમતા ઠાઠથી ત્યાં આવી પહોંચતા. વલસાડથી મંડળી આવી છે કે હરિજનો ભેગા મળી આનંદ કરવા રાત્રે નક્કી કર્યું કે 'જેઠા ભગતને કહી રાખો, આનંદ કરશે.' બાપજીએ હુકમ દઈ દીધો હોય; ત્યાં તો રાતના જેઠા ભગત માથે ખૂબસુરત ફેંટો, કોટ ઉપર કંઠી વગેરે ભગતને છાજે તેવી માળા કોટ ઉપર દેખાતી હોય, અને સાલ દુપટ્ટાની માફક લાલચોળ ચમકારો જાગૃત કરી નાખતી હોય, અને એક હાથમાં તંબુરો અને બીજે હાથે મંજીરા ધરી ચાલ્યા આવતા હોય. દરવાજામાં તેમનાં દર્શન થાય કે "જય ગુરુદેવ," કરી સૌને સંભાળણું કરી, "કેમ ગુરુદેવના દરબારમાં ક્યારે પધાર્યા?" કરી

ખબર અંતર પૂછતા, પછીથી ભજનની ઝડી ચાલેઃ—

" આતો એવા મારા ભાયલા, મફતના ઉંમર ગુમાવે રે હો જી;
ભેદ વિનાના હાલે ભટકતા. "

એમ સૂરની જમાવટ થતાં, અને લ્હે બંધાતાં બધા એકતાર થઈ જતા. ત્યાં મધ્યસ્થ તકીએ બાપજી પોતે બિરાજતા હોય; વયોવૃદ્ધને તકીઆ જોઇએ; કોઈ નીચે બેઠેલા હોય અને મનમાં જરા એમ થાય કે બધા પાથરણામાં બેઠા છે, અને હું નીચે બેઠો છું, કે બાપજી તો અંતર્યામી તરતજ બોલી ઊઠે, ' ઓ પ્રભુ, તમે નીચે શું કામ બેઠા છો ? ઉપર પધારો. ' ત્યાંના રોજના ગોઠીઆ તો સમજી જાય કે કોઈના મનજીભાઈ મુંઝાયા લાગે છે. કોઈ વાર તો પોતાનો તકીઓ પણ બાપજી દઈ દેતા. આવનાર તકીએ રાજી હોય, તો તે આપી દેવા તરત તૈયારજ હોય.

એક પ્રસંગે ભગતજી સુરત ગએલા. બીજમોહનદાસને ત્યાં મુકામ કરેલો. એક સોની ભગતે ભગતજી સાંજના ફરીને આવે ત્યારે પોતાને ત્યાં સંતનાં પગલાં થાય એવી ઇચ્છાએ વિનંતી કરી રાખેલી. સાંજના ફરીને પાછા વળતાં ભગતજીને પોતાને ત્યાં પધરાવેલા. તેવામાં રસ્તામાં જતા કોઈ એક બ્રહ્મદેવ તાસીરો જોવા ઉભા કે વળી આ તે શું ઠાઠ થઈ રહ્યો છે ? બાપજીને ઘરમાં પધરાવી ગાદીતકીએ બેસાડી ઘરનાં ધણીધણિઆણી અને બીજા હરિજનો બાપજીની પૂજાવિધિ વગેરે કરતા માલમ પડયા. દરેક પોતાના હાર ચડાવી રહ્યા હતા; ફક્ત એક હાર બાકી હતો ત્યાં તો પેલા બ્રાહ્મણને મનમાં થયું કે હું બ્રાહ્મણ, મને હાર નહિ ને આ કુંભારને હાર ચઢે ? અંતર્યામી બાપજીથી શું અજાણ્યું રહે ? પૂજા કરતા અટકાવી તે બ્રાહ્મણને પોતે જાતે ઊઠીને બોલાવી લાવ્યા અને પોતાની જગાએ બેસાડી તેમની પૂજા કરી, બાકી રહેલો હાર તેમને ચઢાવ્યો અને પગચંપી કરવા મંડી પડયા. બધાને ભગતજી કહે કે " આ તો બ્રહ્મદેવ છે, બધા એમની પૂજા કરો અને એમનું ચરણામૃત લો, અને મને પહેલું આપજો. "

બાપજીના ચારિત્ર્યની મઝા કોણ લે? તે તો આમ હંમેશ સાદાઈથી દરેકને સંતોષતા. પોતાને તો બધામાં એક પરમાત્મા સિવાય ક્યાં બીજું દેખાતું? એ તો એમજ બોલતા કે "પ્રભુ આપજ છો ને! મારામાંએ પોતેજ બિરાજો છો; અને આપના વિના કોણ કરી શકે એવો છે? આપ તો સમર્થ છો." આવનારને 'આપજ છો' કહે ત્યારે મનમાં દરેકને થાય કે મારા જેવો ડાહ્યો હવે કોઈ નથી. પરંતુ બાપજી તો 'આપ છો' કહી બોલતા હોય ત્યારે અંતરમાં આત્મદૃષ્ટિ અખંડિતજ હોય તે વૃત્તિથી બોલતા હોય. એ ગતિ તો કોઈ ભાગ્યેજ સમજી શકતું.

ગોધરે બાપજીને ઉપયોગી થઈ પડે તેવા તો બહુ થોડાજ આવતા. પોતાનો છુપો સ્વાર્થ સધાય એ અંતરમાં રાખી ઉપરનાં કર્તવ્યો કરવા બધાજ કામે લાગી જતા. જો કે ભગતજી જેવા દયાળુએ કૃપા વર્ષાવવામાં બાકી રાખેલી નથી; પરંતુ ઇચ્છાઓ લાયકાત ઉપરાંતની ઢંગધડા વગરની કેમ ફળે? ગમે તેવી ધારણાઓ જો પાર પડતી હોય તો પછી દુનિયા ઉંધીજ વળે. ક્ષણે ક્ષણે બદલાતી દુનિયાદારીની શુષ્ક વાસનાઓ અને એક ઇશ્વિરી માર્ગમાં સદંતર નિવાસ કરનારની ઇચ્છાઓમાં જેટલો ફેર છે તેટલોજ ફેર ભગતજીના સત્સંગીઓ અને તેમની પોતાની' વચ્ચે હતો. એક સંપૂર્ણ પરમાત્મ તત્ત્વના શિખરે પહોંચેલા પરમ જ્ઞાની ભગતજી પાસે સાધારણ માયિક વ્યાપારનો અભાવજ હતો, ત્યાં તેવી માયિક તૃપ્તિનું નાલાયકીપણું બતાવવું એ અજ્ઞાનપણુંજ ગણવું.

કેટલાક એવો અસંતોષ ભરતા કે મારૂં આમ ન થયું. પરંતુ ભગતજીનું તમે શું ધોળ્યું અને એને માટે કંઈ લાયકાત દેખાડી કે તેના બદલામાં તે ઇચ્છા તૃપ્ત થવાની વ્યર્થ આશા કરો છો? જે વેપારીને ત્યાં જે જાતનો વ્યાપાર હોય તેજ વસ્તુ ત્યાં મળે. ભગતજી જેવા સમર્થને ત્યાં જે વસ્તુ હતી તે જોઈતી હોય તોજ સફળ થવાય

એ તો સ્પષ્ટજ છે. ગંભીર ભૂલો કયાં ભરેલી છે તે દેખવા કે વચાર-વાની દષ્ટિ આવે ત્યાં સુધી અનુભવજ્ઞાનથી છેટેજ રહો. કંઇકને લાગે કે 'મને અધુરો મૂકીને ગયા;' વાસ્તવિક એમ છે કે પૂર્ણ થવાની જે લાયકાત, તેને માટે જોઇતો ત્યાગ, સદંતર માયા વિનાની અભેદ વસ્તુનું ચિંતવન જ્યાં સુધી ન હોય ત્યાં સુધી વસ્તુથી વિમુખ રહેવાયજ. સમર્થ ભગતજી જેવાને દોષ દેવાય એ તો કેવળ મૂર્ખ જાતનું અજ્ઞાનપણું છે.

છેલ્લાં પાંચ વર્ષની જિંદગી ભગતજીએ દુઃખમાંજ ગુજારી છે. શારીરિક શકિત બીલકુલ કમી થતી ચાલી અને માંદગીના ઝપાટા એક પછી એક ચાલ્યાજ ગયા છે. બહારગામ જવા આવવાની ઉપાધિ દર વર્ષે બે વાર થતી. ઉનાળામાં ખાસ કરીને ગોધરામાં વધુ તાપ પડે છે એમ ધારી વલસાડ, વાઘછીપા વગેરે સ્થળવાળાઓ ત્યાં આગ્રહ-પૂર્વક લઈ જતા.

"વહેતા પાણી નિર્મળા, પડા સો ગંદા હોય;
સાધુ તો રમતા ભલા, ડાઘ ન લાગે કોય."

જો કે ભગતજી સાધુ ન હતા, એક ગૃહસ્થીજ હતા, છતાં લોકો આમ પોતાની વૃત્તિએ ફેરવતા. દરેકને રાજી રાખી શકાય ત્યાં સુધી પ્રસન્ન ચિત્તે સૌની વૃત્તિએ દોરવાયા છે, તથા દરેકના પ્રેમને વધાવી લીધો છે. કેરીગાળામાં વલસાડ કે વાઘછીપે જવાનું થતું. વાઘછીપા જેવા ગામમાં કેરીની છત પુષ્કળ, અને કલમી આંબાવાળી આફુસ કેરી સિવાય બીજી જાતની ગામઠી, પાયરી વગેરે બહુ થોડીજ થતી. વલસાડમાં પણ તેમજ હરહંમેશ ભાવયુક્ત ભોજન વગેરેમાં કેરી ખૂબજ ધરાવાય, ત્યાં પ્રેમને એકલાને માન આપવાવાળા અને દરેકના પ્રેમની રજેરજના જવાબ દેવાવાળા અને સંપૂર્ણ કદર કરવાવાળા ભગતજી તેમ આરોગી જતા.

સામાન્ય રીતે દરેક સ્થળે બાપજી પોતાનાજ છે એમ માને, અને શી રીતે રીઝે એ યત્ન થયેજ જાય. બાપજી પોતે રાજી થાય

માટે ભોજનને મિષ્ટાન્નના સ્વરૂપમાં ફેરવવામાં આવતું. જ્યાં નિયમિત-પણું તૂટે ત્યાં શારીરિક સ્થિતિ બગડયા વિના રહેજ નહિ એ કુદરતનો કાયદો છે. પ્રકૃતિ અનુસારજ ચાલે ત્યાં સુધી નિયમિત ચાલે જાય, અને જ્યાં હદથી આદે ફેરફાર થાય કે શારીરિક ક્રમમાં બગાડો થયા વિના રહેજ નહિ. વળી ઉપરાંતમાં જમતી વખતે બાપજીને ઝાઝો આગ્રહ કરવામાં આવે તો તેમને મૂળ તો શરીરત્ત્વજ ઓછું,—ગટાવે-જ રાખે. તેમના જમવાના પાત્રમાં ભાગ્યેજ વધારતા. જો કદાચ વધ્યું હોય તો પ્રસાદ કરીને ભગતો લૂંટાલૂંટ કરી મૂકતા; એવા પ્રેમમાં ભગતો ભગવાનને ખેલાવતા. કોઈ વાર હરિજનો એમ પણ કહેતા કે એમને શું થાય? એ તો જેટલું આપીએ તેટલું ખાઈ જાય; આવી અંધ માન્યતાએ ઘણી વાર ઘણી કષ્ટિ દીધી છે. પરિણામ એ આવતું કે ભગતજીને રિબામણી થઈ પડતી. મોઢેથી ચૂં કે ચાં બોલવાનું હોયજ નહિ, તેમ દોષવૃત્તિ પણ હતીજ કયાં, કે જેમાંથી કોઈને દોષ દે? પરંતુ અધિક પ્રેમના ઉભરાથી દરેક પોતાની વૃત્તિએ ચલાવતા, તેમાં ભગતજીનો પોતાનો મરો થતો.

સવારમાં સ્નાન પહેલાં ભગતો વહેલા આવી જતા, એટલે બાપજી તો દાતણ પાણી થયું કે ચ્હા, દૂધ વગેરેમાં બધા ભેળા બેસી જતા; અને બેઠા તે બેઠા. સ્નાન, શૌચ આદિ ક્રિયાઓ તો તેમની બાકીજ હોય તે પહેલાં તો ભજન, સત્સંગ ચાલુ થઈ ગયો હોય. તેમનો તો સ્વભાવજ એવો હતો કે એક પણ માણસ સામે બેઠો હોય ત્યાં સુધી પોતે બેસીજ રહે, અને કંઈ ને કંઈ જ્ઞાનચર્ચા ચાલુજ રાખે. આવનાર અનેક, પણ ભગતજી તો એકજ. જે સ્થળે બાપજીનો મુકામ હોય અને ઘરવાળાએ પુરી જવાબદારી સંભાળી ન હોય અને વહેતું મૂકયું હોય, ત્યાં ભગતજીની તબીયત ઉપર કહી દીધેલું છે. આવનાર પૂર્ણ પ્રેમી અને ઈશ્વરી તત્ત્વના ગ્રાહક વિના બીજો તો થોડોજ ભૂલો પડતો! પરંતુ નિયમિત કામ વિના વસ્તુસ્થિતિનું પરિ-ણામ આવું આવતું. આવનાર થાકે તો જરા પગ લાંબા ટુંકા કરે

કે ઊઠબેસ પણ કરે, અને ઝાઝા માણસમાંથી બે માણસ ઊઠી ગયા ત્યાં કોણ પૂછવા ગાજવાનું ? પણ બાપજી તો બેઠા તે બેઠા—એકજ આસને સ્વસ્થ બિરાજમાન હોય. સામા બેઠેલા આઘાપાછા થાય, પરંતુ પોતે તો કલાકના કલાક સુધી બોલેજ રાખે; જેથી કોઈ વાર માથાનો દુખાવો પણ થઈ આવતો. બાપજીએ પોતે કદાપિ કહ્યું નથી કે માથું દુઃખે છે, પરંતુ હાથથી દબાવતા હોય ત્યાંથી કળી શકાતું. કંઈ પણ દુઃખની ફરિયાદ કોઈ વખત કરેજ નહિ એ વિચિત્રતા ભારે હતી.

કોઈને રખે ઉપાધિરૂપ થઈ પડીશ, કે કોઈને રખે દુઃખ થાય એ માટે બહુજ સાવધ રહેતા. બીજાને આનંદ આપવા પોતાને ગમે તે થાય તેની મુદ્દલ દરકાર ન મળે. એ તો કહેતા કે આ દેહનું શું ઉપજવાનું છે ? કોઈને આનંદ થતો હોય તો ભલેને, આપણું શું જાય ? બિચારા કામધંધા મૂકી આનંદ કરવા આવે તો આપણે મુગા બેસી રહીએ તેમાં આનંદ શું ? વાણીનોએ વિલાસ છે, અને વાણી વિના બીજું શું સાધન છે ? સત્સંગની તો જરૂર છેજ. આ પ્રમાણે સમજાવી તેઓ બોલેજ રાખતા. તેમનો ભંડાર તો કદાપિ ખૂટેજ નહિ. એક ભજન ચાલ્યું કે તેનું વિવેચન બે કલાક ચાલે અને રસ એવો જામે કે લોકોનોએ શું દોષ—ઊઠવાનું મનજ ન થાય, એટલે સ્નાન કરવાનું કે જાજરૂ જવાનું પણ આમ મુલતવી રાખવાનું થઈ પડે. કોઈ કહે કે ‘ હવે આપ ઊઠો, દિશા–મેદાન જઈ આવો, ’ ત્યારે બાપજી તો કહેતા કે, ‘ તમે બધા પરવારો. મારે કયી ઓફિસે જવું છે ? તમે બધા પરવારો; પછી સૌથી છેલ્લો મારા રામને બોલાવજો–જઈએ છીએ. ’ કોઈ એકને અસંતોષથી ઊઠવાનું થાય એ તેમને ભારે ખટકતું, એટલે ઊઠતાં ઊઠતાં પણ બોલતા બોલતાજ છુટા પડતા હોય, અને તેથીજ બેસી રહે અને બોલેજ રાખે. પરિણામ એ આવતું કે ઝાડો સુકાવાથી અને એથી મળવિક્ષેપના દોષો લાગુ પડવાથી શરીરના સંચામાં બિગાડ થતો.

જ્યારે મુસાફરીથી પાછા ફરે કે જાણે રાખી મૂકેલું ભોગવવાનો સમય શરૂ થયો. તાવ વગેરે ઉપદ્રવો ચાલવા માંડે. તાવ આવે તે છ માસ લગી પહોંચે. બિચારાને કોઈ પણ ઉપાયે ખસે નહિ એવો તાવ જક્કી થઈ જડ ઘાલી બેસતો. જ્યારે જ્યારે તાવનો ઉપદ્રવ બંધ થતો ત્યારે વિના ઔષધિએ કે ઉપચારેજ બંધ થઈ ગયો હોય. એક વાર તેવી માંદગી ચાલેલી. લાંબી મુદત સુધી એમ ચાલવાથી શરીર ઘણું જર્જરીભૂત થએલું; હાડપિંજરજ દેખાયા કરે. આવી સ્થિતિમાં ભગતજીને આણંદ ઇસ્પિતાલમાં પાદરી દાક્તરની પાસે બતાવવા લાવેલા; દાક્તરે કહેલું કે શરીરમાં કાંઈ નથી, જીવન ભાગ્યેજ ટકશે, છતાં કોડલીવર ઓઇલની બાટલી દૂધ સાથે પાઇ જો જો, વખતે બચે તો બચે. ઈસ્પિતાલમાંથી નીકળ્યા બાદ બાપજી તો બોલેલા કે 'મારા રામને કાંઈ થાય તેમ નથી, મોતની વાર છે, ચાલો પ્રભુ સૌ કરશે;' પણ તે દાક્તરની સલાહ મુજબ કોડલીવર ઓઈલ પીવાનું બનેલું અને ધીરે ધીરે શરીર ટટાર થઈ ગએલું.

---

## ખંડ ૧૩ મો.

---



લાં પાંચ છ વર્ષની દરેક મુસાફરીમાં બિમારી સાથે લાગેલીજ હતી. પ્રથમ વર્ષમાં તાવ લાગુ પડયો; કેમે જાયજ નહિ; સાથે બિચારાં ભક્તાણી પણ તાવનાં ભોગ થઇ પડયાં. બન્ને ખાટલાવશ થએલાં. મોહન અને હરિભાઇને ભાગે તેવે ટાણે સેવા આવી પડતી. જ્યારે ભગતજી સાજાતાજા હોય ત્યારે તો સૌ કોઈ લાભ લેવા લઈ આવતા. કાયમ ગોધરે રહેવા કંઇ બંદોબસ્ત થએલોજ નહિ. આ

મંડળનું અવ્યવસ્થિતપણું હતું. કોઈ ઐકયથી વ્યવસ્થા ગોઠવાએલીજ નહિ. ભગતજીએ અંત લાવી દેહ મૂકયો ત્યાં સુધી તેમજ હતું. હવે જો ઐકય જેવું થાય તો એક નવીનજ વાત બને.

તેમની તબીયત આમ બગડેલી અને વળી નડીઆદથી ગોધરા નજીક એટલે અનેક પ્રસંગોએ સાથે અને કોઈક વાર છુટા છુટા, મોહન કે હરિભાઇ બાપજીના સ્વધામે હાજરજ હોય. બહારગામથી કોઇ આવ્યું હોય કે કુદરતનો સંજોગજ એમ બને કે જોડીમાંથી કોઇ ત્યાં હોયજ. સમર્થ ભગતજીને ઉપાધિ થશે એમ જાણી ઇશ્વરે મનને પ્રેરણા કરીજ હોય. આમ ઘણી વાર બનેલું. બાપજી ટકોર પણ કરતા કે 'ચાલો હવે રસોઇઆ આવી પહોંચ્યા છે.' તેમનો વ્યવસાય સાચવવા કંઇક સદ્‌ભાગ્ય અમોને પ્રાપ્ત થયું હતું એ તેમની કેવળ કૃપાજ હતી. બાપજી કોઇ વાર પૂછતા કે શું ઇચ્છા છે? જવાબમાં સેવાનું ફળ સેવાજ આપજો એમ અમે કહેતા. સેવામાં તેમનાં તથા હરિજનોનાં દર્શન, સેવાનો અમૂલ્ય લાભ, દરેકના નિકટ પ્રસંગમાં આવવાની સારામાં સારી તક, વાર્તાલાપનો અલભ્ય લાભ, અને જે કાંઇ લાભ મળે તે બધુંજ સેવામાં. સેવામાં મીઠા મેવા. દરેકનાં ગુપ્ત અને પ્રગટ ચારિત્ર્યનો બારીકીથી અભ્યાસ કરવા અમે ભાગ્યશાળી થયા છીએ. સૌના દાસનાએ દાસની પદવી શ્રી સદ્‌ગુરુદેવે આપી કાયમનો મહદ્ ઉપકાર અર્પી જે અવર્ણનીય આનંદ આપ્યો તેનો બદલો વાળવા આ જિંદગી કદી બસ નથી.

> "જોડા સીવડાવી વીરા ગુરુને પહેરાવું,
> તોય ગણ ઓશીંગણ કેમ થાવું જી."

દયાળુ ગુરુદેવ તે બદલ માફી આપે અને એમને નાદારીની અરજી છે.

ગુરુદેવ પોતે તાવની બિમારી ભોગવે છે એમ થતાં તેમને વિનંતી ગુજારી હતી, કે પ્રભુ, અમદાવાદ નોકરી લીધે છજ દિવસ

થયા છે, રજા તરત લઇ શકાય તેમ નથી, માટે શામળીયાજી કૃપા કરી અહીં પધારો અને આટલી વાર આમ સેવક ઉપર કૃપાની નજરે જુઓ. એ મતલબનો પત્ર હરિભાઇ ઉપર લખેલો. હરિભાઇ તે પત્ર લઇ ગોધરે ગએલા, અને ત્યાંથી બાપજીને અમદાવાદ લઈ આવે છે એવો પત્ર મળતાં, આંધળાને લાકડી મળતાં, કીયા અંધની આંખ ન ઉઘડે? પંદરેક દિવસ ગુરુદેવ ઢાળની પોળમાં ફકીરા શેરીને મુકામે સેવકના ગરીબડા ઘરમાં ગુપ્તપણે, પડોશી પણ ન જાણે તેમ, લાભ આપી ગયા હતા, અને ત્યારબાદ તેમને પાછા ગોધરા મૂકી આવેલા. જ્યારે જ્યારે ભગતજીને દૈહિક સુખાકારીમાં ખાસ અનિયમિત થતું ત્યારે તેમને સહેજમાં મંદવાડ આવી જતો. યોગીજનનો દેહ, શરીર તદન કોમળ અને સ્વચ્છ, ત્યાં તબીયત વિરુદ્ધનું વર્તન અથવા શરીરને વધુ પડતો શ્રમ થયો કે બિગાડ તરતજ થતો. એવું તકલીદી શરીર થએલું તેમાં જે આવે તે કંઇ ને કંઇ દવાદારૂ કરી મૂકતું. પ્રેમને મારે અનિયમિત ખાયપીએ તેથી, અને દવાદારૂથી શારીરિક તત્ત્વોની વધઘટ થતાં વિચિત્ર સ્થિતિ થતી; પછી હાથ આવેજ નહિ.

નડીઆદમાં દરૂ છોટુભાઇ સરકારી સ્કૂલમાં નોકર હતા તે વખતે ભગતજીને પોતાને ત્યાં લાવતા ત્યારે ઘણીજ નિયમિત રીતે અને બારીકીથી રાખતા. નિયમિત ઊઠવા બેસવાનું, ખાવા પીવાનું વગેરે શરીરને યથાયોગ્ય માફક આવતું. મૂળમાં નડીઆદનું પાણી દરેકને અનુકૂળ આવે તેવું અને ગામની ઉપાધિ દરેક વ્યવસાયવાળાને નહિ જેવીજ, અને સત્સંગીઓ ઘણાજ ઠામઠામ રસભોગી આનંદ લેતા હોય એવા સ્થળે હરકોઇને ઝટ ગોઠી જાય. પહેલાં પણ ભગતજી પોતે મહુધેથી નડીઆદ આવી સમાગમ વગેરે કરતા, એટલે નડીઆદના વાતાવરણથી ભોમીઆજ હતા; તેથી આ સ્થળ તેમને ઘણામાં ઘણું અનુકૂળ થઇ પડતું. ગમે તેવી બગડેલી તબીયતમાં નડીઆદના હવાપાણીથી આરામ થઇ જતો. નડીઆદમાં ભગતજીનો લાભ ઘણાએ લીધો છે. નડીઆદના મોરના લત્તામાં કેટલાક કણબી લાભ લેવાવાળા હતા. ઘણી વાર ભજન-

કીર્તન, સત્સંગ વગેરેમાં આનંદની આપલે થએલી. નડીઆદ સત્સંગની સારી ભૂમિ છે એમ કહેતાં ખુશી ઉપજે છે. સાધુસંત આવે તો ગામમાં તેનું સન્માન અને સેવા થાય એવી કદરદાન પ્રજા છે, અને જ્યાં સાધુમાં ખરૂં સાધુત્વ જુએ ત્યાં તો લોકો ઢળી પડે. ભગતજી છોટુભાઈને ત્યાંથી નડીઆદથી જાય ત્યારે તેમની શારીરિક તબીયત સારામાં સારીજ હોય. ભગતજી પોતે પણ કહેતા કે નડીઆદ મને દરેક રીતે અનુકૂળ આવે છે. દરૂ છોટુભાઈની અમદાવાદ બદલી થયા પછી પણ ત્યાંથી પાછા વળતાં નડીઆદ તો આવતાજ. બહુ આગ્રહ કરતા એટલે તેમને તેમ કરવુંજ પડતું. કોઈ વાર સળંગ ટિકિટ લીધેલી રદ કરીને પણ ઉતારેલા. સત્સંગ અને સેવાનો લાભ અલભ્ય છે, અને બધાં કર્તવ્યોમાં શ્રેષ્ઠ પંક્તિએ છે એ કયો અભાગીઓ જીવ નહિ જાણતો હોય ?

દરૂ છોટુભાઈના ખાસ સ્નેહી, અને તેમના સત્સંગી મિત્રવર્ય ગોકળદાસ પટેલ નડીઆદમાં ભગતજીના બીજા અનુયાયી હતા. છોટુભાઈની બદલી થવાથી બાપજી પ્રભુને ગોકળદાસ પટેલને ત્યાં એક વાર લાવેલા અને ત્યાંથી સેવકને ત્યાં લાવેલા. ત્યારબાદ તો તેમને સેવકને ત્યાંજ આવવાનું થતું. ઝાઝી આનાકાની સિવાય ગોકળદાસ પટેલે તેમ થવા દીધેલું. તેમનો આશય ઘણોજ ઉમદા હતો. પોતે વયોવૃદ્ધ હતા, અને મોહન–હરિભાઈની જોડી છે તે ઉત્સાહી છે અને બધી તજવીજ રીતસરની કરશે, એમ જાણી પ્રથમ પ્રસંગે વ્યવસ્થા જોઈ સમજીનેજ તેમ થવા દીધેલું. સેવકને ઘેર બધા વૈષ્ણવ સંપ્રદાયના અને જુના ઘડતરના સિદ્ધાન્તોનાં લાકડાં જડ ઘાલી બેઠેલાં ત્યાં સંત શું વસ્તુ છે એ ખ્યાલ કયાંથી હોય ? પ્રગટ ઈશ્વરમાં કોણ સમજે ? જેમ તેમ ઘાટ પ્રથમ પ્રસંગે બેસાડયો અને આઠેક દિવસના સમાગમે ઘરમાં બધાને અસર સારી થઇ. બાપજીની કૃપાથી તેમના પ્રતાપે ઘરનાં બધાં સત્સંગમાં આનંદ લેતાં થયાં. ખરા સંતનાં પગલાં, તેમની મીઠી નજર ફરે ત્યાં બધું સુલભ થઇ જાય. સત્ય વસ્તુ આગળ કયું અસત્ય

ટકી શકે? જ્ઞાન દીવો થતાં કયું અજ્ઞાન અંધારૂં ઉભું રહે? ડોળી ભક્તિ અને અંધશ્રદ્ધાથી ચીલે ચાલવાનું, જ્ઞાન થતાં કયાં સુધી ટકી શકે?

આ પ્રમાણે બાપજીનાં પ્રથમજ પગલાંએ સૌ રસ્તો મોકળો થઈ ગયો. સૌ કુટુંબી જન રસ લેતાં હોય ત્યાં પછી મણા રહેજ નહિ. જેને કેવળ કલ્યાણનીજ અભિલાષા છે અને માયાની પરવાજ નથી ત્યાં તો ગુરુદેવે નવીન જાગૃતિ કરી મૂકી છે, જે જાગૃતિરૂપી કાયમ બીજ દીવાની માફક ઝળહળે છે.

'તુજ સંગે કોઈ વૈષ્ણવ થાયે, તો તું વૈષ્ણવ સાચો;
તારા સંગનો રંગ ન લાગે, ત્યાં લગી તું કાચો."

આ અમારો વૈષ્ણવોનો સિદ્ધાંત છે. બાપજી તો તેવા હતા કે સંગમાં આવ્યો તેને ઝપેટયો અને તે વળી તેવો કે તેનાએ સંગમાં આવે તે પણ ઝપટાઈ જાય. જેમ એક એન્જીન એક ડબ્બાને ધક્કો મારે ત્યારે તે ડબ્બામાં પણ તેટલું જોર આવે કે એની પછી અને તે પછી એમ અરસપરસ ધકેલાયાજ જાય. એન્જીન તો ડબ્બાઓની હારની હાર ખેંચી જાય. ભગતજી તો મોટું જબરજસ્ત અગણિત હોર્સ પાવરનું એન્જીન, જે વગર પાટાએ અનેક ડબ્બાઓને ઘસડી જાય અને વચમાં ગમે તેવા પહાડ, નદી વગેરે આવે તો આકાશમાર્ગે પણ ઉરાડી ઠેકાણે પહોંચાડે. જેવું જેનું સામર્થ્ય.

મારો પ્રથમ સમાગમ બ્રીજમોહનદાસના ભાઈ છોટુભાઈ અને તેમના ભાઈ ચીમનલાલ મુંબઈમાં દરબાર હિંદુ હોટેલમાં રહેતા ત્યાં ભેગા રહેવાનું થવાથી ગુજરાતી તરીકે વાતચીતમાં થયો હતો. કપાળમાં ટીલું, માથે ચોટલી, કોટમાં કંઠીનો ભારો, હાથમાં ગીતાજીના ગુટકાનો થોથો અને મોઢેથી બડબડાટ જોઈ બન્ને ભાઈઓને દયા ઉપજી હશે કે આ વળી ભારે વેષધારી અહીં આવી હોટેલમાં રહે છે અને અજ્ઞાનમાં આ બધું કરેજ જાય છે.

રાત પડે ત્યાં તો માળા હાથમાં ફર્યાજ કરતી હોય. એમ ઈશ્વર-પ્રાપ્તિની આશાનાં કિરણો કર્તવ્યો કરાવેજ રાખતાં. વર્ષોના સરવાળે શૂન્યની પ્રાપ્તિ, અને તે છતાં તે કર્યાંજ કરો. પ્રગટ વસ્તુનાં તો ફાંફાંજ. મુક્તિ તો દેહ પડયા પછીથી થવાની અને પામવાનું તે પણ પછીથી; ઈશ્વરના ચોપડામાં જે જમે ઉધાર થયું હોય તેનો હિસાબ થાય ત્યારે તે મળે. આવી સમજમાં તે બધું થયાજ કરતું હતું.

ગુરુદેવ પારસના સમાગમીઓ છોટુભાઈ તથા ચીમનલાલ એ બન્નેનો રાતના સમાગમ થએલો. ત્યાં સંત આવા હોય, તથા આ પ્રમાણે વર્તે વગેરે બધું નવીનજ લાગવાથી અને બાપજી કરીને ગોધરે સંત છે અને આવી રહેણીથી રહે છે વગેરે વાતચીત થવાથી ગોધરે જવાની તાનાવેલી લાગેલી. પ્રથમ તો એમ લાગતું કે જેટલા સાધુ ભગવાંવાળા તથા લંગોટાવાળા હોય તે બધાએ સંત; પણ આ સમજ ઝાઝી ટકી નહિ. ગીતાજીના અઢારે અધ્યાય વાંચીને આખું થોથું મોઢે કરેલું અને નિત્યનિયમના કેટલાએ પાઠ નિયમિત થયાજ કરતા; પરંતુ આનંદનું તો સ્ફૂર્ણું સરખુંએ ન મળે. તેનું તે વળી વળીને રોજને રોજ બોલતાં માથું કયારનુંએ થાકીને પરવારેલું, પરંતુ ઈશ્વરી ભાવનાજ બહુ પવિત્ર એટલે તેમ ને તેમ આશામાં ખેંચેજ રાખેલું. પરંતુ ઝીણી બારીકી અને નવા સિદ્ધાંતો સાંભળ્યા કે રસ જુદોજ લાગવા માંડયો. ભગતજી જેવા સંતનું ખેંચાણ થયું હશે અને ધીરો કહે છે, તેમ—

'ઓ બુડે પેલો બાળક રે,'

કરી વારે ધાયા અને જિંદગીની ઊંઘમાંથી પ્રીતમદાસવાળું થયું.

"અનેક જન્મનો ઊંઘ્યો પ્રાણી, કેમ કરીને જાગે!
કર્મઘેનનું ઘારણ પડીયું, નિદ્રા નવ ત્યાગે."

કર્મનું જે ઘારૂં પડેલું, તે કર્તવ્યભૂમિ છૂટેજ નહિ. ઘારૂં રૂઝાયજ નહિ તેમ આ કરૂં, આ કરૂં, એ કર્તવ્યો ખૂટેજ નહિ. હાર્યો

જુગારી બમણું રમે. અનેક જન્મની ઊંઘમાંથી જાગૃત થવાને જાણે કોઈ ઢંઢોળતું હોય તેમ તે રાત્રિના સમાગમની અસર થઈ. ત્યાંથી ઊઠી પલંગ પર સૂતો. બિછાનામાં સૂતાં સૂતાં જાગૃત અને ઊંઘની અર્ધ સ્વપ્નાવસ્થામાં દશ્યો ફરતાં થઈ ગયાં. ગોધરા ગામ, સ્ટેશનથી ઉતરી આ રસ્તેથી ઠેઠ ખડકી સુધી, ગુરુદેવનું ઘર, ઘરમાં પોતે ગુરુદેવ આ સ્વરૂપે સામે બેઠેલા છે, બહાર કુવો, ધર્મશાળા, તળાવ વગેરે બધો ચિત્રપટ વારાફરતી દેખાવા લાગ્યો. ન જોએલું ગોધરા અને કયાંથી જોયું હોય ગુરુદેવનું ઘર ? પણ ચિત્રપટનાં આમ પ્રથમ દિવ્યદર્શન, અને ચક્ષુ આમ ખૂલેલું, એટલે તે દશ્યનો આનંદ સવારે ઊઠતાં અનુભવતો હતો. બધું જરાએ જરા યાદજ હતું. હવે ગોધરે કયારે જાઉં,—કયારે જાઉં, એમ થઈ રહેલું.

કયારે આર્ટસ્કૂલમાં રજાઓ પડે, અને છુટા થઇ ગોધરે જવાય ? રજાઓ પડી કે તરત નડીઆદ જઇ બીજેજ દિવસે પિત્તળીઆ મણિભાઇ દોસ્તદારને સાથે લઇ, ઘેર ડાકોરનું જુઠું બહાનું દઇ, ખભે કેમેરાની ઝોળી ભેરવી, બે દિવસ રહેવાનું કંઇક ભાથું વગેરે સાથે રાખી ગોધરા તરફ રવાના થયા. ડાકોરનો રણછોડજી ગિરધરપુરી–ગોધરામાં પ્રગટ થઇ ભગતજીના વેશે તળાવ ઉપર કંઇક પુતળાંને મોહનિદ્રામાંથી જાગૃત કરવા કયારનોએ ખેલ શરૂ કરી રહ્યો હતો. ગોધરા સ્ટેશન ઉતર્યાં અને પૂછ્યા વિનાજ રસ્તે પડયા. ચિત્રપટમાં જોએલું, નેત્રોને જાગૃતમાં વિદ્યમાન થતું ચાલ્યું. જાણે કોઇ ભોમીઆ રસ્તે ચાલતા હોઇએ તેમ સીધી સડકે વગર પૂછે ભગતજીની ખડકી પાસે આવી રહ્યા. ખડકીમાં પેઠા કે જે સ્વરૂપમાં બેઠેલા હશે એ વગેરે દરબાર હિંદુ હોટેલના ઓરડાના પલંગ ઉપર જોએલું તેવીજ સ્થિતિએ જતાંવેંતજ તેજ મૂર્તિને પગે પડયા. ભવિષ્યમાં જેને સર્વસ્વ સોંપવું છે, તન, મન, ધન તેને સમર્પણ કરી તેમની દીક્ષા લેવી છે, તેમને જરાએ તકલીફ ન થાય તેમ સાવધતાથી બેઠા. કોથળો લાવી સંત મહાત્મા ગુરુદેવ દયાળુએ બહાર આવી પાથરીને અમારૂં સ્વાગત કર્યું. તેમનું

દર્શન થતાંજ આંખમાંથી પ્રેમાવેશનો અશ્રુપાત શરૂ થઇ ગયો. થોડી વારે જરા બોલવાના ધાટમાં શાંત થયા. રસ્તામાં તેનો તેજ ચિત્રપટ જોતાં મન અધીરૂં થઇ જાય. કંઇક ભય અને શરમને મારે પગ ધીમો ઉપડે, અને કંઇ અધીરાઇ અને ખૂટી પડેલી ધીરજથી ઉતાવળે દોડવાનું મન પણ થઇ જાય.

આમ પહોંચીને શાંતિ વળી, કે ગુરુદેવે ધીરેથી શાંતિ તોડી બોલચાલ કરી. બોલવાનું કે પૂછવાનું શું હતું ? કશી શંકા તો હતીજ નહિ. પ્રગટ ખેલના પુતળાની તદ્દન સાદાઇ ભરેલી રહેણી અને તેનો પ્રભાવ વગેરે જોતાં દીલ ધરાતુંજ નહોતું. એમના મુખાર્વિંદ સામું જોયાજ કરો. ઘડીકે આંખ આડી અવળી ફરકતીજ નહિ. એક ટસે તે પ્રગટ સગુણ દેવની છબી પ્રગટ રૂપે ખેલતો નિર્ગુણ, શ્રીગુણ નિર્ગુણ ભેળાં, અહમ્ વિનાના હલનચલનના એ મૂર્તિમંત પરમાત્માને જોયાજ કરો. અમારા આવતા અગાઉ માજીને કહી રાખ્યું હશે કે કોઇ હરિજન આવશે માટે ચોકખું પાણી બેહું ઉટકીને જુદું ભરી રાખજો, તેમ એક પડખે ગોઠવાએલું નજરે પડયું. તેમની તદ્દન આડંબર વિનાની ખૂબ ભરપુર સાદાઇ અને નાછૂટકાનો ઉપાધિમય ગૃહવ્યવહાર ઘણા ઉમદા તરંગો ઉભા કરતો હતો. નહિ ભગવો વેશ, નહિ મૃગ-છાલા, એકદંડી, કે તુંબડા; નહિ કોઈ પણ વેશ, માત્ર તે તો સાદા મનુષ્યની જેમજ ગૃહસંસારમાં બિરાજતા ગૃહસ્થી મઠાધારી મહંત હતા. મઠ એટલા માટે કે ત્યાગી પુરુષ પોતાની પર્ણકુટીમાં સર્વનું સ્વાગત કરવા અજાણ્યાને પણ આશ્રય આપે છે, તેમ આ ભગતજી પ્રભુ પણ સર્વ પ્રકારના મુમુક્ષુને તેવો આશ્રય આપી રહ્યા હતા.

ગુરુદેવની સામે અમે બન્નેએ સાષ્ટાંગ દંડવત્ કરી આસન માંડયાં. અંતર્યામીને પૂછવાનું શું હોય ? મનની જાણે તેમનેજ ગુરુપદે સ્થાપિત થાય. તનના ગુરુ કરવા કયાં આવેલા ? દેહગુરુ તો ઘણા મળે, પણ મનના ગુરુ તો ન્યારા હોય. મનના ગુરુને તો પૂછવાપણું હોયજ નહિ; વગર

મૂછે સર્વ સમજનું સમાધાન પાંચ દસ વાક્યોથી થઇ ગયું. આજ સુધીની બધી માન્યતા માત્ર દસ વાક્યોથી અને તેમના દર્શનમાત્રના પ્રભાવથી કેમ પલટાઇ ગઇ, તે હવે યાદ પણ નથી આવતું. આખી દુનિયાને જે દૃષ્ટિથી નિહાળતા, તે આ એકદમ શું થયું તેની સમજ ન પડી. પરંતુ એકદમ આ અદ્ભુત તાળું કેમ ખુલ્યું તે ગુરુદેવ જાણે. સંતનાં દર્શનમાત્રથી આમ ઘાટ ફેરવાઇ જતો હશે, તે પ્રત્યક્ષ થતાં આનંદની અવધિ !

ઉપરના આચારવિચારનાં લાકડાં તો રગેરગે ડંખે, ત્યાં વળી શરૂઆત તેમણેજ કરી. તેમણે કપડાં કાઢવા કહ્યું. પાણી વગેરે પાયા પછી વાતચીતનો પ્રસંગ શરૂ થયો. તેમને જરા પણ તકલીફ આપવામાં ગુપ્ત ઘણું ખોવાનું છે, એ પ્રથમ મંત્ર મુંબઇથી લઇનેજ આવેલો, એટલે ભગતજી પ્રભુ જ્યાં ઉભા થાય કે તરત સમજાતું કે કાંઇ પણ કર્તવ્ય તરફ દોરવાયા; એટલે આવું ઘણું સમજીનેજ વિતાવતા. જેને દાસત્વ આપવું છે, તેને તે ચાવીનું ખાનું પ્રથમથીજ ખોલી મૂકેલું હોય. અરાઢ વર્ષની વયથી મુંબઇ આર્ટ સ્કૂલમાં ભણવાનું થએલું, ત્યાં સ્વાશ્રય તો શીખીને ગોખાઇ ગએલો; એટલે તેમ '**ત્યાગ**' અને '**સેવા**' —Sacrifice and Service બન્ને સાચવવા બની શકતું. બાપજી પ્રભુને બહાર આવે પાંચ સાત વર્ષ થયાં હશે. તે પછીના સમાગમી તે સેવક અને હરિભાઇ હતા. કોઇના સાથ વિના પ્રથમજ પ્રસંગે એકલા આવવું, પિછાણ વિના બે દિવસ રહેવું એ વિચિત્રતાની મનની ભાંજગડ કોણ પતાવે ? એ સઘળું સામર્થ્ય સમર્થ સદ્ગુરુદેવે બધી સમજ ખોલી, તે સામર્થ્ય અને દરેક વાતનો હૃદયનો ઉકેલ વગેરે બક્ષેલાં.

પ્રથમ દિવસેજ મારા સાથી મણિભાઈને સાંજની ટ્રેનમાં ડાકોર જવા દીલ થયું; એ પોતે ડાકોર ગયા અને સેવક બે દિવસ રહીને પછી પાછો ફર્યો. ત્યાંથી ખસવું ગમેજ નહિ. તેમનાં દર્શનથી

તેમની બધી હલનચલન અને દરેક કૃતિ જોવામાં બહુજ નવીન લાગતું, અને બોલે ત્યારે શું રસાળી ભાષા કે તે છોડીને કેમ જવાય ? કેમેરા લઈ ગએલો એટલે તેમની છબી લેવાને બહુજ આજીજી કરી, પરંતુ મને તો સમજાવી મૂકેલો કે આ જુઠાની શું છબી પાડો છો ? સાચો જે અંદર બિરાજે છે તેમની છબી લેતા હો તો લો; તેની છબી પાડતાં આવડે છે ? તે છબી તો અંતરમાં કોતરવા તે પોતેજ સમર્થ હતા. એમ તે પ્રસંગમાં તે બનેલું નહિ, અને આગળ થઈ પડશે એમ બોલેલા. એક વાર મારા મનમાં શંકા ઉપસ્થિત થએલી કે વિધિપૂર્વક ગુરુદીક્ષા લેવી અને માત્ર મનથીજ માની લીધેલા તેટલેથી બસ નથી એમ લાગેલું. તેમણે બીજાની દેખાદેખીનું અનુકરણ કરવા કંઈજ જરૂર નથી એમ કહેલું, અને તેવો દેખાવ કરવાની સાફ સાફ નાજ પાડેલી, અને કહેલું કે જે કરવાનું છે તે માનવાનું છે. મનથી માનો અને કહે તે પ્રમાણે ચાલો; અને જો બાહ્ય દેખાવ કરશો અને કહ્યા પ્રમાણે નહિ ચાલશો, તો તેથી પણ શું અર્થ છે ? માટે એવો દેખાવ કે બાહ્યાચાર થવા દીધેલો નહિ. જ્યાં ખરો વૈરાગ્ય જાગ્યો હોય ત્યાં ગમે તેવી વસ્તુનો રાગ ક્યાં રહ્યો ?

'જે કીજે તે સર્વે રાગ, રાગ વિના ન ઉપડે પાગ.'<br>
'શુદ્ધ વૈરાગ ગોળીની ચોટ, લાગે તો થાયે લોટપોટ.'<br>
'જો ઉપજે તો ભલો વૈરાગ, બીજા કૃત્યનો ન છબે પાગ.'<br>
'જે વૈરાગ દેખાડે કરી, એ તો મન કેરી મશ્કરી.'<br>
'અખા તે વૈરાગ વિચાર, વેશ તુંને નહિ મૂકે પાર.'

એમ ટીલાં ટપકાં પાઠ–પૂજા, દેવદર્શનથી પરવાર આવી રહ્યો, અને તેમનાં દર્શન, સમાગમ, સત્સંગ, ભજનકીર્તન વગેરે સિવાય કંઇ વ્યવસાય તે વખતે નહોતો.

ભગતજીએ પોતે તાજોજ ધંધો બંધ કરેલો, અને માથે અમદાવાદી ઘાટની પાઘડી મૂકતા. તે વર્ષ પછી ફરીથી તેવી પાઘડીથી સજ્જ

થએલા કદી જોયા નથી. બીજેજ વર્ષે નડીઆદના ગોકળભાઈ પટેલ તરફથી ફેંટો પહેરાવવામાં આવેલો. તેમનો પ્રસંગ જેમ વધતો ચાલ્યો તેમ સંસાર કંટાળાભરેલો લાગવા માંડયો. પ્રથમ દાસત્વભાવ, ત્યાર બાદ જ્ઞાન; ભક્તિ, જ્ઞાન, અને પછી વૈરાગ્ય. ' શુદ્ધ વૈરાગ્ય સ્વામીનું હૃદે. ' ઈશ્વર શું ? આત્મા શું ? અનાત્મા શું ? જિંદગી તે શું છે ? જગત તે શું ? કરવું શું ? વગેરે બધા સવાલોનું નિરાકરણ થઈ જાય એવી પરિપૂર્ણ અનુભવ સાથેની સમજ તે જ્ઞાન. સાર–અસારનો વિચાર દઢ થતાં વસ્તુમાત્રની ઇચ્છા નષ્ટ થઈ રાગ ઊઠી જઈ ઇચ્છાબીજ સમૂળું નષ્ટ થાય એવી કાયમ અપ્રીતિ તે વૈરાગ. વૈરાગની દીક્ષા તો બાપજીને મળ્યા કે તરતજ જાણે છેલ્લો પાઠજ શરૂ થઈ ગયો. પ્રથમ અને વચલાં પગથીઆંનો કયારે પરવાર આવ્યો તે બધું જાણે એક સપાટે તેમના દષ્ટિપાતથીજ થઈ ગયું. આ વિચિત્ર અનુભવની વાત સ્વાનુભવ સિવાયના કોને ગળે ઉતરે ?

મુંબઈમાં શેઠ વીસનજી ખીમજીને ત્યાં પોતે પધારે છે, અને નડીઆદમાં રા. છોટુભાઈ ડાહ્યાભાઈ દરૂને ત્યાં આવે છે એ તેમણે કહી રાખેલું, એટલે તે બન્ને સ્થળે લાભ લેવા તેમ ભાગ્યશાળી થએલો. સત્સંગ જેમ વધતો ચાલ્યો તેમ દીલમાં કંઈક ઉથલપાથલ થયાજ કરે, કે એક વાર બાપજીને મારે પોતાને ત્યાં પધરાવવા. તેમનાં પનોતાં પગલાં કરવા કોને મન ન થાય ? પરંતુ તે પરિસ્થિતિમાં ભગતજીએજ માંડી વાળેલું, અને આગળ ઉપર થઈ પડશે એમ સમજાવી મૂકેલું.

પ્રથમ પાંચ વર્ષ સુધીનો સત્સંગ મારા ઘરના કોઈજ ન જાણે તેમ છૂપી રીતેજ કર્યે ગએલો, પરંતુ મારી રહેણીમાં કોઈ મહાન ફેર છે તેનો કંઈક કંઈક પડઘો પડવા માંડયો. મુંબઇ નોકરીનું રાજીનામું આપી નડીઆદ આવેલો, અને ત્યાંજ ઘોડા સ્કૂલમાં ડ્રોઈંગ માસ્તર તરીકે છ વર્ષ રહેલો. તે નોકરી દરમિઆનજ વૈરાગની ઝડી, અને તેથી

ઉપરામ વૃત્તિ એટલી વધી ગઇ કે છેવટે ત્યાગ ઉપર વિચાર દૃઢ થયો. દિવસનો ઘણો ભાગ માયિક અને માયાના વિચારમાં જાય, એટલે રાતના સ્વપ્નવત્ સંસારમાં પણ તેજ ચિત્રપટ દેખાયા કરે, તો વધુ ભાગ પરમાત્મ માર્ગમાં રહેવાય એ હેતુનું ચિંત્વન કેમે છૂટે નહિ. દરેક રીતે માયા ખારી ખારી લાગે. ન ગમે ખાવું, પીવું, બેસવું, બોલવું, વાંચવું; નિશાળમાં ભણાવવું તે પણ સ્વાભાવિકજ રસહીણુ, અને છેવટે બધું શુષ્ક અને શૂન્ય ભાસવા લાગ્યું. હરિજન સિવાય કોઇનો સમાગમ કરવા ગમે નહિ, બીજામાં રસ લાગે નહિ. ગુરુમુખી અને ગુરુદેવનો રસ ચાખવાવાળો કે રસ ચાખેલા સુગરો કયાંથી મળે કે તે આનંદ લૂંટવા મળે અને મન માને ? ગોધરે વારે વારે જવાય નહિ; છતાં ગોધરે મહીનામાં બે વાર તો જઈ આવતો. શનિવારે સવારની નિશાળમાંથી કલાક રજા લઈ આઠની ગાડીમાં ગોધરે જઈ રવિવારે નડીઆદ પાછો ફરતો, એટલે લગભગ દોઢેક દિવસનો લાભ ત્યાં લઈ શકતો. આમ નિયમિત રીતે બે ત્રણ વર્ષ ચાલેલું.

જોડીદાર, સહાધ્યાયી તથા ગુરુબંધુ સમાગમી હરિભાઇની સાથે નાનપણમાં ભજનમંડળી કાઢેલી, તે વેળાએ ઢોલક, કાંસીજોડાં, કીરતાળ દગુડી, વગેરે ખખડાવી ભજનની ધૂનમાં સાથે ભજનાનંદી હતા. તે સમયે બન્ને પાસેપાસે રહેતા, એટલે ભજનમંડળીમાં સાથે જતા અને ઘેર પાછા વળતા.

'કુવો વંઠયો કબુતર પેઠું, ઘર વંઠયું ભગતડું પેઠું.'

ઘરે તો એવો ખેલ થએલો. જાણે કે છોકરો બગડી ગયો, તેથી તે વેળા સેવા, પૂજા, ઠાકોર, ઝાંપીજી, વસ્ત્રજી, છબીજી, બધું ઘરેથી પિતાજીને અધિક નહિ ગોઠવાથી ડાકોર ગોમતીજીમાં પધરાવી આવવું, એવું સખતમાં સખત અને આકરૂં ફરમાન થઈ ચૂકેલું. તેમ તેવી પરાધીન અવસ્થા, બાલ્ય સ્વભાવ, નિશ્ચયમાં મોળાપણું, ડરકણુ સ્થિતિ, મોટાનું માન રાખવું, સંયમની વાર એ બધાં કારણોની વચમાં તેમ

પિતાજીનું માન સાચવવા તેમનો કહ્યાગરો દીકરો થવા, તેમ તે વારે તો ઠાકોર જઇ ભર હૃદયની ભાગલી સ્થિતિએ બધું પેક કરેલું. ચોધાર આંસુથી ભીંજાએલાં નેત્રોના અરુચિકર કડવાટ સાથે જ્યાં હાલ રણછોડજીનાં પગલાં છે તે પૂલ ઉપરથી તે માર્ગની દિશાનું ત્યાંજ પધરાવવામાં આવ્યું. ત્યારપછીની જાગૃતિમાં પાઠપૂજા નિત્યનિયમો, વગેરે ચાલ્યું, અને તે મુંબઇમાં લૂલું થયું. પાઠપૂજા ગોધરે ભગતજીને ઘેર સુવાડી, અને તે પછીની જાગૃતિ તે અદ્યાપિ પર્યંત કાયમ સ્થિતિમાં નીભે છે. પ્રથમ બાપજીના સમાગમે જતાં નાનપણના જોડીદાર હરિભાઈ સાથે ન હતા. તે સમયે તે મુંબઈ હતા અને ૭ માસ પછીથી તે નડીઆદમાં દરૂ માસ્તરને ત્યાં ભેગા મળી બાપજી પાસે ગયા ત્યારથી તે જોડાયા, અને ત્યારબાદ તો બાપજી પ્રભુનો જ્યાં જ્યાં મુકામ થાય અને તેની ભાળ મળી કે તરતજ સાથે સાથે દરેક સ્થળે દોડધામ કરવા લાગ્યા, અને એમ થઈ પડયું કે બાપજીને જોયા વિના કે તેમના બે શબ્દ કાનમાં ન પડે ત્યાં સુધી ગોઠેજ નહિ. તેમની એવી મોહની લાગી કે ચેનજ ન પડે. વૈરાગ વધેજ ગયો, અને પછીથી તો એકાંત જંગલમાં જઈ આમ પરમાત્મ તત્ત્વ પૂઠેજ, અહર્નિશ આઠે પ્રહર તેજ ધંધો આદરવા તેના તેજ વેશે નીકળી જવું, એ નિશ્ચય થતો ચાલ્યો.

પ્રથમ કયાં જવું, ત્યાં જઈ આજીવિકા કેમ નિભાવવી તેની સરળતા કરી પછીથી જતા રહેવું એમ ઠરાવેલું. હરદ્વાર, ઋષિકેશ, અને હિમાલયની કેટલીક યાત્રા પ્રથમ મણિભાઈ તથા હરિભાઈ સાથે કુંભના મેળા વખતે જઈ જોઈ આવેલો. મણિભાઈને બૈરાંછોકરાંની ઉપાધિ અને તેમના ઉપર તેમના કૌટુંબિકોનો આધાર, એટલે અમારા પ્રશ્નમાં તેમને ફાળો આપતાજ નહિ. છૂપી ગોષ્ટિ ચલાવતા. હું અને હરિભાઈ તો પંડે ઉપાધિથી વિરક્ત હતા. કોઈના જીવનનો આધાર અમારા ઉપર અવલંબતો રહે તેમ નહોતું. પરમાત્માએ સાંસારિક બંધનથી વિમુખજ રાખેલા. માત્ર મારૂ વેવિશાળ થએલું,

એટલે સંસારબંધનની સાંકળ તૈયાર થઈ ગએલી. અગિઆર વર્ષ સુધી સંબંધ ચાલેલો. છોકરી **૭ દિવસની** હતી, અને હું અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હતો, ત્યારે સંસારની કઢંગી રીતે મારી સંમતિ લીધા સિવાયજ જ્યાં મારીએ જરૂર ન પડી તેવી રીતે સગપણથી મને બાંધીને જકડી દીધો. ભગતજી પુરુષોત્તમનો ચેલો તેવી પરતંત્ર પરિસ્થિતિને કેમ માન આપી શકે? અને વળી તેમાં વૈરાગની પૂર્ણ ઝડી. આ બધાનું પરિણામ હૃદયમાં પૂર્ણ હિંમત આવવાથી બોલવાનું અને સત્ય જાહેર કરવાનું પિતાજીને ખુલ્લી રીતે કહેવા બન્યું. ઘણી આનાકાની અને બીજી બધી રીતના કટુ વ્યવહારો પછી તેમ તે બંધનથી મુક્ત થયો. મનને આનંદની સીમાજ ન રહી. ફરીથી તો હા પાડયા સિવાય પિતાજી તે સાંકળની વાત કરી શકેજ નહિ. તેમ હું તથા હરિભાઈ બ્રહ્મચારી વેશેજ અદ્યાપિ પર્યંત છીએ. આગળની વાત આગળ; પ્રારબ્ધની ગતિ, પરમાત્મા ગુરુદેવ જેમ હંકારશે તેમ જોઈ લેવાશે. બાપજીના જીવનચારિત્ર્ય સાથે નિકટનો ભાવ ભજવાએલો છે, એટલે રૂપરેષા ટુંકમાં આપેલી છે. નાતનો ડખો તો સૌ અનુભવે છે; એવી સાંસારિક વાતો આવા ચારિત્ર્યમાં હોય નહિ.

નિશાળમાં એક પત્ર લખ્યો અને ઘરે એક પત્ર લખી તેમાં આજ સુધીની જિંદગીનો હેવાલ વગેરેથી સ્પષ્ટીકરણ કરી અમુક જગાએ કાગળીઆં મૂકી તે વાત પત્રમાં જણાવી. બન્ને સાથીઓ તેમ એકાંતવાસ માટે બન્ને ઘરેથી જંગલ તરફ જવાના ઇરાદે નીકળી ચૂક્યા. અમે બન્ને અવળા જંગલ તરફ જતા એવી રીતે પૂઠ ફેરવીને જંગલના પડદા તરફ મોં રાખી, અને અમારા હાથ બીજા ત્રણ જણ કેમેરા તરફના મોં રાખી સંસાર તરફ ખેંચતા એવી વિચિત્ર હાલતનો ફોટોગ્રાફ પ્રથમ દિવસની સાંજે લીધેલો તેની એક કોપી કાઢી મૂકેલી, કે તે અર્થસૂચક નિશાન છે. એમ શનિવારે બન્ને પથિકોએ રસ્તો માપ્યો. હરિભાઇ દુકાનદાર હતા, એટલે તેમની અંગદ જવાબદારીની સફાઇ કરી લઇ તે પણ પરવારી આવેલા.

બાપજીનાં ગોધરે દર્શન કરી ત્યાંથી બારોબાર રતલામને રસ્તે ચાલી જવા નિશ્ચય કર્યો હતો. બાપજી પોતે અંતર્યામી છે, જાણીજ જાય. તેમને બાહ્યરીતિએ કહ્યા વિનાજ જવું એવો નિશ્ચય કરેલો હતો. જો અંતર્યામી છે તે ન કહેવા છતાંએ એમની મેળેજ કહે તોજ તેવી વાટાઘાટ ઉપર આવવું, નહિતર તેમને તેમજ તેમનાં દર્શન કરી રવિવારે સાંજની પંજાબ મેલમાં ત્યાંથી નીકળવું એ ક્રમ ગોઠવેલો. સમય બે કલાકનો બાકી રહ્યો ત્યાં બાપજીએ વાત છેડી, કે 'પ્રભુ ક્યાં જવાના છો ?' અમે કહ્યું, જો પ્રભુ આપ જાણો છો, ત્યાં શું કહેવાનું રહે છે ? તેમણે આગ્રહપૂર્વક કહ્યું કે 'નહિ, જાણીએ છીએ, છતાંએ તમારે બધું કહેવાની જરૂર છે.' તેમ બધી વાત તેમને સંભળાવી. છોટમનું ભજન ગાઇને અમોને વધુ દઢાવતા ગયા.

'કોઈ મન મેળાપી હોય તો મન કેરી કહીએ,
બીજા બેદલ જીવશું મૌન ગ્રહી રહીએ રે;
કોઈ મન મેળાપી.—
મન મેળાપી મનથી ન મૂકે, એક ટેક હોય જેને ...'

× × × ×

એમ સમજાવેલું. એમ સર્વ વાત ખુલ્લી કરી, કે પ્રભુ, હવે પરમાત્મા વિના ચેન નથી. રાતદિવસ તેના એકજ ચિન્ત્વનમાં રહેવાય એજ જોઈએ છીએ. છેવટે બધું સાંભળ્યા પછી પોતે ખુણામાં બેઠા અને અર્ધા કલાક લગી અક્ષરે બોલ્યા વિના સમાધિસ્થ જેવા લાગતા હતા. અર્ધા કલાકે દેહધારી થયા અને બેજ ટુંકાં વાક્યો બોલ્યા. 'ભલે તમારૂં દીલ ઉપડયું છે, તો જઈ આવો; મારા રામ કહે, પરંતુ તમારાથી મનાશે નહિ; માટે જુઓ, વીસ પચીસ દહાડા પછીથી મારા રામને કાગળ લખજો; અને કંઈ પણ દુઃખ ન ભોગવતા. જ્યારે જરૂર પડે ત્યારે પૈસા વગેરે મંગાવજો. જાઓ, પ્રભુ આનંદ કરશે.' એમ આશીર્વાદ આપી વિદાય કરેલા. જતાં કહેલું, કે નર્મદાને

કિનારે જજો, ત્યાં દુ:ખ નહિ પડે. એમ ગુરુદેવનીજ મહેરબાની મેળવી ત્યાંથી સ્ટેશને આવી ટુકડે ટુકડે ટિકિટ લેતા આગળ વટયા. પાછળથી કોઈ ભાળ કાઢે તો ક્યાં ગયા તેનો પત્તો ન મેળવી શકે, માટે તેમ ટુકડે ટિકિટ કઢાવતા. લાંબી મુસાફરી કરનારા કવચિતજ હોય, એટલે તે ઉપરથી ઝટજ મેળવી લેવાય માટે તેમ કરેલું.

આશાનાં કિરણમાં અને જંગલમાં અનેક સ્વાદ ચાખી ગયા, અને અમારૂં રહી ગએલું તે ગુરુદેવને પગે લાગી આશીર્વાદ લઈ બન્ને જોડીઆઓ ચાખવા રવાના થયા. ઘરે બધી ખોળાખોળ વગેરેથી થાકીને બેઠેલા, અને ત્યારબાદ ભગતજીએ ભાખ્યા મુજબજ પાછા આવી રહેલા. મુસાફરી કરી ધરાઈ તો નહિ ગએલા, પરંતુ ધારેલે સ્થળે ન પહોંચવાથી, અને આખરની વર્ષાઋતુની હેરાનગતિથી, બધાં પ્રતિકૂળ કારણોએ ચોગરદમથી ઘેરીને પાછા ધકકેલ્યા. જાણવાનું અંદર ઘણું છે, પણ એવી વાતો ભગતજીના ચારિત્ર્ય સાથે સંબંધ ધરાવતી નથી માટે લખેલી નથી.

એમ વળી ઘરેથી પણ બીજાં કૌટુંબિક કારણોને લીધે કુટુંબથી જુદું ઘર નડીઆદ બ્રહ્મપોળમાં પણ રાખેલું, અને ત્યાં પણ ગુરુદેવે ઘરે પધારી સમાગમનો અમૂલ્ય લાભ આપેલો છે. એમ અનેક ઉત્પાત ટુંકી જિંદગીમાં થએલા છે. સાદી અને સાંસારિક રીતે ચાલુ ચીલે ચાલતાજ નહિ, અને ચીલાથી બહાર ઠેકડા ભરતી જિંદગી વહે, ત્યાં ઇતિહાસનો પારજ નહિ. સરળ જીવન મળેજ નહિ, જીવનસંગ્રામમાં ખાડા, ટેકરા, ડુંગરો આવેજ આવે, છતાંએ એવા જીવન ઉપર ગુરુદેવે કૃપા કરીને આખરે પોતાના કરી મૂકેલા.

બાપજીએ કહેલું કે ' તમે બન્ને ' ( હું અને હરિભાઈ ) સાથેજ રહેજો એ ઠીક છે. ' મારા રામ તો એકલાજ હતા, સાથે કોઈજ નહિ.' બન્ને એક મતના જોઈ બાપજી ઘણાજ રાજી થઈ જતા. જ્યાં ત્યાં એમના એટલા નિકટ પ્રસંગમાં આવી ગએલા કે

અમસ્થી બૂમ મારે તો ' મોહનભાઈ કે હરિભાઈ ' એમજ મોંઢે આવી જતું. વહાલાં ને ભલાં માતુશ્રી જમનાંબા–આપણાં ભક્તાણીજીને પણ તેમજ થતું. જ્યારે ગોધરા જતા ત્યારે માજીને પણ બિચારાંને મદદ કરવા દીલ થઈ જતું, એટલે રસોડું સ્વતંત્રપણે સંભાળી લેતા. પહેલાં તો મદદ રૂપ કટકે બચકે ચલાવતા અને ધીરે ધીરે તેમ સ્વતંત્રતા મળી ગઈ હતી.

" કામ કીધું તેણે કામણ કર્યું."

સ્વાશ્રય એવો હતો કે દરેકને એકદમ ગોઠી જતું. અમારા પ્રસંગમાં એક વાર આવે કે અમને ભૂલી શકેજ નહિ. એ બધી કુંચીના ઉકેલના દાતા સમર્થ ગુરુદેવજ હતા. કહેતા કે ' મારી સેવા શું કરો છો ? મારા હરિજનની સેવા કરો, તે મારીજ થઈ, એમજ જાણજો; એમાંએ બીજો કોણ છે ? ' એમ ચાલતાં છેલ્લાં દસેક વર્ષ તો ઘરગથુ તમામ કામ સેવકોજ સંભાળે જતા હતા.

આર્થિક મોટી મદદ બહારની નજરે જેમ શેઠ મુંબઈથી કરતા, તેમ બધા ખાનગી વ્યવસાયનો ઘણો ખરો ભાગ–આર્થિક પોષણ હરિભાઈ ચલાવે જતા. બીજા હરિજનો પણ કંઈક કંઈક મદદ કરતા, પરંતુ સરેરાશ બાપજીને ત્યાં રોજ કેટલું ખર્ચ થાય છે એવી ઝીણી બારીકીની ચિકિત્સક બુદ્ધિથી કોઈએ જોયુંજ નહોતું, અને કોઈજ સમજી શકે તેમ બન્યુંજ નથી. એ બધીજ ગુપ્ત ખુબીના પક્કા ચોર એજ હતા; તે ' મોહન અને હરિભાઇ. ' બધીજ તરફ ચોગરદમ પહોંચી વળાતું ત્યારેજ, તેમ સંત મહાત્માની સેવા ઉપભોગે પડતી. ' Sacrifice and Service. ' ગુરુદેવે ત્યાગ અને સેવા બન્ને બરાબર ગોખાવેલાં. એ તો કહેતા કે ભાઈ ઉપરનાં પાંપલાં કરવાથી પ્રભુ રીઝે તેમ નથી; અંતરની ખરી સેવાથી પ્રભુ પ્રસન્ન થાય છે, અને પોતે તો જ્ઞાન સ્વરૂપ છે.

શેઠ તરફથી જે મુડી આવે તે કાયમ સીલક રહેતી અને વ્યવસાય ઘણો કે લગભગ બધા જેટલી આર્થિક ખોટ હરિભાઈ એકલા

તરફથી પુરાતી. ચોપડા જોતાં લગભગ રૂ. ૧૫૦૦૦) જેટલી રકમ સત્સંગમાં જોડાયા પછીની છે, જેમાં રેલવે ખર્ચ વગેરે કાઢતાં રૂ. ૧૦૦૦૦) જેટલી રકમ ત્યાંના વ્યવસાયમાં કટકે બચકે ક્યાંએ પેસી જાય તેનો પત્તોજ ન મળે. તે બધું આમ એવી ખુબીથી ગુપ્તપણે ચાલતું કે આ વાતનાં ચૂંથણાં કદાપિ બહાર પડયાંજ નથી, અને કોઈ જાણતું સરખું પણ નથી. જ્યારે હરિજન ટોળાબંધ આવતા ત્યારે રોજનો લગભગ રૂ. ૫૦) જેટલો ખર્ચો થતો. ઉપલકથી જોનાર તે સમજી શકે નહિ. સેવકને તો મૂઠી અર્ધી મૂઠી જેટલો પગાર એટલે હાથીના પેટમાં હરડ જેવું થતું. જેથી હરિભાઇ હોય નહિ અને તેમ ગુપ્ત ખુબીથી ચાલે નહિ; અર્થાત્ શેઠની મુડી ફાજલ રહે નહિ. કોઈ ઠેકાણે જવા આવવા રેલવેનું ભાડું માજીના હાથમાં ધરવામાં આવતું, અને તરત માજીના ખીસામાં પડે. શેઠના પ્રસંગ પછીથી ત્યાંથી સેકન્ડ ક્લાસની સીઝન ટિકિટ મોકલી આપતા, જેથી મોડા વહેલા ગમે ત્યારે નીકળી શકે; સાથે રૂ. ૫૦) ખર્ચ માટે મોકલતા. સાધારણ રીતે આવો દસ્તુર પડી ગએલો. આમ ચાલતું જોઈ બીજા હરિજનો પણ ભગતજીને સેકન્ડ ક્લાસમાંજ મુસાફરી કરાવતા. શેઠને ત્યાં બોલાવવાના હોય ત્યારે એકાદ બે પત્ર આવે, પછી રીટર્ન ટિકિટ અને મનીઓર્ડર રૂ. ૫૦) નો, એટલે ભગતજીને નીકળ્યા વિના ચાલી શકતુંજ નહિ. હંમેશાં ભગતજી કશી એવી વાત તરફ લક્ષ આપે તેમ હતુંજ નહિ. એ તો સદાકાળ તત્ત્વની મસ્તીમાંજ હોય, એટલે માયિક વ્યાપાર માતુશ્રી જમનાંબા સાથેજ રહેતો.

ભગતજીએ એક પાઇ સરખીને કદાપિ હાથ લગાડયો નથી. પોતે એ બધી વાતથી છેકજ અજાણ હતા. તેમનામાં તે વૃત્તિજ ન મળે, એટલે સંકલ્પ થાયજ ક્યાંથી કે તેમ થતુંએ પોતે અટકાવે? સદંતર પરમાત્મ તત્ત્વના રસીયા તેમાં રસ લીધે રાખતા. માયાની વાત સરખી તેમની પાસે થઈ શક્તી નહિ, અને કોઈ આપસઆપસમાં વાત કરતું તો તેમને પણ જ્ઞાનની વાર્તામાં ગૂંથી લેતા. તે તો મહાન ચારિત્ર્ય

વાન પુરુષજ હતા. માયાનાં કર્તવ્યો માટે ઈશ્વિરે મહામાયાને ત્યાંજ મૂક્યાં હતાં, જેથી તે બધું સંભાળે જતાં. બીજા સામાન્ય સ્થિતિના હરિજનો તણાઈને પણ મોટાઈ મેળવવા ચૂકતા નહિ. સદ્‌ગુરુદેવ પ્રત્યે પૂજ્ય બુદ્ધિ એટલે પ્રેમભાવે તેમ કરવા દોરાતા. શેઠને ત્યાંથી તો વિવેક પૂરો સચવાતો. જે તેમની ખ્યાલ બહાર રહે તેટલુંજ રહી જતું; બાકી ભગતજીને કોઈ જાતનો બોજો પડવા દેતા નહિ. ભગતજીને આ બધી ગરબડસરબડ બીલકુલ ગમતીજ નહિ. જ્યારે ભગતજી બહારગામથી આવવાના હોય, ત્યારે હરિભાઈ ત્યાં લેવા પહોંચી જતા, અને સેવક ગોધરે ઘરની સાફસૂફ વગેરે તૈયારી કરવા પહોંચી જતો.. એમ બન્ને મળી આનંદમગ્ન રહેતા.

---

## ખંડ ૧૪ મો.



ગુરુદેવની સાથે ઘણાં લાડ કરેલાં છે. હવે તેમના વિનાનાં સૂનાં શરીર, જળ વિના માછલીઓ તરફડ તરફડ થયા કરે તેવી સ્થિતિએ આ લખવાનું અભિમાન ધર્યું છે. હરિભાઇ પોતે તો મુગા સંત જેવા છે. તેમને કર્તવ્ય કરવું જરાએ ગમતું નથી. આ લખવું વગેરે તેમને છેકજ ન ગમતું હોવાથી બધું મારે એકલે હાથેજ કરવાનો સમય આવેલો છે. બન્નેના સાથથી થયું હોત તો રમુજ જુદી આવત. પરંતુ બુઢાએ એકને ઠારીજ દીધો, અને બીજાને ઉત્પાત સોંપી ગયા. પ્રથમ-થીજ માથું તેવી ગતિવાળું કરી સત્સંગ પણ તેમજ દઢાવતા ગયા છે. મને આ ગમે છે; હરિભાઇને છેકજ મૌન ગમે છે. મને એમ લાગે છે, કે–

"ધારણા, ધ્યાનનું ફળ સૂણ શામળા,
પહાણાને જીવ તે જન્મ ગાળે."

જીવનનો આનંદ છેકજ મૌનમાં મને નથી દેખાતો; ઇશ્વરના ખેલમાં પણ ભારે ખુબી ભરેલીજ છે. વસ્તુની પરમ મસ્તીમાં અખંડ શાન્તિ ભરી છે, તે અનુભવતાં અખો કહે છે, તેમ–' ઉભા થાતાં તન ભમે' તેમ કર્તવ્ય નજ બને. પરંતુ તે અમુક સ્થિતિ છે.

ભગતજી જેવા પણ પરમ ટોચે રહી આવનાર હરિજનને જ્ઞાન-દીક્ષા દેતાં કદાપિ કંટાળ્યા નહોતા. દરેકને પૂર્ણ સંતોષ થાય ત્યાં સુધી પોતાથી બને તે કરતા. ઘણી વાર અમો તેમને વારતા કે પ્રભુ, કલાકના કલાક સુધી સામટા બોલો છો, તેથી માથું દુઃખી આવશે. પરંતુ તે તો તેમજ કહેતા, કે મરતા લગી–છેલ્લી પળ સુધી મને તો બોલ્યા વિના નહિ ચાલે, અને શરીરનું પછી શું ઉપજાવવાનું છે ? કોઈને આનંદ થતો હોય તો ભલેને તેમ થાય. વાણી તો સાધન છે, સત્સંગથી તો મન શુદ્ધ રહે છે, વિના પ્રયાસે સ્થિરજ છે, અને માયિક વ્યાપાર કરતું બંધ રહે છે; માટે સત્સંગ તો જરૂરથીજ કરવો. જનક વિદેહી રાજ્ય કરતા, છતાંએ વિદેહી થયા. જીવનમુક્તિ તો તે સ્થિતિની છે. ગુરુદેવે હરિભાઈને તો મહાપદ બક્ષેલું, એ વાત આગળ આવશે. જો કોઈથી–કશા કર્તવ્યથી બધા પ્રસંગો જોતાં ગુરુદેવ રીઝયા હોય તો એકજ પ્રસંગ, અને તે પ્રસંગેજ તેમ મહાપદ અપાએલું. માજી સાથે હરિભાઈને પ્રસંગો વધુ આવતા. બહારગામ ટિકિટ વગેરે લાવવી, રેલવે સ્ટેશન ઉપરનો ફાળો પણ તેમને હાથેજ ધરાતો. તેમ આર્થિક મદદ કરવા અને કંઈકિ ફાજલ માજી પાસે રહેશે તો બીજે કામ લાગશે, ધારી તે પોતે ઉપાડી લેતા. છેલ્લાં પાંચેક વર્ષ તો ઘી, તેલ, વગેરે પણ તેજ નિયમિત લાવતા. મોટામાં મોટી સેવા, જેથી ગુરુદેવ રીઝયા તે પ્રકરણ તો બીજુંજ છે. આવા માયિક વ્યાપારથી ભગતજી પાસે લેખું થઈ શકે તેમ હતુંજ નહિ.

બાપજીનો મુકામ અમદાવાદ રા. છોટુભાઈ ડાહ્યાભાઈ દરૂને ત્યાં હતો, જે સમયે તેઓ ભદ્રમાં રહેતા હતા. સેવકને બાપજીના ફરમાનથી અને સૌની મરજીથી, મહાદેવ પાસેજ પોઢીઓ રહેવા પામે તેમ ત્યાંજ રહેવા થએલું. દોઢેક માસ તેમ અહીં મુકામ રહેલો. ગોધરે એક પ્રસંગે વાત નીકળેલી, કે પ્રભુ, મેડેથી રસોડું જો નીચે થાય, તો મેડે હરિજનોને ઉતરવા જગા મોકળી થાય. આમ કરવું ઠીક છે, વગેરે યોજના—પ્લાન નક્કી થએલો. અમે બન્નેએ ભેગા મળી આ વાત ખૂબ સમજી મૂકેલી. વાત કરતાં અમારો મનોભાવ પોતે સમજી ગએલા અને ખાસ ભાર મૂકીને કહેલું કે ' નહિ, તમે ન કરશો; મારા રામ અહીં હશે તે વેળા તમને બોલાવીને તમારી હાજરીમાંજ કરીશું. ' તેમને તકલીફ ન થાય અને જોઈતું તેમ તરત થાય એવું ટાણું શોધતા હતા, કે તેઓ બહાર ગામ હોય તે વેળાએ આ પતી જાય. અમદાવાદ ભગતજી આવેલા ત્યાં તે સમો હાથ આવ્યો. હું તો છૂટો થઈ શકું નહિ; કારણ કે તેમની હજુરમાં રહેવાનું હતું, એટલે તેમણે એકલાએ જઈ તે કામ સમેટવું એમ ઠરેલું. હરિભાઈ પણ નડીઆદ નજીક એટલે આવ્યા વિના તો ચાલેજ નહિ, માટે અમદાવાદ આવી ગએલા.

અમારો તેમ નિશ્ચય થવાથી તે ત્યાંથી જઈ ગોધરે પોતે એકલાએ તેમ રસોડું, પાણિઆરૂં, નાહવાની ઓરડી, એક કોલો, તથા જાજરૂ વગેરે બધું ચોગાનમાં વચ્ચેની જગા વપરાશમાં રહે તેમ ઘણીજ બુદ્ધિપૂર્વક પૂર્ણ કર્યું. બાપજીથી તો અજાણ્યું રહે તેમજ નહોતું. પૂછવા લાગ્યા કે ' હરિભાઈ કેમ જણાતા નથી ? ' કહેલું કે કંઈક વ્યાપાર અર્થે બહારગામ ગયા છે. સ્મિત હાસ્ય કરી મૌન થએલા. થોડી વારે બોલેલા, ' હે પ્રભુ, શું કામ તકલીફ લીધી ? સૌ થઈ પડત. ત્યાં ગયા પછી શું ન થાત ? હશે, પ્રભુ, આપને જેમ ગમે તેમ કરો; શું કરવું ? ગાંડા કહ્યુંજ ન માને ! ' એ કર્તવ્ય આમ ચૂપચાપ ચાલ્યું. થોડાક સમય વીતે ગોધરેથી કોઈનો પત્ર આવ્યો.

જેથી સર્વ વાત જાહેર થઈ. પછી તો છૂપાવાનું હતું પણ શું? કારણ બાંધકામ પૂર્ણ થયું હતું. ખરી ખુબી તો તેના ગુપ્તપણામાં હતી; આખર તો જણાવાયજ તેમ તે તેવા ધ્યેયથી પૂર્ણ થઈ ગએલું. વીસનજી શેઠને સંકલ્પ થએલો, પરંતુ 'જો કંઈ પણ તેવું બાંધકામ કરશો તો મારા રામ અહીંથી ચાલી જશે' એમ ભગતજીના કહેવાથી તે વિચાર માંડી વાળેલો, કે જ્યારે ભગતજીને છેકજ સાદાઇથી રહેવું છે તો ભલે તેમ રહેવા દો. એમ તે વાત ત્યાં મુલતવેલી; તેથી જરા આગળ વટીને શેઠે જો બાંધ્યુંજ હોત, અથવા તે પ્રકારની હઠ કરી હોત તો ભગતજી તેવા કદર વિનાના ન હતા, કે તેમાં રહેત નહિ. પરંતુ જેને નિમિત્ત અપાવવાનું હોય તેનેજ તે પ્રાપ્ત થાય. ક્યાં એક કરોડપતિ વીસનજી શેઠ, અને બિચારા હરિભાઈ! "ક્યાં રાજા ભોજ, અને ક્યાં ગાંગો તેલી!" એવી વાત થઈ. ખરા દીલનાં દાન તો દીલના ઉકેલથી તેમ દેવાય. એક કરોડપતિ પોતાની સમૃદ્ધિમાંથી એક લાખ રૂપીઆ ખર્ચે, એ તેમને તો ભાજીમૂળા સમાન ગણાય. પરંતુ હરિભાઈ પોતાની સર્વસ્વ મિલ્કત આમ હોમી દે, તે તો ખરેખર વધુમાં વધુ સ્તુત્ય હતું. જેને લાખો રૂપીઆનાં વ્યાજ આવતાં હોય, અને ધર્માદા ખાતે ધણીએ મોટી રકમો જમા થતીજ હોય, તેમાંથી સારે માર્ગે કંઈકિ પુણ ખર્ચાય તે અલબત સ્તુત્ય ખરૂં, પરંતુ પ્રમાણમાં કંઈજ નહિ.

•

અમદાવાદથી ભગતજીને નડીઆદ લઈ ગએલા, અને ત્યાં તો સેવકને ત્યાંજ મુકામ થતો. હરિભાઈ અને મારા વચમાં તેવો આંતરો નહિ હોવાથી, તેમને ઘરે તેવી સગવડ ન બની શકે અને અહીં પણ સેવા વગેરે ફાળો જોઈતાજ મળે, તેથી તેમજ ચાલતું. નડીઆદથી ભગતજીનો મુકામ રાણીયા ગામે થયો. રાણીયા આ પ્રથમજ આવ્યા અને તે માત્ર એકજ પ્રસંગ પડયો તે પડયો. પછીથી સંજોગ આવેલોજ નહિ. બાપુજી સાથે દસેક હરિજનની મંડળી, સેવક, તથા

હરિભાઈ એમ ત્યાં અતિ આગ્રહપૂર્વક નિમંત્રણ થવાથી બધાને તે પ્રેમનો જવાબ આપવાની ફરજ પડેલી. ત્યાં ગયા બાદ પણ દસેક દિવસ બધા ભેળા રહેવા ગામલોકનો અતિ આગ્રહ થવાથી તેમ માન આપવું પડેલું. ઉમરેઠ સ્ટેશનેથી ઉતરી ડમણીઆં, એક્કા, વગેરે સાધનોદ્વારા રાણીયા ગએલા. આવતાં ડાકોરને રસ્તે પાછા વળેલા. રસ્તામાં પુષ્કળ ધૂળ, ઉંચી નીચી ખાડા–ખૈયાવાળી હખળડખળ કરી નાખે તેવી કુદરતે પાડેલી સડક હતી. આજુબાજુની કુદરતના દેખાવની મઝા બધું ભાન ભુલાવી દેતી. બન્ને તરફ વાડમાંથી ગાડું કે ડમણીઉં પસાર થતું હોય, દૂરથી ઝાડ વગેરે આનંદદાયક દેખાતાં હોય, ઉપરથી નમી ગએલાં અને બહુજ સ્વતંત્રપણે સ્વતંત્ર હક નક્કી કરતી ઝાડની ડાળીઓ વળીને ઝોલાં ખાતી હોય, અને પસાર થતા ગાડામાં કેટલીક ડાળીઓ તો કાંટાળી હોય, કે જેથી પસાર થનારને નમન કરાવીનેજ જવા દેતી; નહિતર ટોપી કે પાઘડી–માથાના મુગટને ઉંચકી લેતી, કે ગબડાવી દેતી, કે વધુ સજાની જરૂર લાગતી તો શરીરને ઉઝરડી કાઢતી. એમ ચાલતાં મહીસાગરનાં કોતરડાં ઉંચાં નીચાં વળી ડોકીઆં કરતાં હતાં, તે બધું મનને તરંગોમાં ગરક કરી દેતું. ત્યાં અમારો રસાલો ઠામે પહોંચ્યો, કે બાપજી તો ડમણીઆમાં ડગળાઈજ ગએલા.

અમૃતલાલ કરીને હરિજનના આગ્રહથી ત્યાં જવાનું થએલું. તેમના પિતાશ્રી આશારામ રાણીયાના ઠાકોર સાહેબના કારભારી હતા, એટલે ત્યાં બીજી વ્યવસ્થા, રાવણીઆ વગેરે કામદારોની મદદથી સારી થએલી. ગામના લોકોને ભગતજીનો આ પ્રથમજ સમાગમ હતો. ભગતજી જેવા સંત ગામડાના પ્રેમી લોકોને ઘરે બેઠાં સત્સંગ રૂપી ગંગાસ્નાન કરાવવા આવેલા. આવ્યાને બીજે કે ત્રીજે દિવસથી ભજનની ધૂનમાં એવા રસ લેતા કરી મૂક્યા, કે દિવસનો લગભગ બધો વખત અને રાતે બાર વાગ્યા લગી ઠઠની ઠઠ જામેલીજ રહેતી. બાપજી સાથે દસ હરિજન અમે જ્યાં ભેગા તંબુરા સાથે લલકારીએ અને

પ્રભાવ તો ભગતજી પાડવા સામે બેઠાજ હોય, અને જ્યાં વચમાં વળી અર્થ કરી જોઈતી ટકોર કરે ત્યાં બધા તેમ સાંભળીને ગરક થઈ જતા. એ આનંદ વટાવી પાછા ફરવાને ટાણે વળાવવા લગભગ બધું ગામ એક માઈલ સુધી આ બાળ વૃદ્ધ—સ્ત્રી પુરુષો સાથે આવતા જોઈ ભગતજીને પ્રેમ ઉભરાયો. એક ઝાડની નીચે ટોળું થઈ બેઠા, અને ભજનની ઝડી ઉપરાઉપરી ગવરાવવા લાગ્યા; અને જરા ધીમું પડે કે પોતેજ ગાઈને ગવરાવતા. એમ અર્ધો કલાક ખૂબ પ્રેમ ઉભરાવી નીકળ્યા. ઝાડ સમક્ષ નાળિએરનો તો મોટો ઢગ વાળેલો. ભગતજી કહે, પ્રભુ, આ બધાં ક્યાં લઈ જઈએ? ફોડો અને પ્રસાદ કરી આનંદ કરો. એમ ત્યાંથી ડાકોરને રસ્તે મંડળી પાછી ફરી.

ગોધરા ગયા ત્યાં ચોગાનમાં તો નવું નવું લાગતું હતું. રસોડું વગેરે બંધાઈ ગએલું એ પ્રથમ દૃશ્ય જોવાને પણ આનંદ પુરતું હતું. રસોડામાં ચુલા વગેરે બધુંજ તૈયાર હતું. માજીના દીલમાં એમ થતું કે બીજેજ દિવસે હોળી છે, એટલે સામી ઝોળે શું કામ શરૂ કરવું? પરંતુ બાપજીને તે વાત ગોઠી નહિ. કહે કે ' પ્રભુ, આજેજ ત્યાં મુહૂર્ત કરી દો; કાલે વળી બધા વીખરાઈ ગયા પછી આનંદ શો? બધા હરિજન બેસી જમે તેજ આપણું તો વાસ્તુ, અને એ બધા શુકનજ છે.' બાપજી બોલ્યા કે ' હરિભાઈ મહારાજ, આજે રસોઈ વગેરેના ત્યાંજ શુકન કરો.' તે દિવસથીજ બધું ત્યાં ગોઠવાઈ ગયું.

જમી ઊઠયા બાદ બીજા હરિજન આરામ લેવા ગયા. કેટલાક બહાર આઘાપાછા થયા અને બાપજી, માજી, હરિભાઈ તથા હું ઘરે રહેલા. અંદરના બાપજીના બેઠકના ઓરડામાં જમનાંબા હરિભાઈને લઈ ગયા અને સેવક બારણાની સાખે ઉભો ઉભો ખેલ જોતો હતો. હરિભાઈને બેસાડી ભગતજીએ રૂ. ૫૦૦) કાઢી કહ્યું કે ' આપ પ્રભુએ તસ્દી ઘણી લીધી છે, અને હવે આટલી કૃપા કરી આ લો.' આનાકાની ઘણી કરી, પરંતુ બાપજી છોડે તેવા

ન હતા. હરિભાઈ પાકા નિશ્ચય ઉપરજ હતા એમ લાગ્યું. હરિ-ભાઈની આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં, અને કહે કે પ્રભુ, આજ આપવાનું છે?—મતલબ કે માયાજ! બાપજીએ તો તેજ પળે–તેજ ક્ષણે જે કૃપા કરવાની હતી, તે મંડળ આખામાં સૌથી પ્રથમ નંબરે હરિભાઈનેજ ઓઢવી, જે ગુપ્ત આપલે કરવાની હોય તે થોડુંજ હાથમાં મૂકવાનું હોય તેમ થયું, અને ભગતજી બોલ્યા કે '**હરિભાઈ મહારાજ, હવે બહુ લોભ ન કરો.**' પૈસા તો લેવા પડયા, પણ કદરદાન જેટલા દીલની સેવા તેટલા દીલથી ભરપાઈ કરી ચૂકયા.

'સેવતાં સુખ થાયે અતિશે ઘણું, જો સદ્દગુરુ કેરૂં મન રીઝે.'

તેમ જો રીઝેલા હોય એવો પ્રસંગ રૂબરૂમાં જોવા આ એકજ હતો. કોઈ પ્રસંગે રીઝયા એમ દેખાયા નથી.

બીજે દિવસે ઓસરીમાં ભજનમંડળી બેઠેલી; ત્રીસેક ભગતો આનંદ કરતા હતા. ત્યાં એક જણને—

"મહાપદ લાધ્યું રે જેને, બીજાં સાધન ના રહ્યાં તેને;
સહજ સમાધિ રે લાગી, અનુભવ જ્યોત નિરંતર જાગી."

એ ભજન ગાવા સોંપાયું. ભજન પુરૂં થયાને અંતે બાપજીએ કહ્યું કે, આટલામાં કોઈને મહાપદ લાધ્યું છે? બધા મૌન થયા, ત્યારે પોતેજ પ્રગટ કરતા હોય તેમ બોલ્યા કે 'હરિભાઈ મહારાજને લાધ્યું છે.' એમ ત્રીસ માણસની રૂબરૂ તેમ પ્રગટ કરેલું. ગુરુપ્રસાદ જેને ચાખવા મળ્યો ત્યાં સમજનું પૂછવુંજ શું? હરિભાઈને ટોચના સિદ્ધાંતો સિવાય ગોઠેજ શાનું? અખાના ગુરુભાઈ નરહરિની જેમજ કાંઈ લખવા કે બોલવા જેવું ન લાગે. તેમની સ્થિતિ મુગા સંતની જેમ વસ્તુમાં મસ્ત રહે તેવી છે. તે સ્થિતિમાંથી ન બોલવું, ન લખવું, ન કાંઈ કર્તવ્ય કરવું ગમે!

## ખંડ ૧૫ મો.



આ લખવાનો અહંકાર પણ આમ હજીએ એક યંત્રની માફક કલમને ઘસડે છે, નથી વિચાર ગોઠવવા પડતા, કે કાંઈ શ્રમ થતો, પણ હૃદયમાંથી ઉભરાતી લાગણી ગામઠી બોલચાલની ભાષામાં આવેજ જાય છે, તેમ ને તેમજ લખાયા કરે છે. ઉતાવળીઆ સ્વભાવને લીધે ધીરજ ધરાતી નથી. ધીરજ ધરવા જતાં વિચારો વીખેરાઈ જાય છે, અને એથી તો તૂટક પણ થઈ જાય, એટલે કૂદકારા કરી દોડતા વહેણમાંથી ગુરુદેવ અંદરથીજ ફેંકી રહ્યા છે.

'વાજું શાને ધરે અહંકાર, એ તો વજાડે વજાડણહાર.'

તેમ આ લખવાને આ પુતળાને રખે કોઈ દોષ દો. તેને નિમિત્ત કરનારો તો અંતરવાળો અંતર્યામીજ છે. ઈશ્વરને જેમ ગમતું હશે તેમ તે કરાવતો હશે. હાથ તેના, માથું તેનું, આંખ તેની, સાંગોપાંગ સર્વ તેનું તો કર્તવ્ય પણ તેજ કરી રહ્યો છે. અભિમાન હોય કે ગમે તે હોય પણ તે ધરવાનું સામર્થ્ય તો પોતાનામાંજ છે. તે ગુરુદેવ પોતે જાણે, કે શું તેમની કળ છે.

એક વાર ભગતજી નડીઆદથી બોરીઆવી ગએલા. ત્યાંના શેઠ ભાઈલાલભાઈ, તેમના દીકરા મોહનલાલ તથા બીજા છોટાલાલ વગેરે કોઈ કોઈ પ્રસંગમાં આવેલા. ભાઈલાલભાઈને સંત ઉપર પ્રેમ વિશેષ, અને વળી ખરી દિશાના સંતને પોતાને ત્યાં લાવવા કોને દીલ ન થાય? બાપજીને ઘરોઘર ફેરવવા ન બનતું, એટલે નડીઆદમાં તેમનું ઘર તથા વ્યવસાય ચાલુ હોવા છતાં તેમ નહિ બનેલું, એટલે બોરીઆવી

લઈ જવાનો ઇરાદો પાર પડેલો. તેમનાં ગૃહિણી પણ ઘણાંજ પ્રેમી અને ભક્તાણી છે.

સાંજના બાપજી ફરવા નીકળ્યા હોય, અને કોઈને બહુજ આતુરતાપૂર્વક ઘરે લઈ જવા હોય, તો તેજ માત્ર બની શકતું. બાકી એક ગામમાં એકજ સ્થળે ઉતરવાની રૂઢિ હતી. બદલાબદલી ભાગ્યેજ થતી.

એક ટાણે ગોધરેથી ઓચ્છવલાલ કરીને મુંબઈના આનંદસાગર પ્રેસવાળા કે જેમનાં નવસારી, ઉદવાડા, વગેરે ગામોએ પણ પ્રેસ ચાલે છે, તેઓ ભગતજીને પોતાને ત્યાં નવસારી લઈ ગએલા. સાથે સેવક તથા હરિભાઈની જોડી પણ હતીજ. નવસારીના સ્ટેશન ઉપરજ બંગલો હતો ત્યાં વ્યવસ્થા થએલી. પંદરેક દિવસને આશરે ત્યાં પણ સારો લાભ લેવાયો હતો. ઓચ્છવલાલ પણ ઘણા પ્રેમી ભક્ત છે.

મુંબઈ લગભગ પચીસ વખત, વલસાડ લગભગ તેટલીજ વખત, નડીઆદ વીસેક વખત, અમદાવાદ પંદરેક વખત, અને બીજાં સ્થળો બોરીઆવી, રાણીયા, નવસારી, લીલાપોર ત્યાં એક એક વાર, તથા સુરત, વડોદરા, ભરૂચ આદિ સ્થળોએ પાંચ પાંચ વાર એમ લાભ લેવાયા છે. તેમની સત્સંગમાં આવ્યા પૂર્વેની જિંદગીનો હેવાલ જુદોજ છે. માત્ર નિયમિત લાભ લેવાતો થયો અને સત્સંગી તરીકે બહાર આવ્યા તે પછીનો આ ક્રમ હતો. મુંબઈ, વલસાડ, વાઘછીપા, આ ત્રણ સ્થળો મુખ્ય હતાં, અને ત્યાં એક માસથી ઓછું રહેવાનું થતુંજ નહિ.

એક વેળા વલસાડથી ગુલમાય તથા ખરસેદજી એક પ્રેમી દંપતી-યુગલ બાપજીને તીથલ લઈ ગએલું. પારસી ગૃહસ્થ એટલે હિંદુની રીતભાતથી જરા અજાણ્યા, માટે વલસાડથી એક બ્રાહ્મણ રસોઈઓ તથા હરિભાઇ મદદગાર તરીકે લઈ ગએલા. વલસાડથી મંડળી વારે-વારે આવજા કરતી.

વલસાડમાં આર્ય સમાજના એક વારના નોંધવા લાયક પ્રકૃતિના એક્કા અને જ્ઞાનમાં વિદ્વત્તાવાળા, શ્રી ગોપાળજી કાકા બહુજ આનંદી અને રમુજી ખોપરીના મહા સમર્થ અને બાહોશ નેતા હતા. વલસાડમાં મણિભાઈ, કે જીવણજીને ત્યાં કે મકનજીને ત્યાં કે ભગવાનદાસને બંગલે સમાગમમાં ગોપાળજી કાકા આવ્યા હોય ત્યાં જ્ઞાનચર્ચા મિઠાશથી જામેલીજ હોય, અને વચમાં પારસી ગૃહસ્થ દીનશાજી મહારાજની મીઠી મજાક ઓઢવાઈજ હોય, ત્યાં વાર્તાવિનોદ માંહોમાંહી ભજનકીર્તન સાથે ચાલી રહ્યો હોય. રસની લૂંટાલૂંટ એવી ચાલે કે માયાવી ધંધાઉદ્યમનું ત્યાં ભાન સરખુંએ કોને રહે! ત્યાં આવ્યા કે મનની દિશાજ ફેરવાઈ જાય. વાતાવરણજ એવું બંધાઈ ગયું હોય કે જે આવ્યો તેને અસર થયા વિના રહેજ નહિ. આમ મંડળ વધતુંજ જતું. ગમે તેટલા બેઠા હોય પરંતુ જ્યાં સુધી ભગતજી આવી સ્વસ્થાને બિરાજમાન ન હોય ત્યાં સુધી એકડા વિનાનાં મીડાં; અને ત્યાં સુધીનો જે સમાગમ તે કુચા ઉથામ્યા જેવોજ, જ્ઞાનનાં ચૂંથણાં સમજાય; અને જ્યાં ભગતજી આવીને બેઠા કે તેમની હાજરીથીજ તે બધું સ્વરૂપ ફેરવાઇને સત્સંગ રૂપે થઈ જતું. મુદ્દાસર સમજીને ચાલે તે સત્સંગ અને બાકીનાં ફોતરાં ઉથામ્યાજ કરો. પ્રભાવશાળી પુતળું એક આવે કે તેની છાંયાજ સ્વરૂપ ફેરવી દે. આખી સભાનું કર્તવ્ય જુદાજ રૂપે ચાલે. ભગવાનદાસ વલસાડમાં સારા ઉમદા અને ખાનદાન કુટુંબના ઉદાર ચારિત્ર્યવાન ગૃહસ્થ છે. તેમણે ગામથી જરા દૂર આવેલો પોતાનો બંગલો સત્સંગ વગેરે થતું હોય તો મફત વાપરવા છૂટ આપેલી, એવો પ્રભાવ સત્સંગમાં રહ્યો છે. તે બંગલે એક વાર બધા હરિજનનો મેળો થએલો. વાઘછીપેથી તથા અન્ય સ્થળોએથી નરસિંહ ચૌદશને નિમિત્તે બધા મંડળના ભકતો મળી આનંદ ઘણો થયેલો. વેકેશન કે એવી બીજી સામટી રજાના પ્રસંગોમાં બાપજીનો મુકામ જ્યાં હોય ત્યાં જઈ લાભ લેવા મને તક મળેલી અને હરિભાઈ ધંધાની ફુરસદ હોય તો લાભ લેવા અમારી જોડી સાથેજ

હોય. વાઘછીપા, મોતી પટેલને ત્યાં, વલસાડ બંગલાને ટાણે, લીલાપોર, અમદાવાદ દરૂ છોટુભાઈને ત્યાં તથા ચોકસી પુરુષોત્તમદાસને ત્યાં એક એક માસ જેટલો લાભ મળેલો છે. વાઘછીપા, લીલાપોર અને વલસાડ વખતે મારી સાથે મારા વિદ્યાર્થી તરીકેની કારકીર્દિમાં આવેલા બોરીઆવીના વાઘજીભાઈ પટેલ સેવાવૃત્તિમાં મદદ રૂપ થએલા. બાપજી-ના છેલ્લા અવસાન કાળ વખતે પણ તેમની મદદ ઘણી ઉપયોગી થઈ પડી હતી, તે તે પ્રસંગના હેવાલમાં આવશે. એમ અવારનવાર હરિભાઈ ન હોય ત્યારે પણ કોઈ સાથ મળીજ ગયો છે. ઘણા વિદ્યાર્થીઓ મારા નિકટ પ્રસંગમાં આવેલાને બાપજીની મુલાકાત થએલીજ છે, અને કેટલાકના તો વાલીઓ સીખ્ખે આખું કુટુંબ પણ સત્સંગ મંડળના ગૃહસ્થો છે. જ્યાં વાચાળ સ્વભાવ વધારે હોય, કેળવણી ખાતાની રીતે ડહાપણ પણ વધુ ઉભરાતું હોય, તેથી મંડળમાં ઘણાક ઘસડાઈ આવતા. થનારૂં હોય તેજ થતું હોય, પરંતુ નિમિત્ત આમ હોયજ. બ્રહ્મપોળમાં બાપજી આવ્યા તે ટાણે ડાહ્યાભાઈ જીજીભાઈ બારોટ કરીને સામેજ ખડકીમાં રહેતા તે પણ ભગતજીના પ્રસંગમાં આવ્યા તે આવ્યા. સત્સંગ અને પરમાત્મ પ્રેમજ એવો છે કે એ પ્રેમમાંથી નીકળવાની બારીજ નથી. પ્રેમરૂપી પાંજરામાં પુરાયો ત્યાંથી નીક-ળવાની બારીજ ન મળે. અંદર પ્રવેશ કર્યો કે પુરાઈજ ગયો.
‘ પ્રેમમાં નીસરવાની નથી બારી, ઓધવજી પ્રેમની વાત છે ન્યારી.’

એમ એ વાતજ ન્યારી છે. ન્યારા વિચાર હરિજનકા. હરિ-જનના વિચારની દિશાજ જુદી હોય. એ ખોપરીનો કંઇ ઘાટજ ઓર હોય છે.

જ્યારે ભગતજીનો કંઠ ગાવામાં લાભ આપતો ત્યારે તો તેમની મિઠાશનાં ભજનો જાણે તેમની પાસેથી સાંભળેજ જાઓ; જ્ઞાન અને બધી ગમત તેમાં પૂર્ણ થતી. જ્યારથી શરીરનો સંચો વિચિત્ર ઘાટ પકડતો

ગયો તેમ તેમ તે આનંદ નષ્ટ થતો ચાલ્યો. તેમની ગાવાની જે પદ્ધતિ તે કાઠિઆવાડી ભજનાનંદી લલકારે છે તેવી ઢબની, અને તેમના ભજનમાં જે ચમત્કૃતિ હતી તે કંઈ ઓરજ; એ વાણીજ એવી મધુરી કે મિઠાશ જમાવી દે. અનેકની વાણીનો આનંદ લીધો હોય તો તે આ ભેદ સમજી શકે.

એક વાર ગોધરે બાપજીના સ્વધામે એક કાઠિઆવાડી ભક્ત તંબુરો લઇને રાતના ભજન કરવા આવેલા. રાતના ભજનમંડળી ભેળા આનંદ રેલાયો. તંબુરાની ઝમક અને ખંજરીની માફક નીકળતી જીવારીથી થતો રણકાર, રણઝણ રણઝણ સૂર ગાણાની એકતા સાથે બુલંદ અવાજ સાથે મિઠાશથી ચાલ્યાજ કરતો હતો, અને રસની મિઠાશ જામી ગઇ હતી. સાથે સાથે અંતરમાં સમજી ગાવાવાળા અને શાન્તિથી સમજવા યત્ન કરતા શ્રોતાઓ અને ભગતજી જેવા સમર્થની હાજરીથી વાતાવરણમાં વિદ્યુત જેવી ગતિ ઉત્પન્ન થએલી. અર્ધા ભક્તો આંખો મીંચી એકાગ્ર ચિત્તવૃત્તિનો નિરોધ કરી વસ્તુમાં ધ્યાનસ્થ હતા, કેટલાક ઉઘાડી આંખે આ વસ્તુનો આનંદ ભરતા હતા, અને બાપજી પોતે સ્વસ્થ શાન્ત વસ્તુ રૂપે ગંભીર મસ્તીમાં એક ખુણા તરફ ઓસરીની સાખની નજીક બિરાજમાન હતા.

આમ તંબુરાના રણકાર સાથેના ગાણાની લહેજત જામી હતી, ત્યાં એકાએક વચલા ચોગાનના પડખેના લીમડાના મોટા ઝાડમાંથી એક મહા ભયંકર કાળા રંગનો નાગ એક વામથી પણ વધુ મોટો અને જાડા કદનો સડસડાટ ચાલી આવીને તંબુરા નજીક ગુંચળું વાળી ફેણ માંડીને બેઠો. ભગતજીને નિર્ભય સ્થિતિની કોટિમાં ભયનું સ્થાનજ ક્યાંથી હોય? તંબુરાવાળા ગાવામાં તલ્લીન થએલા, ત્યાં ભાનજ કોને છે કે બહાર શું થઈ રહ્યું છે? અને બીજા અર્ધાં ખુલ્લી આંખે બેઠેલા એ ત્રણ ભક્તો ધૈર્ય ખૂટવાથી ઉભા થઈ ગયા કે 'સાપ' કરી બૂમ પાડી ઊઠયા. પરંતુ ગાવામાંથી મસ્ત ભક્ત જરાએ ખંડિત થવા દેજ

નહિ. બીજા બેઠેલા ઉભા થયાજ નહિ. ઉભા થએલા શરમાઈને બેસી ગયા. આ પણ એક ભયંકર કસોટી. નિર્ભયતાનો કિલ્લો કેટલોક ચણાયો છે તેની પરીક્ષા આવે ટાણે થાય. ઉભા ન થયા અને જેની લગોલગ સર્પ છે તે ન હાલે કે ચાલે, અને મનની સ્થિરતા એવી રાખે, તે તો સંપૂર્ણ સો ટચનું સોનું. જરા ભયગ્રસ્ત થવાય, તેટલે અંશે તે તેવું. આમ જ્યાં ચાલતું ભજન—પદ પૂર્ણ થયું, કે બાપજી કહે કે 'બેઠા છો તેમજ બેસી રહો, ઉભા થશો નહિ, તેમ ખસશો પણ નહિ. એ તો ભગત છે, સાંભળવા આવેલા છે.' એમ કહી સર્પને ઉદ્દેશી કહેવા લાગ્યા, કે તમે આવું રૂપ લઈને શું આવ્યા? બીજાને બીક લાગે છે માટે તમે તમારા ઠામે ચાલી જાઓ. ત્યાંથી સર્પ તો ચાલવા લાગ્યો, ભગતજી બેઠેલા હતા તે તરફ વળ્યો, અને તેમની પૂર્ણ પ્રદક્ષિણા ફરી લિંબવૃક્ષ તરફ પાછો ફર્યો—અદૃશ્ય થયો.

આ પ્રસંગ પ્રત્યક્ષ નજરે જોયો હોય તે સમજે કે ભગતજી એક અલૌકિક મૂર્તિ છે. આ પ્રસંગને માત્ર પાંચજ વર્ષ થયાં છે. જ્યાં બાપજીની હાજરી હોય ત્યાં એમની કૃપાએ કાંઈ થયુંજ નથી. જ્યાં જ્યાં એમનો મુકામ હોય તે તે બધાં સ્થળોએ જે જે વ્યક્તિઓ લાભ લેવા આવેલી હોય તે બધાને તેટલો સમય કોઈ પણ જાતનું દુઃખ, વ્યાધિ, ઉપદ્રવ થયોજ નથી, અને તે ગૃહમાં પણ દરેક વાતની શાન્તિજ રહેતી. આ એક ચમત્કારિક વાત હતી. સર્પ આવીને મોતની આદે કંઈજ કરવાનો નથી. આમ મોતનો ડર જ્ઞાનથી—સમજથી જેનો નીકળી ગયો છે—તેવું દૃઢ [illegible] છે, તેનો આ સમય પ્રગટ કસોટીનો હતો.

એક વેળા વાઘછીપે ભગતજીવાળી ધર્મશાળાને ઓટલે ભજન ચાલતું હતું. વચમાં ફાનસ ગોઠવેલું હતું. એક પડખે સ્ત્રીમંડળ, બીજી તરફ પુરુષમંડળ, ને વચમાં ભગતજી પોતે ગાદી ઉપર બિરાજમાન હતા. સાથે માજીનું આસન હતું. તેવામાં એક મોટો વીંછી ઉતાવળે

ભાગતો દીવા પાસે આવી સ્થિર થયો. કોઈક ભગતે ઊંડી હાથથી પકડી દૂરની વાડ તરફ ફેંકી દીધો. ઉઠાઊઠ કરે તેવા ત્યાં હતાજ નહિ. જે પ્રાકૃત જીવને નાનપણથી ડરવાનો સ્વભાવજ પડયો હોય તે મનમાં ઠસી ગએલા સંસ્કાર આમ પ્રત્યક્ષ નિર્ભય સ્થિતિનાં ચલનવલનથી નષ્ટ થઈ જાય છે—નીડર થવાય છે. સત્પુરુષનો સમાગમ એક રીતે ફળતો નથી, અનેક રીતે લાભકારી થાય છે.

એક પ્રસંગે એમ બન્યું કે ભગતજીના ઘરે કોઇ હરિજન આવેલા હતા. સવારના દાતણ આપવાનો સંકલ્પ થયો હશે એટલે ભગતજી તળાવ ઉપર એક સાધુનો પડાવ છે અને નાનું દહેરા જેવું છે ત્યાં આગળના નીચે લબડતા લીમડા ઉપરથી સહેલથી કાપી લેવાય તેવું હોવાથી એક લાકડી ભાગી લાવ્યા. પડખે રહેતો સાધુ અંદર રહ્યો ઘુરકીયાં કરવા લાગેલો, કે 'લીંબ તુમારા બાપકે લીયે નહિ હૈ. ઓ કાયકું તોડતા હે?' એમ બલબલ કરતો ભગતજી પાસે આવી લડ લડ કરવા લાગ્યો. ભગતજીએ કહ્યું કે 'લે, ભાઈ, તારી કાપેલી લાકડી, અને ભૂલ થઇ, માફી આપો.' પરંતુ સાધુ તો ભગતની પાછળ પાછળ ઠેઠ ખડકી લગી ટીક ટીક કરતો આવ્યો. ભગતજીથી રહેવાયું નહિ એટલે બોલ્યા કે 'મહારાજ, આપનું ઝાડ છે, તો હવે આપ વાપરજો, બીજો નહિ વાપરે, જાઓ.' સિદ્ધને દુભવતાં ઈશ્વર સાંખે તેવો હતો નહિ. લીમડાનું ઝાડ એક અઠવાડીઆમાં સુકાઇ ગયું અને પાન ખરી જઇ બોડુંબોડું થઇ ગયું. સાધુ પછી ઘણો પશ્ચાત્તાપ કરવા લાગ્યો પણ 'વળતી હાથ ઘસતા થાય' એમ પછી શું વળે?

## મંડ ૧૬ મો.



જયારથી ભગતજીને વલસાડમાં એક પ્રસંગે એક હરિજને બીડી પાઈ–બીડીમાં ચડસ કે બીજી એવી કોઈ બહુજ જલદ વસ્તુ ભેળવી હશે, જેથી પહેલે સડાકે પીતાની સાથેજ છાતીમાં ચાંદી પડી કે કંઈ અવનવી અસર ધોરી નસ ઉપર થઈ, કે તેવે કારણે પ્રથમ લોહીનો કોગળો આવ્યો. મંડળમાંથી ઊઠી બહાર થૂંકવા ગયા, અને ત્યાં થોડું લોહી પડેલું. તેમના કંઠની મિઠાશ આ પ્રસંગ પછીથી ગઈ તે ગઈ. ભગતજી ઘણા સાધુસંતના પ્રસંગમાં આવેલા એટલે ચલમ, ગાંજા સુલ્ફા, વગેરે બધુંજ અનુભવેલું. ચલમ વગેરે ભરી દમ મારતા. પરંતુ સત્સંગમાં આવી રીતે મંડળ જેવો ઘાટ થયા પછીથી પીતા જોએલા નથી. માત્ર આમ બહુ તાણુ કરીને કોઇ બીડી આપતા–આવું કર્તવ્ય કરાવવામાં પણ મઝા માનતા, તો તેમ તે પીતા જોએલા છે, તેમ વલસાડમાં આ બીડી સંબંધી બનેલું; તેમને બીડી પીવાનું કે બીજી કોઈ જાતનું વ્યસન ન હતું. પાછલાં વર્ષોમાં છીંકણી સૂંઘતા; વળી તે પણ એકાદ માસ બંધ કરેલી, પરંતુ તે તો વળી ચાલુ થએલી, તે અંત પર્યંત પણ સહેજ ચપટી ભરી સૂંઘી લેતા. જે કોઈ આપે તે પોતાની વૃત્તિએ ચલાવે, અને તેમ તે પણ તેવાજ રૂપે વિના આનાકાનીએ તેમજ કરતા. કોઇને વ્યસન પસંદ પડતું હોય તોએ ભલે; કોઈને વ્યસન પસંદ ન પડતું હોય અને વખોડી કાઢે તોએ ભલે; તેમ બન્ને પ્રકારથી ચાલવા દેતા. બીજાં દુર્વ્યસન તો તેમણે કર્યાં પણ નથી–તેમ ચાલવા પણ દીધું નથી.

બીડી પીવાથી જે લોહી આવ્યું, તે વલસાડના મંડળવાળાઓએ તાત્કાલિક ઉપચાર કર્યાથી બંધ પડેલું; દરદ જેવું નહોતું રહ્યું, પરંતુ

છૂપી અસર રહી હોય, જેથી ફરીથી તેજ દરદ ત્રણુ વખત ઉપડી આવેલું. અને છેલ્લી અવસાન વખતની માંદગીનું નિમિત્ત પણુ તેમાંથી-જ ઉત્પન્ન થયું. ખરી માંદગીના ઝપાટા આમાંથીજ શરૂ થયા, અને પછી તો—

" શામળીઆ સઢ તુટયો રે, હોડી હવે ઝાલે નહિ;
આ ભવ–સાગરકેરા રે, ઝપાટા તો ઝાલે નહિ. "

એમ ઘણીક વાર ભગતજી ગાતા.

બીજી વાર તેજ દરદ ત્યાંથી તીથલ ગયા હતા, ત્યારે સવારમાં ખાંખારીને અને ખૂબ પખાળીને મોં સાફ કરતા હશે એમ નિયમિત તેમજ કરતાં થઈ આવેલું. ઘણું લોહી આવેલું. આ લોહી આવવાનો બીજો પ્રસંગ હતો. ગરમ ખાધું હશે વગેરે આવા વહેમના વિચારો બીજાઓ કરતા, પરંતુ મૂળ કારણુ બીજુંજ હતું. દાક્તરોની સલાહ પ્રમાણે આ એક જાતનું દરદ પણુ કહેવાય. બળદને પણુ આમ થાય છે; અમુક નસ અંદરથી તૂટીને બધું લોહી નીકળી જાય. વળી કોઇ વાર ઘસારાબંધ લોહી વધી જાય કે તેમજ ઠલવાઈ જાય, તેથી કાંઈ મૃત્યુ નીપજે નહિ, અને સહેજ પણુ ઉપચાર ન થાય તો કદાચ મૃત્યુની પળ પણુ આવે.

નડીઆદ પત્ર આવેલો કે બાપજીને આમ લોહી પડેલું છે, માટે દેશી ઉપચારો માટે મારા પિતાશ્રીની સલાહે ઓસડીઆં લઇ હરિભાઈ તીથલ ગએલા. તે ઉપચારોથી તેમ વળી ચાલતું ગાડું થઈ ગએલું. બાપજીથી ગરમ ગરમ ખવાય નહિ, ગરમ ચ્હા, દૂધ પણુ પી શકાતું નહિ; છેક ઠંડું પણુ ચાલી શકતું નહિ. બહુ ગરમ ખોરાક પણુ લેવાતો નહિ; ગરમ મસાલાવાળા પદાર્થો પણુ લઈ શકાતા નહિ. આમ દરેક વાતથી બિચારાને બહુજ સાવધાન રાખવાનું થએલું, અને આમ આ ખવાય અને આ ન ખવાય વગેરે ભેદ પણુ ત્યારપછીજ અમલમાં આવતા ગયા, અને તેમાંએ દરેક પોતાની બે વાત ચિંતાથી ઉમેરી

આપે; પછીથી વ્યવસાય ચાલુ રાખવો કે અમુકજ ખોરાક આપવો તેનું પણ મુશ્કેલ થઈ પડતું. જો ઠીક ચાલ્યું તો તે સારૂં, અને જરા આઘુંપાછું થયું કે તે ખોરાકને લઇનેજ થયું. આમ શરીર તકલેદી થતું ચાલવાથી આનંદમાં ક્ષય લાગુ થયો.

એક વાર ચોકસી પુરુષોત્તમદાસને ત્યાં અમદાવાદ બે મહીના આવીને રહ્યા હતા. ત્યાંથી નડીઆદ આવેલા. આવ્યા તેજ દિવસે સાંજે ફરવા નીકળેલા. કાળીકા માતાની તળાવડી ઉપર પત્થરના આરા ઉપર બેઠા હતા. ત્યાં એકાએક લોહીની બેસતમ ઉલટી ચાલી. એક કલાક સુધી રહેજ નહિ. ફરવા જવામાં સાથે સેવક તથા બીજા એક સતુભાઈ કરીને હરિજન અમદાવાદથી આવેલા તે બેજ હતા. બીજા બીજે ફરવા ગએલા. સતુભાઈ નડીઆદમાં પ્રથમજ આવેલા એટલે અજાણુ હતા. સાંજ પડી ગઈ હતી. ગામ જરા દૂર જેવું હતું. ભાડુતી ઘોડાગાડીની અછત જેવું હતું. ગાડી લઈ આવતાં ભોમીઆ માણસની જરૂર હતી. મારાથી આ સ્થિતિમાં મૂકીને આઘા ખસાય નહિ, ચાલતાં ગામમાં જતાં કદાચ ભગતજીને તમ્મર આવી રસ્તે પડી જવાય તો તે પણ ઠીક નહિ. તળાવમાં પાણી મુદ્દલ મળે નહિ. પાણી લાવી મોં ધોવરાવી ઘેર તો જવું જોઈ એ, હાથરૂમાલ તો લોહીવાળો થઇ ગએલો તે ઘરે કોઈ જાણે નહિ માટે ભગતજીએ ત્યાંજ ફેંકી દીધો, અને કહેવા લાગ્યા કે " એમને કહેશો નહિ; વિના કારણે નકામાં લઢશે, અને બૂમો પાડશે. તમારા બાપા એકલાને ધીરેથી કહેજો તે કાંઇ આપશે એટલે મટી જશે. બીજું કોઇ જાણે નહિ. "

ભક્તાણીનો સ્વભાવ એવો હતો તેથી તેમને પણ આવી ખોટી ફીકર રાખવી પડતી. અવાજ ખોખરો થઇ ગયો, શરીર લથડીઆં ખાય તેવી એકદમ અશક્તિ આવી ગઈ. બિચારા ભગતજીને જોતાં દયા આવી જાય. સતુભાઇને સોંપી એકદમ દોડીને પાણી લેવા ગયો. પાસે સાધુઓ રહે છે ત્યાંથી પાણીનો લોટો માગ્યો. એમની કૃપાએ

વળી મને ઓળખ્યો કે ગાંધીનો દીકરો એટલે મોટો લોટો પાણીનો ભરી આપ્યો. ભગતજીને મોં વગેરે ધોવરાવવાથી જરા શાંતિ વળી. બાપજી કહે, કે ધીરેથી ઘરે જઇશું. મેં કહ્યું કે આપ અહીંઆં બેસી શકો તો ગાડી લઇ આવું, પણ તેમણે ધીરે ધીરે ચાલીનેજ જવા આગ્રહપૂર્વક કહેવાથી તેમની ઇચ્છાને તાબે થવું પડયું. 'હા' 'ના' નો સમય હતો નહિ. ધીરે ધીરે ચાલી સાધુના મઠ સુધી આવ્યા, ત્યાં ફરીને હુમલો થયો. એક ઓટલી ઉપર બેસીને બે ચાર મોં ભરી લોહી કાઢી નાખ્યું. કહે કે " બધો કચરો છો નીકળી જતો. ચાલી જા બધુંજ." પાણી ફરીને લાવી મોં વગેરે ધોઇ ધીરે ધીરે ચાલી ઘરે આવ્યા.

ઘરે ત્રીજે માળ રહેવાનું, એકાંત તો સારૂં, પરંતુ આવે ટાણે સુખદુઃખ ભેગુંજ હતું. ત્રીજે માળ માજીએ તો ચિકાર મેદનીની જમાવટ કરેલી, ત્યાં ભગતજીને શાંતિથી કેમ સુવાડાય ? માજીની સભા વીખેરાય નહિ. નીચલે માળે જુક્તિ કરી જમવાનું તેડું કરાવ્યું. કહ્યું કે બાપજીને અત્યારે રુચિ નથી, માટે માજી વગેરે બધાંને ઉપરથી એકદમ બોલાવી લો. મારા પિતાશ્રીને કાનમાં બનેલી વિગત કહેવાથી તેમ ગોઠવણુ થઈ ગઈ. બાપજી આવીને ખાટલામાં આડા પડયા. તેમને પગે લાગતા લોકોને અચકાવ્યા કે ત્યાં તો માજી ધ્રુસકી ઊઠયાં. આવો મદદરૂપ થઇ પડે એવો માજીનો સ્વભાવ રૂપાળો હતો. બધાને સમજાવીને નીચે ઉતાર્યા, પણ માજીને તો ઠાઠમાંથી પરવારતાં અર્ધો કલાક જોઇએ, એવા ઠાઠવાળાં થઇ ગએલાં. મુંબઇથી આ મોટમ લઇ આવેલાં. બધા માજી, માજી, બા, બા, કરે અને પગ દબાવે, બૈરાંછોકરીઓ ભાવપૂર્વક કંઇક કંઇક ખવાડે, તેમ તેમ સ્વભાવે આ-કરાં અને મોંઘાં થતાં ગએલાં. બૈરાંના મંડળમાંથી સમજાવીને નીચે બોલાવી લાવવા મોકલ્યું. તેમ તે નીચે આવ્યાં અને જમવાની પંગત પડી. માજી કહે કે " એમને બોલાવો. " કહ્યું કે બા, એમને અત્યારે જમવા રુચિ નથી એમ કહે છે તેથી મોડું દૂધ આપીશું. માજી કહે કે " સવારે તો બરાબર જમ્યા નથી અને ના કેમ કહે ? " વગેરેથી

પત્યું. નીચે ચોકમાં જમવાનું શરૂ થયું. સંતુભાઇને સમજાવી ભેગા બેસાડી દીધા.

બાપજી પાસે રહી જરા આશ્વાસન કર્યું, ત્યાં તો વળીને ધસારો ચાલ્યો. એવા જોરથી લોહી ઉભરાયું કે રહેજ નહિ. અગાસીમાં આવી ખાળ તરફ બેઠા. લોહી નીકળેજ જતું. નીચેથી બૂમ પડી કે શું થયું છે? ઉપરથી જવાબ દીધો કે એમને સહેજ ઉલ્ટી જેવું થયું છે. માજી કહે કે " આખી જિંદગીમાં કોઇ વાર ઉલટી થઇ નથી," કરી મોટેથી કરાંઝવા માંડયું. માજીનો સ્વભાવ તો આવો મીઠો હતો. ધીરેથી વસ્તુસ્થિતિ સમજે નહિ અને બૂમો પાડયાજ કરે. જમીને ઉપર આવ્યાં, ઉંચાંનીચાં લાલપીળાં થઈ ગયાં અને બોલ્યાં કે "મુઆએ શુંએ કર્યું હશે. ના કહીએ અને કંઈ ને કંઈ ખાઈ જાય. આ તો મ્હોંકાણ મંડાણી." ઉભા ઉભા ભગતજી તો લોહી કાઢેજ રાખતા હતા. નાકમાંથી અને મોંમાંથી લોહી વહ્યાજ કરે. જીવની આકુળ-વ્યાકુળ સ્થિતિ હોય તેમાં માજી " કપાળ તારા બાપનું " એમ કહી લાંબા લાંબા હાથ કરી ભગતજીને લઢવા મંડી પડેલાં. વાઘણ જેવાં માજી જોતાં ટાંટીઆ થથરી જતા. હુંકારીને અને આવી હલકી અજ્ઞાનની રીતે લઢતાં. જ્યાં મદદ તો કશી કરેજ નહિ અને આવી થૂલી કરવા ઉતાવળાં થઈ જતાં. કહે કે " મારૂં બગડયું આ તો. " એમ કહી એવું બધું બોલતાં કે લખવું ઠીક નથી.

જરા મોં ધોઇ ધીરજ વળી કે ભગતજીએ એમની હીમજની ફાકીની ડબી માગી. માજીને કહ્યું કે બા, હીમજની ડબી માગે છે. આપવાની તો વાતજ નહિ અને કહે કે " એ જાણે અને એની ડબી જાણે. મુઓ, એની મ્હોંકાણ મંડાય, " એમ કહેતાંએ ડબી ન કહાડી આપી. ઘણુંએ વિનવ્યાં પણ સાંભળેજ કોણ? એમ છેવટે ટ્રંકમાં છે એમ બોલ્યાં. કહ્યું કે બા, ચાવી આપો. કહે " મરી ગઇ ચાવી, હું ન જાણું, એ જાણે. " ચાવી મૂકે પોતે, રાખે પોતા પાસે, અને જાણે

ભગતજી: તાળું તોડીને એમની બૂમોના અવાજમાં કળી કાઢીને દઇ દીધી. વળી કોઇ શાન્તિ થાય તો ઠીક. માજી કહે કે "તાળું તોડયું; તમેએ કેટલા મૂર્ખ છો?' કહ્યું, કાલે બીજું આવીને ઉભું રહેશે; આજે જરા ધીરજ ધરો. જરા શાંતિ વળી, ઓઢીને સૂતા.

રાતના કલાક બે કલાકે, વળી ઉધામો થયો. તેની તો હદજ વળી ગઇ. શરીરમાંથી બધું લોહી જાણે ઠલવાઈ જતું હોય તેની માફક વહ્યાજ જાય; કેમે રહેજ નહિ. અગાસીમાં ડોલ મૂકેલી હતી, પાણી રેડેજ રાખે, છાતીએ હાથ ફેરવ્યાજ કરે. આ દશ્ય જોતાંજ કમકમાટ આવ્યા વિના રહેજ નહિ. ઉપરના દરદનો કંઇક ઇલાજ કરો તો કંઇક વળે. પરંતુ જ્યાં છાતીની અંદર કોઇ ધોરી નસ તૂટી જે પ્રથમથીજ ચાંદી પડીને માર્ગ લઈ ચૂકી હતી તેનું તેજ દરદ વારેવારે ઉપડી આવતું. આ નવીનતા લાગ્યાજ કરે તેવું છે.

મારા પિતાશ્રીને મારા કાકા હરગોવિંદદાસ પુરુષોત્તમદાસ તલાટીને બોલાવવા કહ્યું, જે એલ. એમ. એન્ડ એસ. અને જુના અનુભવી હતા; કે આમાં એમની સલાહ તો લઇ જુઓ. રાતના બાર વાગે કોનું દવાખાનું ખુલ્લું હોય? સગા અને મારા પિતાશ્રીની જિંદગીમાં ખાસ મદદગાર થઇ પડેલા, એટલે સ્નેહી અને પૂર્ણ લાગણીવાળા અને કોઇ વાર બાપુજી માટે તાવ વગેરેની દવા લાવેલા, એટલે સંત પ્રત્યે તેમને સ્વાભાવિકજ પ્રેમ, અને લાગણીવાળા એટલે રાતના તેમનું દવાખાનું ઉઘડાવી દવાનાં પડીકાં કરાવી આપ્યાં. એમણે કહ્યું કે સવારના આઠ વાગે લોહીનો ધાંગો સરખો પણ આવતો બંધ થઇ જશે અને લોહીની ગતિ ધીરે ધીરે ધીમી પડશે. એમ તેમના કહ્યા મુજબજ લોહી બંધ થઇ ગએલું, પરંતુ ખાલી પડેલું શરીર લોહી વિના ફીકું મડદા જેવું દેખાતું હતું.

માજીની બૂમસણ એ અસમાન ગૃહસંસારનું ચિત્ર નજરે જોવા જેવું હતું. સુશીલબાઇ ધીરજ ધરી મદદગાર થઈ પડે અને આવી

ધમાધમ અને ખોટો વધુ પડતો ડોળ કરી ઉલટું ખલેલ ન કરતાં મદદરૂપ નીવડે. પરંતુ એમનામાં તો કેવળ વિચિત્રતાજ હતી. હોય, એ પણ ઈશ્વરે દસ્યની ભીરુતા દર્શાવી કંઇક રમુજ લીધી હશે, અને બીજાને તેવી લેવાની હશે.

પંદરેક દિવસમાં આ મહાન ઘાતમાંથી માંડ સાજા હરતા ફરતા થયા. લોહી ખાલી થઈ જવાથી ધીમી ઉધરસ જેવું અને શ્વાસ રૂંધાયા જેવું થતું, અને કંઠ તો તે પ્રસંગથી છેકજ વિદાય થયો. તે ત્યારપછી ભજન વગેરે ગાય તો પણ પરાણે; અને ઉંચે સાદે તો ગવાયજ નહિ. ઘણા ઉપચારો કરેલા, પરંતુ કંઠ ખૂલેજ શાનો? દાક્તરે બોલવાની તો ખાસજ મનાઇ કીધી હતી, અને હરવાફરવાનું તો બની શકે તેમજ ન હતું, એટલે આ સ્થિતિમાં લાભ લેવા આવનાર હરિજનોની ધમાલ પરાણે બધાના અણગમાની વચમાં બંધજ કરવી પડી હતી. "બધાને દર્શન પણ કરવા દો," એ માગણીનો પણ અસ્વીકાર કરવો પડયો હતો; કારણ કે અનેકને જોતાં ભગતજીને પ્રેમાવેશ અને જુસ્સો ભરાય તો વળીને ધોરી નસનું બારૂં ખુલ્લું થઇ લોહીનો માર્ગ લે માટે તેમ કરવું પડેલું. આપણા અવ્યવસ્થિત રીતરિવાજો આવી માંદગીમાં જીવલેણ કામ કરે છે, એટલે તેવી સખતાઈ રાખવી પડી હતી.

વધુમાં વધુ લાભ લેવાય એટલા માટે હરહંમેશ મારો તો ખાસજ યત્ન હતો. પરંતુ હું એવાજ ટાણામાં આવી પડતો કે આવી સખતાઇથી મંડળના ઘણાકનો અપ્રિય પણ થઈ પડેલો. ઘણાનાં સર્ટિફિકેટ વગર માગે મેળવી ચૂકેલો છું, કે "ઇનસલ્ટ" કરશે. ત્યાં જવા જેવું નથી; ઘણોજ ખરાબ છે, અક્કલ વિનાનો છે, કાંઈ સમજતો નથી, બાપજી એને ઘેર આવ્યા એટલે શું એનાજ થઈ ગયા?" વગેરે ઉપલક તો આવું નજીવું હજારો વાતે બને જાય અને બધાને રીઝવવા એ આવી કઢંગી વખતે તો નજ બની શકે. એક પણ

માણસ પુરી કાળજી જો ન રાખે તો જવાબદારી કોની? ગાય જીવાડીને રતન તો લેવાય. જો જેને જેમ ફાવે તેમ લાભ લેવા દો તો સડેડાટ એકદમ ભગતજીને પુરાજ કરી નાખો. ભગતજીને તો દેહત્વ નહિ એટલે આવનાર જો પોતાના અજ્ઞાનથી રીઝવવા કંઈ ને કંઈ કરે તો ખેલ બધાનો કથળી જાય. લાભ વધુ લેવાય તેને બદલે કોઇજ ન લઈ શકે તેમ થાય. બાપજી પોતે પણ કહેતા કે "મને એકાંતની જરૂર છે."

બધા પ્રસંગોમાં અમારે તો એમજ બનતું કે માંદગીની વખતે તો ખાસ હાજરજ હોઇએ; કારણ કે અમે તો માત્ર સેવાનુંજ ધ્યેય બાંધેલું અને કદાપિ જ્ઞાન વગેરેમાં બહુ લાભ લીધોજ નથી, અને લીધો છે તે તેવો કે તે સમયે ખાસ બીજાં કર્તવ્યો નહોતાં. પરંતુ તે દયાળુની ખુબીજ એવી કે જ્યાં હોઈએ ત્યાં આવી બે ચાર વાક્ય ખરા તત્ત્વનાં હોય તે કહી જાય, એટલે એ વિચારોમાં એવી મસ્તી આવે કે ધૂનમાં આખો દિવસ ક્યાંએ પસાર થઇ જાય તેની ખબર પણ ન પડે. રસોડામાં જરા વાર હોય, કે ચુલે કાંઈ ચઢતું હોય તો તેમની પાસે અર્ધો કલાક બેસવા મળતું. પણ તે વખતમાં વેદાંતના સિદ્ધાંતોની તારવણી ટુંકમાં કહેતા. વેદવાળા અને આખી સૃષ્ટિમાં બધા જ્ઞાનમાર્ગવાળા કહેશે કે તત્ત્વ પાંચ છે, "પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ." ત્યારે બાપજી અમને સંબોધી કહે "ભાઈ, તત્ત્વો માત્ર બેજ છે." એનો હેવાલ આગળ ચર્ચીશું.

## ખંડ ૧૭ મો.



છેલ્લા વર્ષમાં તો ખાસ તેમને પોતાને વહેલા જમાડીને આરામ કરાવેલો હોય, છતાં સૂતા ન હોય અને કંઈક ઉભરો ખાલી કરવા બેઠેલાજ હોય. અમે જમીને તેમના ઓરડામાં નજર કરીએ કે આવકાર દેતાજ હોય અને હાથમાં સ્વરચિત ભજનનું કાગળીઉં લખીને આપ્યું હોય, અને તત્ત્વની વાત છેડી વેદમાં ભારે ભેદની વાત શું છે તેનું ખાસ ભાન કરાવતા હોય. એક વાર કહે કે " ભાઈ, ઈશ્વર વ્યાપક છે એમ આખી દુનિયા કહે છે, પરંતુ મારા રામનો અનુભવ જુદોજ છે; તેનું તેમ નથી. આત્મા જેવું કંઈક છે, જેને શરીરમાંથી છૂટવાપણું છે અને તેને ભળવાપણું પણ છે; માટે એ ચેતન તેજ ઈશ્વર શરીરમાંથી છૂટે છે અને ભળે છે. આવાં સહેજે નીકળી આવેલાં અનુભવનાં તત્ત્વો તત્ત્વજ્ઞાની અને ઉંડા વિચારના ગરક પ્રાણીને આટલા બે વિચારો એવી મસ્તીમાં લાવી મૂકશે, કે મોટા વિજ્ઞાનશાસ્ત્રીને જેમ નવી શોધ કરતાં જે ન મળતું હોય અને નવી શોધ થતાં જાણે શું અવર્ણનીય આનંદ પેદા થાય તેમ આ પંચ તત્ત્વ નથી, પરંતુ એજ તત્ત્વ છે એમ સિદ્ધ થતાં દરેક સંતના ભજનોમાંથી મેળવી બતાવતા. તત્ત્વની ઝીણી બારીકી વેદાંત એકલાના અક્ષરે અક્ષરને વળગી સ્વતંત્રતાની બારીકી હાથ ધર્યા સિવાય કેમ માની શકાય ? વળી આત્મા જતો નથી, આવતો નથી, અને વ્યાપક છે એ સિદ્ધાંતને બદલે કાંઈ જવા આવવા જેવું છે, આવી વિરુદ્ધ વાતો તેમ દીલમાં કોઇને ખૂંચ્યા વિના રહે તેમ નથી; માટેજ અનુભવજ્ઞાન અને વેદાંતમાં આમ આસ્માન અને જમીન જેટલો મોટો તફાવત ભરેલો છે.

અનુભવી પુરુષ સંત મહાત્મા જેઓ અનુભવમાંથીજ સ્વ સ્વરૂપે બોલે છે, ત્યાં ઉધારો કે પ્રમાણ લેવાનું હોયજ નહિ. માત્ર તે જે કહેતા હોય તે તેજ દિશામાં બરાબર સમન્વય છે કે નહિ એટલોજ સવાલ રહ્યો. બાકી જે વેદાંતના અમુકજ સિદ્ધાંતની દૃષ્ટિમાંથી જે નીકળે તે તો ગળે ઉતરે નહિ. જેણે કાંઇ વાંચ્યું નથી અને ચાલતા ચીલાના સંસ્કારો પડ્યા નથી એવી કાચી બુદ્ધિના અસંસ્કારી માથામાં માત્ર અનુભવસિદ્ધ પૂર્ણ ગુરુરાજથી અનુભવ અને તેમની રહેણી અને ઉંડા ઉંડા સિદ્ધાંતોની મગજ ઉપર જે છાપ પડી હોય, તેવો અનુભવીનો શિષ્ય વેદાંતની ઉધાર વાતને કેમ માને ? નજ માને. વેદાંતની વસ્તુ નકામી હોય નહિ–નથીજ. ઉત્તમમાં ઉત્તમ વસ્તુનું જ્યાં પૂર્ણ સ્વરૂપમાં પ્રતિપાદન કરેલું છે, એવાં અતિ જુનાં પૂર્ણ તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો સર્વમાન્ય સત્યનાં છે, તેની કોઇથી ના પાડી શકાય નહિ. પરંતુ સ્વાનુભવ તે તો તેથી આગળ અને વધુ પ્રમાણવાળું છે. અનુભવ માટે તો આ વેદાંતનાં પુસ્તકો છે. જો અનુભવ તેથી સહેલી રીતે થતો હોય તો પુસ્તકોની લેશ માત્ર જરૂર નથી. અનુભવ થયો એટલે પૂર્ણાહુતિ. વેદ કરતાં વેદ+અંત=' વેદાંત ' એમાં બહુ મઝા છે. જે અંત લાવી જાણે તે ખરો વેદાંતી જાણવો. બાકી બે દાંત–બેદાન્ત ' હાથીને ચાવવાના જુદા અને દેખાડવાના જુદા, ' એમ એકલા વેદનાં ચૂંથણાં ચૂંથવાં, અને અનુભવ કોરેજ રહે તેવા જ્ઞાની મળતાં આનંદની લૂંટાલૂંટ ન થાય, પરંતુ કેવળ વિખવાદજ થાય. જેને અનુભવનોજ ખપ હોય, માત્ર મનના આનંદ ખાતર નહિ, પરંતુ સ્વાનુભવ માટેજ વેદાંતનો અભ્યાસ પૂર્ણ ભાવે કર્યો હોય, તેવા પુણ્યાત્માને જો અનુભવી પુરુષ મળે, તો એકદમ ઘાટ બેસે અને તેવી વાતચીતમાં પૂર્ણ આનંદની લૂંટાલૂંટ થઈ પડે એ નિઃસંશય છે. વેદાંતમાં જે પ્રયાસ અને શ્રમ પડે, એ ઝીણી બારીકી અને અભ્યાસમાં લગભગ આખી જિંદગી પુરી થતાં પણ છેડો કે ખરી વસ્તુનો સ્વાનંદ મળશે કે નહિ એનો પણ સવાલ થઈ પડે. કર્મકાંડ

બહુ વધી જાય તો તેથી આગળ જવાનો વિચાર સરખોએ આવશે કે નહિ, અગર જે મન કંટાળી જશે અને આગળ વધવાની ઇચ્છાજ માંડી વાળશે, વગેરે ઉદ્ભવતા અનેક સવાલોનાં નિરાકરણ કરતાં સહેલામાં સહેલી, ઓછામાં ઓછી, અને ટુંકામાં ટુંકી વાત પ્રમાણુસર, અને કોઈથી પણ ના ન પડાય, એ તો માત્ર એજ કે અનુભવીનોજ સત્સંગ, એ એકજ રીત. અનુભવમાંથી તત્ત્વજ્ઞાન જન્મ પામી પુસ્તક રૂપે રેડાઈને બહાર પડે છે, તો જેને પુસ્તક કરતાંએ અનુભવમાં કિંમત ન લાગે એ તો મહા અજ્ઞાનની વાત થાય. અનુભવની તો બહુજ સહેલી કળ છે. એ દિશા જેણે ખરી જાગૃતિ અને તીવ્રતાવાળી સૂક્ષ્મ બુદ્ધિથી અનુભવી છે, તેણે તો ધ્યેય ધારીને સમજી મૂક્યું છે. જેણે એકલાં પુસ્તકોજ જોયાં છે, સત્સંગનો ખરો આનંદ લીધો નથી, ત્યાં ભલે મત જુદો પડે. સૃષ્ટિમાત્રમાં સ્વચ્છંદ છેજ. કોઈને સ્વચ્છંદ કહેવો યા ન કહેવો, એ બધું જેની પાછળ મનુષ્ય ઘેલો થઈ મસ્ત રહ્યા કરે તે તેમ ગણતરીથી લેવાય. સત્ય વસ્તુની પૂઠે પડેલા સત્યાગ્રહીમાં સ્વચ્છંદીપણું જરાએ નથી. વેદાંત જ્ઞાન અને અનુભવ એ બે શરૂઆતથી સાથે રાખી ચાલવાવાળાથી સિદ્ધ થઈ શકે એ નિર્વિવાદ ખરૂં, પરંતુ એવા ઉંડા પાણીમાં ઉતરવાની જરૂર શું? જ્યાં "અલ્પ આયાસે આવે હાથ," ત્યાં પ્રયાસ વધારવાથી લાભ શું? સૃષ્ટિમાં અનેક વ્યક્તિઓ જુદા જુદા સ્વરૂપે આનંદ લઈ રહી છે. જ્ઞાનના વાર્તાલાપમાં આનંદ ભરેલો છેજ, પણ તે જ્ઞાનદિશાવાળાનેજ, અન્યને નહિ. તેમજ ખરા ટોચના અનુભવીનો અને તેની સાથનો આનંદ તે અનુભવની દિશાવાળાને છે, બીજાને નહિ. જે જેનો ગ્રાહક નથી, ત્યાં તે નકામુંજ છે.

ભગતજી જમી ઊઠીને આરામ લેતા તે સમયમાં તેમને કંઈક લખવા દીલ થતું, કે ખાસ કોઈ સિદ્ધાંતની ચર્ચા કરવા તેમ થતું. જ્યાં તેવો વાદવિવાદ થઈ ગુંચવાડો વધી જતો હોય, વેદાન્તનાં પુસ્તકોમાં ભેદરૂપ જણાતું હોય તે તત્ત્વ ખાસ જુદું કાઢી સ્પષ્ટ કરતા.

એવો બારીકીનો અભ્યાસ અને તેથી થતો અનહદ આનંદ કોને ન ગમે? એકવાર વેદવાળું 'નેતી' 'નેતી' કરીને પ્રસંગ ચાલ્યો. શરીરમાં ઓગણપચાસ જાતના વાયુ છે વગેરે પંચીકરણ વિસ્તારે છે તો પછી આત્મા કોને કહેવો તે નિશ્ચિત ત્યાં ક્યાંથી મળે? પ્રાણ પણ વાયુ છે કરી કાઢી નાખ્યો છે. ત્યાં ભગતજી ખાસ ધ્યાન ખેંચી કહેતા કે 'વેદાન્તમાં ભૂલા ભમશો નહિ, આ 'સોહમ્' માંજ ચેતન છે, બીજું નહિ અને માત્ર એનાજ સાધનથી સર્વ સિદ્ધિ અનુભવી જે જે ચમત્કારો અનેક સાધુસંત કરી ગયા ને કરે છે, તે વસ્તુ તો આ 'સોહમ્' માંજ છે. 'સોહમ્' એજ વસ્તુ આત્મા નથી, પરંતુ આત્મશક્તિ તેનાથી જરા જુદી નથી; ભલે વેદમાં એને પવન ગણી વાસીદામાં સાંબેલું કાઢી નાખે, પરંતુ ખરામાં ખરી વસ્તુ આજ છે. એ ઝીણી કુંચી સમજી પાસે રાખી મૂકજો, અને કોઈ વેદાન્તીથી ઠગાઈ વસ્તુમાં શંકા લાવી ખોતા નહિ. આ ખાસ તત્ત્વ તેમણે ઘણો ઘણો ભાર મૂકી સમજાવેલું. આવા પ્રસંગો જ્યારે જ્યારે યાદ આવે છે, ત્યારે ત્યારે જાણે તેમની સાથે તેજ વસ્તુનો પ્રત્યક્ષ આનંદ અનુભવતા હોઈએ એવો ભાસ બલકે સાક્ષાત્કાર થાય છે.

લોહી પડયાની માંદગીમાંથી બચ્યા, અને વળી શરીર નિયમિત ચાલતું થયું, પણ મોટામાં મોટી ખોટ તે પછીના સમાગમમાં આવનારાને કંઠની હતી, કે પૂર્વ સ્થિતિનો કંઠ અને ગાઇને જે આનંદ આપતા તે લોપાઈ ગયું હતું. તેમના ગળામાંથી તેવા મિઠાશના સૂર નાબુદ થઈ ગયા હતા. કંઠનું તો આમ થયું પણ હવે કાન કેમ ગયા? જ્યારે જ્યારે તાવ વગેરેનો ઉપદ્રવ થતો, ત્યારે પોતાની મેળે ક્વીનાઈન ખાઈ જતા; અથવા બે ગ્રેનની ક્વીનાઈનની ગોળી ગળી દેતા. એમ વખતોવખત કરી લેતા. દાક્તરની દવા પણ પીવાનું બનતું, તેમાં પણ ક્વીનાઇન વગેરે હોયજ. દૂધ વગેરે જોઈતા પ્રમાણમાં લેવાતું નહોતું, જેથી ગરમી વધી જવાથી કાને ધાક પડવા લાગેલી. કહેતા કે 'મને ઓછું સંભળાય છે.' એક વાર મુંબઈ ગએલા, ત્યાં

કાનનું દરદ ઉપડેલું; કાન પાકવા લાગેલા. ઉપચારો ચાલુ હતા. પરશુરામ ડાક્તર જે હાલ પણ શેઠને ત્યાંજ રહે છે, તથા ભગતજી માટે ખાસ પ્રીતિવાળા હતા તે કાન ધોવા. દરેક પોતાથી બનતી સેવાનો ફાળો આપે. બન્યું એમ કે એક ઇંદ્રિય તેમ જીતાવાની હશે, એટલે એમ તે ધોતા હશે તેમાં ગમે તેમ થયું, પણ કાનનો એક પડદો સદાને માટે રજા લઈ ચૂક્યો. આ ભગતજીના સ્વમુખે સાંભળેલું. ત્યાર પછી પણ માંદગી તો ચાલુ આવ્યાજ કરે, અને દવાઓ પણ પીવાયાજ કરે, જેથી બીજા કાનને પણ બહેરાશ શરૂ થએલી. ઘણું મોટેથી બોલવામાં આવતું તો તે સાંભળતા, પણ તે પાછો ક્યારે અને કેમ બીલકુલ બંધ થયો તેની પણ ખબર નહિ પડેલી. એમ બન્ને કાનના દેવ તેમ ઊઠી ગયા. કંઠ અને કાન આમ પરવાર્યા, શરીર ખખરી ગએલું જુના મકાન જેવું, અને તેનાં બારીબારણાં આમ ભાગફોડ થવાથી ઢેકાઢહીઆ જેવાંજ માત્ર રહ્યાં. દાંત કેમ ગયા? દાંતમાં બહુ કળતર થતું ચાલેલું, તે થોડે થોડે દાક્તરની પાસે ખેંચાવતાજ ગએલા. મોટી મોટી દાઢના દાંત પડાવવાથી રગો ખેંચાઈને આંખ અને કાનનું જોર પણ ઓછું થાય એ બનવા જોગ છે. દેહાન્ત વખતે બેજ દાંત રહેલા. એક ઉપરની દાઢમાં અને એક નીચેની દાઢમાં, કે જેનાથી ખાતી વખતે કઠણ વસ્તુને ભાગવા મદદ લેતા.

કાને બહેરા જેવા હતા, તથાપિ કોઈ ભજન ગાતું અને તે જાણીતું પદ હોય તો તેમાં લક્ષ ખેંચવા જેવું લાગતું, તો ત્યાં વિવેચન કરી લક્ષ ખેંચતા અને ગાનાર જો લીટી ચૂકી જતા તો ત્યાં તેની પૂરવણી પણ પોતે કરતા, એટલે એમ લાગતું કે જાણે તે સાંભળે છે. અંતરની સાંભળવા તો સમર્થ હતાજ, પણ બાહ્યશક્તિ આમ વપરાતી.

આંખનું એમ બનેલું કે ઝાંખ પડવા શરૂ થએલી. એક આંખે પૂરો મોતીઓ ઉતર્યા જેવું દેખાવા લાગ્યું. તેમની તે આંખે જોતાં

હાથો છૂંદો તરી આવતો દેખાતો. તે આંખથી જોવાઈ દેખાતું. તેમને પોતાની મરજીથી તે કઢાવવા વાતચીત કરેલી. કહેતા કે ખરાબો ભરાયો છે તો ભલે કઢાવીએ, અને ખાવાને માટે પણ છે.

ગોધરે ફરીને તાવની બિમારી લાગુ પડેલી. કોઈ સ્થળે ફેરબદલ કરવાની જરૂર લાગેલી. કોઈનું ધ્યાન તે વખતે તેમને બોલાવવા તરફ ન હતું. અમોને તેની આવશ્યતા જણાઈ. ગોધરામાં તળાવ ઉપર ઘર, ભોંયતળીએ રહેવાનું, ખડકીમાંથી નીકળતાંજ કુવો એટલે ત્યાં પાણી પુષ્કળ ઢળ્યા કરે, ખડકીના ચોગાનમાં ઝાડ, નાના છોડ, કેળ વગેરે હોવાથી પુષ્કળ મચ્છર થતા, અને ઘરમાં જ્યાં એ રહેતા ત્યાં વર્ષની એકે ઋતુમાં તડકો તો આવી શકતોજ નહિ, એવી દિશાનું ઘર બાંધાએલું હતું, એટલે હવા ભેજવાળી રહેતી. ત્યાં હવાફેર થાય એમ લાગવાથી મનસુબો કરેલો, નડીઆદ લઈ જઈએ, તો બધી અનુકૂળતા સચવાય. પરંતુ મારી નોકરી અમદાવાદ, એટલે મારૂં દીલ તો મારી પાસેજ લાવવા; અને તે સેવાનો લાભ ખોવા કોને દીલ થાય? મારા નાનાભાઈને સોંપી હું અમદાવાદ રહી શકું, પરંતુ એમની સાથનો સહેવાસ મૂને ઝાઝો હોવાથી અને તેમની પ્રકૃતિ બીજાથી અજાણી હોવાથી આડાઅવળી કરી મૂકે, તો કંસારનું થૂલું થઈ જાય, માટે તેમ કરવા યોગ્ય ધારેલું. મારે ઘરે માતાપિતા, ઘરના બધા વ્યવસાયમાં બાપજી આવતા ત્યારે પૂર્ણ પ્રેમથી બધા રસ લેતા, તથાપિ મારી હાજરી વિના મનેજ ન ગોઠવા લાગ્યું. છોટુભાઈ દરૂ અમદાવાદજ હતા, તેવા મુરબ્બીને છોડી મારે ઘરે અમદાવાદમાંજ લઈ આવું તે જરા ખટકતું હતું, પણ મારે તેમને કહેવું કે 'તમે બાપજીને બોલાવો' એ પણ ગોઠયું નહિ, અને મારી પણ ફરજ ક્યાં ઓછી હતી? અર્જુનને માણસનું કાળજું જોઈતું હતું, તો પોતા પાસે ક્યાં નહોતું તે બીજે શોધવા નીકળેલો? અને બાપજીએજ તે ફરચો કરી દીધેલો.

હૃદયમાં બાપજીને આરામ આપવો એ એકજ હેતુ હતો, અને કોઇ ન લઇ જાય તો તે અમારેજ કરવું. રા. દરૂની અમે ઘણી મર્યાદા સાચવતા, પણ પછી જ્યારે બાપજીએજ કહ્યું, કે ' મારે તો તમારે ત્યાંજ આવવું છે; કારણ કે દરૂ માસ્તર તો મોટા, એટલે મારે અદબ રાખીને ટટાર બેસવું પડે; તેમની મરજી તેમ ન હોય, પણ આપણાથી એમ સૂઇ ન રહેવાય, પગ લાંબા થાય નહિ, અને હવે શરીર ચાલતું નથી, ' એમ બોલ્યા એટલે ' જોઈતું હતું અને વૈદે કર્યું ' એમ થયું; ત્યારે તો લઈ આવવા ગોઠવીને હરિભાઇને લઈ આવવા સોંપી અમદાવાદ પાછો ફર્યો. મારે ત્યાંજ ઉતરવામાં બીજો મુદ્દો એ હતો, કે બાપજીને અમદાવાદમાં પોતાની નાતમાં નાતવરો કરવા વિચાર હતો. તેમાં તેમને તે રુચે નહિ વગેરે બધાં કારણોથી તેમ કરવા બનેલું. એમ કહેતા કે ' પગ લાંબા કરવા પણ મનમાં ખટકે અને તમે તો છોકરાં, માબાપને કાંઈ છોકરાંની અદબ રાખવાની ન હોય માટે તમારે ત્યાંજ ઉતરવું છે. ' અમને તો આનંદનો પાર નહિ. ટ્રેન નક્કી કરી લાવવા લઈ જવાના નિત્યના ભેદુ હરિભાઇ તેમ અમદાવાદ લઈ આવેલા. મારી સાથે એ ન હોય તો બાપજીને લઈ આવવા મારાથી હિંમત થઈ શકે કે કેમ એ એક સવાલ જેવું. પરંતુ બન્ને એક દીલથી તેમ રહેતા, જેથી બન્નેને તેમ સરખો આનંદ મળતો. પૈસા સંબંધી મારી મુંઝવણ હું મારા પિતાશ્રીને ન કરી શકતો, પણ હરિભાઇને સ્પષ્ટ કરી શકતો અને સેવા અને આર્થિક સ્થિતિ એમ અરસ્પરસ મળીજ ઉકેલતા. તેમનો ફાળો ઘણો મોટો છે, અને તેમ ગુરુદેવે તેવી કૃપા પણ કરી છેજ. અમદાવાદ લાવ્યાને પંદરેક દિવસમાં તબીઅતમાં જોઈ તો ફેરફાર પણ થયો અને શારીરિક સ્થિતિ સુધરેલી પણ ખરી.

અમદાવાદ ભગતજીની નાતમાં પોતે પોતાના પિતાનું કંઇક ઋણ ધારી, કે પોતાનાં પરણેતર અમદાવાદનાં છે એટલે તેમનું મન સંપાદન કરવા, કે ગમે તે કારણે જમણવાર કરવા ઠરેલું. પોતાને ફરજન

હતું નહિ, અને પોતે તો ગોધરાની નાતમાં ગણાતા, અને ગોધરે પોતાની જીવિતક્રિયા વગેરે સર્વ ઉપાધિથી પરવારીજ ગએલા, છતાં અમદાવાદ તેમ કરવા તેમને જરૂર જણાએલી. નાતજાતમાં કદાપિ કોઇ પણ કારણસર ગયાજ નથી, છતાં વ્યવહાર ઘરે બેઠાં ચૂકવતા. જમવા જતા નહિ, છતાં જમાડવા ચૂક્યા નથી. અમદાવાદની નાતમાં તે વેળા બે તડ હતાં. બન્ને પક્ષના પટેલીઆઓને તેમણે ભેગા થવા અને લ્હાણું તથા નાત કરવા કહેલું, તેમજ જ્ઞાતિભાઈઓની યાત્રા કરવા આવેલો છું એમ પણ કહેલું. પટેલીઆઓ બે ત્રણ દિવસ અહીં બહેરા-મુગાની નિશાળ સામે મણિલાલ સાળવીને મેડે જ્યાં તે વખતે હું રહેતો હતો, ત્યાં ભેગા મળેલા અને ખટપટ ચાલેલી. હરિભાઈએ પણ એ લોકોને સમજાવવા ઘણી મહેનત લીધેલી. બાપજીના એક ભાણેજ મગનલાલ કરીને અમદાવાદની નાતમાંજ છે તેમણે પણ તનતોડ મહેનત લીધેલી, પણ કંઈક બીજીજ લાલચે કે એવા સંજોગોમાં તે તેમ ન થએલું, એટલે છેવટે મગનભાઈવાળાજ તડમાં જમણ તથા ટાટનું લ્હાણું કરી દીધેલું. જમવા તો તે લોકોનો રિવાજ હશે તેમ લગભગ બધી નાત હશે તેમ કહેવાતું, પરંતુ ખાસ આંટી અને બહુ ફાંકો રાખવાવાળા જૂજજ રહ્યા હશે. આવા બાપજી જેવાનું અન્ન તેમના જેવાને ઉપભોગે ક્યાંથી પડે?

બાપજી કહેતા કે દરૂ માસ્તરને ત્યાં હોઈએ તો આ નાત કરવી ન ફાવે અને તે કદાચ ન પણ કરવા દે. પ્રસાદ ત્યાં પણ પહોંચાડેલો, એટલે જાણુ તો બધે થએલીજ, પણ પછીથી. રાતના સત્સંગ વગેરેમાં ઘણો આનંદ આપતા. ગાવાની લ્હે બધાના કોરસથી ગવાતું ત્યારે ઘણુંજ મીઠું અને અસરકારક લાગતું, અને પછી તે સંબંધી બાપજી વિવેચન કરી મિઠાશ આપતા તે તો ઓરજ!

નાતનું કામ પત્યા પછી આંખનો મોતીઓ ઉતારવા અંકલેશ્વરીઆ દાક્તરની ઇસ્પિતાલમાં લઈ ગએલા. ત્યાં પંદર દિવસ રહેવાનું

કબુલ થયાથી એક આંખમાં કાઢી લેવાય તેવો પાકટ છે એમ કહ્યું. ઇસ્પિતાલમાં જ્યાં દરદી સિવાય આવનાર હોયજ નહિ, ત્યાં દુઃખ, દુઃખ અને દુઃખનીજ વાતો; આને મટયું, આને મોતીઓ કઢાવ્યો પણ ન સુધર્યું, આવા પોકારજ સંભળાયા કરે. માત્ર આંખનાજ દાક્તર, એટલે એકજ દુઃખવાળા દરદીઓ આવતા. બાપજીને ત્યાં રાખેલા, અને તેમ મોતીઓ ઉતરાવ્યો અને તે આંખે ચોકખું દેખાશે એમ દાક્તરનો અભિપ્રાય હતો, પરંતુ ત્યાં પણ વચમાં નડતર હોયજ. આંખની નીચેની પાંપણ અંદર વળી જઈ વાળ ઘસાતા હોવાથી મોતીઆવાળી આંખમાં છારી વળી ગઈ તે કાયમજ રહી ગઈ, એટલે દેખાતું ખરૂં, પરંતુ છારીને લીધે સ્પષ્ટ ન દેખાતું. ત્યાંથી પંદર દિવસે જવા ઠરેલું. વળી વિઘ્ન એમ આવ્યું, કે આંખમાંથી મોતીઓ કાઢયા બાદ દવા મૂકતા અને પાછળના ડ્રેસિંગ વગેરેમાં આઘુંપાછું થતાં વિચિત્ર થતું; તેમ આંખમાં દવા મૂકી ને અસર પેટમાં પહોંચેલી. કોઈને પેટ ફૂલી જતું ને કેટલાકને પેસાબ બંધ થઈ જતો. ભગતજીને પેસાબ બંધ થયો. હાજત થયા કરે પણ રસ્તો ખૂલે નહિ.

જ્યારે ઇસ્પિતાલમાં નવા નવા જઈએ, ત્યારે તો મીઠી મીઠી કહાણી સાંભળવાની હોય, અને અંદર જઈ રહ્યા કે ફસાયા; પછી હાડછેડ ચાલે, અને જવાનું થાય ત્યારે તો આપણા જેવા ખરાબ કોઈજ નહિ કે જવા નીકળ્યા. પૈસા માગે તેટલા આપો, તો તો ઘણા સારા માણસમાં ખપો. ઘણા દરદીઓ આંખમાં દવા મૂકવાને અંતે કોઈ બીજી શારીરિક અસરના પરિણામની બૂમો મારતા. એકાદ મરી ગયો એમ પણ સાંભળેલું. જેને સારવાર કરનાર ન હોય તેની દયા તો ઈશ્વર ખાય ત્યારે.

ઇસ્પિતાલનું સુખ ત્યાં જઈને જુઓ, ત્યારે તેમાં મણાજ નહિ. માંકડનો તો પારજ નહિ; ગાદલાં અને ચાદર ઘરની લાવો, ત્યાંથી એકાદું ગાદલું આપે અને તે કેટલાએ દરદી વટાવી ગએલાં.

પાસે એક માણુસનેજ રહેવાનું. દરદીને પ્રથમ દિવસે તો છતા ને છતા સૂવાનું, હલાય નહિ અને ચાલવાનું તો હોયજ શાનું? અને આંખે તો ઓપરેશનનો પાટો બાંધેલો હોય એટલે ધવાએલા. ઉઠાડવા બેસાડવા દરદીને લઈ જવાજ જોઈએ. ઓપરેશનને દિવસે ખોરાક નહિ, એટલે દિશા–મેદાનનું તો ઠીક, પરંતુ પેસાબ કરવા લઈ જવા જોઈએ. રહેવાનું હોય મેડે, અને લઈ જવાના નીચે. ભગતજી જેવા-એ કોઇ દિવસ આવી કેદ વેઠેલી નહિ. તેમને પણ તેમ વેઠવા વારો આવ્યો. બાપજી તો એકજ દિવસમાં ધરાઈ ગયા.

અમારી જોડી પૈકી એક જણ ઘરે રહી ત્યાંની વ્યવસ્થા સંભાળે, અને એક જણ કાયમ ખાતે ઇસ્પિતાલમાં રહે. ઘરેથી ખાવાનું લાવીને વ્યવસ્થા ચાલતી. ઘરે સમાગમીઓ આવે, તેમની પણ સર-ભરા ચાલતીજ. દિવસના હરિભાઈ અને રાતના હું એમ ગોઠવેલું. સવારના દસ સુધી હું ઇસ્પિતાલે રહેતો અને સાંજના સાત સુધી હરિભાઇ રહેતા. ત્યાંથી વળી તેમ અમલ બદલાતો. રાતના જાગવું અને બીલકુલ ઊંઘ વિના અથવા બહુજ થોડામાં થોડી ઊંઘે નીભે, અને જ્યારે જોઈએ ત્યારે જગાય એ માત્ર મનેજ ટેવ હતી, એટલે તેથી તે સમયનો પહેરો અમે વધાવી લેતા, અને તે ખુશીથી અમે સ્વીકારતા. રાતનો લાભ પણ મોટોજ. દિવસના દરદીને દરદ બહુ સતાવે નહિ, અને રાતના વધુ દાખવે.

ભગતજીને બીજેજ દિવસે દવા પેટમાં ઉતરી, અને પેસાબ સમૂળો બંધ થયો. દાક્તરને કહ્યું કે આમ રિબામણી થઈ પડી છે. પાસે તે ટાણે હરિભાઈ એકલા હતા, અને હું નિશાળે હતો. દાક્તરે કહેલું કે ફ્રુટસ ખવાડો, દ્રાક્ષ આપો, ઠંડક થશે. કશાથી કંઈ વળ્યું નહિ. કહે કે ચ્હા પિવાડો, પેસાબનું જોર વધવાથી થશે. તેમ તો ઉલટું પીડા વધવાથી બૂમેબૂમ પાડે. ફરમફરા કરે. કુદરતનો રસ્તો-જ બંધ થયો, ત્યાં બેસતમ દરદ ઉપડ્યું. કુદરતનો સંચો સીધો ચાલી

રહે, ત્યાં સુધી તેની કિંમત લાગતી નથી, પરંતુ આવું એકાદું કર્તવ્ય અચૂક ત્યારે તેની કિંમત અંકાય છે. વળી દાક્તર કહે, સોડાવોટર આપો. જુઓ દાક્તરની દવાઓ! આરામ આપે અને તેની સાથે રિબામણી કેટલી! સોડાવોટર પાયું. ભાર ઉપર ભાર; પેટ અને પેઢું ફાટું ફાટું થઈ પડે. ઉથલપાથલ થયાજ કરે. દાક્તરને કહ્યું કે હવે કંઇ પણ ઈલાજ તો કરો. કહે કે કેથીટર મૂકું. ઇંદ્રિય વાટે લોખંડની સળી ઘોચી પેસાબ કરાવ્યો ત્યારે જરા શાન્તિ વળી. સળી ઘોચતાં જે દુઃખ અને દેખાવ નજરે જુએ તેનું કાળજું સમજે. ફરીથી વળી થોડાક કલાકે હાજત લાગી, પણ પેસાબ કુદરતી રીતે થાયજ શેનો? તેમાં વળી સળીના ઘોચનો દુખાવો પણ હતોજ. નડીઆદથી તરત મારા પિતાશ્રીને સ્થિતિ સમજાવી દવા લઈ આવવા માણસ મોકલ્યું. તેજ દિવસે રાતના છેલ્લી લોકલમાં દેશી ઔષધો લઈ આવેલા, તેમ અજમાવ્યું અને ધારી અસર પણ થઈ, અને ત્યાંથી તો કાયમ કુદરતી રસ્તો ચાલુ થએલો. આઠેક દિવસ દેશી ઉપચારો ચાલુ રાખવા પડેલા.

ઇસ્પિતાલમાં પણ જ્ઞાનની વહેંચણી તેની તેજ હતી. બાપજીના ખાટલાની આજુબાજુના ખાટલામાં દરદીઓ ઘણા હતા. મોટેથી વાત કરતું તે એક કાને બાપજી સાંભળતા, તેમ મોટેથી વાત કરીને ઘણા સંભળાવતા. ઘણા સત્સંગી મળવા આવજા કરે, એટલ બીજા દરદીઓને લાગતું કે કોઈ પ્રખ્યાત મૂર્તિ હશે, એટલે તેમના પરિચયમાં આવવા લલચાતા. પણ ભગતજી પાસે તો ઈશ્વરી સત્ય-તત્ત્વ સિવાય શું ચર્ચાતું હોય? અમને ભજન ગાવા કહેતા અને કહે કે "હંમેશાં સત્સંગ વિના મન બગડી જાય, માટે આપણે તો આપણો વેપાર છે તેજ કર્યા કરો. પરાયા વેપારમાં ધ્યાન રાખ્યાથી આપણા વેપારમાં જયવારો ન આવે." એક પછી એક ગવડાવ્યાજ કરે. હરિભાઈએ અખાનાં ભજન ગાવા માંડયાં, મારે ભાગે બૂટો અને ગોપાળ આવ્યા. આમ આનંદ લૂંટતા. રાત કે દિવસ બાપજી પાસે ક્યાં

ચીતતો તે જણાતું સરખુંએ નહિ. દેશ દેશાવરના દરદી દવાખાનામાં ભેગા થયા હોય, પણ સત્ય વસ્તુ તો એક દેશનીજ લાગતી, અને પોતાનીજ ભાષા જાણી બીજા પણ તેમ ભાવથી સાંભળતા. બાપજી પોતે જ્યારે વિવેચન ઉપર ચડતા, ત્યારે આંખના દરદનું ભાન પણ કોને રહેતું કે આંખ ખેંચાશે! દાકતર બહુ બોલવા ના પાડે અને કહે કે આંખની રગ ખેંચાશે, બહુ બોલવા ન દેશો. બાપજીને કહીએ કે બહુ બોલવા મનાઇ કીધી છે, માટે બોલતા ના. કહે કે ભલેને ના પાડી, પણ મારા દાક્તરે હા પાડી છે તો; ઠીક છે બધું દાક્તર ને ફાકતર, જોયા છે." ઉભરો આવે ત્યારે કેમે ખમે નહિ. અમારા ત્યાંથી નીકળ્યા પહેલાં જે દરદીઓ વિદાયગીરી લેતા તે ભગતજીને મળવા આવતા, અને ઘણોજ પ્રેમ દર્શાવતા, પણ આખર તો સૌ સૌને રસ્તે. આવ્યા હો ત્યાં પાછા ઘરે ભાગો. ઘર ગયા વિના શાન્તિનું ઠેકાણું બીજે ક્યાં જડે તેમ છે? આંખમાં લાલાશ રહી હતી, અને દાકતરે ઘરે જવાની રજા આપી. કહે કે મહીનાની દવા લઈ જાઓ અને દવા મૂકે જજો એટલે લાલાશ દૂર થશે.

બાપજીને દવાખાનાની હવામાંથી ફેરવવા અમને પણ બીજે સ્થળે લઈ જવાની જરૂર જણાઈ. નડીઆદ લઈ ગયા અને થોડા દિવસ ત્યાંજ રહેવાથી વધુ આરામની તથા તંદુરસ્તી સુધરવાની આશા રાખેલી. એક દિવસ રાતના આંખનું દરદ લઈ ઊડયું. મુકામ હંમેશ મુજબજ ત્રીજે માળ હતો; બાપજી અને માજી તો સાથેજ હોય, છતાં માજીને કયે પ્રસંગે શાન્તિ જાળવી મદદ કરતાં ભાળ્યાં હોય? મદદ તો કરે, પરંતુ એવી કઢંગી રીતે મદદ કરે કે જોનારને કમકમાટ ઉપજી જાય.

રાતના હું નીસરણીવાળાજ ખંડમાં સૂતેલો. મારી ઊંઘ તો સહેજ ગણગણાટ કે ખડખડાટજ થાય તો જાગી જવાય તેવી હતી. મેડા ઉપર બાપજી ધમાધમ કરી રહેલા. મેડે જઈને જોયું તો બાપજીને

આંખે સણકા નાખવા શરૂ થઈ ગએલા, અને નસો ખેંચાયે જાય. રાતના બે વાગેલા અને આ ભયંકર પરિણામ નીપજેલું. માજી કહે, ‘ વળી આ શા ભોગ થયા ? માંદેણ થઈ. મુઓ, એના બાપનું કપાળ ફૂટે, કોઈ દહાડોએ સુખ જોયું નથી. રોજ એમનું એમજ. માટી ચુંથતાંએ સગાં જોડે લડતાં અને આ પાછું શું થયું ? નહોતો કાઢવો મોતીઓ, કોણે કહ્યું ’તું ? લે, ભોગવ હવે’. દુઃખની વખતનું સાન્ત્વન તો સાંભળી લો ! કોઈને એવાં સુપાત્ર ધણિઆણી હોય તો દિલાસો મળશે, અને મન મનાશે કે બાપજી જેવાને આવાં સુપાત્ર બાઈજી હતાં, તો સંસારમાં બીજે હોય તેની શી નવાઈ !

રાતના મારા પિતાશ્રીને અને માતુશ્રીને જગાડી હકીકત કહી, તેમ તેમણે નજરે પણ જોઈને ઉપચારો તરફ નજર દોડાવી. હરિભાઈ તો હંમેશજ દુકાને સૂવાવાળા, એટલે બાપજી નડીઆદ હોય તો-પણ ત્યાંજ હોય. તેમનો વ્યવસાય ત્યાંજ ગોઠેલો, એટલે તે પોતાના ઘર કરતાંએ ના’વાધોવાનું વગેરે દુકાનેજ કરતા, અને કોઈ આવે તોપણ ત્યાં તેવો બંદોબસ્ત કરી દેતા. રાતના તે હતા નહિ કે એ દશ્ય નજરે પડે કે સલાહ ઉતારીએ. મારા પિતાશ્રી દેશી ઓસડીઆંના ખાસ એકકા હતા, અને મારા દાદાના વખતની જુની પેઢી અને વૈદક ચાલતું આવેલું. પોસદોડાનો સેક કરવા રાતના દુકાન ઉઘાડી કાઢી લાવ્યા. સગડી વગેરે તૈયાર થઈ અને કપડાથી વરાળીઓ સેક ચાલ્યો પણ કંઈ ફાયદો થયો નહિ. એમ આઘુંપાછું કરતાં ચાર વાગ્યા. દરદ તો એટલું વધતું ચાલ્યું કે અસહ્ય થઈ પડયું. મારા પિતાશ્રીને કહ્યું કે હવે કંઈ ઉપચાર ? જો દાકતર પાસે જઈએ તો તો કહે કે આંખનો ડોળો કાઢી નંખાવો એટલે દુઃખતું બંધ પડશે; એવો સહેલો ઉપાય અજમાવવાનો નહોતો, એટલે આ વખતે તેમ માંડી વાળ્યું.

મારા દાદાની જુની ટીપનું કાનામાત્રા વિનાનું લખાણ તપાસવા કહ્યું. તેમ કરતાં તેમને એક જડી આવ્યું. દુકાનમાં કોઠી ઉપ-

રના માટલામાં પોટલીઓ બાંધી મૂકેલી, તેમાં ભેગી સાથીરના પાનની પચીસ વર્ષ ઉપર એક પોટલી ભેગી મૂકેલી છે, તે જો હાથ આવે તો કામ થાય. આટલે વર્ષે વનસ્પતિમાં તે ગુણ રહ્યો હોય કે માટી થઈ ગઈ હોય એમ શંકા પણ થઈ, પરંતુ કશો ઈલાજ નહિ તો આ પણ અજમાવ્યા વિના છૂટકો હતોજ નહિ. દુકાને ગયા અને તે હાંલ્લામાં હાથ નાખતાં તે પોટલી એકદમજ જડી. ઘરે લાવ્યા. તેના ભેગા કાંટા હતા, તે વીણીને પાણીમાં પલાળી ગરમ કરીને આંખે લુગડાની એવડમાં રાખી બાંધ્યું. એકદમ જાદુઈ અસર થઈ. પાંચજ મિનિટમાં તે બધું દરદ બંધ પડ્યું. તેમ જુની જડીબુટ્ટી દાદાના વખતની તો આવી હતી. પરંતુ માત્ર અર્ધો તોલોજ પાન હતાં, અને આટલાં જુનાં છતાં પણ આવી અસર કરી તો નવાની તે વાતજ ક્યાં ! આંખની લાલાશ માટે પણ દાક્તરી ટીપાં બંધ પાડી તેજ બાંધવા મારા પિતાશ્રીએ સૂચવ્યું, તે પણ તેમજ કરવાથી એક અઠવાડીએ તે દરદ ત્યાંજ સમાપ્ત થયું. તેનાં તેજ પાન વારેવારે પાણી ઉમેરી પલાળીને મૂકતા. ગામમાં તેવી વનસ્પતિ કોણ સંઘરતું હોય ? અને નવા ગાંધી તો ઓળખતા પણ ન હોય, ત્યાં એવી ચીજ રાખે કોણ ? જેસલ કહી ગયા છે, તેમ—

'નવલખ કોથળીઓ બંધાય, તોય પૂરો ગાંધીડો ન કહેવાય.'

તેમ નવલાખ ચીજ સંઘરનારો પણ પૂરો નહિ. જ્ઞાનનીએ બુટ્ટી અને દવાની પણ કીમીયાગીરી.

આ પુરાણા ખ્યાલો સાંભળીને અત્યારે દાક્તરોને તેનો ખ્યાલ સરખોએ આવે તેમ નથી. વાઢકાપનો કસાઇ ધંધો તે વખતે કેળવાએલો નહોતો, અને તેમ તેની અગત્ય પણ નહોતી. પગ સડ્યો હોય તો દાક્તરોને કાપવાની જરૂર જણાય; દેશી ઔષધો ઉપર લેપ કરીને એમજ અંદરથી જીવાત મરી જાય, અને લોહી શુદ્ધ કરી શકે. બંને સિદ્ધાંતોમાં આટલો બધો ફરક છે. બ્રહ્માના પુત્ર અશ્વિનિકુમા-

સાએ વનસ્પતિના ગુણ શોધીને અમૂલ્ય ઘટના લોકહિતાર્થે ખુલ્લી કરી છે, તે આમ દટાઈ ગઈ છે—તે વિદ્યા વિસારે પડી છે, અને પાશ્ચાત્ય પવન જોરથી એટલો વાયો છે, કે આવી સાદી વાત મનાય તેમ રહ્યું નથી. કંઈ કંઈ વૃદ્ધ પુરુષો એવાં દ્રવ્યો હજુએ સાચવી રહ્યા છે, અને દયાભાવે આપી રહ્યા છે, તે ભેગાં કરી જનસમૂહને ઉપયોગી કરવા યત્નની જરૂર છે.

ભગતજીને તેમ ઠીક થએલું અને આ માંદગીનો હેવાલ અહીં પુરો થાય છે. એકાદ માસ વીત્યા પછી એ આંખ બતાવીને ચશ્માનો નંબર કઢાવી જજો, એમ દાકતરે કહી રાખેલું, તેથી વળીને એક વાર બાપજીનું એ નિમિત્તે અમદાવાદ આવવું થએલું. મારૂં રહેઠાણ ચાર રસ્તેથી પાંચ કુવા બહાર લલ્લુભાઈની ધર્મશાળામાં મેડે ઓરડીઓમાં એક ઓરડી રાખેલી ત્યાં લાવેલા. રાતના હરિભાઈ, હું તથા બીજા બે ત્રણ હરિજન અને બાપજી અંદર સૂતેલા. નીચે કરંડીઆની મોટી વખાર હતી. મીઆંભાઈ નારંગીના વેપારી હતા; કોઇએ બીડી પીને નાખી હશે, એટલે ધુંધવાઈને સળગેલું. નીચેથી બૂમ પડી કે આગ લાગી છે. મેં ઊઠીને નીચે જોયું તો ધુમાડાના ગોટેગોટ, અને મારી ઓરડીની નીચેજ આગ લાગેલી. પણ ત્યાં ખુદ પ્રભુજ બિરાજેલા છે ત્યાં ફીકર શાની હોય ? બાપજી તો ખાટલામાં નિરાંતે ઊંઘી રહ્યા હતા. હરિભાઇ અને વાઘજીભાઈ કરીને એક વિદ્યાર્થી હતા, તેમને જગાડયા. અમે બધા જોવા અગાસીમાં આવ્યા. નીચે તો બૂમરાણુ અને લોકોનું ટોળું ભેગું થતું ચાલેલું. કોઈ આગના બંબા માટે દોડયું. આગવાળાની ઓરડી નજીકજ હોવાથી તેના જવાબદાર અમલદારે જાતે આવીને જોયું, તો લોકો ડોલ અને તેવાં સાધનોથી બુઝાવી રહેલા. મોટી આગ ન હોવાથી બંબાની જરૂર નહિ પડેલી.

હરિભાઇને કહ્યું કે બાપજીને જગાડી બહાર બોલાવીએ, પણ એ તો બાપજીનો વડો ચેલો નિશ્ચયાત્મક બુદ્ધિવાળો તે વળી ડગડગે

કે? એટલે તેમણે તો કહ્યું કે બુઢ્ઢા છે, કાંઈ થવાનું નથી, સૂઈ જાઓ. કસોટી તો ટાણેજ થાય કે નિશ્ચય કેવો છે. મને સહેજ ડગડગ થવા લાગ્યું કે જગાડો તો ખરા. બાપજીને જરા સ્પર્શ કર્યો. બોલ્યા કે 'કેમ પ્રભુ, કંઈ કામ છે?' કહ્યું ના, પ્રભુ, નીચે આગ લાગી છે. કહે કે 'સૂઈ જાઓને, પરમાત્મા કેવો છે? ચિંતા શી છે?' અને બન્યું પણ તેમજ; પા કલાકમાંજ ઓલાણુ પડયું. ઓરડી ખરાબ લત્તામાં છે એવું કહીને મને તરત બદલી નાખવા કહી દીધું. તેમ ત્યાંથી પછી ફેરવેલું. એકજ દિવસ રહી ગોધરા પાછા મૂકી આવેલા.

---

## ખંડ ૧૮ મો.

---



વે એક વાર વાઘછીપે જઈ આવીએ. વલસાડથી વાઘછીપાના ભકતો તેમને ત્યાં લઈ ગયા. માજી અને બાપજી તો હરહંમેશ સાથેજ મુસાફરી કરતાં; કારણ કે ગોધરે કાંઈ કર્તવ્ય રાખેલું હતુંજ નહિ. અવશેષ રહેલું આયુષ્ય આમ સત્સંગ અર્થેજ વહેતું મૂકેલું હતું; સાંસારિક કશુંજ કરતા નહોતા. સંસારમાં રહ્યા છતાં ત્યાગનોએ ત્યાગ કરી મુક્ત જીવન ગુજારતા હતા.

વાઘછીપે સો ઇંચ જેટલો વરસાદ ચોમાસામાં વરસતો. જમીન કાળી અને ચીકણી હતી. લોકો ડાંગર, શેરડી ખાસ પકવતા અને બીજું સામાન્ય ચાલતું. મોતી પટેલને ત્યાં ઉતરેલા. હંમેશ સત્સંગ ભજનભાવ નિયમિત ચાલે જતાં. સવારના સાતેક વાગે ભગતજી ઊઠે, દાતણ પાણી વગેરેથી આઠેક વાગ્યામાં પરવારી લેતા, ચ્હા વગેરે પિવાય, ત્યાં મંડળ ભેગું થતું. દિશા મેદાન સ્નાનાદિક પૂંઠેથી થતું. દસેક વાગે મંડળ વિખેરાતું. સ્નાનાદિક વિધિથી ભગતજી પરવારે ત્યારે અગિઆરનો અમલ થતો. ભગત લોકો બાપજીની પૂજાવિધિ, આરતી,

પ્રસાદ વગેરે કરીને પરવારી લેતા. બાદ ભોજનની પંગત પડતી. કોઈ વાર ચરણામૃત પણ લેવાતું. ભગતજીને તે બીલકુલ પસંદ ન હતું, છતાં અતિ આગ્રહને અંતે થવા દેતા–પ્રેમને વશ પરમાત્મા. ભગવાનને આધીન ભક્ત, તો ભક્તને આધીન ભગવાન પણ થાયજ. સ્નાનાદિકથી પરવારી શારીરિક હાલત સારી હોય, ત્યારે ભગતજી એકાન્ત ભજનમાં બેસતા. કોઇ વાર પૂછીએ કે તમે કોનું ધ્યાન ધરો છો, ત્યારે કહે કે "તમારૂં." ખુલાસો કરતા કે ઇશ્વરની નીતિ ચોકખી પાળવી જોઇએ, અને દેહ છે ત્યાં સુધી દરેક કર્તવ્યનું પાલન થવુંજ જોઈએ.

'જો હું તેમ ન ચાલું તો તમે બધા પણ તેમજ ખોટે રસ્તે ચાલો. ગીતાજીમાં પણ ભગવાન શું કહે છે? મોટા પુરુષોને રસ્તેજ દુનિયાદારીના જીવો ચાલે છે, માટે તેમણે તો ચોકખી નીતિજ રાખવી ઘટે છે.'

મોતી પટેલને ત્યાં એક ખાસ ઓરડીજ મુકરર કરેલી હતી, કે જ્યાં ભગતજી એકાંતમાં સૂએ બેસે, અથવા ભજનમાં બેસી શકે. ઓરડીમાં બે ખાટલા રાખતા; એક માજીનો અને બીજો બાપજીપ્રભુ માટે. એકાદી ચોકડી હોય જ્યાં પાણીની માટલી વગેરે રહેતું, અને પડખે ગાદી તકીઆનું સ્થાન હતું કે જ્યાં ભગતજી આરામ લેતા કે ભજનાદિકમાં બેસતા. એકાંતમાં શાન્તિમાં લીન થયા હોય, ત્યાં અદબ તોડી કોઇ ઓરડીમાં પ્રવેશ ન કરતું, પરંતુ આપણાં ભલાં માજી વારે વારે આવ જા કરી પોતાનો હક સિદ્ધ કરતાં. અંદર કોઈક વાર સાંકળ દેતા, પરંતુ માજી બહારથી વધુ ખખડાવે, કે ભંગાણ પડતું, જેથી બંધ કરવાનું માંડી વાળેલું. પોતાનો બધો વ્યવસાય જુદો ગોઠવેલો હોય, છતાં પણ તે મર્યાદા સાચવતાં નહિ. કોઈ વાર બાપજીના ખાટલા ઉપર કે તેમની ગાદી ઉપર પણ બેસતાં. ભલાં માજીની પણ બાપજી જેટલીજ માવજત થતી, અને જે બાપજી માટે હોય તેજ તેમને માટે હોય, છતાં બાપજીનું કંઇક વિશેષ સન્માન થતું એ

કહેવાની જરૂર છે. એ સ્વાભાવિક ક્રમને કોણ મના કરી શકે? ભલાં બાઈજીને બાપજીની જેમજ પૂજાવાની મનમાં ઇચ્છા રહેતી, એ નવો-આવનાર તરત નોંધી શકતો.

બાપજી સાથે જ્ઞાનની શું મઝા લૂંટાતી હોય, ત્યાં વચમાં ભક્તાણી પોતે પણ તે બધું સમજાવવા ઉતાવળાં થઈ જતાં. સાંભળ-નારને જાણે મિષ્ટાન્નના લાડુમાં સહેજ ઝેર ભેળવી આપે તો કેવું પસંદ આવે તેવું વીખ જેવું ડહાપણ વચમાં બોલે ત્યારે લાગતું, પણ ભક્તકોટિના હરિજનો ભક્તિના પ્રભાવે અને એ તો પુરુષોત્તમ પ્રભુના ચેલા, એટલે તેમ ચલાવેજ રાખતા. ભગતજી પોતે પણ તેમને તેમ બોલતાં અટકાવતા, પણ તે તો હાંકેજ રાખતાં. તેમને બાપજીની સાથેજ ગાદી ઉપર બેસવા ગમતું. કોઈ વાર બાપજીને માટે નિર્માણ કરેલી ગાદી ઉપરજ ઊંઘી જાય કે બાપજીનાજ પલંગ ઉપર સૂતાં હોય. બાપજી આવીને ચિકિત્સા જુએ, તો તે પોતે તો નીચે બેસવાની ગાદી હોય ત્યાંજ ઊંઘી જાય; તેમને થોડી પલંગની કે કશાની દરકા-રજ હતી! જમીન, પાથરણું, પલંગ, કશાની ખાસ અગત્ય ત્યાં હતીજ ક્યાં? જેને સર્વ સમાન હોય તેવી દશામાં ગુણ અવગુણ ક્યાં હોય, કે આમ આમ વગેરે ખટપટ થાય. તેમને તો સર્વદા સર્વસમાન ભાવજ કાયમ–સ્થિર હતો. ભગતજી પોતે તો મર્યાદાના સાગરરૂપ હતા, ત્યાં તેમનામાં એક પણ અવઘટની ઘટના કદાપિ કોઇએ પણ જોઈ નથીજ નથી. એ એવી ઉમદા રહેણીથી રહેતા, કે દરેકને તે પસંદજ પડતું. પરંતુ આપણાં ભલાં ભક્તાણી માજીએ કદાપિ ભગતજી માટે પણ મર્યાદા સાચવી, તેવું સન્માન દેખાડી હરિજનોનાં દીલ ઠાર્યાં નથી. સૌ કોઈ તેમનાથી બહુજ સાવધ રહેવા યત્ન કરતું. ઉપરથી 'માજી' 'માજી' કરી રાજી રાખતા, અને મનમાં સમજતા કે જેના ઉપર માજી તુષ્માન થયાં કે તે વધુ ફાવ્યો.

બાપજીને ગોધરેથી લઈ જવા હોય, કે અમુક જગાએથી દેશા-ટણ ફેરવવા હોય અને પોતાને ત્યાં લઈ જવા હોય, તો 'માજી'

સાધન સાધવામાં આવતું. ભગતજીને પરાણે માજીની ઇચ્છાએ ખેંચાવું પડતું. એ તો પોતે પોતાની અર્ધાંગના—અર્ધા અંગની જેમજ જરા પણ જુદાઈ વિના સર્વ રીતે અનુકૂળ થતા; પણ આ રહેણીની કદર સુજ્ઞ સુશિક્ષિત બાઇજિ કરી શકે. પતિ પત્નીને દરેક વાતે અનુકૂળ થાય, તો પત્નીએ પતિને તેટલુંજ અનુકૂળ થવું જોઇએ, અને જ્યાં તેવું ભાળીએ ત્યાં સંસારયાત્રા પરિપૂર્ણ થાય. પણ એવી જોડની ઈશ્વર ક્યાં મેળ કરે છે? કજીઆ, કલહ, દુઃખ વગેરે પછી દુનિયામાં અસ્તિત્વમાં રહેજ ક્યાંથી? હિંદુ સંસારમાં આ બધાની કેવળ હોળીજ સળગ્યા કરે છે. પતિપત્ની બંને જુદી જુદી દિશાનાં હોઇ દરેકની માનસિક સ્થિતિ, વિચારણા ભિન્ન ભિન્ન હોય છે, ત્યાં એકતા અને તેનો આનંદ—સુખ ક્યાંથી પ્રાપ્ત હોય! સમજવા જેટલીએ બુદ્ધિ પેદા થાય તે પહેલાં તો આમ બિચારાંને સાંસારિક બંધનોથી બાંધી દેવામાં આવે. અંધ રુઢિને ચીલે જોડી દીધાં હોય, ત્યાં સ્વતંત્ર વિચારણા કે રહેણીને સ્થાન મળેજ નહિ, અને તે તંતુએ મગજમાં ક્યાંયે નાશ થઈ જાય, કે જિંદગીમાં ફરીથી વિચારીને પોતાનાંજ સંતાનોનું ભવિષ્ય સુધારવા પ્રયત્ન પણ ભાગ્યેજ થાય. એમ અધોગતિનું ગાડું ગબડીજ રહ્યું છે, ત્યાં કંઈક કંઈક સુધારા પણ ભેગા ચાલીજ રહ્યા છે.

ભગતજી જેવા તો જે પરિસ્થિતિમાં પોતે મુકાયા હતા, તેજ સ્થિતિને અનુકૂળ થઈ તેજ જિંદગીમાં અંત પર્યંત નિભાવે રાખ્યું. પોતાનાં ધર્મપત્ની સાથે અણગમાનું સહેજ પણ કારણ પોતે આપ્યું નથી. એ સંયમ, ધીરજ જેટલી તેટલી નહોતી, તે પોતે સંતરૂપ સમજીને ચાલી તે સ્વરૂપે ખેલી બતાવતા. આ બધા ચિતારનો પોતાને ખ્યાલ હતોજ, એ તેમની ઉંડી દિશાની ટકોરમાંથી કોઈ વાર ભાળતા.

તેમનાં ધર્મપત્ની જુની રુઢિના ચીલામાં અજ્ઞાન રૂપે હતાં, જેથી ઉંડી દિશાની અર્થયુક્ત સમજની ત્યાં આશા રાખવાની ન હતી. તેમણે એક પણ કર્તવ્ય એવું કર્યું નથી કે ભગતજી જેવાને મદદરૂપ

થઈ તેમના વિચારો પોષ્યા હોય. તેમાં વળી ભક્ત લોકો માજીને કોઈ પણ કારણે રાજી રાખી બાપજીને લઈ જવાનો પોતાનો હેતુ પાર પાડવા બધી યુક્તિઓ ગોઠવતા. આથી કરીને છેવટ લગી માજીને ખરી સ્થિતિનો ખ્યાલ આવી શકયોજ નથી. સત્સંગનું અંદરનું પડ ઉખેડી ચિકિત્સકો જોઈ લેજો. માજીને ખરી સ્થિતિનું ભાન આપતાં ઘણીએ વાર હું તથા હરિભાઈ અકારા થઇ પડયા છીએ. જ્યારે માજી વલસાડ મુકામે હોય, ત્યારે માજીને ઘણા હરિજનો ઘરે નોં'તરતા. મિઠાઈ, સેવમમરા, ભુસાં તથા કોઈવાર શીરો વગેરે ધરાવાતું. 'માજી' 'માજી' કહેતી છોકરીઓ તથા બીજી બાઈઓથી હાથપગ દબાવાય, તેલ મર્દન કરી ચોટલા વગેરે ઓળાવાય, ત્યાં માજીને બીજે સ્થળે ભાગ્યેજ ગોઠતું. ભગતજીને કેવું ગોઠતું તે વલસાડના પ્રસંગમાં આગળ આવશે. પરંતુ ભક્તાણીને આમ જો ગોઠે છે તો ભલે તેને તે આનંદ લેવા દો, એવા વિચારે જ્યારે માજી વલસાડ જવાનો આગ્રહ બતાવતાં ત્યારે તેમ થવા દેતા. ભગતજીની સ્થિતિ એવી હતી કે પોતાની જ્ઞાનદિશામાંથી આવું માયિક ચલણ જોઇ શકેજ નહિ. તેવી દૃષ્ટિ તેમને રહેલીજ નહોતી. પોતાની મસ્ત સ્થિતિમાંથી પોતાનાં ધર્મપત્નીની ઇચ્છાએ સાંસારિક કાર્યો ચલાવે જતા, એટલે કોઈ પણ સ્થળે જવું આવવું, કોઈ પણ માયિક આપલે, વ્યવહાર, વિચાર, બધું એકલાં માજીથીજ પતાવાતું.

સમય વીતતાં માજીનો રૂઆબ અને બાહ્યાડંબર ઘણોજ વધી ગએલો. તેમનો સ્વાશ્રય છોડાવવામાં કેટલોક ફાળો અને ઘણો ભાગ મારો તથા હરિભાઈનો હતો. આમાંથી જે સ્વાભાવિક દુર્ગુણ કે કર્તવ્યના પ્રમાદનો દોષ ઉભો થાય તેની જવાબદારી અમને બંનેને આભારી છે. ઘણા વખત સુધી ગૃહકામકાજ કરવાનું ઓછું થઈ જાય–જતું રહે અને પછી તેનું તેજ ચાલુ કરતાં અણગમો પેદા થાય એ સ્વાભાવિક છે. અમે ગોધરે જતા અને ઘરકામકાજનો સર્વે ફાળો માથે લઈ લેતા. ઝાડઝૂડથી માંડીને કપડાં ધોવાં, ખાવા કરવું,

પાણી ભરવું, પથારી કરવી વગેરે સર્વ સંભાળી લેતા; અને તેટલા માટેજ સર્વના પ્રીતિપાત્ર થતા, અને પ્રસંગમાં વારેવારે અથડાતા. જ્યારથી ગોધરા મુકામે ભગતજીના અવસાનના છ વર્ષ અગાઉથી નોકરની ગોઠવણ કરવામાં આવી, ત્યારથી ઘરનાં ઉપલક કામોમાંથી અમે મુક્ત થએલા.

ઉપર વર્ણવેલી વાઘછીપાની મુસાફરીમાં ગએલા, તે સમય એવો હતો કે ચોમાસું બેસવાની શરૂઆત હતી, વાદળાંનો ઘેરો શરૂ થવા લાગેલો, હવામાં પણ ફેરફાર થઈ ચૂકેલો, અને કંઈક કંઈક છાંટછુટ થયા કરતી. જમીન એવી ચીકણી હતી કે પાણી પડ્યું કે લપસી જવાય; બેસતાં ન આવડતું હોય તો શીખી જવાય. મોતી પટેલને ત્યાં તે વેળા જાજરૂ વગેરે હતું નહિ. ખુલ્લા મેદાનમાં ખેતરમાં ઓથે બેસવાનું હતું.

માજીને એક વખત બીજી બાઈઓ શૌચક્રિયા માટે સાચવીને લઈ જતી હતી. ખેતરની દિશાએ ઠીક જગા બતાવી પાછી ફરેલી. પાછા વળતાં માજી જમીનની ચિકાશને લીધે પગ સાચવીને નહિ મૂકયો હોય એટલે લપસી પડયાં. કેડને જરા આચકો લાગેલો. બૂમેબૂમ પાડી અને પટેલને ત્યાંથી નીચે વાડા તરફ કામ કરતાં માણસો અને પડખે ઓસરી અને રસોડામાં બાળકોનો અવરજવર ચાલુ હોવાથી જેવી બૂમ પડી કે તરત બધા ત્યાં પહોંચી ગયા. બહુજ વાગ્યું છે એમ ઠર્યું. ઉંચકીને ઘરમાં લાવ્યા. હાથ, પગ વગેરેનું પ્રક્ષાલન થઇ ચૂકયું. ઉપચારો ચાલ્યા. ભગતજીને ખબર પડતાં તે પણ આવી પહોંચ્યા. માજીએ કહ્યું કે “ મુઉં તમારૂં વાઘછીપા, મને અહીં નથી રહેવું. આખી જિંદગીની ખોડ રહી. હવે કોઇ દિવસ આ મટે નહિ એવું વાગ્યું છે, અને અપંગ થઈ ગઈ. જરાએ ચલાતું નથી, મ્હોંકણુ મંડાઈ. રિબાઈ રિબાઈને મરી જઈશ. જરાએ રહેવાતું નથી.” બાપજી બિચારા તો આશ્વાસન કરવા લાગ્યા કે “ તેમાં બિચારા ભગત લોકો શું કરે !

તારી બને તેટલી સેવા કરે છે; એમાં વાઘછીપાનો શું દોષ કાઢે છે? થવાનું હોય તે થયા જાય. પ્રભુ છે, સૌ મટી જશે." માજી કહે "બધું, પ્રભુ છે કરીને ભાન તો મળે નહિ ને." બધું ભાન તો તેમનેજ હતું, તેથીજ લપસી જવાયું.

બધા ભકતો તો શીઆવીઆ થઈ ગયા, કે આનું હવે કરવું કેમ? રોજનું સંભારણું રહ્યું અને વાઘછીપા ગવાયા કરશે. દેશી ઉપચારો, સેક વગેરે ચાલ્યું. વાઘછીપા જેવા ગામડામાં દાક્તર મળે નહિ, અને વલસાડ એટલું બધું આઘું, કે ત્યાંથી કોઈ કારીગર લવાય નહિ. એમ કોઈ રીતે ઘાટ ખાધો નહિ. સેક વગેરેથી ઘણોક આરામ તો થએલો, પરંતુ એવો મોંઘો મંદવાડ એટલે એકદમ પતે નહિ. ગરીબ લોકો બિચારા દવાદારૂ કે દાક્તરવૈદ્ય ક્યાં કરવા જાય? સહેજે જેમ થયું તેમ ખરૂં એમ ચલાવતા. માજીને મટયા જેવું લાગતું છતાં કહેતાં કે લોહી ગંઠાઇ ગયું છે; આ તો જિંદગીની ખોડ રહી.

એવામાં અમારી જોડી ત્યાં જઈ પહોંચી. પટેલને ત્યાંજ મુકામ હતો એટલે માજીના સમાચાર પૂછ્યા. ઝીણાભાઈ મારફત સમાચાર મળેલા એટલે મદદ માટેજ ગએલા. બાપજીનાં દર્શન કરી બાના સમાચારની અથથી ઇતિ સાંભળી. નડીઆદ પાદરી દાક્તર કોરપ્રોન સારો છે અને સારવાર વગેરે બરાબર થશે એવું સમજાવી નડીઆદ લઈ આવવા વિનંતી કરી. કહે કે "ભાઈ, આ તો ભોગ થયા. હવે તો જરાએ ચાલતું નથી. અરે, બે જણ ઝાલે ત્યારે તો ઉભાં થવાય." એમ એમ વાતચીત ને આશ્વાસન ચાલ્યાં.

એમ બીજે કે ત્રીજે દિવસે બાપજીએ બંધાવેલી ધર્મશાળાએ નરસિંહજીનો ઉત્સવ કરવાનો દિવસ આવ્યો. બધા ભગતો ત્યાં સવારથી ભાલપાણીની ગોઠવણ કરવા પહોંચી ગએલા. દૂધપાક એ ખાસ જમણ તો તે દિવસનું ઠરેલુંજ હતું. જમણની તૈયારીઓ થતી ચાલી. ભજન-

કીર્તનને માટે તંબુરા, મંજીરા, બેઠકનાં ચાદરાં, તકીઆ વગેરે ગોઠવાઈ ચૂક્યાં. બપોરના જરા આરામ લીધા પછી માજી સિવાયની તમામ મંડળી ત્યાં પહોંચી ગઈ. જમવાને અર્ધા કલાકની વાર હતી. બાપુજીએ ભજનની રંગત સમાગમ વગેરેથી જમાવી દીધેલી.

બધા ભક્તોને બા ઘરે રહે અને આજે ભેગાં ન જમે એ ગોઠતું ન હતું. બધા કહે કે કાંઇક રસ્તો ઉતારો. મોતી પટેલનાં ધણિઆણી બહુજ બુદ્ધિપૂર્વક કામ લેવાવાળાં હતાં. તેમની સાથે ઝીણાભાઈનાં ગંગા બેન બાને સમજાવવા જમનાને સાથે લઈને ચાલ્યાં. સાથે સાથે હું તથા હરિભાઈ અને ઝીણાભાઈ ત્યાં બા પાસે સમજાવીને તેડવા ગયા. પ્રથમ બાઈઓએ માજીને ઘણાં સમજાવ્યાં પણ કહે "જાઓ, અહીં ચલાય છે ક્યાં આગળ? ચલાતું છે નહિ અને જો ફરીથી લપસી જવાય તો હું તો મરીજ જાઉં. આ તમારા વાઘછીપામાં મારી દશા થઈ. મારે ત્યાં નથી આવવું, તમે તમારે જાઓ." આમ કોઈ રીતે માનતાંજ નહોતાં. અમે બધાએ ઉમેર્યું, 'બા, નીચેથી ગાડીમાં બેસાડીશું અને અહીંથી બહુજ સાચવીને ગાડી સુધી લઈ જઈશું. માજી કહે 'ગાડીમાં તો ઉંચુ નીચું થાય અને ઉલટી વધારે રિબામણી થાય અને દુખ્યાજ કરે. છેવટે 'હા'માં ભળ્યાં. કહે કે ચાલો, ચાલીને ધીરે ધીરે આવું." બધાને લાગ્યું કે આખરે મહાદેવી પ્રસન્ન થયાં ખરાં. ચાલીને ધર્મશાળા લગી આવ્યાં. હાથમાં લાકડી આપેલી અને પાંચ સાતના કુંડાળાના ઝોલામાંથી રૂબાબથી ધીરે સાસ્તે આવી પહોંચ્યાં. જયઘોષ અને પગે લાગણાથી ભક્તમંડળે વધાવી લીધાં. થોડી વાર બહુજ શ્રમનું પુરાણ ચાલ્યું, કે ઘણીજ મહેનત પડી હશે. 'અરરર, કેમ કરીને ચલાય? બા, તમે બહુજ કૃપા કરી. નહિ તો બધાનું દીલ બહુજ નારાજ હતું. બા, મંડળમાં તમેજ નહિ એ કેવું અજુક્તું દેખાય!' ચાલો, 'સદ્‌ગુરુ દેવકી જય' ના પોકાર સાથે જમણની પંગત પડી. બાની માવજત

કરનાર એક કહેતાં અનેક બધાજ તૈયાર હતા. જમણુ પત્યું.. આવ્યા એજ રીતે સાચવીને ત્યાંથી પરવારીને બા વગેરે તથા બાપજી પ્રભુ અને મંડળવર્ગ પાછા મુકામે વળ્યાં. બાને સખત વાગ્યું છે એમ ઠર્યું, અને ગાડીમાં બેસાય નહિ એવું હતું, એટલે બાપજીથી ત્યાંથી નીકળાયજ કેવી રીતે ? ભક્તજનો ત્યાંના ખાટી ગયા. બાપજીને એક મહીનો વધુ રાખવાનો લાગ-લાભ મળ્યો. સંત રીઝે કે ખીઝે બેમાંય લાભ, રાવણ જેવું વેરભાવે ત્રણ અવતારે મળે અને પ્રેમભાવે સાત અવતારે મળે. ઈશ્વર તો એવો મળે છે. એકાદ માસ વધુ રહેવાનું ચાલ્યું. સત્સંગનો અનહદ લાભ લેવાનું અને તેની મઝા લેવાનું સત્સંગીઓજ સમજે.

ત્યાંથી અમુક દિવસે વલસાડ થઈ નડીઆદ આવવા ઠર્યું. મારા પિતાશ્રી અને હરિભાઈ ફરીથી વાઘછીપા ગયા અને બાપજી પ્રભુ તથા પૂજ્ય માજીની ખબર અંતર પૂછી નડીઆદ આવવાની વિનંતી કરી. બાપજીએ પણ હા ભણી. કહે, ' આપણે બધા સાથેજ નીકળીએ, પણ બે દિવસ વલસાડ થઈને જઈએ.' ત્યાંથી મુકામ વલસાડ આવવા ડમણીઆં, એક્કા, ગાડાંનું સરઘસ ગોઠવાયું. વલસાડ આવવા પારડી સ્ટેશને આવ્યા અને રેલ્વે ટ્રેનમાં વલસાડ આવ્યા.

•

વલસાડમાં મણિભાઈ સેક્રેટરીના અધ્યક્ષપણા નીચે હંમેશના રિવાજ મુજબજ સભા ભરાતી અને ત્યાં નક્કી થાય ત્યારેજ ત્યાંથી બાપજીને નીકળવાનું થતું. સવાલજવાબ અને ચર્ચાનાં ભારે ચુંથણાં ચુંથાય ત્યારે એવી ચિકાશમાંથી ઝટ નીરાકરણ આવતું. નાની બેન જ્યારે જ્યારે વાઘછીપેથી બાપજીને લેવા બિચારાં વલસાડ આવતાં, ત્યારે ત્યારે તેમની કફોડી સ્થિતિ તો અનહદજ થતી. માંડ હા પડાય ત્યારે પાછું વળી ' અહીં પાછા મૂકી જજો, અને આટલાજ દિવસ રાખજો ' એવી એવી સરતો થાય. ભગતજી જેવા સમર્થની ઉપર શું કબજો અને બંધનની તાણાતાણનો અમલ ! તે છતાંએ બાપજી ઉપર પ્રેમ તો નિર્વિવાદ પૂર્ણજ હતો એ કહેવાની ખાસ જરૂર છે. બધી રીતે

સાચવવા પૂર્ણ યત્ન કરતા અને બાપજી વિષે તો તેમને દરેકને પ્રાણુંજ લાગતું. છતાં એક વાર એમ બનેલું કે ભગવાનદાસને બંગલે જ્યારે મુકામ હતો ત્યારે વલસાડના હંમેશના રિવાજ મુજબ આર્થિક ખર્ચ એક જણથી નીભાતું નહોતું. ત્રણ ફાળે ખર્ચ નીભાવતા. કોઈ વાર એમ બનતું કે અંદર અંદર ચડભડી ઊઠતા ત્યારે અમને આ ચિકિત્સા નોંધવા મળતી. એક વેળા બાપજીને માટે હીમજની ફાકી તૈયાર કરાવેલી કે જેમાં દીવેલમાં તળેલી હીમજ અને સિંધવ અથવા સંચળ એમ મેળવાતું. ત્યાં અનેકને હાથે કારભાર હોવાથી ફાકીમાં સિંધવને બદલે નવસાર ખવાડેલો. એની અસર એવી થઈ કે પેસાબનું દરદ ઉપડી આવેલું. ઝીણાભાઇ તરફથી અમને નડીઆદમાં આ વાતની ખબર થએલી, એટલે હરિભાઈ મારા પિતાશ્રી પાસેથી નવસારનાં મારક દેશી ઔષધો લઈ ત્યાં ગએલા, અને એક બે દિવસમાં આરામ થએલો.

વલસાડથી બાપજીને જવાનું થતું, ત્યાં આખરે વચમાં બહુ ચૂંથણાની ચર્ચાનો પરવાર ન આવે, ત્યારે છેવટે બાપજીજ વચમાં પડે અને કહે 'નહિ બધા ગમે તે કહો, મારા રામને વાઘછીપે જવું છે. તમે આમ શું કરો છો! એક બાઈની સાથે આટલી બધી વાતચીત શાની! ઝટ નિવેડો લાવતા નથી! જાઓ નાની બેન, મારા રામ સાંજે તમારી સાથે આવવા નીકળશે!' એક વાર આમ ગોઠવાએલું. બાપજી જેવાનો લાભ પણ બહુ બહુ મુશ્કેલીથીજ લેવાયો છે. સહેલાઇથી જાણે આવ્યા અને લાભ લીધો છે એવું ટાણું તો કદાપિ આવ્યું નથી. દીલમાં કેટલું ખેંચાણ થતાં મહીના વીતે, કંઈક જુકિતઓ ગોઠવાય, માજીને રીઝવવા બા, બા કરીને મહીના અગાઉથી પેરવી થાય; ઉપરનાં આવાં માજી સાથેનાં પોપલાં અને અંતરથી બાપજી માટે છુપો પ્રેમાવેશ તથા તીવ્ર ભાવના અને મંડળની પોતાને ફાવતી જોગવાઈ એ બધો ઘાટ બેસે ત્યારે બાપજી પ્રભુનો મુકામ એક જગાએથી બીજી જગાએ ફેરવાય. આવી લાવવાની

વિધિથીએ બાપજી મળ્યા તો તો કૃતાર્થજ માનતા, પરંતુ જ્યાં બાપજી કોઈ રીતે પણ નહિ જઈ શક્યા હોય એવા બિચારા હજીએ મનમાં ને મનમાં તાંતણા તાણીને નિરાશ થયા હશે. સમર્થ પુતળાને લઈ જવા એમજ હોય! એવી વસ્તુ કોને ન જોઇએ? પારસ કોને કડવો લાગ્યો છે કે લાગે! અખા જેવા ટોચના જ્ઞાની થનારને પણ પારસ ફેંકી દેવા કંજુસીઓ જીવ કયાં ચાલતો હતો? આવા અમૂલ્ય ઇશ્વરરૂપ મહાન સંતની મળી આવતી સેવા અને સત્સંગ તથા પધરાવવાનું માન ઓછું ન હતું. લાભ પણ તેવોજ થતો, એટલે સૌ કોઈ યત્નની હરિફાઈ કર્યા વિના રહ્યુંજ નથી. જેનાથી જે બન્યું તે કર્યું છે. સંજોગો આવીને ગોઠવાઈ ગયા તો લાભ પણ લીધો છે; અને લાકડાંની આડ નડી છે ત્યાં તો તેવા રહી પણ ગયા છે.

બાપજી સાથે હરિભાઈ તથા મારા પિતાશ્રી જ્યારે બાપજી વાઘછીપેથી વલસાડ મુકામે ગયા ત્યાં સાથેજ હતા. ભકતજનો ધરાય નહિ એ સ્વાભાવિકજ છે. અમૃત વરસતું હોય તે ખોવું કોને ગમે! વલસાડ જેવે સ્થળે મહીના માસનો મુકામ થતો, તેજ સ્થળે બે દિવસમાં કેમ ધરાઇને રજા આપે! માજીને દાકતરની પાસે દેખાડાવ્યાં અને દવાદારૂ કરવા વલસાડ રહેવું પડશે એમ દાકતર મારફત પણ કહેવડાવવામાં આવ્યું. કોઈ પણ જુકિતથી બાપજી રહી પડે માટે 'માજી' શસ્ત્રને સાધવા યત્ન થતો. માજી તો તુરત લપસી પડે એવાં હતાં. કહે કે 'હા, ત્યારે તો રહેવું પડશે. કારણ કે આતો બહુજ ભયંકર દરદ; મટેજ નહિ. થોડા દિવસ દવા કરવા દો.' નાકમાં માજીને છાંડ બાઝે, એટલે કંઇક તજા ગરમી જેવું સામાન્ય દરેકને હોય તેવી જાતનું થએલું. માજીના મનના નબળા સ્વભાવનો અને અજ્ઞાનનો લાભ લેવા કોઈ ચૂકતું નહિ. માજીની રૂએ બાપજી બિચારાને ઘસડાવું પડતું, એટલે કંઇને કંઈ બહાને માજીને સમજાવ્યાં કે કામ પાર પડતું. આવા બાપજી પ્રભુને મેળવવા સામ, દામ, દંડ અને ભેદ બધુંજ વપરાતું. **येन केन प्रकारेण** કોઈ પણ રીતે વસ્તુ સધાતી હોય તો

‘ **अर्थं साधयामि वा देहं पातयामि** ’ એમ માજીને દવા કરાવવા દાક્તરને સમજાવી મૂકેલા. દાક્તર કહે કે, એમને રહેવાની ખાસ જરૂર છે. આમ આમ ગોઠવણો થતી.

નાકમાં અમુક દવા અમુક રીતે સૂંઘવા માટે કાચનું યાન્ત્રિક સીસી જેવું આવે છે. રબરના બૉલથી ઉરાડી નાકમાં છુફ્છુફ્ થાય તેવી રીતે અંદર વરસાદની જેમ ફર્ ફર્ દવા પથરાય આવું એક છુફ્છુફ્ માજીની કોટે વળગાડયું. તે હજી સુધી તે છુફ્છુફ્ કર્યાજ કરે છે. દવા થઈ રહી હોય તો બીજી લાવી આપો અને શીશી તૂટે તો નવી આવે. વખતસર ન આવે તો મકનજીભાઈ ખોટા. કહે કે “જોયા, જોયા મકનજીએ,” એવા માજીના ઉદ્‌ગારો કાનેકાન સાંભળ્યા છે. નાકને જો આવી રીતે કરવામાં નહિ આવે તો અંદર કાણાં પડી જશે અને કંઈ ભયંકર પરિણામ નીપજશે વગેરે વ્હેમનાં ભૂત એવાં સજ્જડ ઘાલી દીધેલાં છે કે તે હજી સુધી સાચવ્યાજ કરે છે; અને તેનાં પરિણામ હવે બધાજ વેઠો. જે છુફ્છુફ્ સોંપ્યું તે આખી જિંદગીભર અને રોજ દિવસમાં બે ત્રણવાર કર્યાજ કરે. શું મઝાની દવા અને ઉપચારો ! જરા તાવ આવ્યો કે કંઈ ફોલ્લી થઈ કે બા, તમોને આ દવાની જરૂર છે. કહે, “ભાઈ, કોણ લાવી આપે? અરે ! મને તો તાવ આવે છે. મુઓ, અરે હાડકાંજ રહી જાય છે; ઉતરતોજ નથી. એ તો અંદર હાડનો તાવ છે.” આવી મોંઘીબાની મોંઘાઈની વાતોથી ભલભલો કંટાળી જાય એવું વિચિત્ર થઈ ગયું છે. બધાએ આમ છેકજ બા, બા, કરીને મોંઘી બા કરી મૂકયાં છે. રૂબાબનો તો પારજ નહિ. વધુમાં વધુ માન, અને આવકાર આપી સૌથી બે શબ્દ વધારે મીઠા હાંકો એટલે બીજા ખરાબ અને તમે મીઠા. તમારી સ્થિતિની ગણતરી ત્યાં કરાવવી હોય, તો માખણના ડબા સરતા કરી મૂકો. માજીને રાખવા એ રીત છે. બાકી વસ્તુની કદરની ત્યાં આશા રાખશો નહિ; સત્યવાદીપણું ત્યાં દાખવશો

નહિ. સત્ય કહેવા ગયા કે હંમેશના અકારા થઈ પડયા, કાયમ ખાતે નકામા થયા સમજી લેજો.

બાપજીમાં આમાંનું કાંઈજ મળે નહિ. કેવળ સત્યજ વસ્તુ હોય તેમાં માયાનો આવિર્ભાવ હોયજ શાનો! માયાની લા'ળનો ત્યાં તો સ્પર્શ સરખોએ નહોતો. ખોટી રીતે આમ કરો કે હૃદયમાં આ અને બહાર બીજો ઘાટ દેખાડો, તે ત્યાં નભી શકતુંજ નહિ. બાપજી તો અંતર્યામી હતા; તેમને રાજી કરવા કશા આડંબર ચાલી શકેજ નહિ. ખરા દીલની ખરી આતુરતા અને એક મનની સેવાભાવ માત્ર એજ તેમને ખપતાં. પૈસા, વખાણ, કે તેવા કશાના ભોગી તે નહોતા. એ તો ભાવનગરના પ્રભુ હતા. ખરા ભાવથી જે કરો તેનુંજ લેખું પ્રત્યક્ષ લેવાતું; માટેજ અસમાન સંસાર અને ઘરમાં બેભથ્થુ ચાલતું. એક ઢાંકપિછોડ વિનાનું જ્યાં બહાર અને અંદર એક સત્યનીજ રહેણી હતી તેવા પ્રભુ રૂપ પોતે ભગતજી, તથા માયાના બધા ઢંગના રંગબેરંગી બહુરૂપી વેશે માયાના અકળ સ્વરૂપે ભલાં પૂજ્ય ભકતાણી. ભલાં અમારાં માતાતુલ્ય, ખરેખર, ઘણાંજ પૂજ્ય માજીની સાથે પણ હસાહસનો ઘણો આનંદ લીધો છે. વાત માત્ર એટલીજ છે કે એમને એમની રીતિએ રાજી રાખવાં જોઇએ. ભગતજી જેવી સાદાઈની જે સરળ રીત તે તેમની પાસે નહોતી. અનેક મનુષ્યના પ્રસંગમાં આવવાથી અને બહારગામ જાતજાતની દુનિયાની રહેણી જોઈ જાણીને તેમનું મન એટલું બધું કેળવાએલું છે કે સાધારણ માણસનું ત્યાં ગજું નથી, કે ફોસલાવી શકે. અદ્ધર ઉડાવી દે એવાં મહાયુક્તિબાજ છે. કામ કઢાવી લેવામાં મહા ચકોર છે. પોતાના દીલની વાત કદાપિ કહેતાં નહિ અને સામાની કાઢી લેવી એ તેમને મન રમત છે. ભગતજી જેવા પાસે આવતા બિચારા સત્સંગીઓ ભોળા અને પ્રેમી તેમની સાથે આ જાતનો વ્યવહાર વિરુદ્ધતાજ દર્શાવે છે એ કહેવું પડે છે; માટેજ એક ભકતાણી એકલાંનેજ આભારી ભગતજી જેવું રત્ન આમ દટાઈ ગએલું સહેજ ઝળકી વળી સમાપ્ત થઈ ગયું. જો

સુઘડ, સમજુ સિદ્ધાંતમાં રસ લેનાર પતિવ્રતા સ્ત્રી બાપજીને હોત તો મગદુર છે કોઈ આવનારની કે સિદ્ધાંતથી બીજી માયિક વાત સરખી કરે ? ઉંચામાં ઉંચા જીવનસંગ્રામનો એકજ નમુનો ત્યાં નજરે પડતો અને ભગતજીને દીપાવટ કરવા અને લાભ લેતા કરવા થઈ શકયું હોત, તો કેટલા મોટા જથામાં લાભ લેવા સગવડ બની શકત. પણ ખેર ! ગયું બધું ભગતજીની સાથે, પોટલું ભરીને અનુભવ, સિદ્ધાંતો, ઈશ્વિરી મહાન સત્તા, સિદ્ધિઓના વૈભવ અને જ્ઞાનરૂપી દીવો !

વલસાડમાં એમ બેજ દિવસ રહી પાછા ફરવા બાપજીએ મારા પિતાશ્રીને હરિભાઈને કહેવાથીજ તે લોકો સાથે સાથે પહોંચી ગએલા. ત્યાં તો આપણાં માજીને મલમ ઘસવા અને દવાઓ માટે રોકવા ઢીલાં કરેલાં તે ઢળી પડયાં અને કહે કે " હમણાં આવ્યાં અને એકદમ કેમ જવાય !" પરંતુ બાપજીએ કહ્યું કે " જે થવાનું હશે તે થશે. મલમની ડબી ભલે સાથે લઈ લો, અને નારણજી મહારાજ સાથે સાંજની ગાડીમાં જવાનું નક્કી. " બધાજ હરિજનો સાથે નક્કી થયું, એટલે ત્યાંથી નડીઆદ આવ્યાં. ગોધરેથી જતાં પ્રથમ વલસાડ એક માસ રહીને પછીજ વાઘછીપે ગએલાં, એટલેજ પાછા વળતાં વળીને વધુ નહિ રહેલાં, અને વલસાડ બાજુની ચોમાસુહવા સારી પણ પડતી નહોતી.

નડીઆદ બાપજી તથા માજીનો મુકામ હરહંમેશ ત્રીજે મજલે થતો. પરંતુ માજીને દરદને લીધે ચઢ ઉતર ન થાય માટે મચ્છરદા-નીવાળો ખાટલો નીચે ગોઠવાયો. ચોમાસુ હતું, એટલે મચ્છર અને જીવાતની ઉપાધિ ન નડે માટે મચ્છરદાનીની જરૂર લાગેલી. અમે તો ગરીબ રહેણીના એટલે કદાપિ જિંદગીભરમાં મચ્છરદાની જોઈજ ન હોય, પરંતુ ભલાં માજીને અને નિ:શંક બાપજી પ્રભુને માટે જે કાંઇ થાય તે ઓછુંજ સમજતા. સારામાં સારી રીતે બની આવતું તે બધું કરતાંએ માજી રીઝેજ નહિ, એ અસંતોષ કદાપિ અમારાથી

વીસરાયો નથી. શ્રી સદ્‌ગુરુદેવ બાપજી પ્રભુ પ્રતિ લેશ માત્ર પણ અસં-તોષ કોઇનેએ નથી અને અમને તો તેનું રજકણ સરખુંએ નથી. સંપૂર્ણ રહેણી ભગતજીની તો જોયાજ કરો. એમનો આદર્શ જેવો તેવો નહોતો. તે શીખી લેવાય કે અનુભવમાં મુકાય તેટલો સહેલો પણ નહોતો.

માજીને નીચે મજલે એમ પ્રથમજ છૂટા પાડવાનું બન્યું. બાપ-જીને પૂર્ણ સ્વતંત્રતા આપવા દરેક જણ ખૂબજ ઉંડા ઉંડા વિચાર કરતા. એ ઘાટ કેટલાએ વર્ષો પછી આમ કુદરતી સંજોગોએ બની આવ્યો. માજી એમનાં સહચરી ખરાં, સુખદુ:ખનાં ભાગીઆં પણ ખરાં; પરંતુ તેમની કઢંગી રીત દરેકને ખૂંચતી અને ભગતજી એક રાજા જેવા રહે એમ જોતાં બધાંનાં દીલ ઠરતાં.

માજીનો વ્યવસાય બાપજી સાથેજ હોય ત્યારે મનને ગોઠે નહિ એવું દેખાતું, અને બાપજીને એકલા જુઓ તો પ્રભુ ઝીણી નજરે ખેલતો દેખાય અને અંતર પૂર્ણ વિવેકરૂપ હોયજ. કોઈનું જરા પણ કંઈ ન બગડે એ માટે બહુજ કાળજીભરી રહેણીથી પોતે રહેતા. જ્યારે માજી તો કોઈ ટાણે કહે, કે " કરેજ તો, એમાં શું થઈ ગયું ? સેવા ક્યાં આવડે છે ? સેવા આમ થતી હશે ? " એમ કહી વાઘ-છીપાની વાત યાદ કરતાં. વળી કહે કે " દાક્તર બોલાવ્યો નહિ, દવા કરી નહિ, અને નાખી મૂકી. " વગેરે અસંતોષના ઉદ્‌ગારોથી હદજ વળી જતી. મિશનમાં કોરપ્રોન દાક્તર તે નડીઆદમાં બહુજ ખ્યા-તિવાળા છે એટલે ત્યાં બતાવવા તે ટાણે લઈ ગએલા. ખાસ કંઈ દરદ નથી એવો અભિપ્રાય દાક્તરે આપેલો, એટલે વિના અસંતોષે પાછા ફરેલા. છતાં આ દવા પીજો એમ કહી સલાહ આપેલી. ઘરે દેશી ઉપચારો ચાલ્યા ગયા, તેથી તેમને કંઈ સંતોષ થયો ખરો.

માજીને સ્નાન કરાવતાં બૈરાંવર્ગમાં એમ માલમ પડેલું કે માજીને પેઢામાં સારંગ ગાંઠ જેવું છે એટલે તે કેમ ગળે એવું શંકાસ્પદ થએલું.

આ ગાંઠનો નવો વ્હેમ નડીઆદમાં આ ટાણે ભરાયો. વૈદ્યની દવા ચાલેલી. કાંઈ ઠીક પણ થએલું; પણ એવું થતું કે એક દિવસ માથાને ઠીક ન હોય, કોઇ દિવસ ગરમી વધી ગઇ હોય તો કોઇ દિવસ વાયુ વધી ગયો છે એમ ફરિયાદો ચાલુજ હતી. કોઇવાર "મોંમાં થૂંક વધારે આવે છે; પિત્ત વધી ગયું છે; આજે સહેજ ઉધરસ આવેલી; આજે બરોબર પચ્યું નહિ." આવી ડખડખ રોજ ચાલ્યા કરતી. વૈદ્ય બોલાવેલા તેમણે દસ દિવસ દૂધ ઉપર રહેવું પડશે એમ કહેલું, એટલે ખોરાક બંધ કરેલો. ફળફળાદિ વગેરે હરિભાઇ માજીને રાજી રાખવા મોંઘામાં મોંઘું લાવી તૈયાર રાખતા, તોપણ કદાપિ રીઝેલાં નહિ, તેમજ સંતોષનો એક ઉદ્‌ગાર સરખોએ ન કાઢતાં; જેથી હરિભાઈને ભારે ચીડ આવતી. કોઈ પ્રસંગે માજી પોતાની ગાદીએ ન બેસતાં બાપજીની ગાદી ઉપર બેઠાં હોય એવી મર્યાદાભંગ સ્થિતિ માટે હરિભાઇ ડોસીમાને કંઇક કહેતા. એના પરિણામમાં એમ થયેલું કે નડીઆદ તો ડોશીમાને વિખ જેવું લાગતું, અને કહે કે 'અહીં કદી નહિ આવું.' તેની શરૂઆત આ પ્રસંગથી થઈ. વધુ પ્રસંગમાં આવવાનું–એકમેકની ઝીણી ગતિ જોવાનું વધે તો દોષો ભરાયા વિના રહેજ નહિ, એ માનુષી સ્વભાવ છે, અને આ તે ક્યાં જ્ઞાનની પ્રતિમા હતી કે જ્ઞાન લેવાને આમ થતું હોય! માયાનીજ વાતચીત, દુનિયાદારીની રીતનો વિવેક, તેમાં વિખવાદ એવોજ થાય.

જ્યારે બાપજી તરફ નિહાળતા ત્યારે તો વધારેમાં વધારે પ્રફુલ્લિત વદને અને તેટલાજ હર્ષિત થઇ ઉદ્‌ગારો ફેંકેજ રાખે તે જોવા અમને તો અમારા મુકામેજ મળેલું. એ આનંદ તે ખુબીનો બીજે ભાળ્યો નથી. બીજે બધે ઠામે જઇને જ્યાં ખાતરી કરી ઝીણી ચિકિત્સાના અભ્યાસનો લાભ લેવા બનતું કર્યું હોય, એમાંથી મળેલો અનુભવ કેમ વિસારે પડે!

નડીઆદમાં બાપજી પધારેલા છે, માટે વાઘછીપેથી હરિજનોને એક વાર નડીઆદ આવવા વિનંતી કરેલી અને લગભગ સોળેક

વ્યક્તિઓએ કૃપા કરેલી. સાથે કેટલીક બાઈઓ પણ હતી. પંદરેક દિવસ ભજનકીર્તનનો ભારે મેળો જામેલો, જેથી અનંત લાભ થયો છે. પરંતુ ક્યાં વાઘછીપાનાં મોટાં મોટાં વિશાળ ઘર, ખુલ્લી હવાના વાડા અને ના'વાને ખુલ્લા બહોળા પાણી માટે કુવા સાથેના ચોકઠાઓમાં મ્હાલવાનું, અને ક્યાં નડીઆદમાં ચોમાસાની ગલીચીના સમયમાં હરિજનોને ઘરની અંદરના ટુંકા ટુંકા ખંડના ઘરમાં રહેવાનું ! સુદામાને ત્યાં જેમ પ્રભુ આવી ઝુંપડામાં પણ રાજી રહેતા, તેમ પ્રભુ બાપજી તથા હરિજન મંડળ આવીને આનંદ વર્ષાવી ગયાં છે.

અમદાવાદથી દરૂ માસ્તરના તરફથી ખંભાતના, બાપજી પ્રત્યે પૂર્ણ પ્રેમ ધરાવનાર, ભાવિક હરિજન ઠાકોરભાઈને તથા ખંભાતનાજ હરિશંકર તથા હાજીહામાં ભેગા ભેળવેલા ભાઈ વૈકુંઠલાલને શણગારી, સમજાવીને મોકલેલા. જ્યારે બાપજી પ્રભુ આ ગરીબ સેવકને ઝુંપડે અમદાવાદ અઢી માસ રહેલા તે તેમને નહિ ગોઠેલું. વિચિત્ર કારણો એકમેકના ખુલાસા વિના બન્યાં હશે એવી માન્યતા અને તેમાં મારા પણ સરખાજ સ્નેહી અને સત્સંગી હરિશંકરે સારીપેઠે ભાવ ભજવેલો. હું બપોરે ઘેર ન હોઉં ત્યારે માજીને કંઈક સમજાવે અને દરૂ માસ્તરને ત્યાં જઈ ત્યાં બીજુંજ સમજાવે. સત્સંગમાં જે કુસંગનો દોષ કહીએ તે આ જાતનો ચાલતો. દરેક પોતાને ફાવતું કરતા તેથી કારણ વિના પણ આમ થતું. તેમને મારા ગરીબની થર્ડકલાસ રહેણી લાગી અને ઝુંપડું તો ખચિતજ નાનું હતુંજ હતું. પરંતુ બાપજી પ્રભુ તો મારા ગરીબનું અંતરનું પ્રેમનું ઝુંપડું જોઈને કેવા સંજોગોમાં પધાર્યા હતા, તે તે ભાઈઓ નિકટના પ્રસંગમાં આવ્યા સિવાય જોઈ શકેલા નહિ. તોપણ ઉપલકનું જોઈ આમ યત્ન કરવા દોરાએલા અને બનતું કરેલું. એકવાર હરિશંકરે અમદાવાદમાં પોતાને ઘેર પર્વણીની પુણ્યતિથિને નિમિત્તે બાપજીને જમાડીને તેમનાં પૂજ્ય પગલાં કરવા મને આગ્રહપૂર્વક કહેલું. તે પોતે

તેમનાં માતુશ્રી તથા તેમનાં ધર્મપત્ની સાથે રહેતા હતા. બાપજીનો સમાગમ તેમને એકલાને થએલો. તેમનાં ઘરનાં બીજાં તે વેળાએ તેથી વિરકત હતાં. સાંસારિક બંધનની રુઢિને બધાજ અનુસરે. બાપજી જેવા એક મહાન પુરુષ છે અને ત્યાં ભેદભાવ જતો કરી એકતા રાખી જમવાનું બને એવું મને ન લાગવાથી અને પરમાત્મા સ્વરૂપ બાપજી પ્રભુને અર્ધકલ્પિત દીલથી દૂર જમવા બેસાડવામાં આવે તેમાં મારૂં દીલ સંમત ન થવાથી મેં મારો મત નકારમાં વાળેલો. આ વાતનું સ્વરૂપ તેમને પોતાને બીજાજ રૂપમાં ગંભીર દોષરૂપ લાગ્યું હોય, એમ તેમનાં તે પછીનાં કર્તવ્યોથી માની શકાય.

સત્સંગમાં દોષ વસ્તુ હોય નહિ. એકમેકનો પડદો તોડવામાં તો સત્સંગની મહત્તા છે. સત્સંગમાં થતા ૭ પ્રકારના દોષ જે શાસ્ત્રકારો બારીકીથી વર્ણવે છે, તેમાંનો સત્સંગમાં ભેગો છુપો કુસંગનો એક દોષ તે આ છે. કંઇને કંઈ વાત ગમે તેવા સ્વરૂપમાં પુરી હકીકતના સત્ય સિવાય દરૂ માસ્તરને હરિશંકર આમ પહોંચાડતા. બાપજી પ્રભુ અમદાવાદ સેવકને ત્યાંથી વિદાય થએલા, ત્યાં સુધીમાં એએક પ્રસંગ સિવાય બાપજીને મળ્યા હોય તેમ બન્યું નથી. છતાં કહેવુંજ જોઈએ કે બાપજીમાંથી જે કાંઈ લાભદાયક બધાને લેવા બન્યું તે તો માનનીય વ્યક્તિ દરૂ માસ્તરનેજ આભારી છે, એ આગળ આવી ગયું છે. છતાં એવી ચિકિત્સાવાળાએ પણ દિશા કેમ બદલી હશે તે પ્રભુ જાણે.

એમ ઠાકોરભાઈ દરૂ માસ્તરનો પત્ર લઈ બાપજીને તેડવા નડીઆદ આવેલા. મારે ઘરે નડીઆદ કે અમદાવાદ જ્યારે અમે ઘરે ન હોઇએ કે બીજા કામકાજમાં મશગુલ થયા હોઇએ, અને માજી એકલાં હોય ત્યારે તેમને કંઈ કંઈ સમજાવવામાં આવતું. અલબત તે બધું બાપજીની સેવા માટેજ હતું એ ઉંચામાં ઉંચુ ધ્યેય ગણતા, એટલે હંમેશાં અમે દીલમાં ભારે ખુબીનો આનંદ ભરતા કે જે પ્રભુને માટે આપણે આટલા આટલા ઈંતેજાર છીએ તેનો લાભ લેવા સૌને

સરખો હક છે, તેથી સૌ ફાવતો યત્ન કરે અને વધુ પ્રેમભાવથી વધુ લાભ લેવાય એવું ઇચ્છતા; એટલે આમ પણ બહુ ખુશીથી ચાલવા દેતા. વાત એ હતી કે સીધું ગોઠવવા અને ઝીણી ગરબડ અરસ્પરસની ખોટી સ્પર્ધા નષ્ટ કરવા હરિભાઇ અને સેવક જાતે તનતોડ મહેનત કરતા, સમજાવીને પણ થાકેલા, પણ દુનિયા તો દો નીયા, એક રીતે ચાલેજ નહિ, એમ ચાલે ગયું.

ઠાકોરભાઇએ માજીને શણુગારેલાં, બાપજી પ્રભુ તો અંતરથી બધું જાણેજ, નડીઆદ એક માસનોજ મુકામ, તેમાં વાઘછીપાવાળા ભેગા આનંદ લેવાએલો; ચોમાસાના કંટાળા ભરેલા દિવસો, અને સેવકના ગરીબ ઘરે રાંધણીના હુન્નર માટે મારાં માતુશ્રી એકલાંજ હતાં. તેમની દયા ખાઈ બાપજીએ બહુજ ઝીણી કળથી, બધા સંજોગો જાણી વિચારીને અમદાવાદ જવા ખુશીથી હા પાડી, અને ત્યાંથી અમદાવાદની આર. સી. હાઈસ્કૂલના છાત્રાલયમાં માધવલાલ હોસ્ટેલમાં જ્યાં રા. દરૂ હેડમાસ્તર તરીકે રહેતા હતા, ત્યાં મુકામ ફેરવવામાં આવ્યો. છાત્રાલય શહેર બહાર ઘણે દૂર, એટલે દિવસમાં એક વાર પ'રાણે જઇ શકાતું. બાપજીનો દરદી તેમને મળ્યા વિના રહી શકેજ નહિ.

•

વાઘછીપેથી આ અરસામાં ઝીણાભાઈનાં બહેન ગંગા તેમના બીજા ભાઈ નરસિંહભાઈ સાથે બાપજીના દર્શન માટે આવેલાં. સેવક પણ અમદાવાદમાં ગવર્નમેન્ટ મીડલ સ્કૂલમાં નોકર હોવાથી દિવસમાં એક વાર દર્શનનો લાભ લઈ શકતો. આ દરમિઆન અમદાવાદના એકઝીક્યુટિવ એન્જીનીયર રા. પુરુષોતમદાસ ચોકસી પોતાની ગાડીમાં ભદ્રમાંના પોતાના રહેઠાણના બંગલેથી બાપજીનાં દર્શનાર્થે દરૂ માસ્તરને ત્યાં જતા. પોતાને ત્યાં બાપજીને લઈ આવવા તેમને પણ ઘણો પ્રેમ ઉદ્ભવેલો. પ્રેમાવેશમાં બાપજીને વિનંતિ કરેલી. ફરવાને નિમિત્તે ગાડીમાં બાપજી, માજી તથા દરૂ માસ્તરના ભાઈ બટુકભાઇને ચોકસીને બંગલે

લાવેલા. સાંજના ભજન તથા સત્સંગની એવી રમુજ જામેલી, કે તે તોડી વિખેરીને જતાં ઠીક નહિ લાગેલું, જેથી તે રાત્રીએ બીજા તંબુરીઆ ભકતો આજુબાજુથી ભેગા મળેલા, અને રાત્રીએ ભજન-કીર્તન થએલું, અને બીજે દિવસે બાપજી વગેરેને દરૂ માસ્તરને ત્યાં મૂકી આવેલા. દરૂ માસ્તરની સાથે થોડા દિવસ રહી ભગતજી ત્યાંથી ગોધરા ગએલા.

---

## ખંડ ૧૯ મો.

---



વસારીના ઓચ્છવલાલથી પણ ઘણો ભાગ ભજવાએલો છે. ઓચ્છવલાલ વતની તો નવસારીના, પરંતુ વલસાડ મંડળમાં અગ્રભાગ લેતા. વલસાડમાં તેમના ભાઈનું છાપખાનું છે, અને જોડાજોડજ જીવણજીનું ઘર છે. બંને ઘર વચ્ચેની બારી ખોલી એક વખત બાપજીનો લાભ લેવાએલો. એક વાર નવસારી પણ લઈ ગએલા. ઓચ્છવલાલ બાપજી પ્રત્યે ઘણો પ્રેમભાવ ધરાવતા, અને ભાવ યુકત સેવા પણ દરેક રીતે ઘણી કરેલી. તેમના છાપખાનાની મુખ્ય શાખા મુંબઈ હોવાથી તે ઘણો વખત ત્યાંજ રહેતા, અને ત્યાં લાભ લેવા બીજો બંગલો ભાડે રાખી તેમાં રહેવા ગોઠવણ પણ થઈ ચૂકેલી. આમ સંતનો સમાગમ કરવા દરેક પોતાથી બનતું બધું કરીને પણ લાભ ખોતા નહિ. બાપજી માટે કંઈ સરકારની રજીસ્ટ્રેશન ઓફિસમાં મેં કે હરિભાઈએ રજીસ્ટર કરાવી ઈજારો રાખેલો નહોતો. પરંતુ અમારી કેવળ બાપજી પ્રત્યેની ગરજને લઇને તેમજ તેટલા માટે બની આવતા ત્યાગે કરીને આમ તેમના પ્રસંગમાં વધુ આવેલા, અને જે વારે વારે જાય તે અંદરની

એ વાતો વધુ જાણે ને પરિસ્થિતિ સમજે એ પણ બનેજ. કોઇએ અમને કંઈ ત્યાં બધાના થકી મૂકેલા હતાજ નહિ. અમારી સ્વખુશીથી સત્સંગની કિંમત સમજી છેલ્લું ધ્યેય બાંધીને તેજ પૂજ્ઞના ટેકાથી છેલ્લી પળ સુધી તેમના દર્શનના અને સેવા સત્સંગના સેવક હતા. બાપજી પ્રભુને દરેકના કર્તવ્યની ઝીણામાં ઝીણી કદર હતીજ એટલે એમ દરેક દિશામાં તેમનું એક સત્યજ નજર સામે રાખી, સારા માઠા કશાની દરકાર કર્યા વગર અનેકનાં વગર માગે મળેલાં પ્રમાણ-પત્રો કાનમાં ઠોકી બેસાડી રાજીખુશીથી સંઘરી, બાપજીએ આપેલા જરણાના સ્વભાવે જરણા કરી, નિયમિત મસ્ત ફરતા ફરેલા.

એક વાર બાપજી મુંબઈમાં શેઠને ત્યાં પધારેલા. તે વખતે છોટાલાલ ત્યાં હતા. બાપજીને શેઠને ત્યાંથી પોતાને ત્યાં શરાફ-બજારના છાપખાનાવાળા મુકામે લઈ આવવા છોટાલાલને દીલ થયું. ગોધરે મકનજી આવ્યા ત્યારે જે આંખે મોતીઓ કઢાવેલો તે આંખ સિવિલ સર્જનને બોલાવી તપાસાવેલી. આંખમાં છારી રહી ગએલી એટલે બહારનો પ્રકાશ દેખાય, પણ કશું ચોકખું દેખાય નહિ ત્યાં વાંચી તો શકેજ ક્યાંથી? બીજી આંખથી વાંચતા તથા જોતા. જે આંખને ઑપરેશન કરાવ્યું તે આંખથી પ્રકાશ ઘણો ચોકખો દેખાતો. એથી કરીને એ આંખની સરખાઈ જતી રહેલી અને બન્ને આંખથી જ્યારે જોતા ત્યારે એકજ વસ્તુ વધઘટ પ્રમાણથી બે સ્વરૂપે દેખાતી. આંખમાંએ આવી ભાગફોડ ચાલી. આવેલા સિવિલ સર્જને અભિપ્રાય આપ્યો કે આમાં કંઈ બની શકે તેવું છે નહિ અને આને ( To the operated eye ) તો છેડવા જેવું છેજ નહિ; માત્ર બીજી આંખ જે સાફ છે તેમાં મોતીઓ ઉતરે અને પુરો પાકે ત્યારે અનુભવીને હાથે મોતીઓ ઉતરાવજો. મારા પિતાશ્રી આ વખતે ત્યાં હાજર હોવાથી આ બધી બીના અમને નડીઆદ જાણવા મળેલી. ગોધરે દાક્તરે સાફ ના પાડવા છતાંએ આ પ્રસંગ પછી બાપજીને વલસાડ લઈ ગએલા ત્યારે પણ દાક્તરી

સલાહ લેવાએલી. ત્યાં પણ નાજ પાડેલી, છતાં ત્યાંથી જ્યારે બાપજી મુંબઈ ગયા ત્યારે વલસાડવાળા ભાઈઓની સલાહથી ઓચ્છવલાલને તે કામ સોંપાએલું.

વલસાડમાં દવા મોટો દેવ થઈ પડેલો અને ઘણા જણુને ત્યાં હાલના જમાનામાં તેમજ થઈ પડેલું છે. કોઈ પણ જાતની દવા ન કરે અથવા જિંદગીમાં દવા લીધીજ નથી એવું પુતળું શોધવું બહુ મુશ્કેલ છે. કુદરતી જીવનના કાયદા સંભાળી, સંચાની જોઈતી માહીતી પોતાનેજ હોય, અને વિકારની વધઘટ સમજી, વિના દાક્તર કે વૈદ્ય પોતેજ પોતાનો દાક્તર કે વૈદ્ય થઈ દરદ મટાડે, એવી ધીરજના પુરુષોની પણ દુનિયામાં ખોટ પડી.

બાપજી જેવા પુતળામાં કશા વિકાર હોય નહિ એવી સુઘડ રહેણીમાં ખોરાકની વધઘટ અને બહારની બીજાની રૂખે ચાલવાની અવ્યવસ્થા સિવાય કશો વિકાર ન હતો. અને તેમને પ્રથમથીજ દવાદારૂ ઉપર કે એવાં દાક્તરી થીંગડાં ન દેવાયાં હોત, અને જો કુદરતી અસલ રહેણીએ રાખેલા હોત તો આવાં માઠાં પરિણામ ઓછાંજ નીપજત. પણ જ્યાં નાઇલાજ ત્યાં **यद् भावी तद् भवतु।** બની શકે તેટલો ઉપાય કરીને–જેવું પ્રારબ્ધ–આમ ફેંકાય છે, તેમ દવાના પુરા દાસ થઈ પડેલા બધા ભાઈઓએ પોતાના વિચારોને ખૂબ પોષીને બિચારા સંત બાપજીને દવા ઉપર ચલાવવા માંડેલા. તેમનો દેહ દવાઓ ઉપર ફેંકાયો. બાટલા ઉપર બાટલા, અને સારાનરસાના પ્રયોગો ચાલ્યા. તેમાં હું વધારે જાણું છું, એ 'હું' થીજ સ્પર્ધા ચાલતી. આ તો સારી જાતની નવીન દવા છે, એટલે જ્યાં કશાની જરૂર નથી એવા શરીર ઉપર આ બધા પ્રયોગો ચાલ્યાજ ગએલા, અને અંતે વધઘટ થતાં અંત તો ખરોજને !

મુંબઈ ઓચ્છવલાલ બહુ કસબી અને માજીને રીઝવી કામ કાઢી લેવાની મિઢાશવાળા, અને ઘણાક પ્રસંગોએ આવી આવડત

ચલાવી કામ કાઢેલાની નોંધનાં ઉમદા પ્રમાણપત્રો મેળવેલાં, એટલે આંખના કામમાં વલસાડ તરફથી પ્રતિનિધિ નિમાયા—આ કામ તેમને સોંપાયું. તેમના શરીરમાં ઉધાન, કે ઉધરસ કે ક્ષયના પાસા જેવું જડ ઘાલીને બેઠા જેવું છે, એટલે પોતે હરહંમેશ દવાદારૂના દોસ્ત થઈ પડેલા, અને સારા હીમાયતી ગણાએલા કે રોજ દવા પીધાજ કરતા હોય. ઝંડુફાર્મસી અને વિલાયતી ફાર્મસીઓનાં નામ ટાંકતાં ભૂલો વધુ થઈ જાય. એ બધાની દવાઓ જે ખ્યાતિ પામેલી છે તે લગભગ પોતે અજમાવી દીધી હોય તેવા અનુભવી અને કુશળ હતા, એટલે શરીર નિભાવે રાખેલું. બે ચાર મહીના ઠીક ચાલે અને વળી કાંઈ સ્વાદીયું ખવાઈ જાય કે ઉધામો થઈ આવે એમ ચલાવતા. એટલે હવે બાકી રહેલી જિંદગી શાન્તિથી સત્સંગમાં પસાર થાય એ ઉમદા હેતુથી બાપજી પાસે રહેવા યથાર્થ પ્રયાસ કરતા હતા, અને એ હેતુ પાર પાડવા આ આંતરિક ગોઠવણો ચાલેજ ગએલી. બાપજી જેવા પ્રભાવશાળી સંત પાસે રહેતાં એમના પ્રતાપથીજ દુઃખ લાગતુંજ નહિ, શાન્તિમય જિંદગી ચાલુ રહેતી, અને સાથે સાથે સત્સંગથી મનની પણ શાન્તિ થતી, એટલે આ દવા તો સૌને પણ ભાવતી.

શેઠને ત્યાં બાપજીના દર્શન નિમિત્તે બેસતા વર્ષને દિવસે ગએલા, અને બીજે દિવસે પોતાને ત્યાં લઈ આવવા ઓચ્છવલાલે મનસુબો કરેલો. તેમ વિક્રમ સંવત્ ૧૯૮૨ની સાલમાં કારતક મહીનાની બીજ-ભાઈબીજને દિવસે સાંજે ત્યાં પાછા પહોંચાડવાની સરતે લઈ આવેલા. બાપજીની સાથે માજી પણ હતાંજ. આંખમાં નીડલિંગ–Needling કરવા માટે દેખાડવા પારસી દાક્તર કરેંજીઆ, જે પોતાની દુકાનની નજીક હતા, તેમની પાસે લઈ ગયા. બાપજીએ ત્રણવાર સાફ સાફ ના પાડીને કહ્યું કે "પ્રભુ, મને કશું દુઃખ નથી, અને તમે બીલ-કુલ તકલીફ ન લેશો. એમાં ઠીક નથી અને કાંઈ કરવા જેવું નથી." છતાંએ વલસાડના વેદાન્તવાળા એટલે કોઈનું માને નહિ સેવા—પોતાના

હિસાબે બધો હિસાબ, એટલે ઉપર થઈને દેખાડવામાં આવ્યા. રજનું ગજ થતાં કેટલી વાર! દાક્તરે તો તેમના રિવાજ મુજબ કહ્યું કે કાંઇ નથી; આ હમણાં નીડલિંગ કરી લઈશ કે અર્ધા કલાકમાં પાછા ઘરે જતા રહેશો. દાક્તર તો લાલચને મારે આમજ બોલે ને! બાપજીએ ફરીને તેમને કહ્યું, "ઓચ્છવલાલ, સમજી જાઓ, આપણે કાંઈ કરવું નથી; નાહક હેરાન થવાશે, જવા દો; તમારે બતાવવું હતું તે બતાવ્યું." પણ માનેજ કોણ? સાંજના ચાર વાગે ત્યાં ને ત્યાંજ નીડલિંગ કર્યું. દવા મૂકી અને તેથી દવાની અસર એકદમ પેટમાં ઉતરી અને તુરત પેસાબ બંધ થયો તે થયો. આ નવીન વ્યાધિએ જીવલેણ કામ કર્યું, અને માંદગીનો ઘણો મોટો ભાગ આ વ્યાધિએ ભજવ્યો. દવા મુકાવીને થોડીવાર દવાખાને થોભ્યા. ત્યાં બાપજીને પેસાબની હાજત લાગવાથી લઘુશંકાનું નિવારણ કરવા ગયા, પરંતુ પેસાબ ઉતરેજ શાનો! સમજી ગયા કે ચાલ્યું ચક્કર. દાક્તરને કહ્યું કે પેસાબ થતો નથી. દાક્તર કહે કે દવામાં એવું કંઈજ આવતું નથી. આંખને ને પેટને સંબંધ નથી. જાઓ ઘરે, એતો એની મેળે થયા કરશે. અમદાવાદમાં એકવાર અનુભવેલું, પરંતુ તરત દેશી ઓસડીઆં મળી ગએલાં, એટલે કુદરતી ધાટ ચાલુ રહેલો; પણ અહીં તો દાક્તર સિવાય સૂઝેજ ક્યાંથી? સારામાં સારો, તેથી સારો પરંતુ દાક્તરની શોધખોળમાં જે જડી 'આવેલું હોય તેના તેજ સિદ્ધાંતોદ્વારા આવેલું, તે એક પાસે કે અનેક પાસે તેને તેજ– અનુભવીની યુક્તિમાં ફેર પડે.

ત્યાંથી બાપજીને ઘરે લાવ્યા. પેસાબનું રોકાણ થતું ચાલ્યું. રાતે શેઠને ત્યાં પાછા શી રીતે મૂકી અવાય? આંખે પાટો બાંધેલો અને પેસાબ થાય નહિ. આ સ્થિતિમાં શેઠને ત્યાં શું મોંઢુ લઈને જવાય? માજીનો તો મીઠો સ્વભાવ જેનો અનુભવ બધાએ ચાખેલો અને ઓચ્છવલાલનો બાકી હતો તે તેમનો પણ ચાખવા વારો આવ્યો. માજી કહે કે "ના, ના, કહું છું ઉતરતા સુધી, અને ત્યાં

શું કામ લઈ ગયા? આ મ્હોંકણુ વાળી પાછી." તે રાતના તો ત્યાંજ સૂતા અને શેઠને ત્યાં ટેલિફોનથી વાત કરી દીધી. ત્યાં વીઠુભાઈ શેઠે તો સ્પષ્ટજ કહ્યું કે લઈ ગયા છો તે સ્થિતિમાં પાછા મૂકી જાઓ. હવે ઉપાય કેમ નીકળે? બે ત્રણ દિવસ તો આમ નિકળી ગયા. પ્રથમ દિવસે પેસાબથી પિડાયાનો સુમારજ નહોતો. ફરમફરા અને દોડાદોડ કર્યાજ કરે, અને પેઢા ઉપર પાણી રેડે, એમ આ ભયંકર દવાની અસર કેમ મટે? પેઢું ફાટફાટ થયાજ કરે; વીતી હોય તે જાણે!

"વંધ્યા શું જાણે પ્રસૂતિ પીડા."

બહુ ચિકિત્સક સમજે કે દુઃખ તો દરીઆ જેવું હતું. એમ રિબાતાં સવારે કેથીટર મૂકવા દાક્તરને કહ્યું. ચોવીસ કલાકમાં એકવાર સળી ભોકી પેસાબ કરાવતા. અસહ્ય દુઃખનો પારજ ન હતો. બીજે અને ત્રીજે દિવસે આમ ચાલ્યું. દાદર મુકામે શેઠને ફીકર પેઠી કે કંઈ નવાજુની થઈ હશે, તો જિંદગી જોખમમાં આવી જશે. ભગતજી માટે આવા દુઃખના સમયે બે દિવસ સુધી શેઠે કેમ ઢીલું મૂક્યું હશે તે સમજાતું નથી. પોતાને ત્યાંથી બાપજી જેવી વસ્તુ ઓચ્છવલાલને ધીરે અને બાપજીના દુઃખની આવી કફોડી સ્થિતિ છે એવું ટેલિફોન મારફત જાણ્યા છતાં તેવા ગંભીર પ્રસંગનો ખ્યાલ ત્યાં દાદર બેઠા નહિ આવ્યો હોય. ત્રીજે દિવસે ટેલિફોનથી વાતચીત થએલી, પરંતુ સંતોષ ન થતાં મોટરમાં આવીને સ્થિતિ જોએલી, અને એવી સ્થિતિમાં રખાયજ કેવી રીતે એમ જાણી દાદર બંગલે લઈ ગએલા. ત્યાં પણ કેથીટર સિવાય બીજો રસ્તો દાક્તર પાસે હતોજ નહિ. શેઠના ફેમીલી ડૉકટર પોપટ પ્રભુરામ ત્યાંના જાણીતા અને ખાસ દાક્તર ગણાતા, એટલે તેમને બોલાવી કેથીટર પાસ કરાવતા. દિવસમાં ઓછામાં ઓછી ત્રણવાર પેસાબની હાજત થાય, તેમાં ચોવીસ કલાકે એક વાર અને બીન કુદરતી રીતે મોટા ખીલો ભોકીને પેસાબ કરાવવામાં આવે, ત્યાં દુઃખની સીમાનો પારજ નહિ.

આઠમને દિવસે ઓચ્છવલાલને લાગ્યું હશે કે અમદાવાદની સ્કૂલમાં શિયાળાની રજાઓ છે એટલે મોહનભાઈ નડીઆડ હશે અને હરિભાઈ તો ત્યાં હોય છેજ, એટલે ત્યાં એ જોડીદારોને કાગળ લખો કે કંઈક રસ્તો ઉતારશે. રજાઓ હોવાથી નડીઆદ મુકામે મેં ચીતરવાનું કામ કાઢેલું. હાથમાં પીછી હતી અને મુંબઈથી ઓચ્છવલાલનો પત્ર મળ્યો. સમાચાર વાંચતાંજ હાથમાંથી પીછી હેઠી પડી ગઈ. હરિભાઈની સાથે નક્કી થયું કે સાંજની ટ્રેનમાં બન્નેએ તેમની સ્થિતિ જોવા મુંબઈ જવું. સાથે તેજ રોગનાં દેશી ઓસડીયાં લઈ ઓચ્છવલાલને ત્યાં થઈને દાદર બંગલે ગએલા. ચિકિત્સા જોઈ અને કંઈક ઉપચાર અજમાવવા વિચાર કરી જોયો. પરંતુ જ્યાં ઝાઝા દિવસ થવાથી એક રસ્તો ખીલાનો થઈ ગયો અને વાંકી કેથીટરના ખોટા માર્ગે જવાથી લોહી આવેલું તે અંદરના ઘાનું દરદ વગેરે જુદુંજ સ્વરૂપ હોવાથી અમારી હિંમત પણ છૂટી ગઈ. તે દિવસે તો દાક્તર પોપટ પ્રભુરામ કેથીટર મૂકી ગયા.

આ રીત તે ક્યાં સુધી ચલાવવી એ સવાલનો નીવેડો કેમ થાય અને કોણ કરે? શેઠને ત્યાં તો સૌ સૌના કામમાં રચ્યાપચ્યા હોય. વખત થયો કે સૌ ઑફિસે પધારે. ઘરે દિવસના બાપજી એકલા રિબાયાજ કરે. માજી કહે "શેઠને ન કહેવાય. અરે જો જો ભાઈ, અહીં તો કંઈ ન બોલાય." આમ શરમમાં ને શરમમાં ભગતજીનું તો અથાણું થતું. બાપજીની કળ ફરી હશે કે નડીઆદથી તેમના બે ગોઠીઆઓ પહોંચી ગએલા. ગમે તે એક નીવેડો લાવ્યા વિના પાછા પણ કેવી રીતે ફરાય? અને ત્યાં રહીને કરવું શું? અમારો ઉકેલ પણ મુશ્કેલ હતો. સાંજે કરસનદાસ શેઠ ઘેર આવે તે પહેલાં દુઃખના કટુ સમયને ઉકેલવા અસહ્ય દુઃખ જોતાં ધીરજ ખૂટવાથી ભાડાની મોટર કરી બાપજીને સાથે લઈ મુંબઈના પ્રખ્યાત દાક્તર દલાલ, કે જેમણે ગાંધીજીને યરોડા જેલમાં ઓપરેશન કર્યું હતું, તેવા અનુભવીને બતાવીને સલાહ લીધેલી. તેમણે સર હરિકિસનદાસ નરોત્તમદાસની

ઈસ્પિતાલમાં જ્યાં ચોવીસે કલાક દાક્તરી સલાહ મળે અને જ્યાં તે પોતે દાક્તર તરીકે કામ કરતા ત્યાં મૂકવા સલાહ આપેલી. ત્રણેક દિવસમાં ઠીક થઈ જશે એમ તેમણે સમજાવ્યાથી ત્યાં જવા લલચાયા.

---

## ખંડ ૨૦ મો.



રાત્રે શેઠ ઘરે આવ્યા બાદ તેમની સાથે ટુંકી બાંધછોડ થઈ, અને સવારમાં ઈસ્પિતાલમાં મૂકવા નક્કી ઠરાવ ઉપર આવ્યા. શેઠ જેવાનું ખાનદાન ઘર અને ભગતજી માટે ઘરં આગળ ગમે તે ખર્ચે બધી દાક્તરી મદદ લઈ શકાય. પરંતુ જે સગવડ અને મદદ ઇસ્પિતાલમાં મળે તેની બરાબરી ઘરે ન થાય એવો ઉમદા અને બહોળો વિચાર લઈ સવારે આઠ વાગે સેન્ડહર્સ્ટ રોડ ઉપરની તે ઇસ્પિતાલમાં લઈ ગયા. ચોવીસ કલાક તેમની સાથે કોણ રહે એ સવાલ તો ટુંકોજ હતો. બુઢ્ઢા પ્રભુના બે ચોપદારો—બન્ને જોડીદારો તે કામને માટે તો તૈયારજ હતા. ત્યાં રહેવાનું ઠર્યું. પંદરેક દિવસ ઇસ્પિતાલની હવા ખાધી, પરંતુ દરદની સ્થિતિમાં કંઈ ફેર ન પડયો. કેથીટર સિવાય કુદરતી રીતે પેસાબનું કંઈજ બની શકયું નહિ. પ્રથમ ધાતુની કેથીટર ચોવીસે કલાક ચાલુ ત્રણ દિવસ સુધી રાખી મૂકેલી. ખાટલામાં એકજ સ્થિતિમાં હાલ્યાચાલ્યા વિના કેથીટર રાખીને છતા પડી રહેવાનું. ઉપર પાંજરૂ મૂકી ઢાંકી રાખેલું અને ચાદર ઓરાઢી રાખતા, જેથી ડોકું બહાર રાખી ચણી લીધેલી કબર જેવું દશ્ય દેખાતું. ચાલુ કેથીટર રાખી મૂકયાથી પાણી ટપકયાજ જાય, અને માર્ગ પહોળો ને પહોળો રહે તો કુદરતી રસ્તો પકડે એવા વિચારે આ ચાલુ રાખી મૂકેલી.

પીવાની દવા, ખોરાકમાં દૂધ મળતાં. નર્સ, સીસ્ટર, મેટ્રન અને ખુદ દાક્તર દલાલ વગેરે બધાની ચોવીસે કલાકની દેખરેખ નીચે રહીને પણ રિબામણીનો તો પારજ નહોતો. ત્યાંની ઈસ્પિતાલની ખાસ દેખરેખ રાખનાર શેઠ તુલસીદાસ ત્રિભોવનદાસ પણ ત્યાં મહારાજના પ્રસંગમાં આવેલા, અને તેમને ત્યાંથી સ્ત્રી વર્ગમાંથી તેમનાં સાસુજી વગેરે પણ મહાત્માના દર્શનાર્થે તથા સત્સંગ માટે આવતાં. ત્યાં પણ આવા ગંભીર દુઃખના સમયે જાગૃતિ તો તેની તેજ કરી મૂકવાનું ચાલતું હતું. ભલા શેઠ તુલસીદાસે ત્યાંના દરદીને માટેના કાર્યવાહકોને બોલાવીને કહ્યું હતું કે, " આ ઘેર બેઠાં ગંગા જેવું છે, માટે સેવા કરવી એ તમારી ફરજ છે. તે ઉપરાંત તમારા યશ માટે સાવધ રહેવાનું છે. "

અહીંથી મટીને જાય એ તેમનો ખાસ પ્રયાસ હતો. સૌથી પ્રથમ વાતચીતની ઝીણી બારીકી તેમણે કરી લીધી હતી. તુલસીદાસે આ દરદી કોણ છે અને હું તેમનો શું સગો છું વગેરે ઇસ્પિતાલની દેખરેખની ફરજ તરીકે પૂછેલું, અને ત્યારબાદ વધુ ઈંતેજારીથી ખાસ દેખરેખ રાખતા હતા. દરેક કામનો વ્યવસાય રીતસર ચાલે છે કે નહિ તે જોતા અને દરેકને બધું સરળ કરી આપવા જાતે ઘણી ઘણી કાળજી રાખે છે. પોતાને છાતીમાં કેન્સર થએલું, તે માટે દુનિયામાં શ્રેષ્ઠ ગણાતી બર્લીનની ઈસ્પિતાલમાં રહીને જાતે અનુભવ મેળવેલો, અને ત્યાંથી પાછા ફરેલા ત્યારે આ ઇસ્પિતાલરૂપી સંસ્થા ઉભી કરવાની ચળવળ કરેલી અને પરિણામમાં આવા સારા પાયા ઉપર ઇસ્પિતાલ ચાલે છે. જર્મનીથી ઇસ્પિતાલનાં ખાસ ઉત્તમ સાધનો, અને કેળવણી પામેલા ખાસ નામાંકિત દાક્તરોથી દરદીઓની સારવાર કરાવી રહ્યા છે. દરદીઓનું ભલું કરવાની તેમની શુદ્ધ નિષ્ઠાનું માન તેમને ઘટે છે, અને ઈશ્વર સદાને માટે એવા અમર પુણ્યાત્માને દીર્ઘાયુષી બનાવો કે પરોપકાર વૃત્તિ વધુ ને વધુ કેળવે! અસ્તુ !

ઇસ્પિતાલમાં ગયાને બે ચાર કલાકે કેથીટર મૂકી તે તેમને તેમજ બાંધી રાખવાનું ઠરેલું. શરૂઆતમાં તો કંઈ નહિ પરંતુ ધીરે ધીરે દુઃખ બેસતમ વધવા લાગ્યું. તે વખતે રાતના એક ભલાં અંગ્રેજબાઈ સીસ્ટરની નોકરી ઉપર હતાં, તેમની ફરજ અદા કરવાની રીત કોઈનું પણ ધ્યાન ખેંચ્યા વિના રહી નથી. દરદીને આરામ આપવાની, ફોસલાવી પટાવી મદદગાર થઈ પડી અને તેટલું કરવાની ફરજ તો દરેકની ખરીજ, તથાપિ તે પોતે જે ફરજ અદા કરે તેને ધન્ય ધન્યના પોકારજ મળે, તેમ આ બાઈની આશ્વાસનની રીત અને મદદ રાતના ગમે તે કલાકે અને મિનિટે મળે જતી.

ઇસ્પિતાલની વ્યવસ્થા દરેક રીતે સારી છે, પરંતુ નિર્ધનને માટે તો આ બધી અને કશી રીત કામની નથી. જેને પૈસાની સગવડ હોય તે આ ઇસ્પિતાલનો લાભ લઈ શકે છે. કામ કરનારાઓનાં દીલ કેમ રાજી રખાય, એનો છુપો વિવેક સચવાતો ત્યારેજ બધું સાનુકૂળ થઈ પડતું.

રાતના પંદરે દિવસ ઝોકું પણ ખાધા સિવાય અખંડ રાત્રી જાગૃતજ રહેતો. એવી રીતે જાગૃત રહેવાનો સંયમ થતો એવી ઇશ્વિરની મારી ઉપર કોઈ ખાસ કૃપા જેવું છે. કોઈ વાર દિવસના એકાદ કલાક હરિભાઈની ચોકી બેસાડી ઝોકી લેતો, તે પણ મારા ઉત્પાતિઆ સ્વભાવને કોકજ વાર રુચિકર થયેલું. બાકી દિવસ અને રાત તેમને તેમજ ચાલતું. રાતના પણ જ્યારે નર્સ કે સીસ્ટર આવે ત્યારે તેમની સાથે રોગીની વાત કરવી અને સ્થિતિ સંભળાવવા અને યોગ્ય મદદ લેવા સેવક તૈયારજ હોય. ઘણી ઓરડીઓમાં દરદી શાંતપણે નિદ્રાવશ હોય અને દરદીની સાથે એક રહેનાર હોય તે પણ શાન્તિથી ઘોર્યા કરતો હોય, ત્યાં નર્સને કે સીસ્ટરને વાત કરવા રાત્રે પણ કોણ મળે ? અમે રહ્યા તેટલા દિવસ માટે અમારી ઓરડી તે માટે ખાસ ખ્યાતિવાળી હતી.

પૈસા આપીને રહેનાર દરદી તરીકે શેઠ કરસનદાસ જાતે દાખલ કરાવી ગોઠવી ગયા હતા. હંમેશ ઓફિસે જતાં અને સાંજે પાછા ફરતાં બાપજીની પૂરેપૂરી તપાસ લઈ જતા અને બનતી મદદ પહોંચાડતા. હંમેશ અંધેરીના બંગલે શેઠ મથુરાંદાસને અને દાદરના બંગલે શેઠ કરસનદાસ તથા વીઠુભાઈને નિયમિત સમાચાર મળે તેમ કરવા સવારના આઠ વાગે સેવક ઇસ્પિતાલના ટેલિફોન ઉપર ભગતજીની તબીયતના સમાચાર આપતો. ભલાં પ્રેમી દંપતી યુગલ ગુલમાય તથા શેઠ ખરસેદજીને પણ તેજ વેળા ગુરુદેવના સમાચાર પહોંચાડવામાં આવતા. નિયમિત આવી બાપજીના સમાચાર લઈ જનાર વ્યક્તિમાં ખાસ આ બે હતાં. આમ મુંબઈના સત્સંગીઓ પણ બાપજી પ્રત્યે માન ધરાવી પોતાની ફરજ અદા કરવા ચૂક્યા નથી.

અમારા ભલા ભાઈ પ્રેમી ઓચ્છવલાલ હરહંમેશ દિવસનો ઘણો ભાગ અમારી સાથે ગાળતા અને અમે બંને જોડીદારોની જમવા વગેરેની બધી બરદાસ તથા જોઈતી સગવડ તેમણે કરેલી. બાપજી–પ્રભુ માટે તો બધી વ્યવસ્થા ઇસ્પિતાલ તરફથી થતી. હરિભાઈ ઓચ્છવલાલને ત્યાં જમી આવતા, અને સેવક માટે ઓચ્છવલાલને ત્યાંથી બાપજી ઉપર ખાસ પ્રેમ ધરાવતા, અને તેમની પેઢીના મદદરૂપ થનાર કીકાભાઈ ડબામાં લઈ આવતા. બીજી મુંઝવણ હરિભાઈ તથા સેવક અરસ્પરસ અંદરે અંદરજ ઉકેલી લેતા.

બાપજીપ્રભુને સળી ત્રણ દિવસ રાખી ત્યારે અસહ્ય દુઃખમાં બોલી દેતા કે " આવું જીવવું તેના કરતાં મરવું સારૂં છે. ઈસુ ખ્રિસ્તને ખીલો ભોકીને મારેલા, તે ખીલાનું દુઃખ આ હું ભોગવી રહ્યો છું, અને બધા વલસાડીઆઓએ મળીને મને ગરદન માર્યો. " આમ ખૂબજ આવેશમાં આવીને બોલી ગયા હતા. તેમના અંતરમાં કઈ વખતે શું ભાવ આવ્યો હશે, પરંતુ તેમના સ્વમુખના અક્ષરે અક્ષર ટાંક્યા છે. વલસાડથી મકનજી જોવા આવેલા હતા, અને પડખે ખુરસી

પર બેઠેલા હતા તે વખતે પણ બોલ્યા હતા, કે "તમે બ્હામણા-ઓને લીધે આ થયું છે." આવી રીતે અનહદ દુઃખની અવધિના સમયે બોલી જવાય એ સ્વાભાવિક છે. કઈ વખતે કઈ ગંભીર ભૂલ મતમતાન્તરવાદી કરે છે તે તે વખતે સમજાતું નથી. દુઃખ અસહ્ય હતું તેમ ચોકખું દેખાઈ આવે તેવું અને ભલભલાને નજરે જોતાં કમકમાટ છૂટી જાય એવું હતું. હરિભાઈ જ્યારે જ્યારે નજીક જોવા આવતા ત્યારે શરીરમાં તાવ ભરાઈ આવતો અને પરસેવાના રેબે રેબ શરીર ઉપર છૂટી આવતા, અને તેમના મનમાં એમ થતું કે સમર્થ પુતળાને આ શી દુઃખની હાલત! હરિભાઈની તબીઅત પણ બાપજીની સાથે તાવવાળી હતી. કોઈ કોઈ દિવસ તો ગામમાં જઈ રહેવું પડતું. રાતના દરદીને ભયંકર દરદમાં ઊંઘની આશા હોયજ ક્યાંથી? દિવસે કે રાતે દરદની લ્હાયમાં શાન્તિ ક્યાંથી હોય? દૈહિક ભાવ છોડી સ્વરૂપમાં જઈ દેહભાવ ભૂલી જાય એ કર્તવ્યભૂમિ તો ભગતજીમાં રહીજ નહોતી, એટલે સામાન્ય મનુષ્યની જેમ ભોગવતા દેખાતા. માત્ર કોઇ ખાસ સત્સંગ કરવા ભેગું મળતું એવું ઓચિંતુ બે ચાર વાર બનેલું, તે વખતે જાણે સાજાજ થઈ ગયા, બાકી બધો વ્યવહાર બહુજ દુઃખમય સ્થિતિનો હતો. જે જોવા માત્ર આવતા તેમને આ દુઃખની સીમા સમજાય તેવી નહોતી.

ભગતજીની દરેક માંદગીના પ્રસંગે લાભ લેવો છે કરીને દુઃખ સમજ્યા વગર અને ઉપલકથી સાજા છે એમ જોઇને કેટલાક ઘણી લમણાઝીક કરાવતા, અને ખૂબ ખેંચતાણ કર્યા કરતા. જેણે માત્ર ભગતજીને સારી સ્થિતિમાં જોયા હોય અને સત્સંગ ભજનભાવ એકલોજ કરીને પૂર્ણાહુતિ માની હોય તેમને આ વિપરીત સ્થિતિનો કંઈ પણ ખ્યાલ આવી શકેજ નહિ—એની ઝાંખી સરખીએ ન થાય. બધા લાભ લેવાવાળા તે ભગતજીની સુખમય સ્થિતિના સગા હતા. આવા સમયે પાસે આવી મદદ કરવા પોતાની ફરજ સમજી બહુ થોડા લાભ લઈ જતા. વેગળેથી શિખામણની વાતો લખી મોકલવા અને બીજી રીતે

કહીએ તો દરેક જાતની ડખળ કરવા ઘણા સામેલ થતા. એ આપણા હિંદુ વ્યવસાયની ખાસ ખોડ છે. ગુપ્તપણે મદદ કરનાર તો જવરલા છે.

ત્રીજે દિવસે કેથીટર કાઢી લીધા વિના બીજો રસ્તો રહ્યોજ નહિ. ભગતજી દુઃખના પોકાર કરેજ જતા. મોત સારૂં લાગે તે સ્થિતિના દરદી ભગતજી હતા. કહે કે " ભાઈ દુઃખથી છોડાવનારને બહુ પુણ્ય છે. મને અતિશય વેદના છે, જીવવા કરતાં છૂટું તો તમને બહુ પુણ્ય થશે. મને આ કસાઈવાડેથી ગાયને છોડાવો. ચાર આઠ આનાનું કોઈ પ્રકારનું વિષ લાવી આપો." અને વળી પગે લાગી લાગીને કહે કે " પ્રભુ, મારી ઉપર કૃપા કરીને થોડું આપી દોને કે પતી જાઉં! તમને બહુજ આશીષ દઈશ. જુઓને, વિલાયતમાં કોઈ રોગી હોય તેને મારવામાં પાપ નથી ગણતા. મને મરવું છે; હવે કશી અપેક્ષા નથી. ગમે તેમ કરીને-તમે તો ગાંધીના દીકરા છો, કંઈને કંઈ જાણતા હશો, લાવી આપો, લાવી આપો. પ્રભુ, તમને બહુજ પુણ્ય થશે કે એક આત્માને મહા દુઃખમાંથી છોડાવ્યો." છેવટે હું મૌન થયો ત્યારે કહે કે " તમને જો બીક લાગતી હોય કે રખેને કોઈ કહેશે કે જાણી જશે કે સરકાર સતાવશે તો ચાલો હું લખી આપું છું કે મારે મરવું છે, ખુશીથી મરૂં છું. તમારાથી ન થાય તો દાકતરને બોલાવો અને એમને સમજાવી મારી પાસે લખાવીને મને ઝેર અપાવો. હું છૂટું. મને મટે એમ તો રહ્યું નથી અને જીવું ત્યાં સુધીનું આવું ભયંકર દુઃખ વેઠવું તેના કરતાં મરણ સો દરજ્જે સારૂં છે. આ...છૂટયો એટલે શું બિચારા જડને? મ્હોંકણુ તો ચેતનની છે. એ છે ત્યાં લગી દુઃખ કે સુખ. છૂટયો એટલે કાંઈ નહિ. કયાં છે પુણ્ય, પાપ, સુખ, દુઃખ, જન્મ, મરણ? કાંઈ નથી. એ બધી કલ્પના છોડી મને છોડાવો, તમે મારા હિતેશ્રી છો અને ખાસ છો. તમે ને હું બેજ જાણીએ. હરિભાઈને પણ કહેતા નહિ." એમ એમ ચાલ્યું. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે અમૂલ્યમાં અમૂલ્ય જ્ઞાનની વિજ્ઞાન દશામાંએ દેહનું બંધન કેટલું સાલે છે, દુઃખ દે છે!

"આત્માને બંધન રે, પ્રબળ પ્રભુ માયાનું;
જોર નવ ચાલે રે, દેવ જેવા ડાહ્યાનું."

(છોટમ)

જ્ઞાનની ટોચની દશાનો અનુભવ કરતાં ચાર આનાનું વિષ કેટલી શાન્તિ આપે! તે લેવા શું ઇંતેજારી અને આજીજી! અરે ઈશ્વર, આ તારી માયાના ઢંગ! આવા પવિત્રમાં પવિત્ર જિંદગીવાળાને પણ આવું વિષમ દુઃખ આવી પડે છે! બિચારા ભગતજી તો કહેતા હતા કે "દેહે શું કરે ને પરમાત્માએ શું કરે? ના, ના કહ્યું, પણ ઓચ્છવલાલ સમજ્યાજ નહિ." એક વાર ઓચ્છવલાલને સંબોધી કહે, "ઓચ્છવલાલ, તમે વાણીઆ નહિ. કહ્યા છતાંએ તમે સમજ્યા નહિ, તેમાં ઈશ્વર શું કરે? દેવતામાં હાથ ધરીએ તો દાઝીએ, ઝેર ખાઈએ તો મરીએ. ઝેર ઝેરની અસર કર્યા વિના રહેજ નહિ. એમ દવા આંખમાં મૂકી ને પેટમાં ઉતરી, હું પ્રત્યક્ષ જોઉં છું; ઓચ્છવલાલને ઈસારો પણ કર્યો પણ સમજ્યાજ નહિને!"

એમ કરતાં અસહ્યતા વધવાથી દાકતરને કેથીટર કાઢી બીજી રીત કરવા કહ્યું. કોઈ રીતે કાઢવા દાકતર માને નહિ. કહે કે અમને ઠીક લાગે તેજ યત્ન કર્યા કરીશું. ઘણુંએ સમજાવ્યા કે દરદીને આરામ થાય એટલા માટે અહીં તમારી ઇસ્પીતાલમાં આવ્યા છે અને આ તો ઉલટી રિબામણી વધવામાં પારજ નથી, છતાંએ માન્યું નહિ. દાકતર દલાલનો દરદી એટલે ઇસ્પીતાલના બીજા દાકતર તેમાં હાથ ઘાલેજ નહિ. વળી શેઠ જેવા તથા ખરસેદજી જેવા સદ્‌ગૃહસ્થના દરદીનો કેસ જો બગડે તો તેમની આબરૂનો મોટો સવાલ; એટલે કાળજીપૂર્વક કામ કરવા બહુ સાવધ હતા, છતાંએ કેથીટર કાઢવા તેમનો મત નહિ.

હરિભાઈ શેઠની ઓફિસે ગયા. ત્યાં શેઠ મથુરાંદાસ ન હોવાથી ક્રિકેટ ગ્રાઉન્ડ ઉપર ગએલા. ત્યાં મળીને શેઠે જાતે જઈને કેથીટર કાઢવા

દાક્તર દલાલને કહ્યું, ત્યારે ટેલિફોનથી કેથીટર કાઢવા દાકતર દલાલે ત્યાંના વ્યવસાયવાળા દાકતરને કહેવાથી ત્રણ દિવસની સખત રિબામણીનો ખીલો હંમેશને માટે કાઢી લેવામાં આવ્યો, અને પછીથી જે પ્રયોગો ચાલ્યા તેમાં ધાતુની કેથીટરને બદલે રબર ટ્યૂબની કેથીટરનો ઉપયોગ કરવામાં આવતો. પેસાબના દુ:ખ જોડે ઝાડાની તેટલીજ કબજીઆત હતી. દિવસમાં બે ત્રણ વાર એનીમા આપતા. લગભગ દસ દસ વખત જાજરૂ જવાની ખન ખન થતી. જે દવાના જોરે પેસાબ બંધ થયો તેનાજ જોરે ઝાડા ઉપર કબજીઆત ગોઠવાઈ ગએલી. વારે વારે ઝાડા પેસાબનું જોર કરવાથી કુલડી નીકળી આવતી. બાપજી એમ કહેતા કે "નડીઆદ દરૂ માસ્તરને ત્યાં હતા તે વખતે બહુ કબજીઆત રહેલી અને એકવાર કરાંઝીને ઝાડો કરવાથી જે કુલડી નીકળી તે ઉપાય ન કરવાથી તેમ ને તેમ ચાલુ રહેલી. અને તે આ વખતે વધુ દાખવવા લાગી. દુ:ખમાં તો દુ:ખજ ભળે. સુખદુ:ખનો ભેગો મેળો થઈ શકે નહિ. તેમ એક દુ:ખમાં બીજું દુ:ખજ આવીને રહે. જે જેના સગાં વહાલાં તે તેના ભેગાં મળે. ખાટલા ઉપર રાખેલી દરદીને જરૂરીયાત વખતે વગાડવાની ઘંટડી મારી કે સીસ્ટરની ખુરસીની સામે રૂમના નંબરની પેટીમાં કયી રૂમમાં ઘંટડી વાગી તે નંબર ગોઠવાઈ ગયો હોય. ત્યાંથી જોઇને તે મુજબ નર્સ અથવા બીજા મદદનીશનો બંદોબસ્ત કરવામાં આવતો. બાપજી માટે ચાલુ દિવસમાં પચાસવાર મે'તરની જરૂર પડતી. ટબ તો ચાલુ ગોઠવાયુંજ હોય ને ઊઠબેસનો તો પારજ ન મળે. દિવસ અને રાત્રી ચાલુ ઊઠ બેસ કર્યાજ કરતા. દરદમાં ઊંઘનું તો નામ સરખુંએ ન મળે. ધાતુની કેથીટર કાઢી લીધા પછી પ્રત્યેક દિવસમાં રબરની ટ્યૂબ ત્રણ વાર મૂકવામાં આવતી. પેસાબ વધુ આવે અને ખુલાસો થાય તેવી દવાના ઉપચારો પીવાની દવા, ગોળીઓ વિગેરે આપવામાં આવતાં, એટલે હૉસ્પીતાલમાં ચાલુ ચોવીસે કલાક કંઇને કંઈ થાટપીટ ચાલ્યાજ કરતી. છતાંએ આરામવસ્તુનો પત્તોજ નહિ.

એક મેટ્રન કે જે દરેક નર્સ અને સીસ્ટરનાં ઉપરી ગણાય તે એક અંગ્રેજ ભરાવાદાર શરીરનાં ઉંચાં બાઈ હતાં. બાપજીને ખાટલામાં જોઇને આશ્વાસન કરવા આવેલાં. તે કોણ છે એવી તૂટક વાત મારી સાથે અંગ્રેજીમાં થઈ હતી. તે એક સાધુ પુરુષ છે એમ મેં સમજાવેલું. તેમને ઘણો પ્રેમ ઉપજેલો તેથી વારે વારે બાપજીના શરીર ઉપર હાથ ફેરવ્યાજ કરે. ગુપ્ત કળ બાપજીએ તેના ઉપર ફેરવી હતી. તે બાઈ બાપજીના પગ ઉપર હાથ ફેરવ ફેરવ કરતી; એમ કરતાં તેના હાથ કે જેને વીજળીનો આચકો લાગવાથી ચેતન જતું રહી આંગળાં જડ જેવાં થઈ ગએલાં અને વળી શકતાં નહિ તે હાથ બુઢ્ઢાના ચરણસ્પર્શ થવાથી એકદમ ચેતનમય થયો હતો. બીજે દિવસે સ્નાન કરતાં આંગળાં વળવા લાગેલાં જોઈને તેને બહુજ તાજુબી લાગેલી; તેથી જ્યારે જ્યારે ભગતજી પાસે આવે ત્યારે બહુ ભાવથી તેમના ચરણ સ્પર્શ કર્યા કરતી. આ વાત મેટ્રને મને બીજે દિવસે બધાની વચમાં કહેલી કે " Would you believe I feel something extra-ordinary..." ચાદર, મેકીનટોશ વગેરે બદલી રોજ સાફસુફ રાખે છે કે નહિ તેની પૂરી તપાસ હંમેશ લઈ જતી.

એક મરાઠી બાઈ ત્યાં સીસ્ટર તરીકે કામ કરતી. તે તો જ્યારે બાપજી પાસે આવે ત્યારે નેત્રોમાંથી અશ્રુની એક રેલ ચલાવે અને પછીજ કામ શરૂ કરતી. હંમેશાં જ્યારે એ બાઈ કામ ઉપર હોય ત્યારે સેવા તરીકે બાપજીનું બધું કામ તે જાતેજ કરી જતી. તે કહેતી કે, આવા સંતની અમૂલ્ય સેવા કરવા મને ક્યાંથી મળે ! અને કહેતી કે, તમે જો ઘેર લઈ જાઓ તો હું રોજ આવીને બધું કરી જઈશ. ઓરડીનું બારણું વાસીને બાપજી પાસે સત્સંગ કરવા એને ઘણું દીલ થઈ આવતું, બાપજીના ખાટલા ઉપર બેસીને બાપજીને બોલાવવા કંઈ કંઈ વિનંતી કરતી. તેનો પ્રેમ જોઈ બાપજી મરાઠી ભાષામાં તુકારામ, નામદેવ કે જ્ઞાનદેવ સંતની વાત છેડે. આવા અપરિચિત પુતળામાં જાગૃતિ

કરવા બુટ્ટા પાસે પાત્ર આણ્યું ત્યાં તો ચૂક્યા નથી. એ બાઈને જ્યારે ઓરડીમાં અમથુંએ આવવા થતું કે ઓરડી વાસી દેતી; કારણ કે પેઠા ભેરજ ભરેલું હૈયું અશ્રુદ્વારા ઠાલી કરવાનું હોય. બુટ્ટા પ્રભુની એકલી હાજરીનોજ આનંદ લે તેવી આ બાઈ હતી. બાપજીને જોતાંજ તે ગળગળી થઈ જતી, અને જ્યારે રાતની કે દિવસની ફરજ–Duty હોય ત્યારે તો આંટા કરવામાં અને સેવાનો લાભ લેવાનું ચૂકીજ નથી. આ જાગૃતિ કરનાર સંતને આ જાતની રિબામણી ! એ નિમિત્તે પણ આટલાંને આમ જગાડવાનાં હશે. મેટ્રન જેવાંને અચંબો લાગ્યો હશે કે દરદી તરીકે આવનારે ઇસ્પિતાલમાંજ વગર દાક્તરની દવાએ હાથ કેવી રીતે ગતિમાન કરી આપ્યો, જ્યારે દરદી પોતાને તો ઈસ્પિતાલમાં મૂકવામાં આવેલા !

આપણાં ભલાં માજીને વીસરી ગયા. તે તો હજી શેઠને ત્યાંજ રહેલાં. બપોર પછી શેઠને ત્યાંથી માજી ઇસ્પિતાલમાં આવતાં, અને સાંજના પાછાં પહોંચાડવા કોઈ વાર હરિભાઈ પણ સાથે જતા. પંદરેક દિવસની માંદગીમાં પાંચેક વાર આવ્યાં હશે. મટશેનાં આશ્વાસન દઈને તેમને સાન્ત્વન્ કરતા. તેમને પણ થતું કે રિબામણી ભારે છે. તે બેઠાં હોય તે સમયે તેમનાજ હાથથી પાણી પાવાનું કે સંતરાંનો રસ આપવાનું ખાસ કરાવતા, જેથી તેમને પણ તેમની હાજરીનો ઉપયોગ થયો જાણી સંતોષ થતો.

ઇસ્પિતાલમાં દસેક દિવસ થયા પછી બાપજી સાથે મારે એમ વાત ચાલેલી કે હવે કેમ કરવું ? એકની એક દવા અને આરામ તો થતો નથી. અને હવે કયાં લગી અહીં રહેવું ? રોજ કેથીટર મુકાય અને પડી રહેવાનું એવી સ્થિતિથી કંટાળ્યા. મને કહે કે " તમને કશું સૂઝતું નથી ? " મેં કહ્યું, " ના, આપ બુદ્ધિ આપો તો સૂઝે ". છેવટે નડીઆદથી મારા પિતાશ્રી અને હરગોવિંદદાસ દાક્તરને બોલાવી સલાહ લેવાના વિચાર ઉપર આવ્યા. તાર કરીને બંનેને બોલાવેલા.

તેમની સલાહ નડીઆદ લઈ જવાની થઈ. તે વાત બાપજીને ગળે ઉતરી. મને કહે કે, “ એમજ કરી દો. ચાલો આપણે ઘેર જઈએ. પ્રભુ છે. સૌ થઈ પડશે. આ કસાઈવાડેથી ચાલો ઘેર.” દલાલ દાક્તરે અમને તો છેલ્લું કહી દીધેલું કે તમે બધાને પૂછી નક્કી કરો કે હવે ઓપરેશન સિવાય રસ્તો નથી, શું કરવું છે ? કસાઈકાતાથી તો બાપજી તદ્દન વિરુદ્ધ હતા. પહેલાં તો કહે “ ભલે કાપી નાખવા દો.” પણ વળી પાછો પાટો બદલાયો અને બોલવા લાગ્યા કે “પ્રભુ, આવે ભુંડે હાલે તો નહિ મરૂં. એકવાર બેઠો થવા દો. પછી બીજી ગમે તે રીતે લઈ જા, પણ આમ કસાઈવાડે તો નહિ.” મતલબ કે કાપતાંજ પતી જાત. પરંતુ તેવી રીતે દેહ છોડવો તેમને ગમતો ન હતો. પછી નડીઆદ જવું એવા નિર્ણય ઉપર આવ્યા અને કહે કે, “ ઘરઘથુ ગમે તે કરજો. પ્રભુ સૌ જોગ મેળવી દેશે.” એટલે મને હિંમત આવી અને મેં કહ્યું “ બાપજી, આપ શેઠને કહેશો તો તરત બની જશે. હું તેમને બધું સમજાવીને લાવું છું. આપ તેમને છેલ્લો નિર્ણય કહેશો એટલે તેમ બંદોબસ્ત કરી દેવાશે.” તે મુજબ પ્રથમ ખરસેદજી શેઠ ત્યાં સવારમાં આવેલા એટલે તેમની સાથે ખુલાસો કરીને સાંજે શેઠ આવ્યા ત્યારે વાત કરેલી. તેઓ પણ દીર્ઘસૂત્રી હતા એટલે દીર્ઘ દષ્ટિએ વિચારી હા પાડી કે ભલે ભગતજીની ઇચ્છા હોય તો તેમ થવા દો; તેમાંએ કાંઈ સંકેત હશે; કારણ કે બાપજીને તો સૌ કોઈ સારી રીતે જાણતા કે દરેક કર્તવ્ય બહુજ ઉંડાણમાં રહીને કરવાવાળા છે. બાપજીને પૂછીને તેમનો સામાન વગેરે શેઠને ત્યાંથી લાવી ઇસ્પિતાલમાંથી જવા તૈયારી કરી.

સવાલ માજીનો, અને તે મને ભારે ખૂંચતો હતો; કારણ કે આજ સુધીના બધા પ્રસંગોથી હું ઘણો વાકેફ હતો. દરેક કામમાં તેમનું ડહાપણ પુરેપુરૂં અને ડખળ હિસાબ વિનાનું કરતાં. રસોઈ કરતાં હોય ત્યાં જઈને પણ જાણે પોતે બહુજ પાંકશાસ્ત્રનાં હુન્નરી—મેંડલીસ્ટ હોય તેમ તેમાં પણ શિખામણનું થોયું ઉકેલતાં. પોતાને

આવડ ભાગોળ સુધીની અને એ ચારિત્ર્યથી પાછાં બધાને શિખામણ દેવા જાય અને રોજજ આમ ટિકૂટિકૂ કરે રાખે. બાપજીનાં દરેક વ્યવસાયમાં રોજ વચમાં પડે,–"એમને તો આ ન આપશો; આટલું બધું નહિ–થોડુંજ." પોતે તો ગમે તેટલી વાર અને ગમે તે બધુંએ ખાઈ શકે, અને બાપજીને તો ફક્ત બે વાર અને તેમાંએ આટલું નહિ અને આ નહિ. સ્વાદ વગરનું અને ફીકું ખવાડી ખવાડીને લુખ્ખા કરી મૂકેલા. કેટલાએ વર્ષોનાં વર્ષો 'આમ નહિ' કરીને બિચારાને સુખે પેટ ભરીને ખાવા પણ નથી દીધું. દરેકમાં ડહાપણ તો કરે. કોઈએ જરાક અમથું કાંઈ ધર્યું હોય. તો ઝૂંટવી કાઢે. બાપજી પણ કોઈવાર ચિડાઈને કહે કે "આમ શું કરતાં હશો ?" પરંતુ માજીને એકે અક્ષરે મરતાં સુધી તેમના પાષાણ હૃદયપર અસર કરી નથી. સાજા શરીરે આવી ડખળ નિભાવાય, પરંતુ જ્યારે આવી સખત માંદગી હોય અને ત્રીજે માળથી નીચે ઉતરાય નહિ એવી સ્થિતિ હોય, તે વખતે તો કોઇ વાર વધે કે ઘટે, એમ હાલડોલ ચાલતાં જરા વધે કે–"મ્હોકાણ" કરીને એવું ભાષણ જોડે કે જીવ કાચોજ કાઢી નાખવો પડે. એ બધું વિચારીને શેઠને ત્યાંજ માજીને રાખવા સમજુત કરી.

આ વખતે માજીને બાપજી સાથે રાખવાથી બાપજીની જિંદગીને ધોકો પહોંચાડવા જેવું હતું અને મારે ઘરે ઘરનું તમામ કામ સંભાળવા મારાં માતુશ્રી એકલાં હતાં અને તેથી સત્સંગ નિમિત્તે આવનાર, માજીને આડુંઅવળું સમજાવીને બધો ખેલ કથારે તે બધું ઠીક કરવા હું નવરો પણ હોઉં નહિ, તો બિચારા ભગતજીને રિબામણીમાં ઉમેરાનો પાર રહે નહિ. શેઠને સમજાવ્યું કે, માજી આપને ત્યાં રહે એટલું જો આપ ગોઠવી શકો તો હું બાપજીને લઈ જવા હિંમત કરૂં છું અને આપને પૂર્ણ યશ જરૂર મળશે. જે સ્થિતિમાં આપને ત્યાં આવ્યા હતા તેવાજ ફરીને. એકવાર સાજાસમા આવી આનંદ આપી જશે. ઈશ્વર એમનાં દીલમાંએ ઉતર્યો અને શેઠ મથુરાં-

દાસે હા પાડી અને બંદોબસ્ત કર્યો. માજી તો ટ્રંક લઈને ઈસ્પિતાલમાં એ વાગ્યાનાં આવી રહેલાં. કોઈનું માને એવાં કે વખત વિચારી સમજે તેવાં તે ન હતાં. ભગતજીને તો એક ઈસ્પિતાલ મૂકી બીજી એકાંત ઈસ્પિતાલમાં જવાનું હતું કે જ્યાં શાંતિથી ઘરગથુ ઉપચારો ચાલે. શેઠે મને તેમની ઓફિસે બોલાવેલો અને ત્યાં નિશ્ચય થવાથી સેકન્ડ ક્લાસની ચાર રીઝવર્ડ ટિકિટો કઢાવવા તેમના માણસને હુકમ દઈ દીધેલો. રેલવે ગાડીમાં બાપજીને કેથીટર પાસ કરાવવા ચોવીસ કલાકના રૂા. ૫૦) કરીને ઈસ્પિતાલના એક દાક્તરને સાથે લીધેલા. બાપજી, સાથે હું, હરિભાઈ અને દાક્તર મળી ચારની ગોઠવણ કરેલી. નડીઆદમાં જોઈતાં દાક્તરી સાધનો ન મળે માટે શેઠે તે પણ ત્યાંથી ખરીદી લેવા મને માણસ અને પૈસા આપી બજારમાં મોકલેલો.

બધું ગોઠવી દવાની ટ્રંક ઈસ્પિતાલમાં લઈ આવ્યો. ત્યાં તો આપણાં ભલાં માજી ચારે પગે તૈયાર થઈ રહેલાં. હવે તેમને સમજાવવા બાપજી વચમાં પડે નહિ ત્યાં લગી અમારો તો આશરોજ નહિ. એક બાપજીની જિંદગી બચે તો સૌને લાભ; એ વાત તેમને ગળે ઉતરે અને જો ત્યાં આવવાનું થોડુંક મુલતવે તોજ ઘાટ બેસે. બાપજી તેમના પતિ થાય એટલે પતિવ્રતા સ્ત્રીને તો પતિને મૂકી બીજે નજ ગોઠે, તો પણ સંકટ સમયે સંકટધર્મથી બધાને ફાયદો થતો હોય, જેમાં પોતાના પતિનું હિત પણ થતું હોય તો તેમ પણ કબુલ થવું પડે. એમની પાસે એટલી બધી લાગણીની તો આશા ન રાખી શકાય, કિંવા બાપજી જેવા સંત પાસે રહી કંઈક તો ઘડાયાં હોય. આનાકાની વગર ઘાટ ખાય તેમ હતું નહિ. સાંજે શેઠ આવ્યા અને માજીનો પ્રશ્ન ત્યાં મૂકાયો. મેં માજીને કહ્યું કે "બા, આતો હવાફેર કરવા નડીઆદ લઈ જવાના છે અને જો તમે અને બાપજી બંને શેઠને ત્યાંથી ચાલી જાઓ તો તેમને દીલમાં ઘણું માઠું લાગે; કારણ કે વીઠુભાઈનાં લગ્ન છે; જ્યાં તમારા એકની પણ હાજરી હોય તો બાપજીનો મુકામ અહીંજ છે એમ લાગે. બાપજીને જરા

સારૂં થશે કે તરત તમને તાર કરીને પણ ત્યાં તેડાવી લઈશું. " શેઠે પણ કહ્યું કે " માજી, તમને અમારા પિતાશ્રીના વખતથી માજી કહ્યાં તે કહ્યાં, માટે તમે સુખેથી અમારે ત્યાં રહો. તમારે કાંઈ મનને લાવવું નહિ. " બાપજીએ પોતે પણ કહ્યું કે " જુઓ, શેઠ છે તે આપણા માથાના મુગટ છે અને એમને ત્યાં રહો, એ આપણું ધરજ માનજો; એ આપણા પોતાનાજ છે અને આપણા ઉપર શું એમની કૃપા છે ! આપણે તો તેમનોજ આશરો છે. " માજીએ તેમ રહેવા હા પાડી. મોટરમાં બધાં દાદર બંગલે પાછાં ફર્યાં અને બાપજીનો મુકામ બદલાયો. શેઠ વગેરે જમીને પાછા ફર્યા પછી કોલાબા સ્ટેશને જવા નીકળ્યા. શેઠ મથુરાંદાસે હૅાસ્પિતાલનું અને બીજા વિવેક વગેરેથી ચુકાવવા પૈસા આપ્યા. તે ચૂકવીને સરસામાન મોટરોમાં ગોઠવાઈ ગએલો. કોલાબા સ્ટેશને ભગતજીને ટ્રેનમાં બેસાડી સૌ હરિજનમંડળ પાછું ફર્યું. ભલાં દંપતી ગુલમાઈ ખરસેદજી પોતાની મોટરમાં કોલાબાથી ખૂબ ઝડપે ગ્રાંટરોડ, ટ્રેન આવી પહોંચે તે પહેલાં, આવી લાગેલાં. ગ્રાંટરોડ સ્ટેશન ઉપર પણ ઘણા હરિજનો પોતાના પ્રભુને મળવા આવી લાગેલા. જે સંતનાં દર્શન માત્રથી ધરાવાય નહિ એમના ઉપર એવા પ્રેમથી કોલાબેથી કેટલી ઝડપે ગ્રાન્ટરોડ આવી બાપજીને જોઈ આંખ ઠારેલી.

---

## ખંડ ૨૧ મો.



ટ્રેન ઉપડી અને તેમ બધાની શુભ આશિષથી ઠીક થતું ચાલ્યું. વલસાડ સ્ટેશન આવ્યું ત્યારે બાપજી ઊંઘમાંથી જાગૃત થયા અને કહે કે, " એક મહીને આજ શાન્તિથી ઊંઘ લીધી. " ત્યારબાદ કેથીટર પાસ કરવા તેમણે કહ્યું. સ્ટવ, કેરોસીન, સ્પિરિટ, દીવાસળી વગેરે કાઢી, કેથીટર ગરમ કરી, બધાં સાધનો દાક્તરી રીતે

શુદ્ધ કરી ( Steryolized ), કેથીટર પાસ કરી દાક્તર પણ સૂતા, એમ નડીઆદ આરામથી સહીસલામત આવી પહોંચ્યા.

તાર કરી રાખેલો એટલે ત્યાં પણ લઈ જવા ગાડી વગેરેનો બંદોબસ્ત હતો. ગોઠવાઈને ઘરે આવ્યા અને ત્રીજે મજલે મુકામ ગોઠવાયો. દાક્તર ત્યાંથી સાંજની ટ્રેનમાં પાછા ફરેલા. તેમની રૂબરૂમાં એક વાર કેથીટર મૂકીને પણ શીખી લીધું; કારણ કે હવે નર્સ કે દાક્તર અહીં ક્યાંથી લાવવાં? તેથી તે બધી વિધિ ત્યાં રહીને શીખેલો. કેથીટર મૂકવાનું શીખ્યાથી બાપજીને વધુ રીબાવું ન પડતું. જ્યારે જોઈએ ત્યારે ઘરમાં માણસ તૈયારજ હોય. ઈસ્પિતાલમાં હતા ત્યારે સતુભાઈ અને કાન્તિલાલ કરીને મેડિકલ કોલેજના વિદ્યાર્થીઓએ તેમની વિદ્યાનો સારો લાભ આપ્યો હતો. નડીઆદમાં બે લાભ હતા. એક દાક્તરનો અને બીજો ઘરગથુ વૈદ્યનો. મારા કાકા દાક્તર હરગોવિંદદાસ પુરુષોત્તમદાસ તલાટી અને મારા પિતાશ્રી તો ઘરે જ્યારે જોઈએ ત્યારે ઓસડીઆં લઈને આવતાજ હોય. સવાર સાંજ અને કોઈ વાર બપોરના પણ કેથીટર મૂકવા દાક્તર પોતે આવી જતા. જોઈતી બધી સલાહ શાન્તપણે અને કાળજીપૂર્વક આપે ગએલા. ઘરગથુ ઓસડીઆંનું તો ઘરેજ હતું. ચાર પાંચ દિવસ આમ દાક્તરી રીતે રબરની ભુંગળી મૂકીને ચાલતું. પણ પાંચમે દિવસે મારા પિતાશ્રીને સંકલ્પ થયો કે મારા દાદાની જુની ચોપડીમાં જોઈએ. તેમાં એક પાને આ દરદનો પ્રયોગ મળી ગયો. તરત તે દુકાને ગયા, પણ જોઈતાં બીજ જડયાં નહિ. બજારમાં નવા ગાંધી ઘણા વધેલા તેમને જુની પદ્ધતિ અને પુરાણા કીસ્સા ફાવે નહિ. એ તો પૈસે લાવી ચાર પઈએ વેચી જાણતા. જુના સંગ્રહ જુના કસબીને ત્યાં હોય. એક આંને તોલાની રકમ એક પુરાતનીએ એક રૂપીએ તોલે આપવા કહ્યું. ગરજને મારે જિંદગીના જોખમમાં એક રૂપીઓ તે શી વસ્તુ? લાવીને પ્રયોગ અજમાવ્યો. કલાકને આંતરે બે વખત જ્યાં પાયું કે પેસાબ પ્રથમજ વાર કુદરતી રીતે છૂટયો. ઉલટા ઉલટી

લગભગ પચાસ વખત થયાજ ગયો. અંદર ધાતુની કેથીટર મૂકતાં ખોટે રસ્તે જે ઘોચ થઈ લોહી આવેલું ત્યાં અંદરની બાજુએ પાણી અડકે અને નળી શૂન્ય થઈ ગએલી ત્યાંથી કુદરતી નહેરના માર્ગે પાણીને આવતાં દરદ ઘણું થતું, અને આ માર્ગ ખુલ્લો થતાં કટકે બચકે પાણી આવે જતું. આ જે માર્ગ કુદરતે પકડયો તે ફરી દેહાન્ત સુધી બંધ થયોજ નથી. દાક્તરને પણ નવાઈ લાગી કે એકદમ પેસાબ કેવી રીતે આવ્યો. તેમની દવામાં ખાસ તો તેવું કાંઈ અપાએલું નહોતું. તેમણે પણ ઘણી વિઝિટો કરી બનતા દવાદારૂ પાઈ મટાડવાની સોળે સોળ આનીની મહેનત લઈ જરાએ કચાશ રાખેલી નહિ. જે દુઃખ મોટા દલાલ દાક્તર પાસેથી ઈસ્પિતાલમાં રહીને ન મટયું તે થોડાકમાં આ તલાટી દાક્તર અને મારા પિતાશ્રી વૈદ્યથી નડીઆદની અમારા ઘરની ઈસ્પિતાલમાં મટયું. ગુરુદેવની અંદરની કળ અને બધા સંજોગો ગોઠવાયાથી જોઈતો લાભ અહીં આવ્યો.

પેસાબની સાથે વારે વારે દસ્ત થયાજ કરે. દસ્તને માટે પણ હવે એનીમા આપવાની જરૂર રહેલી નહિ. છતાં કોઈક બીન કુદરતી મદદની જરૂર રહેલી. જાજરૂ ત્રીજે માળ નહોતું અને નીચે ઉતરવાની શક્તિ પણ હતી નહિ. દિવસના સો દેઢસો વાર ઊઠ બેસ થાય એવી સ્થિતિમાં ધોતીઉં સરખું પહેરી રખાય નહિ. ત્રીજે મજલેજ પાયખાને જવાય એવી ગોઠવણ કરેલી. ચિનાઈ માટીનાં બે ટબ વારાફરતી બદલવા અગાસીમાં ઢાંકણ સાથે મૂકી રાખતા, અને મોટા ફોટા ધોવાની મોટી રકાબીમાં ગોળ બાકું પાડેલો પાટલો રાખતા. સાફસુફ માટે તો બાપજીની બહુ ઝીણી માવજત રાખવી પડતી, અને તેમ ન થાય તો ગંદકીથી જીવાતનો પાર પણ ન રહે. ચાંચડ, મચ્છર, માંકડ કે એવી કોઈ બીજી ઉડતી જીવાત સરખી ત્રીજે મજલે હતી નહિ, એટલે એકદમ શાન્તિથી રહેવા સ્વચ્છ હવા હતી. આટલી બધી ઊઠબેસ થવા છતાં પણ પાંણીનું એક બુંદ પણ નીચે પડેલું દેખાય તેવું બનતું નહિ. ભગતજી પોતે તો એવા ઉચ્ચ રહેણીના ખ્યાલવાળા

હોવાથી અમારાથીએ વધુ કાળજી કરતા. અર્ધો આરામ તો નડી-આદ હવા ફેરથી પણ થએલો.

ખોરાક માટે મારાં માતુશ્રી પણ અનહદ કાળજી રાખીને જોઈએ તેટલી વાર જોઈએ તે પુરૂં પાડતાં. મારાં માતુશ્રી બિચારાંની બાપજી પ્રભુ બહુજ દયા ખાતા અને જ્યારે અમસ્થાંએ દર્શન કરવા આવતાં ત્યારે 'આવો માતા' કરી રોઈ જતા એટલે વારેવારે બાપજીનું દીલ ભરાઈ આવે એ અમે પણ ન જોઈ શકતા, એટલે મારાં માતુશ્રીને ત્યાંથી ઉઠાડી દેતા જેથી તે બિચારાંને તેમની પાસે બેસવાજ ન મળતું; દર્શન કરીને વિદાય થવું પડતું. મારા ઘરમાં જાગૃતિ બહુ જોવા જેવી છે. મારા પિતાશ્રીનો બાપજી તરફ પૂર્ણ પ્રેમ ખરો, પરંતુ મારાં માતુશ્રીના પ્રેમથી તો હદજ! હજી પણ દર અઠવાડીએ એકવાર સ્વપ્નમાંએ બુઢ્ઢા પ્રભુ તેને આશ્વાસન દઈ જાય છે. બાપજીના અવસાનની સ્થિતિ—જે દિવસે ગોધરામાં તેમણે દેહ મૂક્યો, તેજ પળે તેજ વખતે તેમને નડીઆદમાં બેઠાં બધો ચિતાર જોવાએલો, એટલે કોઈ રીતે તેમને ચેન લાગતુંજ નહિ. મારા ઘરમાં મારા ભાઈ મણિભાઈ અને જોડીદાર હરિભાઈનો ફાળો પણ જેટલો તેટલો નહોતો.

એક વાર બાપજી નડીઆદ હતા ને ભક્તલોકોની મેદની જામેલી અને આનંદથી ભજનો લલકારતા. તે દિવસે મારાં માતુશ્રીને સખત તાવ આવેલો અને બધા શરીરે સોજા આવેલા. મોઢું બીલ-કુલ ઓળખાય નહિ એવું ભયંકર સ્વરૂપ થઈ ગએલું, અને આંખો ઉપર એટલો સોજો હતો કે પરાણે જોઈ શકતાં. તેમના વિના રસોડા-નો હુન્નર વિવેકથી સંભાળવા કોઈ મળે નહિ, અને આવી હાલતમાં જો બાપજી પાસે દર્શનાર્થે પણ જાય તો બાપજીના દીલમાં ઘણું ઓછું આવે અને વખતે મુકામ નડીઆદથી ઉઠાવી જાય તેના ભયે મારાં માતુશ્રી તેમની પાસે જતાં નહિ. આવી કઢંગી સ્થિતિમાં પણ

ખોખરી તબીયતે ખડતળ સ્વભાવ રાખી નિર્ભયપણે સ્વાશ્રય એક હાથે નીભાવે જતાં હતાં. ત્રણે માળ સાફસૂફ કરવા અને ઘરનું તમામ કામ, પચીસ ત્રીસ માણસની એ વખતની રસોઈ સાથે બિચારાં બધો બોજો પ્રેમભાવે, વિના બોજારૂપ ઉપાડે ગયાં હતાં. એક વાર સ્નાન નિમિત્તે બાપજી નીચે મજલે ઉતરેલા. જંગલ જઈને નાહવા બેઠા, અને મેડે ચઢતા પહેલાં 'બાને કેમ જોયાં નથી' કરીને રસોડામાં જોવા ગયા. એટલે મારાં માતુ તેમને પગે લાગવા જરા આગળ આવ્યાં. મોઢા ઉપર સોજો અને તાવથી ધીરેથી થથરતા શરીરે રસોડાનું કામ કરતાં ભાળીને બુઢ્ઢાને પણ ઘણું લાગી આવ્યું. અંતર્યામી સંતથી કશું છુપું રહેજ નહિ અને તેમના વિના દયા પણ કોણ ખાય! કહે "આ આ શું થયું છે?" મારાં બાએ કહ્યું "પ્રભુ, કાંઈ નથી થયું; એતો જરા સૂઝી ગયું છે." બાપજી બોલ્યા, "પ્રભુ છે, સૌ મટાડી દેશે; ચિન્તા ન કરશો. સેવાનાં ફળ મોટાં છે."—કહીને મેડે ગયા. જે દરદ ઉપર તેમની નજર થઈ તે દરદની શું ગુંજાસ કે સોજો કે તાવ બીજે દિવસે દેખા દે!

એક વાર જમીને મેડે ચડેલા. રોજ તો ત્રીજે માળ સીધાજ જતા રહે. પરંતુ તે દિવસે મેડે ગયા અને સત્સંગના હોલમાં બેઠા. ત્યાં કોઈ હરિજને બીડી પીને સળગતી નાંખી હશે અને હોલમાં ખૂણેથી ખૂણે પથરાએલી કાથી અને ઉપર પાથરેલી સેતરંજીમાંથી એક ખૂણે બીડીએ સળગાવાનું કામ શરૂ કરી મૂકેલું. સળગતું સળગતું આગળ વધ્યું જતું હતું. ઘરની ફીકરવાળા તો જમીને વહેલા ત્યાં જઈ પહોંચ્યા હતા. હાથથી મસળી હોલવી નાખેલું. સહેજ દાઝયા પણ હતા. પરંતુ કોઈને કહ્યા વિના આમ એકલાજ બધું ખુબીબંધ સંભાળે જતા. પછીથી સત્સંગ વખતે તે વાત નીકળેલી. કહેતા કે "લોકો એવા ગમાર આવે છે કે બારી નજીક હોવા છતાં બીડી પીને બહાર નાખતા નથી અને સળગતું ખોખું અંદર ફેંકી દે છે." નડીઆદ એમ ઘણી માંદગીના સમયે આવતા અને હવાફેરથી ફાયદો પણ તેમની

કૃપાએ થતો. એ આશીર્વાદ તેમનો તેમ મળતો. જેવો ભાવ તેવા હરિ ફળે. એમ પ્રગટ પ્રભુની સેવાનાં પ્રગટ ફળ અનુભવ્યાં છે.

પેસાબ શરૂ થયો પરંતુ બીજી એચેની અને કેથીટરથી થએલો અંદરનો ઘા રૂઝવવા સુખડના તેલમાં ભેળી બે ઔષધિ વાટી દાક્તરનો મત લઈ, મારા પિતાશ્રી આપતા, તેથી ઠંડક વળી. એકાદ અઠવા-ડીઆમાં રૂઝાઈ પણ ગયું. એક દિવસ સવારના છ વાગે 'કેટલા વાગ્યા છે ? સવાર થઈ ?" કરીને અગાસીનું બારણું ખોલી, જોવા જોવા ઉઘાડે છે કે અગાસીમાંથી સુસવાટા બંધ વાતો પવનનો સપાટો એવા જોસથી બાપજીના ઉઘાડા શરીર ઉપર લાગ્યો કે કમકમાટ અને થથરાટ થઈ આવ્યો કે કેમે કરે રહેજ નહિ. બકરી કાઢતાં ઊંટ પેઠું. તાવ ચઢતા પહેલાં જે ઠંડીની અસર થઈ કમકમાટ થઈ આવે તેવું થએલું. શરીરમાં ખોરાક અમુકજ પ્રકારનો; ઝાઝા દિવસ દૂધ ઉપર રહેવાથી અને દુઃખના કાયમ હુમલાથી શરીર નબળું પડી ગએલું તેમાં જોસબંધ પવન લાગવાથી આમ બને. બે ચાર ગોદડાં ઓરાઢયાં પણ કમકમાટી શમેજ નહિ. ઉપર હું સૂઇ ગયો પણ કાંઈ વળેજ નહિ. એ પણ અંદરથી બોલ્યા, 'આવ્યું હવે મરવાનું! તાવ ન હતો ત્યાં સુધી તો ઠીક, પરંતુ હવે ઇલાજ નહિ.' પણ દયાળુ પ્રભુ તો હજીએ પાધરો છે. બાનાની પત રાખવીજ પડે. જે બા'નાનો વિશ્વાસ સાંધી મુંબઈથી નડીઆદ આણ્યા તે બા'નાનો જવાબ કરવા એક વાર તો સાજા થવુંજ પડે.

હું નાહિંમત તો થયોજ ન હતો અને બુઢ્ઢાને મટાડવાની ભાવના કદાપિ હેઠે મૂકી ન હતી. **જ્યારે ને ત્યારે** મટવાનું વાતા-વરણ મારૂં મગજ મૂકતુંજ નહિ અને એજ એકલાએ દરેક પળે ઘણું કામ આપ્યું છે. **ભાવનામાં ઘણું બળ છે; ભાવના એ પણ એક સૂક્ષ્મ સિદ્ધિ છે.** પ્રતાપ તો ગુરુદેવનો છે અને તે કલ્પવૃક્ષની છાયામાંજ સિદ્ધ થાય. એની શક્તિ એને દ્વાર. અંદરથી શરીર ખૂબ મસળ-

વા માંડયું; પગનાં તળીઆં અને હથેળી બંને ડાબા જમણી ખૂબ મસળ્યાં. હું એકલો હતો. હરિભાઈ દુકાને હતા, એટલે મેડેથી બૂમ મારી પિતાશ્રીને બોલાવ્યા, સાથે મારાં માતુશ્રી અને મણિભાઇ, તેમની પત્ની બધાં આવી પહોંચ્યાં. ચાર સગડી ચેતાવી હોલમાં ગરમાવો કરી મૂકયો; અને મોટા તગારામાં લાકડાં અને છોડીઆંનો ભડકો ખૂબ સળગાવ્યો. સગડીનો ધીકારો અને ભડકાના તાપથી ઓરડામાં ગરમી થઈ ગઈ. થથરાટ તો શમ્યો પણ તાવ શરૂ થયો. દાક્તરને બોલાવ્યા. તેમણે નાડી જોઈ પરંતુ તે તો નાહિંમત જેવા થવા લાગ્યા. કહે કે કલાક પછી જો આમને આમ રહેશે તો દવા આપીશું. મતલબ કે બહુ આશા જેવું નથી. ઝીણી ઝીણી દરદની વાત તો એક બાજુ ગઈ અને આ તો એક નવુંજ તૂત જાગ્યું.

એક નવો વિચાર મને સ્ફૂર્યો. બ્રાન્ડી આપવા બધાનો મત થાય નહિ. પરંતુ મને નિશ્ચયપૂર્વક લાગ્યું કે કદાચ જો અસર કરે તો તાત્કાળિક જોસ ટકાવવા આ એકજ ઇલાજ છે. મણિભાઇને દોડાવ્યા પરંતુ મોટા દયાળુ દવા વેચનારની દુકાન રોગીની દયા ખાઇ કોણ ઉઘાડે? રસ્તેજ મારા મણિભાઇને પિત્તળીયાને ત્યાં જવા સ્ફૂર્ણું થયું. ત્યાંથી દવાઓના સંગ્રહ ભેગી બાટલી જડી આવવાથી મણિભાઇ પિત્તળીયા જાતે તે લઈને આવ્યા. તે પણ બાપજી માટે ઘણી લાગણીવાળા અને મારા પ્રથમના સમાગમી–સાથી હતા. પહેલાંના દિવસની પચાસ વાર પેસાબની હાજત અને જાજરૂ જવાની શંકા એનો થાક ઉતરે તે પહેલાં બીજું તૈયાર થયું. પાણીમાં એક ડોઝ આપ્યો. અસર પણ ધાર્યા પ્રમાણે થઈ. ચેતન વધ્યું. જાગૃતિ આવી અને બોલ્યા કે “મને અડકતા નહિ; શાન્ત પડી રહેવા દો.” અમને તો ફાળ પડી કે ચેતન સમેટી ચાલી જવા કરે છે કે શું? પરંતુ તેમ ન હતું. મીઠા નિશામાં હતા. ત્રણ કલાકે ગોદડાંમાંથી મોંઢુ કાઢયું. દાક્તર ફરીથી આવેલા અને તપાસી જોઈ કહે કે, હવે કાંઇ નથી. તે વખતે ન મળે તાવ કે ન મળે કંઈ બીજું દરદ. તે ખંડ-

માંથી અંદર નિચાણુના ઓરડામાં કે જ્યાં ઠંડી પવનરૂપે ન લાગે ત્યાં લાવવા બાપજીને સમજાવવા દાક્તરને કહ્યું. આવવા હા પાડી અને પથારી વગેરે સરંજામ ત્યાં ગોઠવાયો. ત્યાર પછીથી ઠીક થતું ચાલ્યું.

આ પ્રસંગને ત્રીજે દિવસે પરોઢીએ ચારેક વાગે પોતાના અનુભવમાંથી નવુંજ ખ્યાન આપ્યું. ભગતજીને નડીઆદમાં થઈ ગયેલા સંતરામ મહારાજ ઉપર ઘણો પ્રેમ હતો. તેમણે તેમને દરગામાંથી ઉઠેલા શાલ ઓઢી ભગતજીને ભેટવા આવતા ભાળ્યા. બંને જણ ખૂબ ભેટયા અને સંતરામ મહારાજે આશ્વાસન દીધું અને પાછા કબરમાં સમાઈ ગયા અને ફૂલહાર જેવું દેખાવા લાગ્યું તથા બહાર ઘીનો દીવો વગેરે દષ્ટિએ પડયાં. બાપજીની પાસે હું તો હતોજ. પાંચેક વાગે મને કહે કે, ભાઇ, મને આવું આવું દેખાયું, અને કહેવા લાગ્યા કે આ ગામમાં મોટામાં મોટા સમર્થ સંત સંતરામ પ્રગટ પુરુષ થઇ ગયા, માટે તેમને નાળિએર અને ઘીનો દીવો મણિભાઇ સાથે સંતરામના મંદિરે પહોંચડાવજો.

સવારમાં તેમ પહોંચડાવેલું અને જે પ્રસાદ પાછો લાવેલો તે આપતાં તે ખાતાં બાપજી સંતરામનો ઇતિહાસ કહેવા લાગેલા કે, એક પટેલના ખેતરમાં સંતરામે વાસો કરેલો, અને તે જમીનના માલીકને પડછો આપેલો. વર્ષાઋતુમાં ચોગરદમ વરસાદની રેલ આવેલી. બધાં ખેતરમાંથી ઉગેલો પાક ઘસડાઇ ગએલો, પણ આ ખેતરમાં જરા પણ પાણી ફરી વળેલું નહિ. આ ચમત્કાર જોતાં તે પટેલને તેમના ઉપર ઘણો ભાવ થએલો અને આગ્રહ કરીને ત્યાં રાખેલા. સમયાનુસાર ઘણા અનુયાયીઓ થએલા અને તેમણે કહ્યા મુજબ તેમના અંત પછી મંદિર વગેરે બંધાવેલું, જે હજી પર્યંત ચાલ્યાજ જાય છે. તે દિવસથી આ ભયંકર માંદગીનો છેડો આવ્યો. તે પછી પૂર્ણિમાનો સંતરામનો મોટો મેળો થએલો જેમાં ભગતજીએ

કહ્યા પ્રમાણે તે દિવસે મંદિરના સાધુ સંત તથા બીજે એટલામાં જે કોઇ માલમ પડે તેમને માટે પ્રસાદ કરાવેલો, અને સંતરામની દરગાને ચાદર ઓરાડેલી. તે પ્રમાણે સાધુઓને જમાડવા આગ્રહપૂર્વક બાપજીએ પોતાના પદરના પૈસા આપેલા. એમને તો ઝીણામાં ઝીણા કર્તવ્યની કદર કરવા અંતર ખેંચી રાખવું પડતું. ઉપરથી પતી જાય તો બીજું લે'ણદેણ ઉભું રહેજ નહિ. બને તેટલો ચુકાદો પળેજ કરી દેતા. જેણે કુદરતના બધા કાયદાને બહુજ ઘુંટી જાણેલા હોય તે તો સૂક્ષ્મ વ્યવહારો બહુજ કાળજીપૂર્વક કરી શકે.

સાજા થયાને બીજે દિવસે કહે 'મારા ઘરમાંથી એમને હવે બોલાવો. બિચારાં એકલાં રહેલાં નથી અને હવે જ્યારે ઈશ્વરે બેઠો કર્યો છે ત્યારે એમને બે અક્ષર પાડી આપું.' અને કહેવા લાગ્યા કે, "એ કહે કહે કરે છે કે 'તમે ન હો તો પછી મારૂં કોણ? મને મોહન (તેમનો ભત્રીજો) સતાવે' માટે 'વિલ'-(will) કરી આપું. ઈશ્વરે હવે જ્યારે જીવતો રાખ્યો છે ત્યારે મારે તો શું અને એને એ પણ શું અચકવાનું છે? તોપણ એના મનને એમ છે તો તમે વચમાં રહીને હરિભાઈ સાથે મળી આટલું કરી આપો."

બાપજીની ખડકીમાં ત્રણ ઘર છે તથા ખડકીમાં છૂટું કોમ્પાઉન્ડ છે જેમાં બાપજીની માલકીનું રસોડું, ના'વાની ઓરડી તથા જાજરૂ વગેરે છે. બાપજીને પોતાને સંતાન નથી અને પોતે સાધુત્વ જીવન ગાળી સત્સંગ વગેરેથી જનસમાજ સેવા કરેલી છે, એટલે પોતાની પૂઠે ભક્ત લોકો પોતાની ફરજ સમજી ગમે તે કરે. પરંતુ તેમની પછી તેમની સ્થાવર અને જંગમ મિલકતના વારસ તેમના ભત્રીજા મોહનભાઈ ન થાય માટે 'વિલ' કરીને ચોખવટ કરવાની જરૂર લાગેલી, અને એમપણ લાગેલું કે, પોતાનું જીવન અને માલમિલ્કત હરિજનથીજ નિભાએલું છે. માટે તેમની હયાતી બાદ તેમનાં ધર્મપત્ની જમનાંબા જીવે ત્યાં સુધી રહે, અને ત્યાર બાદ તેનો ભોગવટો પરમાર્થ અર્થે થાય, એવું સચવાય માટે વિલનો સંકલ્પ થએલો.

ભગતજીની ઇચ્છા પ્રમાણે માજીને મુંબઇથી બોલાવવા સાંજની ટ્રેનમાં મારા મણિભાઈને મુંબઇ મોકલેલા. મુંબઈમાં માજી કહે કે, " મારે નડીઆદ નથી જવું, મને તો ગોધરે મૂકી આવો. " નડીઆદ તો દુશ્મન થઈ પડયું. આ અમને કદરનો બદલો માજી તરફનો મળી ગયો. ભગતજીએ મણિભાઈ સાથે શેઠ ઉપર હાથદસ્કતથી કાગળ લખી મોકલેલો, એટલે કરસનદાસ શેઠે માજીને કહ્યું કે, ભગતજીના લખ્યા પ્રમાણે તમારે નડીઆદ જવું પડશે. પછી ત્યાંથી તેમને સમ-જાવીને ગોધરે જજો. એમ બીજા દિવસે સવારના મેલમાં આવી પહોંચેલાં.

બાપજીને કુદરતી રીતે પેસાબ થયાના અને કાયમ મટયાના સમાચાર શેઠને મુંબઇ મોકલેલા પણ આ આશ્ચર્ય જેવું લાગવાથી નડીઆદ તલાટી દાક્તરને પરભાર્યું પુછાવેલું કે, આ વાત સાચી છે કે ખોટી. આવું ભયંકર દરદ મુંબઇમાં મોટી ઇસ્પિતાલમાં દાક્તર દલાલ જેવાથી ન મટયું તે હવે મટી ગયું છે એમ સાંભળતાં આશ્ચર્ય થાય એ સ્વાભાવિક હતું. દાક્તરે મટયાનો પ્રત્યુત્તર વાળેલો ત્યારે તેમને ત્યાં સૌને ઘણો આનંદ,તથા સંતોષ થએલો. ઇસ્પિતાલના ભલા દેખરેખ રાખનારા શેઠ તુલસીદાસને પણ સમાચાર આપ્યા હતા કે આપ સૌની મહેરબાનીથી પ્રભુએ સંતશ્રી બાપજીને મટાડયું છે અને હવે વળી સત્સંગની આશા બંધાણી છે. ત્યાંથી નીકળતાં એમણે કહી રાખેલું કે મટયાના સમાચાર મને જરૂરથી આપજો. તેમનો જવાબ પણ ફરી વળેલો.

બાપજીના ભત્રીજા ભાઈ મોહનલાલ ગોધરેથી અમદાવાદ જતાં નડીઆદ વચમાં આવે અને ઉતરવું સહેલું થાય તેમ વચમાં એકવાર ઉતરીને બાપજીના દર્શનાર્થે આવેલા. તેમને નડીઆદ રહી સેવા કરવાનો બહુ ભાવ થએલો. અને અમને કહે કે, જો તમે હા કહો તો હું રજા કઢાવું. અમારે ખાસ જરૂર હતી નહિ અને એવી રીતે

દરેકને છૂટ હોય તો ઘરે મારાં ડોશીમાને ઘરનું ગાડું એમ્બતાં વસમું થઈ પડે તો કટકો બચકો સેવા મળતી હોય તે પણ સમૂળગી ખોવાઈ જાય; માટે પહેલેથીજ સખતાઈ રાખવી પડેલી. ઘર કેમ ચાલે છે એ જોવા કોઈએ જરાએ અક્કલ વાપરી હોય એવું ભાગ્યેજ બન્યું છે. સંજોગ સારા ન ચાલે તો સેવા કરવી પણ દુર્ઘટ થઈ પડે, અને માંદગીમાં તો ભયંકર પરિણામ નીપજતાં વારજ નહિ. હિંદુ લોકોની કઢંગી ખાસિઅત પ્રમાણે હજારો અમસ્થા જોવા આવજાવ કર્યાંજ કરે. દરદીને જોઈને જો કોઈ રીતે ઉપયોગી થઈ પડતા હોય તો તો તેમ પણ થવા દેવાય, પરંતુ તેને બદલે કેવળ ડખળ ડખળ અને વ્યવહારની અંધરૂઢિરૂપે આવવુંજ જોઈએ માટે તેમ થતું. મોહનભાઈ આવીને કહે કે “ બાપજી મારા એવડા સગા છે, અને મારે રહેવું છે. ” મુંબઈથી લાવવા કે જોવા સરખાએ નવરાશ મેળવી શકેલા નહિ, અને અમદાવાદ કંઈ કામે તેમનાં મંછાબેનને ત્યાં જતાં નડીઆદ વચમાં એટલે ઉતરીને મિઠાશ કરી જવાનું કોણ ખૂવે ? તે ટાણે તે દર્શન કરીને વિદાય થએલા, અને બાપજી પાસે પણ કહેવડાવેલું કે અહિં ખાસ કોઈની જરૂર નથી. એકાન્ત રહેવાથી વધૂ લાભ છે અને આરામ તરત થાય તેવું છે, માટે ફેરા ખાવાની બીલકુલ જરૂર નથી.

છતાં વળી એકવાર આવી પહોંચેલા. દર્શન કરવા કે કંઈ પણ કારણસર ઘરનાં માણસો સુદ્ધાંત ખાસ કામ સિવાય ત્રીજે માળે આવી શકતાં નહિ. બીજું તો ખાસ કારણ એ હતું કે ધોતીઉં પહેરાતું નહિ એટલે દિગંબર સ્વરૂપમાં પેસાબ કે ઝાડા માટે ઊઠબેસ ચાલતી હોય ત્યાં એકાદ સાથે શરમ તૂટી તે તૂટી. બધાની સાથે તેમ થવા દેવામાં ન આવે. છતાંએ મોહનભાઈને તો હઠ કર્યા સિવાય ચાલેજ શે ! તેમણે તો મુંબઈ શેઠને લખ્યું કે, મને તો એ લોકો નડીઆદ રાખતા નથી અને બાપજીને મળવા દેતા નથી. શેઠને ત્યાંથી

મારા ઉપર પત્ર આવ્યો કે " શા કારણથી તમે તેમ થવા દીધું નથી ?" આ પત્રનો જવાબ ભગતજી પાસે કરાવજો. " શેઠને ત્યાં રહેતા દાક્તર પરશુરામે પત્ર લખી, મોહનભાઈને બીડેલો કે આ ચીઠ્ઠી લઈને તમે જજો, એટલે તરત ચેક વટાવી આપશે. આવી નજીવી વાતની મોટી ચીઠ્ઠીઓ અને ખાસ કામમાં મદદ આ ડખળની જાત વિના કોઈએ કશુંજ કર્યું નથી. ચીઠ્ઠીની વાતથી તો હું બીલકુલ વાકેફ થએલો નહિ. તે શેઠ મથુરાંદાસનો કાગળ આવ્યો ત્યારેજ જાણેલું. તેમના મનની વાત તે જાણે અને બાપજીના કારભારમાંથી આવી વાતનું ધ્યાન રાખવાનું મ્હેં રાખેલું પણ નહિ. ઉપરનું કામ બધું હરિભાઇ સંભાળી લેતા. તેમની સાથે મોહનભાઈને વાતચીત થએલી. તેમની માગણી ઠીક નહિ લાગવાથી નીચેથીજ નકો વાસેલો, અને તેમની વાતચીત કરવાનું જે મીઠું ડહાપણ તે ઓરજ હશે એટલે ત્યાંથી પતાવેલું.

શેઠનો કાગળ બાપજીને વંચાવેલો. આંખનું કાચું એટલે સ્લેટમાં મોટા અક્ષરે, અક્ષરે અક્ષર લખી આપેલો. તેનો જવાબ પણ ભગતજીએજ પોતાના સ્વહસ્તે કરેલો કે, " એકવાર મોહન આવેલો ત્યારે તો મને મળેલો છે અને છતાંએ ના કહે છે. × × × × ગોધરાવાળો મોહન તો માયાનો સગો છે અને નડીઆદવાળો મોહન તો મારો પ્રાણ છે. × × × " વગેરે લખી મોકલાવેલું. ત્યાર પછી ત્યાંથી જવાબ ન હતો. ભગતજીને આવી માંદગીમાં પણ આંખનું કાચું હોવા છતાંયે આવા કાગળોના જવાબ આંખો ખેંચીને પણ કરવા પડતા. ભગતજીની સ્થિતિ તેની પાસે રહેનાર સમજે અને ઘરમાં કેવી મુંઝવણ છે કે કેવા સંજોગોમાં ચલાવતા હોઇએ એતો જે તાણુતા હોય તે જાણુતા હોય. શેઠ તો મોટા કરોડપતિના હિસાબે મોટા બંગલાજ જોઈ રહ્યા હોય. જાણે તેમણેજ અહીં અમને એમના માણુસ તરીકે ના રાખી લીધા હોય અને બાપજીની સારવારમાં ન મુક્યા હોય તેમ બધો જવાબ લેવા માંડેલો.

શેઠીઆઓને ત્યાં કરતાકારવતાઓ અને આજુબાજુની એવી જાળ હોય છે કે તેમને સત્ય વસ્તુની પ્રતીતિ થવા દેજ નહિ. માણસો વ્યવસાય પ્રમાણે ઘણા જથામાં હોય અને તેઓ પોતાની સ્થિતિ સહી-સલામત રાખવા 'જી'–'જી' કરી મીઠાઈ પીરસેજ રાખે અને જરા કકરૂં થયું કે માખણ ઘસીને લીસુંને લીસુંજ રાખે. ત્યાં શેઠીઆઓના માથામાં સત્ય વસ્તુ જન્મેજ ક્યાંથી ! જે જન્મથીજ પરાઈ બુદ્ધિએ અન્યાશ્રયેથી ઉછરેલા હોય, માતામાં ધવરાવવા જેટલુંય દૂધ પેદા કરવાનું સામર્થ્ય રહ્યું ન હોય, ત્યાં ભાડુતી ધાવણથી પેટ ભરીને, નોકરોથી પીઠ થબડાવીને મોટા થયા હોય અને આજુબાજુ 'હાજી, હા,' સિવાય શબ્દ કાને પડયોજ નહોય ત્યાં અથડાઅથડી સિવાય, બુદ્ધિની છેડછાડ થયા વિના સત્ય શોધવાનું ખાનું માથામાં ક્યાંથી ઉઘડયું હોય ! સ્વતંત્રપણે તદ્દન સ્વાશ્રયથી રહ્યા વિના અને અનેક મુસ્કેલીઓના ડુંગરો વેઠયા સિવાય જીવનસંગ્રામની બુદ્ધિ ક્યાં સસ્તી મળે છે કે ભરી દેવાય ! અનેક કડવામીઠા અનુભવમાંથી તરફડ થઇ સહનશક્તિ અને બધી શક્તિઓનો વિકાસ થાય તે બુદ્ધિ. પ્રત્યેક સંજોગોમાં મુકાયા સિવાય તેની ખુબી અને રહસ્ય હાથ આવેજ નહિ. સાજી તબીઅતે પણ દાક્તરને જોઇ રહ્યા હોય. એ દિવસનું બાળક હોય ત્યાંથી દવાના સંજોગ આવી રહ્યા હોય. બાળક જન્મે ત્યાંથી ચોવીસે કલાક નર્સનાં દર્શન કરતું હોય અને રોજ નાડી તપાસી જવા ફેમીલી દાક્તર તો તૈયારજ હોય. તે મરવાની છેલ્લી પળસુધી તેમનો દાક્તર દેવ પથારી આગળ આવીને મ્હોમાં દવાનો ડોઝ રેડે ત્યારે તેમનો જીવ મોકળો થઇ પરદેશગમન કરે.

આ સ્થિતિએ રહેવામાં જ્યાં મોટી શેઠાઈ હોય, આખા દિવસમાં પગે ચાલીને અર્ધા માઇલ જેટલુંએ જે ન ચાલી શકે એવા વૈભવમાંથી મળતું સુખ અને તેના ઉપભોગની જ્યાં આ રીત છે ત્યાં તેમની શેઠાણીઓની હાલત કમકમાટ ઉપજાવે તેવીજ હોય અને એવા શેઠીયાઓનો જન્મ આપે કે બધું લોટીયું ઉધુંજ વાળે. નોકરો પોતાના

ભવિષ્યના શેઠ થનારા નાના ઉછરતા જુવાન શેઠને કાચી વયમાંથીજ એવી એવી કુછંદ અને કુટેવો ઘુસાડીને વિકાસ કરી રાખે કે તે ટેવો પૂરી પાડવા અને તેવી વૃત્તિઓનો આનંદ લેવા મોટપણે એવાજ નોકર અને તેવા પટામણા ગુલામોજ શોધે. શેઠીઆઓ દુનિયામાં અંધાધુંધીની વંશપરંપરાની ગાદીવાળા જેમ જુના અને વધુ ખાનદાન બહારથી કહેવાતા હોય તેમ તેમના ઘરમાં પોલંપોલનો પારજ નહિ. "ભટ, ભૈયો કે ઘાટી મુંબઈની શેઠાણીનો માંટી," જે ગામેગામ ગવાતી અને શેરીએ સાદ કરતી કહેવત છે તે અક્ષરસ: સત્ય, ત્યાં જઇને પોપડો ઉખેડી તપાસી લો. પણ સાવધ રહેજો કે એ લાલચોમાં તમેજ તેના ભોગ ન થઈ પડો.

"માયા તો મસ્તાની રે, મોહ્યા જન મોટામોટા;"

ભલે ગમે તેમ ચાલ્યું હોય, પણ તમારી સાધારણ સ્થિતિ કે તેથીએ ગરીબ સ્થિતિમાંથી વૈભવનાં અને ઉપરનાં પોપલાંનું જે સુખ વેગળેથી નજરે જુઓ છો, તે તો માત્ર દૂરથી રળિઆમણા ડુંગરા જેવું છે. ડુંગર પાસે જઇને જુઓ તો શું ભાળશો ? ખાડા, ખાઇઓ અને ઝાંખરાંનું દૂરથી લીલું છવાએલું ઘાસ જેવું, પાસે જતાં જો ભરાયા તો એમાંથી તો નીકળી રહ્યા. ઉંચા અને મોટા તો એવા કે તાડના ઝાડ જેવા. તાડની છાયામાં કોણ વિરામ લઈ શકે ? એ તો પોલું અને કટકે કટકે ગાંઠ; અને વળી પવનનો સપાટો આવતાં જો પડી જાય તો એકદમ નીચે દાટી દે. હજારો ગરીબોના પૈસા એક તવંગર તૂટતાં–પાયમાલ થતાં હજમ થાય છે. બિચારા લોકો પાઈ પાઈ કરી પૈસા ભેગા કરી મોટા માણસને ત્યાં આપવા દોડે, અને જો અમદાવાદી પાઘડીનો કસબ ફેરવાઇને આગળ દેખાય કે જોઈ લો મારા બાપુ ! તમારા પૈસાની રેવડીબજારની રેવડી. તમારી મહેનતના ભોગે તમારા પૈસે ગાડીને મોટર તમારી શેરીના રસ્તે દોડતી હતી, અને તમને ચાબુકથી 'હટો,' 'હટો' સંભળાવતી કે મોટરનાં 'પું–પાં'

વગેરેના અવાજથી ચમકાવી દોડે જતી હતી તથા વરસાદમાં છર્ર્ર્ર્ કરતી, તમારાં કપડાં છાંટતી હતી, તેના માલીક કરોડપતિએ જ્યારે દેવાળું ફૂંક્યું છે એમ સાંભળો, ત્યારે તમારા દીલમાંથી પોકાર કાઢવી દો. એક લાખ માણસની પાયમાલીએ એક શેઠ જન્મે, અને લાખો માણસોના દીલની મેળવેલી હાયની પુંજી તે તેમની જિંદગીમાં ભોગવતા હોય. પણ,

" તુલસી હાય ગરીબકી, કબુ ન ખાલી જાય;
મૂઆ ઢોરકે ચામસેં, લોહા ભસ્મ હો જાય. "

તેમ આતો જીવતી ધમણની હાય, જેથી દેવતાના છોકરા કોયલા એવા દીકરાનાં ફેફળ પાકે કે તે પાછું આવતુંકને ઠેકાણે બેસે. અક્કલ અને પૈસાને બારગાઉનું છેટુ, એ કાંઈ અમથું કહેતા હશે! અક્કલ અને પૈસા બંને મળે તો તો ગરીબનો દાટજ વાળે. ઈશ્વિર તો જોઈનેજ ગોઠવી રહ્યો છે. માયાના રંગ તો તેવાજ હોય; ઉપરથી જોઈનેજ મન થાય. શરીરનાં પુતળાં એવાં સરસ બનાવ્યાં છે, પણ જો ઉપરનું મઢેલું ચામડું ખોલીએ તો રુધિર, માંસ, હાડકાં, પિત્ત, કફ વગેરે વિચિત્ર દેખાવ નજરે પડે. બાપજી પ્રભુ કહેતા કે " ભાઈ, આ શરીરનું તે શું અભિમાન કરવા જેવું છે? એ તો મડ ઢાંકેલું છે ત્યાં લગી; બાકી જો હમણાં અંદરનો રોગ ઉપર દેખાય તો પરૂ ને માખી બણબણ કરે તો કોઈથી પાસે પણ ન અવાય. ઠીક છે, પ્રભુએ ઉપરથી ઢાંકીને રૂડું બનાવ્યું છે. શું છે? અખો કહે છે તેમ 'ચીથરાનો સંસાર.' કપડાં પહેરી ઉપરની શોભામાં લોભાવાનું છે. "

એમ માજી સવારની ગાડીમાં આવી પહોંચ્યાં. નીચે ટ્રંક વગેરે મૂકી બાપજીને મળી આવવા કહ્યું. કહે કે " થાય છે, મળાય છે. " મળવાનીએ કોને પડી છે? પાતિવ્રત્ય તે કાંઈ જેટલું તેટલું હતું? ઉપર બાપજીએ મને પૂછ્યું કે " કેમ એ આવ્યાં? " કહ્યું " હા પ્રભુ, પરંતુ કહે છે કે, દાતણપાણી કરીને આવું છું. " બાપજી

કહે " ભલે." દાતણપાણી કરી ન્હાપીને ત્રીજે માળે ભગતજીના ખંડમાં પધાર્યાં. એમને જોતાંજ બાપજીનું હૈયું એટલું તો ભરાયું કે બિચારા ધ્રૂસ્કે રોવા લાગ્યા. મારાથી એ જોવાયું નહિ અને માજી સાથે કાંઈ વાત કરવી હશે એમ ધારી બીજા ખંડમાં જરા દૂર ગયો. અર્ધા કલાક સુધી બોલી શકયાજ નહિ. પછી છાના રહીને પૂછપરછ વગેરે કરીને સાન્તવન કીધું.

માજી આવ્યાંને બીજેજ દિવસે નીકળવાની વાત ચાલી. નડીઆદ એકાદ માસ આ માંદગીમાં થયો. કહે કે, " હવે તો ગોધરા જવું છે. તમોને પણ તકલીફ ઘણી થઈ. " કહીને વળી દયા ખાવા લાગ્યા. હું એક માસની અર્ધાં પગારે રજા પર હતો. વેકેશનનો લાભ મુંબઈ સારો થયો. બાદ નડીઆદથી સવારી ગોધરા લઈ જવા નક્કી થયું. હજી શક્તિ પુરી આવી નહતી, એટલામાં ગોધરા સાંભળી આવ્યું, અને 'વીલ' (will) લખવાનું તે નિમિત્ત હર્યું. ત્યાં ગયા વિના લખાય પણ નહિ. પ્લેટફોર્મ જેટલું ચાલીને ગાડીમાં બેસાય તેટલી શક્તિએ ન હતી. માત્ર પેસાબ વગેરે થયા જતું એટલામાં ધામધૂમ ચાલેલી. દર્શનને માટે હરિજનોને આશ્વાસન આપી રોકી રાખેલા હતા કે થોડો સત્સંગનો લાભ લીધા વિના નહિ જવા દઇએ, અને તે વખતે બધાને સ્વતંત્રપણે છૂટથી હળાશે મળાશે. પરંતુ આ તો ઓચિંતો ગોળો ઉપડેલો. બાપજી તો બોલ્યા તે બોલ્યા, એટલે તેથી બધાને તેજ દિવસે દર્શનનો પ્રસંગ થવા દીધો ને બીજે દિવસે બપોરના બારની ટ્રેનમાં ગોધરા જવા નક્કી થએલું. એમ ઇશ્વિરે લાજ રાખી અને બાના સામે જોયું કે નડીઆદથી નીકળી સાજાસમા ગોધરા પહોંચ્યા.

---

# ખંડ ૨૨ મો.



ગોધરે બાપજીના ભત્રીજા મોહનભાઈને લખેલુંજ હતું. તેથી તે અને હરિજન મંડળના મણિભાઈ તથા નારાયણ વગેરે લેવા આવેલા. મોહનભાઇ ને જોતાંજ બાપજી ગળગળા થઈ ગયા અને આંસુ પણ નીકળી ગયાં કે માંડ માંડ બચ્યા છીએ. સાચવીને ઉતર્યા અને પ્લેટફોર્મ વટાવી ગાડીમાં ઘરે આવ્યા. તેમના ઘરમાં સૂવા બેસવાની પરસાળમાં કે અંદરના ઓરડામાં ચોકડી સરખી પણ હતી નહિ, કે પેસાબપાણી સરખુંએ થઈ શકે. શરીરમાં ચાલીને બહાર જવા જેટલીએ શક્તિ આવેલી નહતી, એટલે બહાર જઇ શકાય તેવી સ્થિતિમાં ન હતા. તેથી આવ્યાની રાત્રે ખાડો ખોદી માટીનું કુંડું દાટી તરતને તરત પાટલો કોચાવી ગોઠવી સગવડ કરી દીધી. બીજે દિવસે બહાર રવેશીની નીસરણીની સાધમાં ઓટલીની લગોલગ ચોગાનમાં છાપરાનાં નેવાંની નીચે જ્યારે કુંભારકામ કરતા હશે તે વખતે માટી પલાળવા દાટી રાખેલી કોઠી ખોદી કાઢી, તે ઉપર પત્થર મૂકી તેમના ઓરડામાં ચોકડી કરાવી નળ વગેરે ગોઠવાવી દીધેલું. એકજ રાતમાં આ બધું પૂર્ણ કરેલું. વીલ વગેરેનું નક્કી કરી સેવક નોકરીએ હાજર થઈ ગયો. ઓચ્છવલાલના પત્રથી મુંબઇ જતાં મારા ખીસામાં રૂ. ૧૪—૫—૬ જ હતા અને મટયા પછી ગોધરે બાપજીને મૂકી પાછો ફર્યો ત્યારે ગાડીમાં બેઠા પછીથી ગણતાં બરાબર રૂ. ૧૪—૫—૬ જ જોતાં મારા આશ્ચર્યનો પાર નહોતો. વચમાં આ બધો ખેલ રૂ. ૨૦૦૦) માં ક્યાંથી આવી ક્યાં ચાલી ગયા એમ થઈ ગયો. આ તાજુબ જેવી વાત વીસરાય તેમ નથી. મોહનભાઈ પાસેથી મારી અને હરિભાઈની રૂબરૂ ચોકખી ફારગત એક રૂપીઆના સ્ટેમ્પ ઉપર લખેલી છે, જે તેમણે બાપજીને પૂછીનેજ લખીને સહી કરેલી છે.

એવા મતલબનું આ કર્તવ્ય હતું કે બાપજીનો દેહ ન હોય ત્યારે બાપજીની તમામ સ્થાવર અને જંગમ મિલ્કત ઉપર મોહનભાઇનો જરાએ હક નથી, તથા તે માલ મિલ્કત સત્સંગાર્થે અથવા જનસમૂહના પરોપકારાર્થે વપરાય.

બાપજીના ભત્રીજા મોહનભાઇના પિતા રણછોડદાસ તેમને નાનપણમાંજ મૂકીને ગુજરી ગએલા. તેમનાં માતુશ્રી હજી હયાત છે. તેમને નાનપણથીજ પરણાવવામાં આવેલા—તેમની જ્ઞાતિની રૂઢિના ભોગ થઈ પડેલા. તેમને અત્યારે એક દીકરો અને બે દીકરી છે. દીકરી નવેક વર્ષની છે, છતાં તેને પરણાવે ચારેક વર્ષ થઈ ગયાં છે. મોહનભાઇ મેટ્રિક પાસ થએલા છે તથા સત્સંગ મંડળના શુભેચ્છક મકનજી તરફથી વલસાડની ટેલીગ્રાફિક સ્કૂલમાં અભ્યાસ કરી તે રેલવેમાં લગભગ દસબાર વર્ષથી નોકર છે. વિશેષ અભ્યાસ કરી એ ખાતામાં પરીક્ષા આપી અત્યારે પોતાનો વ્યવસાય સંતોષકારક રીતે ચલાવે છે. બાપજી પ્રત્યેના સંબંધે તેમણે કંઇક ભાગ ભજવ્યો છે, માટે તેમનું ટુંક વૃત્તાન્ત આપ્યું છે.

ભગતજીની સાથે હાલ જોડા જોડ તેમનું ઘર છે. દરેકનો વ્યવસાય કેવળ જુદો જુદો છે. બાપજીના અવસાનના છેલ્લા વર્ષ અગાઉ ભગતજીના ઘરનાં વ્યવસાયમાં નહિ જેવાજ ઉપયોગી થઈ પડતા. મંડળની ઉપાધિ ન હોય ત્યારે પણ કોઈ દિવસ બાપજીનું ધોતીઉં સરખું ધોયું હોય કે ભલાં માજી જમનાંબાને શાક સરખુંએ લાવી આપ્યું હોય તેવું યાદ આવતું નથી. જોડાજોડ ઘર હોવાથી વહેલી જાગૃતિ થઈ હોત અથવા તેમનામાં સેવાવૃત્તિ જન્મી હોત તો ઘણામાં ઘણો લાભ લઈ શકત, પણ આ બધુંએ કેવળ આશ્ચર્યજનક છે. બાપજી ગોધરે ન હોય ત્યારે હું કે હરિભાઈ ઘર ધોળાવવા, કોઈવાર છાપરૂં સંચારવા કે બાપજીની ગેરહાજરીમાં કરવા લાયક ઘરગથુ કામ કરવા ગોધરે ખડકીમાં ગયા હોઈએ તે વખતે પણ

અમને ખાસ ઉપયોગી થઈ પડયા હોય એવું ભાગ્યેજ બન્યું છે. કોઈ હરિજનનો ન્હાપાણી જેટલોએ સત્કાર એમને ત્યાં થએલો ભાગ્યેજ જાણ્યો છે. અનેક માણસની અવરજવર હોવા છતાંએ અને એકજ ખડકીમાં બાપજીની લગોલગ ઘર હોવા છતાં આ ઈશ્વરનો માયિક ચમત્કાર નોંધ લેવા જેવો છે. આખા ઘરમાં છેલ્લા વર્ષે મોહનભાઈમાં બાપજી પ્રત્યેનો સાચો સદ્દભાવ જોએલો. તેમની કંઈક પણ સેવાવૃત્તિ કેળવાએલી છે એમ આ છેલ્લા વર્ષના ફાળા ઉપરથી જણાએલું. તેમની ઘણીખરી નોકરી ગોધરા સ્ટેશને હતી. વચમાં વલસાડ અને વીરમગામ પણ બદલી થએલી; એટલે કેટલાંક વર્ષો તો આમ બહાર ગામ ખાતે વીતેલાં. છેલ્લા વર્ષ પહેલાં ગોધરા પાછા આવી રહેલા. બાપજીની છેલ્લા માસની માંદગીની કારકીર્દિમાં તેમને અમદાવાદ બદલીનો હુકમ આવેલો, છતાં ખાસ પ્રયાસ કરીને ત્યાં રહેલા એ તેમનું બાપજી તરફની ખેંચાણનું કર્તવ્ય ગણીએ.

નડીઆદથી બાપજીને છેલ્લી માંદગીમાંથી મૂકી આવ્યા પછી ખાસ દેખરેખમાં ખોરાક અને આરામ એ ખાસ આવશ્યક હતાં. તે બાપજીના ભત્રીજા મોહનભાઇને સોંપી અમે પાછા ફરેલા. અવારનવાર પંદરે દિવસે જઈ આવતા, પણ બાપજીની તબીયતમાં જરાએ ફેરફાર થએલો નહિ. જોઈતો ખોરાક શરીરને તેની યુક્તિથી આપવામાં આવે તોજ ધારી 'અસર કરી નવું લોહી આવે.' પરંતુ મોહનભાઇથી તે બની શકેલું નહિ અને જેમની તેમ ખોખરી તબીયત ચાલુ રહેલી. એમ ચાલતાં શેઠ મથુરાંદાસને વિલાયત જવાનું થયું. વિલાયતથી પાછા ફરતાં કદાચ ઘણોક કાળ વીતે એમ ધારી ભગતજીને ગોધરે તાર કરેલો કે, જો અવાય તો સારૂં; નહિતર આશીર્વાદ મોકલી આપો. અંતર્યામી બાપજી તો જાણતાજ હોય કે પોતાનો દેહ ઝાઝો રહેવાનો નથી, માટે જઈ આવીએ. ગોધરેથી ઓચિંતા ઉપડવાનું ઠરાવ્યું. તાર માસ્તરે બધે તારથી ખબર આપી દીધી. વલસાડના મકનજીભાઈ બાપજી સાથે મુંબઈ જવાના હતા, એટલે બીજાની જરૂર રહેલી નહિ,

ત્યાં તાર માસ્તરે રજા કઢાવેલી અને બાપજીના ભત્રીજા તરીકે પોતે શેઠને ત્યાં ઓળખ થાય એવા બેવડા હેતુથી તૈયાર થએલા. ગોધરે બાપજીના ખંડમાં બેઠેલા મંડળમાં બાપજીનો પ્રોગ્રામ ગોઠવાતો હતો ત્યાં મોહનભાઈની ખાસ જરૂર રહી નથી એવી આનાકાની ચાલેલી. મેં તેમણે રજા કાઢેલી છે તો ભલે ભેગા જાય એવો ટેકો ઉમેરેલો. તેમ મુંબઈ જઈને ઘરાઈ આવેલા. બાપજી મુંબઈથી પાછા ફર્યા ત્યારે તો લેવા નહિ ગએલા. મુંબઈ મથુરાંદાસ શેઠને બંગલે અંધેરી બાપજી રહે તેવો બંદોબસ્ત કરીને શેઠ પોતે સ્ટીમરમાં વિલાયત જવા ઉપડી ગયેલા. મુંબઈ જેવા હવાપાણીમાંએ નિયમિત ખોરાક, ડખળ વિનાની જિંદગી અને બધો વ્યવસાય અનુકૂળ આવવાથી બાપજીની તબીયત દિનપ્રતિદિન સુધરતી ચાલી. શરીરે ફરીને લોહી લેવા માંડયુ. એકાદ માસના ત્યાં રહેવાથી તબીયત અસલ સ્વરૂપમાં દેખાવા લાગી. વર્ષાઋતુની શરૂઆત થવાથી અને દાદર બંગલેથી શેઠ કરસનદાસ અંધેરી બંગલે હંમેશ ન જઈ શકાય તેવા પ્રતિકૂળ સંજોગોથી દાદર બંગલે લઇ આવેલા. મોહનભાઈએ બાપજીને પત્ર લખેલો કે, પ્રભુ આપ ગોધરે પધારો. બાપજીએ લખેલું કે " ગોધરાનું તળાવ ભરાશે ત્યારે ત્યાં આવીશું. "

•

ભાઈ ઓચ્છવલાલને ભૂલી ગયા. ઈસ્પિતાલ છોડી મુંબઈથી બાપજીને નડીઆદ લાવેલા ત્યારે તે પોતે પણ અતિ આગ્રહપૂર્વક ટિકિટ લાવી ટ્રેનના પાછલા ડબામાં અમારી સાથેજ આવી રહેલા. નડીઆદ બે ચાર દિવસ રહેલા. તેમની જાસુસી વિદ્યાનો અમને થોડો ડર લાગવાથી ત્યાંથી વિદાય કરવા પડેલા. અમારી સાથે હોય ત્યારે તેમનો પત્રવ્યવહાર બધા સાથે ચાલુ હોય, સવારથી ઊઠયા ત્યારથી મિનિટે મિનિટ આમ બેઠા ને આમ ઊઠયા એ બધો હેવાલ ગામે ગામ પહોંચાડી દેતા, જેથી ખાસ નુકસાન એકજ હતું કે બાપજીની પૂરી સ્થિતિ જાણ્યા વિના કયાસ કરનારા એકલા લખાણુથીજ દોર-

વાઈને દોડા દોડ કરવા લલચાઈને બિચારા આવે અને અહીં અમારે ઘરે દોડધામ થઈ રહે; માટે તે ડખળ સહેલાઈથી દૂર કરવા તેમની ગેરહાજરી કરવી પડેલી.

માંદગીનો સમય એકાન્તિક શાન્તિથી વીતે અને બીજે ધ્યાન ન જતાં ચિત્તને બાપજીની સેવાનું એકજ ધ્યેય ધ્યાનમાં રહે એ હેતુથી બાપજી પાસેજ તેમને ટિકિટ ફડાવી આપવી પડેલી. એટલું તો ખાસ કહેવુંજ જોઈએ કે ઓચ્છવલાલની બાપજી પ્રત્યેની શુદ્ધ ભાવના અને પ્રેમ જેટલાં તેટલાં ન હતાં. એમને જવું તે વીષ જેવું થઈ પડેલું, એ જોતાં અમારૂં દીલ પણ ગદ્‌ગદીત થઈ ગએલું; પરંતુ આ ભયંકર માંદગીના સમયમાં ઓચ્છવલાલની હાજરી કરતાંએ તેમનો ડખળીઓ સ્વભાવ ચલાવી શકાય તેવો ન હતો. ઓચ્છવલાલે બાપજીને કહ્યું, "પ્રભુ, મને કાળી ટીલી આવશે!" એમ કહેતાં તેમના દીલમાં ઘણું લાગી આવેલું. બાપજીએ કહેલું કે, "ઓચ્છવલાલ, કાળી ટીલી નહિ આવે, લાલ ટીલી લાલની લાલ રહેશે. જાઓ, મારા રામને મટશે." એ ધીરજના શબ્દો તેમના કાનને પહોંચ્યા ત્યારેજ તે ધીરા પગે ઉપડવા તૈયાર થયા. તેમની સેવા પણ બાપજીના જીવનમાં પ્રસંગોપાત ઉપયોગી થએલી. ફળફળાદિ વગેરે બાપજીને જોઈતી વખતે અથવા ન જોઇએ ત્યારે પણ મોકલતાજ રહેલા. અંધેરી બંગલે પણ પોતે બાપજી સાથે રહી દેખરેખ રાખતા; અને માજીને રાજી રાખવામાં તો તેમના જેવી આવડ બીજા કોઈ પાસે હતીજ નહિ. બાપજીને મુંબઇથી અમદાવાદ મારે ત્યાં લાવવા યત્ન કરી મને ઉપકૃત કરી રહ્યા હતા, પરંતુ મુંબઈ બેઠે અમદાવાદની તે પળે જે અસહ્ય તાપ પડીને તાલકાં શેકીને તપોવનમાં તપ થતાં હોય તેનું દિગ્‌દર્શન ત્યાં બિચારાને કેવી રીતે થાય! કયાં શેઠને ત્યાંનો નિયમિત અને એકદમ સરળ વ્યવહાર અને કયાં અહીંનું ગરીબનું ઝુંપડુ! એટલે તેમની તે ગોઠવણી માટે આભાર માની તરત માટે ના પાડવી પડેલી. માજીને

રાજી કરવા તેમણે એક એવી મોટી ગંભીર ભૂલ કરી કે તેનો અંશ બાપજીના અવસાનના કારણ રૂપ નીવડયો, તે આપણે ભગતજીના અવ-સાન વખતે જોઈશું.

એક વખત બાપજી કંઈક બહારગામ ગએલા, અને માજી ગોધરે એકલાંજ હતાં. નડીઆદ મારો એક ભાઈ, દસેક વરસની ઉંમરનો, રતિલાલ માંદો પડેલો. બાર દિવસ સુધી અન્ન લેવાએલું નહિ. ત્રિદોષ ઉપડેલો. દેહ પડું પડું થઈ રહેલો તેમાં બાપજીની ધૂન મેં ઉમેરેલી. બાપજીની એક નાની છબી દેખાડી હિંમત ભીડાવેલી. કંઈક ખાવાનું પૂછી જોયું. બાપજીના નામે બેભાન અવસ્થા અટકી ભાન આવેલું. પ્રસાદ નિમિત્તે, ચ્હા નાસ્તા જેવું પણ થયું. મેં પૂછેલું, બાપજીને ત્યાં જવું છે ? ત્યાં કેવું સરસ હોય ? અહીં આપણા ઘરે આવતા ત્યારે કેવા બેસતા, આનંદ આપતા વગેરે વાતોમાં તેનું મન ખેંચીને ભ્રમિત ચિત્ત ઠેકાણે લાવવા યત્ન કર્યો હતો. બાપજીના નામે-જ એમ ઠીક થતું લાગતું. બાપજીનું નામ આવે તેટલી ઘડી ભાન આવી જતું, પણ પાછું વળી તેને તેજ. એમ છેવટે બાપજીને ત્યાં ગોધરે જવું છે એ વિચાર એનામાં દૃઢ થયો. કહે કે, લાવો મારાં કપડાં, ગોધરે જવું છે. બધાની સાથે ભારે હઠ કરી સવારના ચાર વાગે હું પ્રહ્નપોળમાં જુદો રહેતો હતો ત્યાં ગાડી કરીને લાવવો પડેલો. ગોધરે જવાની ગાડીની હજુ વાર છે અને હજી તો સવાર છે, કરી રોકી રાખેલો. દવા અને ખોરાકમાં મગનું પાણી આપેલું. માંદ-ગીની આવી સ્થિતિમાં બધાને જવા દેવા વિચાર નહિ, એટલે ગાડીનો આઠનો ટાઈમ ચૂકાવ્યો. નવ વાગે એણે પૂછ્યું "કેટલા વાગ્યા ?" કોઈએ કહ્યું, "હજીવાર છે." એણે બારી ઉઘડાવીને જોયું તો કહે, "તમે મને છેતરો છો, ગાડીનો ટાઈમ વીતી ગયો," અને ખૂબ રોવા લાગ્યો. જ્યારે મેં એને વચન આપ્યું કે બારની ગાડીમાં જરૂર લઈ જઈશ ત્યારે શાન્ત થયો. તે જાણતો હતો કે, 'ભાઈએ હા પાડી તે હવે નહિ ફેરવે.'

બાર વાગ્યાની ટ્રેનને અર્ધા કલાક અગાઉ ગાડી વગેરેનો બંદોબસ્ત કરી સ્ટેશને આવ્યા. એની તે વખતે એવી હાલત હતી કે ટ્રેનમાં પણ દેહ છૂટી જાય, પણ વિશ્વાસ બંધાયો તે બંધાયો, નિશ્ચિત મન શું ન કરી શકે? મારા કાકા, મામા, પિતા, માતા, વગેરે બધાં સગાવહાલાં ગાડી ઉપર આવેલાં અને બધાં એકમતથી લઈ જવાની નાજ કહી રહ્યાં હતાં. કદાચ એનો દેહ છૂટી જાય તો છેલ્લી વાસના રહી જાય માટે લઈ જવોજ જોઈએ એ મારો અભિપ્રાય હતો. મને તો દીલમાં નક્કીજ હતું કે બાપજીને બહાને નીકળેલો દરદી ગાડીએ બેઠેલો ગાડીમાં તો મરીજ રહ્યો. બધાએ આગ્રહપૂર્વક કહ્યું, કે ન લઈ જશો, ગાડીમાંજ પતી જશે એવી સ્થિતિ છે. મારાં માતુશ્રીથી ન રહેવાયું, એટલે કહે કે, હું તો સાથે જ આવીશ. હરિભાઈ, હું, તથા મારાં માતુશ્રી દરદીની સાથે ટ્રેનમાં બેઠાં. મારાં માતુશ્રી પાસે ત્યાં રહેવાનું થાય તો સાથે કપડાં ન હતાં, તેથી મેં આશ્વાસન કરેલું કે ત્યાં સૌ થઈ પડશે, માજી છે તેથી સૌ કરી લેવાશે. ડાકોર સ્ટેશન આવ્યું ત્યારે એને ભાન આવ્યું છે એમ લાગ્યું. તે બેઠો થયો, એટલે ચ્હા પાઈ અને સાથે થોડા મમરા પણ ખવડાવ્યા. ઘણા દિવસે પેટમાં અન્ન જવાથી ચેતન દેખાવા લાગ્યું. સેવાલીઆનું સ્ટેશન મૂકી મહીસાગરનો પૂલ જોવા બેઠોજ રહેલો, અને કહે કે, બાપજીને ત્યાં તો ગાયો ફરતી હશે, અને એવું દશ્ય જે તેની કલ્પનામાં દઢ થએલું તે જોવા લાગ્યો. નાનપણથી ઈશ્વર એટલે ગાયોનાં પુછડાં આમળતો એવો ચિતાર દઢ થએલો; કારણ કે વૈષ્ણવ સંપ્રદાયમાં ઉછરેલો. બાપજી મારે ઘરે ત્રણ ચાર વખત આવી ગએલા અને સત્સંગ વગેરેની છાપ તેને પડેલી એટલે તેના જુના અને નવા સંસ્કારોથી એમ નક્કી થએલું કે પ્રગટ ઈશ્વર તે બાપજી પોતેજ, અને તેમને ત્યાં તો ગાયો ચારવાનું અને એવું બધું હોયજ. ગોધરા સ્ટેશન આવ્યા. ગાડી કરી તળાવ ઉપર બાપજીને ઘરે પહોંચ્યા.

બાપજી તો ઘરે હતાજ નહિ. છતાં તેમનો પ્રભાવ અને પ્રતાપ તો દરેક સ્થળે વ્યાપક મૂકેલો અને ખુદ ઘરમાં તો હોયજ. માજી ઘરે હતાં. તેમણે શ્રમ લઈ બધો સત્કાર કરેલો. બાપજીના આશ્રય નીચે લાવીને રાખ્યો. ગાડીના ડખળાટથી માંદાને વધુ શ્રમ લાગે એટલે કંઈક બેભાન થઈ ગએલો, એટલે ખાટલામાં સુવાડયો. થોડી વારે ફળફળાદિ અને તરેહવાર પીપરમીન્ટ વગેરે લાવીને તેની પાસે ધર્યું. થોડી વારે ચેતન આવેલું ત્યારે બાપજીનો પ્રસાદ છે કહી ખાવા કહ્યું, એટલે પ્રેમથી તરત ખાવા મંડી ગયો. પૂછવા લાગ્યો કે, બાપજી કેમ દેખાતા નથી? કહ્યું કે, બહાર ગામ ગયા છે તે થોડા દિવસમાં આવશે. સાજાસમા બાપજીને ઘરે પહોંચ્યા છીએ, એ મતલબનો નડીઆર તાર કર્યો. ચાર દિવસમાં દરદી ભાઈના પૂરા વિશ્વાસે અને ગુરુદેવના પ્રતાપે સાજો થયો અને નિયમિત ખોરાક લેતો થઈ ગયો.

એક અઠવાડીએ નડીઆદ પાછા ફર્યા. અટળ ભાવનાએ પાંચ વર્ષ આયુષ લંબાવ્યું. બીજાં પાંચ વર્ષ પછી તેજ દરદથી નડીઆદમાં તેની તેજ સ્થિતિ થઈ અને દેહ છૂટી ગયો. છેલ્લે મરતા પહેલાં તેણે બાપજીની આરતી ગાએલી, અને બધાંને કહેતો કે, "આ બાપજી આવ્યા, તમને દેખાય છે?" તે પ્રસંગ પછી ચારેક કલાક મૌન રહી કશા ઉચ્ચાર કે કલ્પનાની માગણી વિના શાન્ત થઈ ગયો—પોતાના અસલ ઘરે પહોંચી ગયો—સ્વ સ્વરૂપે થઈ ગયો.

ઘરે સત્સંગના પ્રભાવનો આ પ્રથમ પ્રસંગ હતો. ઘરે એક પણ આત્માએ તેના દેહાન્તથી આંસુ ઢાળેલાં નહતાં. મારાં માતા તથા પિતાએ ઘણીજ દઢતા રાખી પૂર્ણ શાન્તિ જાળવેલી ને જળવાવેલી. રોવા કૂટવાનો સાંસારિક દસ્તુર મારા પિતાશ્રીની દઢતાથી ઘરમાંથી આજ પ્રસંગે કાઢી નાખવામાં આવ્યો. જુવાન પા'ડ જેવા છોકરાની પૂઠે રોવા કૂટવા દેતા નથી, એવી ઘણી ફરીઆદો ચકલે ચકલે અને લાગણીવાળા ન્નાતીલાઓને ઘેર ચર્ચાતી. જન્મમરણથી એક આત્મા

છૂટે ને મુક્ત થાય ત્યાં શોકને બદલે શાન્તિ છવાય છે તે પ્રત્યક્ષ તે વખતે ત્યાં હાજર રહેલાએ જોએલું છે. મારા જોડીદાર હરિભાઈ તો ત્યાં હાજર હતાજ, અને શાન્તિ સારી જળવાએલી. મરતાંની પળ શાન્તપણે અને જરા પણ ધાંધળ વિના જળવાય એજ ખાસ ઈચ્છવા જોગ. અવસાન શાન્તપણે મેડેજ થવા દીધેલું. ત્યાંથી નીચે ઉતારી રોયા કકળ્યા સિવાય સૌ જ્ઞાતીલાઓ શાન્તપણે ઈશ્વરસ્મરણ કરતાં સ્મશાને દહન ક્રિયા કરી આવેલા. મારા ઘરમાંથી પેઢી વારસામાં ઉતરી આવતું કુટમ્‌કુટાનું કર્કશ ગાણું કાયમ ખાતે બંધ થયું. મારાં માતાને જીવતાં લગીનું દાપું નીકળી ગયું. પોતાને ઘરે પંદર વરસના દીકરાને કૂટયો નહિ અને બીજાઓને કૂટવા દીધા નહિ તો પરાયે ઘેર જઇને કેમ કૂટાય એ આબરૂ સાચવવાના નિમિત્તે પણ આ રુઢિ બંધ પડી. ધીરે ધીરે જ્ઞાતિમાં આનો ચેપ ફેલાતો ચાલ્યો છે, અને ભજન કરતાં પણ સ્મશાને મૃતદેહને પહોંચાડે છે. રુઢિની સામે થવાનું બળ સત્સંગ સિવાય આવી શકે નહિ. ચાલતો ચીલો છોડી નવો સુગમ માર્ગ શોધવો એ ઓછું કઠિન નથી.

રતિલાલના અવસાન પછી એકવાર હું બાપજી પાસે ગોધરે ગએલો. ત્યારે બાપજી કહે કે, ‘કેમ રતિલાલ પતી ગયો ? કહ્યું, ‘હાજી આપે વેળાસર શરણે લીધો.’ કહે કે “ ઠીક થયું; છૂટયો. વળી અહીં લાવ્યા હોત તો પાંચેક વર્ષ ખેંચત, પણ પરણ્યા પછી ગયો હોત તો પાછળ છોકરીને રંડાપો આવે અને તમને ભાર ખેંચવો પડત: માટે પ્રભુએ જે કર્યું તે ઠીકજ કર્યું છે. પહેલાં લાવ્યા તો પ્રભુએ બા’નાની રાખી હતી, અને વળી લાવ્યા હોત તો પાંચ વર્ષ વધુ કા’ડી આપત, પ્રભુ દયાળ છે.” બાપજી પ્રભુના દરેક સમાગમીના આવા ઘણા ઘણા દાખલા છે. અને આવું પ્રત્યક્ષ જોયા પછીજ મારા ઘરમાં જાગૃતિ આવેલી. ત્યાંસુધી ગોધરા કોઈએ જોએલું નહિ. બધું દેખાદેખી ચાલતું. સંત ઉપર, ધર્મ ઉપર, ઈશ્વર ઉપર એમ ભાવના પણ વધતાં

વધતાં વધે છે. તન, મન અને ધન એમ ત્રણેથી સેવાભાવ રાખવા દરેક ધર્મગ્રન્થ કહે છે. એકલા તનથી, એકલા ધનથી કે એકલા મનથી થતી સેવા કરતાં ત્રણેથી ભેગું જળવાતું હોય તો લાભ લેવામાં સૌથી શ્રેષ્ઠ ફળજ આવે, અને તોજ આ ત્રણ રીતથી લાભ લેવાસૂઝે. વેગળેથી એમ માની લેવું કે એ તો બધું થયા કરે, તો પરિણામમાં પણ એતો બધું થયા કરશેજ આવે. કરો તે પામો; વાવો તે લણો; એ દુનિયાદારીના સિદ્ધાંતો સાદા પણ રહસ્યવાળા છે.

## ખડ ૨૩ મો.

" સંત મિલનકુ જાઈએ, તજ માયા અભિમાન;
ડગલે ડગલે યજ્ઞ ફળ, એમ કહે શ્રી ભગવાન."



સૂત્ર કોઈ વાર સમજાવતાં બાપજી કહેતા, કે કોઈ સંત પાસે જવું તો તેની પરીક્ષા લેવી કે તેનું પારખું જોવું એવી કાગદષ્ટિ કરવી નહિ, અને માયા, અભિમાનનો ત્યાગ કરવો કે હું કાંઈ નથી. મોટમ શું વસ્તુ છે? મોટો તો માયામાં. ઈશ્વરી પદે જતાં શું છે? એમ વિચારી અહં-કારનો ત્યાગ કરી દર્શન સુદ્ધાંત થાય તોજ તે ફળે છે અને ડગલે ડગલે યજ્ઞ ફળ થાય, એમ કહીને એક દષ્ટાંત કહેવા લાગ્યા;

એકવાર અર્જુન અને કૃષ્ણ ફરતા ફરતા નગરચર્ચા જોવા નીકળ્યા. ગામ બહાર એક પ્રેમી કુટુંબ રહેતું હતું. ઘણી માંદગીથી બિમાર આદમી હમણાંજ મરી ગએલો. મડદું પડેલું અને સંત રૂપે કૃષ્ણ અને સાથે શિષ્યના વેશે અર્જુન બંને તે બાઈના ઘર પાસેથી જતા હતા. ઘરમાં બૈરાં રોકકળનો ઠાઠ કરી રહેલાં, પુરુષો એક પછી એક આવી લાગેલા, અને ઓ મારા કાકા રે, દાદા રે, મામા રે, ફૂઆ રે થઈ રહ્યું છે. બાઈ તો વિધવા થઈ, એટલે હાથેથી ચુડીકર્મ

કરી બધું ફિતારી દેવાનું હતું. બાઈ સત્સંગી હતી. બહાર સંત ઉપર નજર પડતાં દોડીને સંતને બીજે બારણેથી બોલાવી કોથળો નાખી બેસાડયા. પોતાનો પતિ ગુજરી ગયો છે ત્યાં આ ધીરજ આવવી બહુ કઠણ કહેવાય. મડદું તો પડેલુંજ હતું. પોતાનો પતિ મરી ગયો હોય, લૌકિક કરવા બૈરાં અને મરદો ભેગાં મળ્યાં હોય ત્યાં રોવા કકળવામાંથી નીકળી સ્ત્રી આવી રીતે સંતની સેવા ન ચૂકે એ અજાયબ જેવું છે. લૌકિક વ્યવહાર થયાજ કરશે અને એ જુદું છે, આ પ્રતીતિ કાયમ રહેવી અને વ્યવહાર પણ થાય અને સમાગમ પણ થાય એ તે સંતની દિશા. કોથળા ઉપર બંને સંતને બેસાડી પગે લાગી ત્યાં તો હાથે ચુડો ભાળીને અર્જુને " અખંડ સૌભાગ્ય " કરીને આશીર્વાદ દીધો. કૃષ્ણજી જરા મનમાં હસ્યા. બાઈ કહે કે " પ્રભુ આપ બેસજો અને મારા પતિ મરી ગયા છે એમની વિધિ કરીને આ જલદીથી આવું છું. અને નાહીને આપને માટે ભોજન કરી જમાડું છું. કૃપા કરીને જતા રહેતા નહિ; બહુજ જલદીથી આવી પહોંચું છું." બંને સંત 'અમે જઇએ છીએ' એમ કહી ઊઠવા લાગ્યા. તે બાઈની આંખમાંથી અશ્રુ આવવા લાગ્યાં અને બોલી કે, મારૂં કમભાગ્ય કે " પતિની સાથે સંતસેવાનો લાભ પણ જાય છે." દયા લાવીને બંને બેઠા.

બીજે બારણેથી મડદું કાઢીને સ્મશાન લઈ ગયા અને બધી બાઈઓ તળાવ કાંઠે ચુડીકર્મ માટે ચાલી. કૃષ્ણે અર્જુનને કહ્યું, " અર્જુન, તે બાઈ તને પગે લાગી ત્યારે તેં તો અખંડ સૌભાગ્યનો આશીર્વાદ આપ્યો, અને બાઈ તો રાંડી, હવે તમારૂં વચન કેમ રહેશે ?" અર્જુને કહ્યું, " તે તમે જાણો; મારાથી તો બોલી જવાયું. તમે જોડે હતા તો તમારે સુધારી લેવું હતુંને ?" કૃષ્ણ કહે " હવે શું કરવું છે ? ચાલ નહિ તો મડદું બાળી દેશે, માટે ઉતાવળો થા." ત્યાંથી નીકળી સ્મશાન આવ્યા. મડદું ચાકી ઉપર ખડકેલું અને

આગ મૂકવા માણસ આગ લઇને ફેરા ફરી રહેલો. કૃષ્ણે બધા લોકોને પૂછ્યું "આને કેમ બાળી મૂકો છો? લોકો કહે કે "મરી ગયો છે તેથી આગ મૂકીએ છીએ." કૃષ્ણે કહ્યું, "ઉભા રહો; જોવા દો, ઉતારો નીચે." બધા બોલી ઊઠયા "અરે એ તો હવે ઉભો થઈ રહ્યો, જાઓ તમે તમારે રસ્તે." કેટલાકે કહ્યું "ઉતારો, ઉતારો કોઈ સાધુ છે, વખતે ક્રિયાવાળો હોય." લાલચમાં મડદું નીચે ઉતાર્યું. કૃષ્ણે અર્જુનને કહ્યું "ભાઈ, જો સો યજ્ઞનું ફળ હોય તો આમાં ફરીથી જીવ આવે." અર્જુન કહે "અમે તો એક રાજસૂય યજ્ઞ કર્યો તે પણ કેટલી મુસીબતે અને તમે તો વળી સો યજ્ઞની વાત કરો છો. એવા તો કોઇએ નહિ કર્યા હોય." કૃષ્ણ કહે "પૂછોને વળી કોઈએ કર્યા પણ હોય."

એમ કરતાં મડદું બાળતા થોભાવી તળાવ કાંઠે આવ્યા. પેલી બાઈની નજર સંત તરફ વળી કે તેણે તરતજ ઓળખ્યા કે આ તો હું બેસાડીને આવી હતી તે જતા રહે છે, એટલે એકદમ બૈરાંમાંથી દોડી આવી અને સંતને કહેવા લાગી "અરે! હો! તમે ક્યાં જતા રહો છો? હું આવું છું, ચાલો પાછા ઘેર. સંત કહે "બાઇ અમે જતા નથી રહેતા, પણ એક વાતનો ખુલાસો કરવા અહીં આવ્યા છીએ. તું આ ભાઇને પગે લાગી ત્યારે આ ભાઈએ તને ભૂલથી અખંડ સૌભાગ્યનો આશીર્વાદ દીધો, અને તારા પતિ તો મરી ગયા, માટે હવે એમનું વચન જવા બેઠું છે. જો કોઈએ સો યજ્ઞ કર્યા હોય અને તેનું ફળ જો આપે તો તારો પતિ સજીવન થાય." બાઇ બોલી "ઓહો! એમાં તે શી મોટી વાત. મેં ઘણાએ યજ્ઞ કર્યા છે. તેમાંથી હમણાં જે યજ્ઞ કર્યા છે તેનું ફળ આપું કે પહેલાં કર્યા છે તેનું આપું?" કૃષ્ણે કહ્યું "જે તાજા કર્યા હોય તેનું ફળ આપો." સંતે તે બાઈની હથેળીમાં પોતાના તુંબીપાત્રમાંથી આગળની નળી વાટે થોડું જળ રેડયું અને સંકલ્પ કરી પાછું તુંબીપાત્રમાં રેડવા તે

બાઈને કહ્યું. તે બાઈએ પોતે તાજા કરેલા સો યજ્ઞનો સંકલ્પ કરી પોતાની અંજલિમાંનું પાણી તુંબીપાત્રમાં રેડયું.

ત્યાંથી ઉતાવળે બંને સંત સ્મશાને આવી પહોંચ્યા. તુંબીમાંથી થોડું પાણી લઈ મડદા ઉપર છાંટયું, બધે શરીરે ચોપડયું; થોડું મોંમાં મુકયું અને જ્યાં આંખની પાંપણો ઉંચી કરી અંદર લગાડયું કે તે મૃત પુરુષ આળસ મરડી બેઠો થયો. બધાની અને અર્જુનની તાજુબી વચ્ચે બધા ચાલીને ઘેર આવ્યા. રસ્તામાં પેલી સ્ત્રી ચુડીકર્મ ન કરી નાખે તેટલા માટે એક પુરુષે વહેલા જઈને સમાચાર આપ્યા. એમ સ્ત્રી પુરુષોની મેદનીમાં મરેલા ભાઈ જીવતા થઈ ઘરે આવ્યા. અર્જુને પેલી બાઈને પૂછયું કે "હમણાં તેં તાજા યજ્ઞ કયા કર્યા?" તે બાઈએ કહ્યું "મારા મુએલા પતિને મુકી આપ સંતને મળવા દોડી આવી તે ડગલે ડગલે એક એક યજ્ઞ થયો. આપ જાણો છો અને મને આ બધું શું પૂછો છો.?" અર્જુન તો દિઙ્મૂઢજ થઇ ગયો. આજ સુધી તો તે એમ જાણતો હતો કે પાંડવો જેવો રાજસૂય યજ્ઞ કોઈ કરી શકેજ નહિ, પણ જયારે એક તો શું પણ ડગલે ડગલે અનેક યજ્ઞ કરનારને નજરે જોતાં પોતાનો ગર્વનો કાંટો ગળી ગયો.

ભગતજી મુંબઈથી છેલ્લા ગોધરા આવવા નીકળ્યા. વચમાં વલસાડ ઉતરવા મકનજીને કહી રાખેલું, પરંતુ મકનજી મુંબઈમાં ભેગા થએલા અને નહિ ઉતરાય કરીને માંડવાળ થએલી. જાણે રાખી મૂકેલા દરદની ગાંસડી ગોધરા જઈ છોડવાની હોય તેમ વહેલા વહેલા ગોધરે પહોંચવાની બહુજ ઉતાવળ કરી હતી. શેઠને ત્યાંથી મથુરાંદાસનાં બેન મણીબેને ફરીને એકવાર પાછા મુંબઈ આવવા વચન માગેલું, જયારે બાપજીએ ઉત્તર વાળેલો કે "હવે તો પ્રભુના હાથમાં અને દેહના હાથમાં. વચન ન આપી શકું. આ મેળોજ થયોને!" કહીને ટુંકાવી દીધેલું. મુંબઈથી બાપજીને ગોધરા સુધી પાછા મૂકી જવા સાથે વાઘજીભાઈને મોકલેલા. રસ્તામાં આવતાં મંડળનાં સ્ટેશનોએ

અગાઉથી સાંકેતિક રીતે મળી લેવા મુંબઈથીજ પત્રો લખી દેવામાં આવ્યા હતા. મુંબઈથી ગોધરા વળતાં પાલગઢ, ઉદવાડા, વલસાડ, નવસારી, સુરત, ભરૂચ, વડોદરા અને સમલાયા સ્ટેશનોએ હરિજનો મળવા આવેલા, અને જે જે સ્ટેશનોએ જે જે સત્કાર કરવામાં આવ્યો તે તે સ્વીકારી–ચ્હા, દૂધ, નાસ્તો જેટલા પ્રેમથી અપાયો તેટલા પ્રેમથી બાપજી આરોગતાજ ગએલા. ગાડીમાં ફુલના હારતોરાનો તો મોટો ઢગલોજ હતો. વડોદરા સુધી હરિભાઈ સામા લેવા ગએલા અને ગોધરે સેવક સ્ટેશને લેવા આવી રહેલો. સાથે મોહનભાઈ અને અન્ય હરિજનોની મેદની પણ સારી જામેલી હતી. સૌના હર્ષના પોકાર સાથે ટ્રેનમાંથી ઉતરી ઘણીજ સારી તબીયતે સૌને હસાવી ખેલાવી ઘરે આવી પહોંચ્યા.

જે રાત્રે આવ્યા તેને બીજેજ દિવસે સવારમાં કહેવા લાગ્યા કે, 'મને પેટમાં ચૂંક આવીને અમ્ થયા જેવું થાય છે. કદાચ મરડો થયો હોય.' મુંબઈમાં અઠવાડીઆથી આવું કંઈક થતું હતું એટલે સીધા ગોધરેજ આવેલા. મુંબઈથી તેમણે પત્ર લખેલો કે 'તળાવ ભરાશે ત્યારે આવીશું,' તે મુજબ જ્યારે આવ્યા ત્યારે તળાવ પૂર્ણ ટોચે ભરાએલું હતું, અને ચોમાસુ ચાલુજ હતું. મારા મણિભાઈએ ગોધરે હાજર હોઈ મરડાની દવા આપેલી અને તબીયતમાં ઠીક જેવું જણાતાં અમે બધા બહારગામ સૌ સૌને ઠેકાણે પહોંચી ગએલા.

બધા વીખરાયાને ત્રીજેજ દિવસે સાંજના આળસમાં માજીએ ખોરાકમાં નવું ન રાંધતાં એકલો ભાત વધારીને ચલાવી લીધેલું, અને મરચાં પુષ્કળ ધમકારેલાં, એટલે સાંજના વાળુમાં ભગતજીએ માજીના હિસાબનો સ્વાદીઓ ભાત ખાધેલો અને તેથી કે ગમે તેવા કારણથી શરીરમાં વિચિત્ર અસર થઈ. રાતના લોહીના કોગળા શરૂ થઈ ગયા. ધોરી નસનું અસલનું દરદ ઉપડી આવ્યું. છાતીમાંથી લોહી ચાલુ આવ્યાજ કરતું અને મ્હોં તથા નાક વાટે નીકળ્યાજ ગયું. કેમે

રહેજ નહિ. પાસે તેમના ભત્રીજા મોહનભાઈને જોડેનાજ ઘરમાંથી બોલાવવા માજીએ હાક દીધી, પણ મોહનભાઈ સ્ટેશને નોકરી ઉપર ગએલા, ત્યાંથી તેમને બોલાવેલા. કેમે લોહી નીકળતું બંધ રહેજ નહિ. નડીઆદ તાર કરી ખબર આપવા બાપજીએ કહેલું. તાર માસ્તરે સ્ટેશને આવીને તારથી પ્રેક્ટિસ આપી; પરંતુ પહોંચી કે નહિ તેની તપાસ પણ કરેલી નહિ. પૈસા ખરચીને તાર કર્યો હોત તો વધુ ચોક્કસ થાત. પરંતુ આજ લગીના બધા પ્રસંગોની માફકજ પૈસા ખરચવાનું દીલ થાયજ કયાંથી? મરણની ઘાત વખતે પણ ત્યાં હાજર હોઈ દાક્તર, વૈદ્ય કે કોઈપણ જાતની મદદ કે ઉપચાર કરેલા નહિ, હંમેશાં તેમના રોતડ સ્વભાવ પ્રમાણેજ કશુંએ સૂઝેલું નહિ. તારનો સંચો બગડેલો એટલે સમાચાર ગોધરે ને ગોધરેજ સ્તંભી ગએલા. સવારની ટ્રેનમાં નડીઆદથી કોઇ જરૂર આવશે એમ ધારીને રાહ જોયાજ કરી, પરંતુ ખબર પહોંચ્યા વિના કોણ આવ્યું હોય? સાંજની ટ્રેનમાં પણ ન જોયું એટલે બાપજીને સંકલ્પ થયો કે ખબર મળી નહિ હોય; અને અંતરથી તો જાણતાજ હોય. રાતના દસની છેલ્લી ટ્રેનમાં પણ કોઈ ન આવ્યું ત્યારે પંજાબ મેલમાં વડોદરે થઈ નડીઆદ જવા નારાયણ સોનીને મોકલવામાં આવ્યા. તાત્કાલિક લોહી અચકાવવાને મોળા અને મેલા દીલના અને મેઢા સ્વભાવના તાર માસ્તર હાજર હોઈ કંઈ પણ ઉપાય નહિ લીધેલો.

શરીરમાંથી આ બધો વખત પુષ્કળ લોહી વહ્યાજ કરતું હતું, તેથી અશક્તિ આવી માથામાં ચકરી જેવું થયા કરતું. આટલા આટલા કલાક સુધી ચાલુ ને ચાલુ લોહી શરીરમાંથી એકત્ર થઈને તૂટેલી ધોરીનસ વાટે ઠલવાયા કરતું હતું. લોહી અચકે નહિ, ત્યાં ખવાય કે પાણી સરખુંએ પીવાયજ શાનું! ચોકડીમાં બેઠા બેઠા લોહીની ઉલટી કર્યાજ કરે. માથામાં ફેર પણ આવવા લાગ્યા ત્યારે ખાટલામાં બેસી પીગ્દાનીમાં લોહી કાઢતા હતા. લોહી બધું ખાલી થઈ જવાથી

નીકળવાનો જોસ નરમ પડી ગયો, અને થોડે અંતરેજ આવવા લાગ્યું. ખોરાક પાણી વિના પૂરા ત્રણ દિવસ જ્યાં લોહી વહીજ જાય ત્યાં શરીરમાં રહે શું! બાપજીના ભત્રીજા મોહનભાઈની મોટામાં મોટી ચૂકથી ભગતજી માટે કંઈ પણ ઈલાજ લેવાયો નહિ. ત્યાં ને ત્યાંના કોઈ દાક્તર કે વૈદ્યને બોલાવી સલાહ લેવાનું અતિ અગત્યનું કામ હતું, છતાં આવી બેકાળજીના રોગે પિડાઈને દેહ છોડવાનો હશે કે તેમનું દીલ કંઈ પણ ઉપચાર કરવા પીગળ્યું નહિ.

ત્રીજે દિવસે નારાયણ નડીઆદ આવી મારા પિતાશ્રી, હરિભાઈ તથા હરગોવિંદદાસ દાક્તર પાસેથી પ્રથમ જે દવાથી આરામ થએલો તેજ દવા લઈ પહેલીજ ટ્રેનમાં હરિભાઈ સાથે ગોધરા આવ્યા. બાર વાગે ઘરે પહોંચ્યા, અને સ્થિતિ જોતાં શરીર લોહી વિનાનું ફીકું થઇ ગયું હતું. લોહી ન હોવાથી વહેતું અચકયું હતું. લાવેલાં દવાનાં પડીકાં આપ્યાં. પરંતુ રાત સુધી અસરજ ન મળે. ઝાઝા વખતના લોહીના ધસારા બંધ વહેવાથી લોહીની ધોરીનસનું મોઢું પહોળું થયું હતું અને શ્વાસ તથા ખોરાકની તેજ નળીનો ભેગો રસ્તો હોવાથી દવાના જોરે અચકેલા લોહીના ધાંગા સાથે સહેજ ખોંખારતાં લોહી ચાલેજ આવતું હતું.

•

હરિભાઈ નડીઆદથી દવા લઈ ગોધરે ગયા તે વખતે અમદાવાદ સેવકને તાર કરેલો, જેથી બપોરની ટ્રેનમાં નીકળી હું પણ ત્યાં પહોંચી ગયો હતો. મેં ને હરિભાઈએ મળી સવારમાં ત્યાંના સિવિલ સરજનને બોલાવીને સલાહ લીધી. નડીઆદથી આણેલી દવા બતાવી. સિવિલ સરજને કહેલું કે લોહી બંધ થતાં ચાર દિવસ લાગશે અને કોઈ પણ દાક્તર જે આ દવા આપેલી છે તેજ દવા આપશે. વધુ દિવસ વીતવાથી હવે નાઇલાજ જેવું થયું હતું. સિવિલ સરજનની દવા પણ લાવેલા, છતાં ન મટવાથી પાંચમે દિવસે વૈદ્ય બોલાવવા બાપજીના કહેવાથી તેમણે કહેલા ગોધરાનાજ વૈદ્યને બોલાવેલા, અને તેમની દવાથી વહેતું લોહી બંધ થયું. માત્ર ગળફે ધાંગા જેવું આવતું હતું.

ચારેક દિવસની વધુ દવાથી તે પણ બંધ થયું. તેમની દવા લેતા ત્યાં સુધી ખોરાકની ભારે પરેજી હતી અને દૂધ ખાસ ખોરાક તરીકે હતું. શરીરમાંથી લોહી બીલકુલ ચાલી જવાથી પાચનશક્તિ મંદ પડેલી. કાંઈ પણ ખોરાક કે દૂધ સરખુંએ પાચન થતું નહિ, અને ઝાડાની કબજિઆત રહેતી.

સેવક ત્યાંથી એક દિવસ અમદાવાદ આવી એક માસની અર્ધા પગારે રજા લઈ ત્યાં રહ્યો હતો. હરિભાઈ તો સ્વતંત્ર હતા. એટલે કોઈનીએ રજા લેવાની હતી નહિ, જેથી બંને સાથેજ હતા. મેં રજા લીધી ત્યારે બાપજીના ભત્રીજા મોહનભાઈએ પણ રજા કઢાવી. મેં એમને સમજાવીને કહ્યું હતું કે હું નોકરી પર હાજર થાઉં ત્યારે તમે રજા કઢાવજો. પણ તેમણે માનેલું નહિ. હું અને હરિભાઈ બંને હોઈએ ત્યાં તેમની જરૂર ન હતી. અમારા બે વિના તે એકલા સંભાળી શકે એવા ન હતા. પછી અમારી સાથે રજા લઈને હાલ ખાસ રહેવા બીલકુલ જરૂર ન હતી, છતાંએ તેમ થયું. પાછળથી એમ બન્યું કે મારે નોકરી ઉપર હાજર થવું પડયું; હરિભાઈ એકલાને મારા વિના ત્યાંનો વ્યવસાય ચલાવવાનું ન ગોઠવાથી તે પણ નડીઆદ ચાલી ગએલા અને અમે બંને આમ ગોધરે ન રહી શકયા તેવી પરિસ્થિતિમાં ડહાપણ વાપરીને તે પણ હાજરજ થઈ ગયાં અને બાપજીને એકલા મૂકવાનો સમય આવ્યો. બાપજી પોતે એક શું વસ્તુ હતા અને તેમનાંજ ધણિઆણી તથા તેમના ભત્રીજા એકએકથી નમુનેદાર હતાં. બંનેનું ડહાપણ અને ડખળ એટલું બધું વધુ પડતું થઈ પડતું, કે કોઈપણ માણસ તે પરિસ્થિતિમાં બાપજી પાસે રહી સેવા કરી શકયો નહિ. ખુદ હરિભાઈ, વાઘછીપાના ઝીણાભાઈ, અમૃતલાલ કે મારો મણિભાઈ કોઈ એકલા ત્યાં નીભાવવા શક્તિમાન થયા નહિ. એવું પણ હતું કે દવાદારૂની સમજ, બાપજીને દરેક રીતે અનુકૂળ થઈ પડાય તથા માજી અને તેમના ભત્રીજાની ડખળ સમજી યોગ્ય યુક્તિએ કામ કરે જાય,

રાતના ઉજાગરો વેઠી શકાય, આમ બધું જે સંભાળી શકે તેજ ત્યાં ટકી શકે. મને પણ ઘણી વાર કંટાળો આવી જતો. બાપજી ઉપરનો પ્રેમ કાયમ સ્થિર રહેતો, પરંતુ આજુબાજુનું અનહદ ડખળીયું વાતા-વરણ ઝાઝા દિવસ નીભાવી શકાતું નહિ. ઝાઝા દિવસના કાયમ ઉજા-ગરાથી સ્વભાવ ચીડીઓ થઈ જતો. થોડા દિવસ વાતાવરણ બદલવા મન થતું. બાપજી પાસે કોણ રહી યોગ્ય સંભાળ લેશે, તે વિચારને મનમાંથી કોઈ રીતે ખસેડી શકતો નહિ. વધુ રજા ન મળે, કંટાળો, મનની કંઈક નિર્બળતા, એ બધાએ મારા ઉપર સખત હુમલો કર્યો. અને અમૃતલાલને ત્યાં ગોઠવી, મોહનભાઈને સોંપી હું અને હરિભાઈ પાછા ફરેલા. અમૃતલાલે પંદર દિવસ રહીશ એમ કહેવાથી અમે સંતોષથી કેટલીક દવાદારૂની ખાસિઅત સમજાવી પછી ગએલા; છતાં અમૃતલાલ ત્રીજેજ દિવસે અમારી અજાયબીની વચ્ચે ત્યાંથી રવાના થઈ ગએલા. તેમને અનુકૂળતાથી ગોધરે બાપજી પાસે રહી શકાય માટે હરિભાઈએ આર્થિક મદદ આપી રાખેલી; છતાંએ આમ બનેલું. બાપજી નિમિત્તે તેમના ભત્રીજા એક પાઈ પણ ખર્ચી કંઈ પણ લાવે તેવું હતુંજ નહિ, એ કહેવાની ખાસ જરૂર નથી.

દવાની પરેજી કઠણ પડવાથી બાપજી કંટાળ્યા. રોગીને અનેક રોગની વ્યાધિ, ભાવે તેવો ખોરાક લેવાય નહિ, લોહી વિનાનું માત્ર હાડપિંજર જેવું તદન ખાલી શરીર, ખોરાક પચી શકે નહિ, અને તેથી જેમ નબળા ઢોરને બગાઈઓ ઘણી તેમ દુઃખમાં દુઃખ ઉમેરાયા કરતું હોય, ત્યાં બાપજી જેવા રોગીની સ્થિતિ પણ કેવી થાય! મૂળથી જ્ઞાનમૂર્તિ કેવળ વૈરાગી, તેમાં દેહની આ સ્થિતિથી દેહ ઉપરથી કેવળ કંટાળી જતા. પરેજીને લીધે દવા બંધ કરવી પડેલી. પચી શકે તેવો તેલ મરચાં વિનાનો તદન સાત્વિક ખોરાક આપતા. થોડા દિવસ આમ નિયમિત ચાલ્યું.

---

## ખંડ ૨૪ મો.



એટલામાં વાઘછીપેથી કૃષ્ણની અષ્ટમીની તિથિ ઉપર આનંદ કરવા હરિજન મંડળ ગોધરે આવવા નીકળી ચૂકયું. બાપજીની તબીયત છેકજ બગડી ગઈ છે એવા સમાચાર વાઘછીપે પહોંચેલા નહિ; નહિતર બાપજીને જરા પણ તકલીફ થાય એવું કર્તવ્ય તે કરેજ નહિ. પરંતુ સત્સંગના પુરા પ્રેમી અધિકારી અને છેલ્લાં દર્શનની લાયકાતે કુદરતી પ્રેરણાથી આવી પહોંચ્યા. વલસાડ મુકામે તાર માસ્તર તરફથી બાપજીના સમાચાર પહોંચેલા હતા, પરંતુ વાઘછીપાના મંડળને દર્શન નિમિત્તે અર્ધી મુસાફરીએ અટકાવવા વલસાડ સ્ટેશને કોઈને ઉચિત લાગેલું નહિ. બાપજીની માંદગીના સમાચાર આવીજ રીતે દરેક સ્થળે પહોંચી શકતાજ નહિ. તેવું નિયમિત બંધારણ જેવું પણ નહોતુંજ, અને કેટલાકને જે ખબરો પહોંચતી તે પણ ભાગ્યાતૂટયા સ્વરૂપનીજ; અને તેથીજ અંતપર્યંત બાપજીની માંદગીની સ્થિતિ અને તેની પાસે ચાલતા વ્યવસાયથી કે સેવા વિભાગથી દરેક જણ કેવળ અજ્ઞાતજ રહેલા છે. થોડું થોડું જાણી ટીકા કરવાના સ્વભાવે દરેક જણ પોતાનો ફાળો વિચિત્ર રીતેજ આપવા કરતું. આંતરિક સ્થિતિનો પુરો અભ્યાસ કરી દરેક રીતે મદદરૂપ થઈ પડે તેવું બન્યું નથી.

બાપજીના ભત્રીજા મોહનભાઈ તરફથી જેમની સાથે તેમનો પત્ર વ્યવહાર ચાલતો તેમને સમાચાર દીધેલા કે ગોધરામાં હરિજનોની ધમાલ કરવા જેવી તબીયત ભગતજીની નથી. કોઈ કોઈવાર તાર માસ્તરનું ડહાપણ ઘણું ઉભરાતું. કામની વ્હેંચણી કરી યોજી મૂકયું હોય, છતાંએ અમે જે કંઈ કરીએ તેનું તેજ કરવામાં વધુ મિઠાશ રહી જતી એમ તેમને લાગતુ. એક વેળા હરિભાઈએ બાપજી માટે હાથપગ ધોવા ડગે નહિ તેમ પાટલો મૂકેલો. અમે ત્રણેજણ બાપજી

જાજરૂમાંથી નીકળે તેમને સાચવીને ઝાલી હાથ પગ ધોવરાવવા સાથેજ ઉભા હોઈએ; કારણ કે અશક્તિને લીધે સ્થિરતા રહેતી નહિ. હરિભાઈનો મૂકેલો પાટલો તેમના પવિત્ર હાથથી સ્પર્શ કરી ઉચકીને જેવો હરિભાઈ નીચે મૂકે કે તરતજ તેમણે ઉચકીને ત્યાં ને ત્યાંજ મૂકયો. એકવાર બાપજીને સહેલાઇથી જોડા પહેરાય તેવી રીતે મેં ગોઠવીને મૂકયા; અમારા મોટાભાઈએ હસ્ત સ્પર્શ કરીને ઉંચકી જોઈ હતા ત્યાંને ત્યાંજ મૂકયા. એક વાર રાત્રે બાપજીને પાણી પાવા હું ઊઠેલો. પાણી પાઈને લોટો ખાટલા નીચે મૂકેલો. આ વખતે વડા ભાઈ પથારીમાં સુતા સુતા નજર કરી રહેલા. જેવો લોટો ગોઠવીને મૂકયો કે લોટાની તે સેવામાંથી પોતે રહી ન જાય અને અમને જે મળે તેમાં અર્ધો અર્ધ સરખો ભાગ લેવા લોટાની સાથે તેમણે અંગ્રેજી ઢબ મુજબનું માનવંતુ હસ્ત ધૂનન કરી લોટો ત્યાંને ત્યાં રહેવા દીધો. એમ દરેક વખતે અમે જે કર્તવ્ય કરીએ તે સુધારાવધારા કરીને તેમનું તેમજ રાખી તેમાં પોતાની સેવાનો હક સિદ્ધ કરી દેખાડતા.

અમારી ગેરહાજરીમાં જે દેખરેખ રાખવી જોઈએ તેની તો વાત હતીજ નહિ. ખોરાક સરખાનીએ પુરતી દેખરેખ ન રહેવાથી નવું લોહી આવ્યું નહિ, અને દિન પ્રતિદિન શરીર ઘસાતું ચાલ્યું. અમૃતલાલ અને આ ભલાભાઈને સોંપી અમે તળાવ ઉપરથી ટેકરો ઉતરી સડકે પહોંચ્યા નહિ હોઈએ ત્યાં તો તેમણે આગવું ડહાપણ છોડી મૂકયું. વલસાડથી બાપજીની હકીકત લખી મકનજી પાસે તાવની દવા મંગાવેલી, તે આવી પણ ગએલી. આ બધું તે ભલા ભાઈ અમારાથી ખાનગી સમજેલા. અમે હતા ત્યાં સુધી દવા આપવાની કે તે સંબંધી વાત કરવાની પણ હિંમત કરી શકેલા નહિ. અમારો પગ વળવાની જાણે રાહ જોતા હોય તેમ અમે સડકે ચાલ્યા કે તુરતજ તે દવામાંથી ડોઝ દઈ દીધો. અમૃતલાલને અમે મુકેલા પરંતુ તેમને તો ઊઠા ભણાવી ગયા. રોગીને વિના દવા કે અલ્પ દવા ઉપરજ રાખવા અને તેમ રાખીને ખોરાક, આરામ અને નિયમિતપણું જાળવી કુદરતી રી-

તેજ બાપજીને રાખતા. ખોરાક પચાવી ન શકે એવા કારણોએ ખાધા પછી પચવવા નિમિત્તે શરીરમાં ગરમી વધી આવતી તે તાવનો રોગ ન હતો. છતાં બારોબારથી તાવની દવાઓ મંગાવી અમારી ગેરહાજરીમાં બાપજી જેવા કથળી ગએલા શરીર ઉપર અખતરા અજમાવવામાં આવ્યા. શકિત ઘટતી ઘટતી છેકજ જવા બેઠી. આવું ફેરવાફેરવ અને દરેકમાં હદ પારનું ડહાપણુ વધી જવા માંડયું.

ખોરાક માટે માજીના ટીટિઆરાનો તો હિસાબજ ન હતો. એક માસની રજા પુરી થતાં સુધી તો એક વખત બપોરના માજી રાંધે તે આપતા. તે પણ અમે સંભાળીએ પરંતુ આ ના આપશો! આ નથી આપવું! આ ન અપાય! આ વાયડું પડશે! આ ગરમ પડશે! એ તો હુંજ કરી આપીશ. એટલે એક ટાણાનું તો તેમને હાથેજ થવા દેવું પડતું. તબીયતને લીધે ટુકડે ટુકડે બે ચાર વખત અપાય તોજ સારૂ; પરંતુ માજીનો પિત્તો સાચવવો તે આવી તાતી તાવણીમાંથી પડીને નીકળી જુએ તેને ખબર પડે. એકથી બીજી વાર માજી રાંધે પણ નહિ અને રાંધવા પણ ન દે. સાંજના આવી બાપજીને, હાથનો લટકો કરી પૂછે, "કેમ, શું ખાશો?" પૂછવાની ઢબ ઉપરથીજ બાપજી તો જાણી જતા કે આ કંટાળીને આળસીને મને પૂછે છે, એટલે 'ના, નથી ખાવું' એમ કહેતા. બાપજીને દાંત મળે નહિ, કાઠી રકમ ચવાય નહિ, એમ દરેક જાતના ઉપદ્રવે સામટું સંગઠન કર્યું. રોગીને રોજ કાંઈ નવીન ભાવતું કરી આપવું એ તો માજીથી કદાપિ બનેજ કયાંથી! વેઠ કાઢે રાખવાનું હતું. સાંજના કંઈ ન કરતાં અથવા બાપજી માટેનું તો નહિજ, અને કહે કે "ના કહી, એટલે એ ખાશે નહિ—કાંઈ નહિ, દૂધ આપીશું." અને વળી કહે "કંઇ માંદાને પચે છે!" કરીને ડહાપણુ ઉમેરતાં. ઇસ્પિતાલમાં પંદર દિવસ દૂધ ઉપર રહ્યા પછી દૂધ અભકે પડેલું એટલે ભાવેજ નહિ. સ્વાદ વિનાનું લુખ્ખું મોઢું થઈ ગએલું એટલે દૂધ એમને અકારૂં થઇ પડેલું—ગમતુંજ નહિ-

રાતના માજી સૂઈ જાય પછી દસ વાગે કે કોઇ વાર બાર વાગે કે રાતના બે વાગે, જ્યારે ભગતજીને ખાટલામાં ભૂખે ઇહાપુંહા કરતા, જ્યાં પેટમાં કયરમ ચાઉં ચાઉં કરી ચુંથારો કરતા ભાળતો, કે તેમની નજીક જઈ હાથ મ્હોં તરફ ધરી ઇસારાથી 'ખાવું છે!' કરી પૂછતો. મારી સાથે તો દીલ ખોલીને બોલતા; માટેજ એમની સાથે મને અને મારી સાથે એમને એમ ઘણુંજ ગોઠતું, અને કહેતા કે "ગરુ બરુ કાંઇ નહિ; પણ માબાપની પેઠે ગણજો અને દીકરાની જેમ રહેજો." એમ રાતના ખીચડી, ભાત, કે બાફેલું સુરણ વગેરેમાંથી એકાદું કરી આપતા. અંદરના ઓરડામાંથી માજી તો બૂમો માર્યાંજ કરે કે 'ના, અત્યારે તો કાંઈ નથી આપવું, એ તો કહ્યા કરે." અંદરથી માજી અને બહારથી તેમના ભત્રીજા અમારા મુરબ્બી મોટાભાઈ દરેક રીતે બની શકે તેટલી હેરાનગતિ કરવા ચૂક્યા નથી. માંદા માણસને ખોરાકની જ્યારે રુચિ થાય ત્યારે આપવુંજ જોઈએ અને ઓછામાં ઓછી બે વેળા આપ્યા સિવાય તો શરીર ટકી શકે પણ નહિ. બાપજીની પાસેની આ બધી રમતો અમને બહુજ વિષમ સ્થિતિમાં મૂકતી; અને જો અમારા રહેવા છતાંએ ખોરાકની પણ દેખરેખ અને જોઇતી પુરવણી ન થાય તો ત્યાં રહીને બીજી સેવા પણ શું કરવાની હતી? ભૂખ કડકડીને લાગી હોય ત્યારે બાપજી પેટ ઉપર હાથ ફેરવીને શરમિંદે ચહેરે ઇસારો કરતા, અને સાથે દયાદ્ર ભાવે બોલતા કે "અત્યારે કાંઇ નહિ, સવારે;" પણ અમે તો ગોખી મૂકેલો મંત્રજ હતો કે ખોરાક વિના દેહ ટકી શકવો નથી. હરિભાઈ અને મોટા સુપરીન્ટેન્ડન્ટ તાર માસ્તર મોહનભાઈ એમ અમે ત્રણે મળી રસોડેથી પકાવી લાવતાં અને ખવાડતા.

માજીના ઠપકારૂપી ટપલાથી માથે તાલ પડતા અને તેમના ભત્રીજા તો તેમના પૂજારી હતાજ. માજીને રાજી રાખવા અને તેમનાથી બ્હીને તારમાસ્તર બાપજીને પણ કોરેજ મૂકતા, ત્યાં કેવળ

બાપજીનેજ જોઈને સેવાભાવે ચાલે એ અમારી ગેરહાજરીમાં ન બનવાથી, અને વિચિત્ર દવાઓના પ્રયોગોથી, તારમાસ્તરના ડ્હાપણના ભંડારાના ઈજારાથી, અને માજીએ ખવરાવવાના આળસમાં, બુટ્ટા પ્રભુને એક વરસ જિંદગી ટુંકાવવાના કારણ રૂપમાં ઉમેરો કર્યો. બોધરેથી અમદાવાદ લઈ આવવા મેં બાપજીને પચાસ વખત આજીજી કરી. માજીની પાસે પણ કહેવડાવ્યું, પરંતુ તારમાસ્તરે વચમાં આડ લીધી કે, 'મારી સેવા જાયને! મને તો બંને કામ થાય!' આવી મમતામાં બુટ્ટાને ખોઈ બેઠા. અમારી સાથે હરિફાઈ કરીને ખોટી સ્પર્ધા કરી બુટ્ટાને પરવારી જવા આમ કારણ મળ્યું. અમદાવાદ મારી સાથે લાવ્યા હોત તો ખાવાનો કોયડો સહેજે ઉકલી જાત, એથી માજીને રાંધવાનું કે કંટાળવાનું રહેત નહિ અને જિંદગી ટકી શકત; પરંતુ તે તો પરવારી જવાનું ઠરાવીજ બેઠેલા એટલે તાર માસ્તરને ડ્હાપણ છેલ્લી વારેજ ઉભરાઈ ચાલ્યું. હરિભાઈ સાથે તો એક વાર બોલેલા કે, 'મારા તો બેવડા સગા છે, ને તમારા તો એકવડા સગા છે,' પરંતુ વાત તો ટૂંકી એટલીજ હતી કે 'સગા' કરીને ચાળવણીથી કે યુક્તિ પ્રયુક્તિથી તબીયત સમજીને ચલાવવા જેટલી દરેક બાજુની બુદ્ધિ અને ચિકિત્સક પ્રકૃતિ તેમનામાં હતી નહિ, અને નહિ એક રાતી દમડી ખરચવાનુંદીલ કે કંઇ પણ જતું કરવાનો ત્યાગ, કે બાપજીને આરામ થવાની આશા પડે. આમ બધો ઘાટ કથળ્યો.

એક દિવસ બાપજીને લાગ્યું કે પોતાની હયાતીમાં પોતાની જાતેજ અમુક રકમ પરમાર્થ અર્થે વાપરવી. હરિભાઈ, હું, તારમાસ્તર અને માજી બાપજીના ખાટલા નજીક બેઠેલા હતા. ત્યાં બાપજીએ ખાટલામાં બેઠા થઇને વાત છેડી કે "આજ સુધીમાં બ્રાહ્મણ પાસેથી મારી પાસે રૂપીઆ ૩૦૦૦) જેટલી રકમ આવી છે, રૂ. ૧૦૦૦) જેટલું વ્યાજ ગણી રૂ. ૪૦૦૦) અને બસો પાંચસો

ઉમેરી ધર્માદા કરી દેવા જોઈએ, એવો મારો વિચાર છે કે એ ઋણમાંથી મુક્ત થવાય. ખાલી બંધન કોણ વેંઠે !" એમ વાત કાઢી ત્યાં માજીએ તેમની સામે સખત વાંધો લીધો કે "ના, એટલા બધા નહિ, તમારે જોઈએ તો તમે એક હજાર લો. તમારા હાથમાં મૂકું; વધારે નહિ. તમારા દેહ પછી મારે વિવેક કરવો જોઇએ તે હું શું કરૂં ? તમને તો આવડે છે એ તુલાવેડા!" એમ વાત કરીને વાંધો પાડયો. જાણે માજીએજ કમાઈને ભેગા કર્યા હોય અને તેજ માલીક હોય તેમ આમ સતામણી કરી મૂકેલી.

નવસારીના આનંદસાગર પ્રેસના માલીક ઓચ્છવલાલે, છેલ્લા બાપજી મુંબઈ ગયા તે વખતે ગોધરામાં મણિભાઈ મહાસુખભાઇ સરાફને ત્યાં બાપજીએ ગોઠવેલા રૂા. ૪૦૦૦) ખટપટ કરી, મણિભાઈને એકદમ બોલાવી પૈસા મુંબઈ શેઠને ત્યાં મુકાવ્યા. બાપજીની આર્થિક ચાળવણીમાં કોઇ પણ પ્રસંગે વચમાં પડવા બન્યું નથી. બાપજીના કહ્યા સિવાય એકલાં માજીને રાજી રાખવા બાપજીની મર્યાદા તોડી મણિભાઈને પૈસા લઈ મુંબઈ આવે એવો પત્ર લખેલો. પાછળથી બાપજીને મુંબઈમાં મણિભાઈને જોતાંજ તથા આ ખટપટ સાંભળતાં ઘણીજ ગ્લાનિ ઉપજેલી. જે મુદ્દાસર બાપજીએ પૈસા ગોધરામાંજ ગોઠવેલા તે વ્યવસ્થાની આમ ધૂળધાણી થઈ. બાપજીના મનની વાત કોઈ જાણી શકે નહિ, અને આમ આગવું ડહાપણ વાપરી આ બધો ખેલ કચાળવામાં બીજા કારણ ભૂત ઓચ્છવલાલ થયા. માજીના પૂજારી ઘણા હતા. માજીને રાજી રાખી પોતે બાપજી પાસે જલદીથી નજીક જઈ શકે, તે માટે માજીની ઇચ્છા પાર પાડતા. બાપજીની હયાતી પછી માજીને દુઃખ ન પડે માટે વીલની ગોઠવણ માજીની ઇચ્છાએ કરેલી. પરંતુ પોતે વિદાય થાય તે પહેલાં પોતાને યોગ્ય લાગતું કરી લેવામાંએ તેમના થએલા મર્યાદા ભંગથી તેમાં પણ વ્યવસ્થા ભાગી ગયેલી. ઓચ્છવલાલે આ કર્તવ્ય કર્યું, તે પૂર્વે કોઈએ

પૈસાની વ્યવસ્થામાં હાથ નાખેલોજ નહિ; તેમ જાણવા પણ યત્ન કર્યો નથી. આ પ્રથમ મર્યાદા ઉલ્લંઘન કરવાનું માન એચ્છવલાલને ઘટેછે.

બાપજીની આ અશક્તિની પળ ખાટલાવશ સ્થિતિ, માજીની પુણ્ય કરવા સબંધી આનાકાની વગેરેથી તેમના હૃદયમાં સખત આઘાત થયો. એક વાર બાપજીએ હું, હરિભાઈ, માજી તથા તેમના ભત્રીજા તાર માસ્તરની સમક્ષ ગોધરામાં બ્રાહ્મણોની ચોરાસીના પટેલને બોલાવવા કહ્યું. રણછોડજીનું જે જીર્ણ મંદિર ગોધરામાં તે લોકો સમરાવવાના છે તેમાં આપણે મદદ આપીશું, અને ડાકોરના રણછોડજીના મંદિરનો ઘાટ નાના પ્રમાણમાં કરે તો સારી મદદ આપીશું, એમ કહેવા તાર માસ્તર મોહનભાઈ મારફત બોલાવીને વાતચીત કરેલી. મંદિરનું માપ પણ લેવા અને જોઈ આવવા હરિભાઈ અને મને કહેલું. અમે બંને ત્યાં જઈ માપ લીધેલું, અને તેને કેવા સ્વરૂપમાં બનાવવું તેની વાતચીત થએલી. આ વાત આટલેથી અધુરી રહી (તેનું બાપજીના અવસાન વખતેના લખાણમાં જોડાણ થશે. ) આ વાત ફરીને બાપજીએ છેડીજ નથી; અને બધો વિચાર મનમાંજ સમાવી મૂકયો. માજીને તેમણે કહ્યું, " મારી વચમાં આડ ન કરીશ, અને મારે જ્યાં ખરચવા હોય ત્યાં ખરચવા દે. તને તો તારા શેઠ છે. પછી શી ફીકર છે ? અને શેઠ કશનદાભાઈ ગોધરે આવ્યા ત્યારે રૂબરૂમાં મને તો કહ્યું છે, કે 'મહારાજ, આપની ઇચ્છામાં આવે ત્યાં તમારી પાસે હોય તે ખર્ચી નાખો, અને વળી ખૂટે તો મંગાવજો. અને એમની બીલકુલે ફીકર કરશો નહિ', એમ છાતી ઠોકીને કહ્યું છે, છતાં તમે શું કામ માનતાં નથી ?" પણ માજી તો એકનાં બે થયાં નહિ અને હજાર આપું તમારે પાલવે ત્યાં ખરચો, કરી આડે પડયાં. બાપજી કંટાળીને બોલ્યા કે "**તારી તો તારા મનમાં રહેશે અને મારી તો મારો પ્રભુ પૂર્ણ કરશે. જા હવે; કાંઈ નથી કરવું.**" માજીને તો નક્કીજ લાગતું હતું કે એમની પાછળ રહેવાનું છે. વીલ કર્યું અને

બધાની હવે તો નક્કી જેવીજ તૈયારી થતી ચાલી. તેમની સાથે જવા કે તેમની આગળ વિદાય થવા વિચાર સરખોએ કોને આવે? જેની સાથે રહી આટલો વૈભવ ભોગવવા મળે તેનું એક વચન સરખુંએ ન રાખનાર પતિવ્રતા દેવી તે અમારાં માજી જમનાંબા છે. માજીને જ્યારથી બાપજીના જીવનનો અણુભરોસો પેઠો ત્યાર પહેલાંથીએ ખાનગી પૈસા ભેગા કરવા અને દાટવા સંતાડવા માંડેલા. સંગ્રહ કરવો અને પોતાને ફાવે ત્યાં જમા મૂકવા વગેરે ચાળવણી પણ તેજ કરતાં; બાપજીને તો પૈસાની રગ હતીજ નહિ. કોઈનું કાંઈ આવતુ તો બાપજી છેક ઈનકારજ કરતા તે સૌએ જાણતા. એટલે માજી પાસે ધરી આવતા અને તે તો જેનું આપ્યું તેનું "હશે ભાઈ, પેમનું લાવે ત્યારે શું કરીએ? કાંઈ ના કહેવાય છે! આપણે તો તમેય સરખા ને બધાય સરખા; ભાવ છે ને ભાઈ!" એમ કરીને સૌનું સંઘરતાં. બાપજીને આ વૃત્તિ સરખી નહિ અને જાણતાએ ન હતા કે ઘરમાં આમ ચાલે છે. પોતે તો હંમેશાં પોતાની ધૂનમાં

" ચડી રે ધૂનમાં રહેના યોગેશ્વર દીલકા ભેદ મત દેના" એમ મસ્તાના રહેતા. પોતાનું ઘર છે એવુંએ તેમને લાગતું ન હતું. દરકાર પણ થોડીજ હતી. ધર્મશાળા માફકજ ચાલતું. કોઈ કાંઈ લાવે તો સારો, એ સૂત્ર માજીનું હતું અને તે કારકીર્દિથી બાપજીના ચારિત્ર્યને ઝાંખ લગાડી રહ્યાં છે. માજી પાસે આશરે ત્રણેક હજાર રૂપીઆ કોઈવાર ભીંતમાં અને કોઇક વાર જમીનમાં ફેરવા ફેરવ કરી દાટવા અને સંતાડવા રાતના ગડમથલ કરતાં જોતા.

વાઘછીપાના ભકતો આવીને આઠેક દિવસ રહ્યા હતા. બાપજીને શકિત બીલકુલ મળેજ નહિ. તે સ્થિતિમાં સવારમાં ચ્હા પીધા પછી શરીરમાં શક્તિની જાગૃતિનો ટકાવ થતો તે વખતમાં, બધા ભેગા બેસીને આનંદ કરતા. અને બાપજી બેચાર વાકયો બોલી સૌને સંતોષતા. આઠમને દિવસે ઘણોજ આનંદ કર્યો હતો, અને તેજ આનંદ—

તેમના દૈહિક મેળામાં તો છેલ્લોજ હતો. વાઘછીપાનું લગભગ બધુંજ મંડળ હતું. મોતી પટેલથી માંડી સર્વ ભક્તોને પોતાની અંતરની કળથી ખેંચી દૈહિક આનંદનો છેલ્લો અલભ્ય લાભ આપ્યો હતો. બાપજીએ મોતી પટેલને ખાનગી બોલાવી સહેજ ટકોર કરી હતી કે "પ્રભુ, આ દેહ ન હોય ત્યારે ભજન અને આનંદ કાયમ રહે તેમ કરજો. ગાદી તકીઓ અને ઘીનો દીવો, એમ ગોઠવજો." પ્રથમથીજ મૃત્યુ તો કળી ગયા હતા તે સ્પષ્ટજ હતું. તેજ દિવસે રાતના ભક્તમંડળ બાપજી પ્રભુને મેડે ભરાયું હતું, અને બાપજીની હયાતી બાદ બાપજીનું ઘર ફેરવી મંદિરના સ્વરૂપમાં કરવું અને ગાદી તકીઓ વગેરેની આમ આમ ગોઠવણુ કરવી એમ નિશ્ચય ઉપર આવેલા. સૌએ પોતાની સ્વેચ્છાએ પોતાનો આર્થિક ફાળો આપવા નક્કી કર્યું હતું. તે વખતે નીચેનીજ પરસાળમાં ખાટલામાં બાપજી પ્રભુ બિરાજમાનજ હતા, અને મેડે આ બધું ચર્ચાતું હતું. (પૈસાનો વિગતવાર હેવાલ પુસ્તકના છેડે જુદો આપેલો છે). રાતના દોઢ વાગે ભક્તો વેરાયા હતા અને સૌ નિદ્રા દેવીને આધીન થયા હતા.

આ છેલ્લે પ્રસંગે ભક્તલોકો આવ્યા ત્યારે ચોમાસુ ડગુમગુ ચાલતુજ હતું. ઝાપટાં અવારનવાર પડયાજ કરતાં હતાં. પ્રભુની તબીયત ખોખરી જાણીને તેમને વધુ તકલીફ ન થાય એવા ઈષ્ટ હેતુથી સૌ જવાને તૈયાર થયા. ડાકોરવાળી લાઈન ઉપરથી વડોદરા તરફ જવાના ઈરાદે નીકળ્યા, પરંતુ મહી નદીમાં પાણી ચઢવવાથી ટ્રેન સેવાલીયા સ્ટેશન જઈ શકતી ન હતી, એટલે તે દિવસે બધાનું રોકાણ થયું હતું. એમ એક દિવસ વધુ લાભ લેવાયો અને બીજે દિવસે તો બધા બારોબાર સીધા વડોદરા લાઈનેજ ચાલી નીકળ્યા.

સુતાર ભગતને ત્યાં કોઈએ પારણું વાઘછીપે લઈ જવા કરાવ્યું હતું. વરસાદ પડી રહ્યોજ હતો. ગાડી મળી શકે તેવી ન હતી. સ્ટેશને જતાં લેવા અગવડ પડે માટે અગાઉથી માણસ મોકલી પારણું

બારોબાર સ્ટેશને લઈ જવા ગોઠવણ કરવાની હતી. માજીએ ઉજમની દીકરી જડીને પોતાની કરીને રાખી લીધેલી. જડીના બાપ કાલિદાસને બધા જવાના હતા માટે જમવા બોલાવેલા. કાલિદાસને કોઈ ભગતે સુતારને ત્યાંથી પારણું લઈ બારોબાર સ્ટેશને આવવા કહ્યું. આપણાં ભલાં માજીના દૂરના સગા ( કે જેની દીકરી માજીની રાજકુંવરી તરીકે પળાતી) કુંભારના ધંધામાં માટી ગુંદી નળીયાં વાસણો વગેરે પકાવે તેવા મહેનત માટે સરજાએલા અને મજુરીના ધંધેજ જીવન નીભાવતા કાલિદાસને ફેરો ખવાડે તે માજીને કેમ ગોઠે! ભગતો તો બધા સસ્તાજ હતા, એટલે ગમે તે કરે. બિચારા કાલિદાસ તો બોલ્યા કે " હું કલ્યાણ મીસ્ત્રીને ત્યાંથી લઈને સ્ટેશને આવું છું." પરંતુ ભલાં માજીએ દયા ખાધી કે "આવા વરસાદમાં એ બિચારો ક્યાં જાય? હજી તો એને ખવડાવવું છે." એમ કહી કાલિદાસ તરફ એ હાથથી ના જવાનો ઈસારો કરીને 'કાંઇ નથી જવું' એમ ધીરેથી બબડયાં. બારોબાર જતાં લેતા જવું એમ નક્કી કરી ત્યાંથી નીકળેલા.

માજીની વૃત્તિ ટાણા ઉપર પણ સૌ સમજી જાય એવુ ચોક્ખું થઇ પડતું. જડીને આજ દિન લગી રાખતાં બાપજી એકવાર બોલેલા કે "વગર લેવેદેવે નહિ સગું અને કંઈ, અને નાહક આને શું કામ અંદર રાખી રહી છે? એ ઘરમાં સૂએ અને મારે રાતના પેસાબ કરવા ઊઠવું હોય તો (તબીયત સારી નહિ માટે ) મને પણ શરમ લાગે." આ સાંભળતાંજ જોઈ લો પતિવ્રતા સ્ત્રીનો રૂઆબ! સિંહણની જેમ ગર્જના કરીને નીકળ્યાં. " તારી મ્હોંકણ મંડાય, મારી જડી તને ભારે પડી?" કાને બાપજી નહિ જેવુંજ સાંભળતા અને એક આંખે દેખાતું તે પણ બહાર વૃત્તિ હોય ત્યારે; એટલે માત્ર બોલવાના હાવભાવ ઉપરથી સમજી જતા. બાપજીના ભત્રીજા જોડે ઘર અને સેવક તરીકે પણ આવે જાય એ તો સ્વાભાવિકજ હતું. માજીએ પોતાની દાઝ તેમના ભત્રીજા ઉપર ઠાલવી. જાણે ધાડ પડી, કે "લખી લખીને આપો છો તે! ને કંઇનું કંઈ હમજાઓ છો. હવે ઘરમાં

પેસવાજ નહિ દઉં (કાને બ્હેરા એટલે મોહનભાઈ લખીને વાતચીત કરતા). તમનેજ ડામ દઉં છું હવે! ( કોઇવાર પ્રસાદ જેવું જોડે ઘરમાં આપતાં)" એમ બોલતાં બોલતાં હરિભાઈ મેડે હતા, હું સ્નાન કરીને મેડે ચડતો હતો ત્યાં તે આવ્યાં. આવીને કહે કે "હવે ઘી બી કંઇ ન લાવતા. એના મોંઢાને તો કાંઈ નહિ. હવે તો ફરીજ ગયા! કહે છે 'જડી નહિ. આ તો મુઓ ગાંડોજ થઈ ગયો, ને પેલા એના ભત્રીજા મોહનનેજ જુએ છે!" જાણે કે બધા ભક્તાણી માટેજ આવતા હોય તેમ આ ખેલ કરી ગયાં. સૌ દીલમાં નોંધ કરી જતા હતા કે ઘરમાં આવું ચાલી રહ્યું છે. જડીને ઘરમાં કામ પણ કરવા ન દે; કારણ કે એ તો એમની રાજકુંવરી ઠરી. એને ઘરે તો ગધાડાં હાંકી માટી ઘસડીને ક્યાંય મરી જતી હોય, અને અહીં ફેરો સરખો પણ ખાવા ન દે. માજી કહે કે "એ તો જે આવે તે ઘણુંએ કરે." એક બાજુ બાપજી પોતે સ્પષ્ટ રહેણીથી બતાવી સમભાવ કેળવતા હોય ત્યારે, બીજી બાજુ અહીંઆં માજીનો પાઠ બહુરૂપી વેશનો જુદીજ ઢબનો ચાલી રહ્યો હોય. જડીને હવે સાસરે વળાવવામાં આવેલી. પરંતુ હજી બીજા બે નંબર છે (બે નાની બેન). બીજી એકને આણી રાખી છે; એમ અવારનવાર ચાલે જાય છે. કાલિદાસ ને પણ એ બ્હાને ઠીકછે.

કોઇ પણ સત્સંગી ગોધરે આવે, અથવા માજી બાપજીને બહારગામ લઈ જવામાં આવ્યા હોય ત્યાં પણ 'મારી જડી બહુ સારી, મારા તો હાથ પગ છે, બધું કામકાજ એજ કરે છે', વગેરે જડીપુરાણનું થોથું લખાવતાં. જેને માયા છુટી હોય તેને પણ અંતરથી વળગણ વળગાડવા રહેછેજ, એવી ઝીણી માયા અંતરથી સૌને કોતરી રહી છે. ભગતજી જેવા સમર્થને ત્યાં માયાનું જોર બીલકુલ ન હોય, ત્યાં તો ખુદ માયાનું સ્વરૂપજ માયાદેવી શ્રી ભક્તાણીજીને જુઓ એટલે ખાતરી થઈજ જાય. પૂરેપૂરો માયાનો ભાવ ભજવતાં જુઓ એટલે પૂછવાનું રહેજ નહિ.

## ખંડ ૨૫ મો.



એક વાર મુંબઈથી શેઠ કરસનદાસ, તેમનાં મોટાં બેન મણીબેન, તથા કેટલાક આપ્તજનો વગેરે ડાકોર બાધા નિમિત્તે યાત્રાએ નીકળ્યાં હતાં. બાપજીને મુંબઇમાં પેસાબનું દરદ થએલું તે મટયા પછીથી મળેલાજ નહિ, એટલે ડાકોરથી માણસ મોકલી તપાસ કરાવેલી, કે ભગતજીની તબીયત કેવી છે તથા તેમને તકલીફ ન થાય એવી બધી સગવડ કરવા અગાઉથી બંદોબસ્ત કરેલો. ભગતજી માટે શેઠ પોતાને ઘણું માન હતું, અને ભગતજીને લેશ પણ તકલીફ ન થાય તે માટે બહુ કાળજીભરી રીતે કામ લેતા. તેમનો માણસ ગોધરે આવીને જોઈ ગએલો અને એ લોકોના સંકેત પ્રમાણે મોહનભાઈએ ગોધરેથી મને અમદાવાદ શનિવારે સવારમાં તાર કરેલો. આ બાપજીનું છેલ્લું વર્ષ ચાલી રહ્યું હતું. તાર પ્રમાણે મંગાવેલી હાર કલગીનો કરંડીઓ લઈ સેવક ગોધરે જવા નીકળેલો. ડાકોર સ્ટેશને શેઠનો માણસ મળવાથી ત્યાં ઉતરીને તેમનાં કેટલાં માણસ છે તથા શું વ્યવસ્થા કરવાની છે વગેરે ભાળ કરી, તેમના સમાગમનો લાભ લઈ, બાપજીના શીલ સંબંધી વિચારોનું સ્ફૂરણ મૂકી, તેજ દિવસની રાતની ટ્રેનમાં ગોધરા પહોંચ્યો.

બાપજીને તરત મળ્યો અને સેવક આવ્યો જાણી હર્ષિત થયા હતા. કહેવા લાગ્યા કે “ શેઠ આવવાના છે. ” મેં ઇસારાથી સમજાવ્યું કે મળીને આવ્યો, એટલે તે બોલ્યા, “ હવે તમે તમારે કરજો; મારા મગજમાંથી નીકળી ગયું, મને શાન્તિ છે; તમે આવ્યા એટલે બધું થયાજ કરશે. ” બધું કારભારૂં અમે સંભાળતા આવેલા એટલે મને કે હરિભાઈને જુએ એટલે તેમને ઘર કામકાજમાં કે સરભરામાં જોવુંજ ન પડતું. તાર માસ્તર અને અન્ય હરિજનો સાથે સ્ટેશને જઈ

શેઠ વગેરેને ઘરે લઈ આવેલા. માત્ર પાંચજ કલાક રહીને વિદાય થએલા. બાપજીના વીલ સંબંધી તથા તેમનો દેહ ન હોય ત્યારે શું વ્યવસ્થા કરવી તે બાપજીના સ્વમુખથી શેઠે સાંભળી લીધેલું છે. તેમની હયાતી પછી ગાદી તકીઓ ને ઘીનો દીવો રહે તેવું. સંતનું સ્થાન કાયમ રહે માટે, બાપજીનું પોતાનું સ્થાનક પોતાના ભત્રીજા મોહનભાઈને ન પળે, પરંતુ પરમાર્થ તરીકે વપરાય એ માટે વીલ કર્યું, તથા તેની વ્યવસ્થા શેઠ કરે તે પણ તેમની રૂબરૂજ નક્કી થએલું, અને માજીને માટે પણ કહ્યું હતું કે " આપ કાંઈ ચિન્તા કરશો નહિ, એમને કશી અડચણ નહિ આવે." પ્રસંગ ઉપર તેમની ઉદારતા ઢાંકી રહીજ નથી, અને અસલ ખાનદાની તેમની ઝળકીજ છે.

અંદર ભગતજી પાસે જ્યારે આ વાત ચાલતી હતી ત્યારે બહાર ઓસરીમાં મણીબેન માજી પાસે બેસીને કંઈક કપડાં વગેરેની યોગ્ય આપ લે કરતાં હતાં. પડોશમાં જોડેનીજ ઓસરીમાં જઈ મણીબેન તાર માસ્તરની દીકરી હીરા તથા તેની નાની બેન બંનેના કાનમાં સોનાના ઘરેણા જેવું સુશોભિત કંઈક પહેરાવતાં હતાં, (એરંગ જેવું) ત્યારે આપણાં માજીની આંખમાં કરકર આવી જણાતી હતી. તેમણે ' જડી નથી આવી ? ' કરીને નોકરને બોલાવવા દોડાવી મૂકયો, અને જડી તથા બીજી બે છોકરીઓ બોલાવી; મણીબેનને કહે કે " આ મારી જડી; ઓ બા, કામકાજ તો એટલું કરે છે ! અને મને તો બહુજ કામમાં આવે છે." એમ થોડાં વખાણ કરીને માગણ વિદ્યાનો ભાવ ભજવ્યો. ભગતજી જેવાનાં ધણિઆણી આ નમુનેદાર રહેણીનાં માયજી તેમને બિચારાને લજવી મારે તેવાંજ છે, માટે તો બિચારા આમ છુપાને છુપા ઘરખુણેજ દટાયલા રહ્યા. આવી સતી સ્ત્રીને કોઈ રીતે ઠેકાણે ન લાવી શકાયાથી ભગતજીને છેવટે બધું પડતું મૂકવું પડયું અને વિદાય થઈ જવાના એકજ નિશ્ચય ઉપર આવ્યા.

શેઠે મને પૂછેલું કે ભાઈ અહીં ખાસ કશું કરવા જેવું હોય તો

અને કહો કે તે કરી દેવાય. આવું દીલ જેનું મોટું છે તેજ ખરા મોટા છે. બાપજીને ત્યાં સંતસાધુ અને ગરીબ ભિખારી લોકો આવે તે જાણી યોગ્ય દાન કરવા બાપજીને હાથે લાયક માણસને લાયકાત મુજબ આપવા મુંબઇથી કપડાંની ગાંસડી કે પેટી ભરી પારસલ મોકલી દેતા. કપડામાં તૈયાર ડગલા, ઓઢવાને ગરમ કામળા, કામળી, બૈરાં છોકરાં વગેરેને માટે પણ તેવાં રંગબેરંગી કપડાં, તેવી ઝીણી બારીકીનો વિચાર કરીને મોકલી આપતા. એ ઉદાર ચારિત્ર્ય પ્રભુ પોતે નોંધે તેવો મહાસમર્થ છે. આ બધી સેવાનો બદલો કરસનદાસ શેઠને ત્યાં પુત્ર રત્નની પ્રાપ્તિથી પ્રગટ પડછા રૂપે બાપજીએ દીધેલોજ છે, અને તે પોતે પણ બધો તાળો બેસાડે તેવા જ્ઞાનરૂપેજ છે. મણીબેનની સાથે શેઠાણી (કરસનદાસ શેઠનાં ધર્મપત્ની) જ્યારે બાપજીને પગે લાગતાં હતાં (ત્યારે ગર્ભવંતાં હતાં) ત્યારે મણીબેને બાપજીને કહેલું કે “ બાપજી, ફરીને પગે લગાડવા આવીએ એવો આશીર્વાદ આપો. ” બાપજી બોલેલા કે “ પ્રભુ તો અંતરની જાણે એવો છે. સાચી ભાવના છે તો પ્રભુ સૌ પૂર્ણ કરશે.” ત્યાર પછીથી તેમને આ પુત્રની પ્રાપ્તિ થએલી છે.

આવેલાં કપડાંની ગાંસડીનો ભગતજી તરતજ નિકાલ કરે તેવા હતા. પરંતુ આમાં તો ભક્તાણીનો ફાળો તેમની સ્વેચ્છાએ વર્તવા ખરોજ ખરો. ઘણી વાર પ્રત્યક્ષ જોતાં કે બાપજી કોઈ સાધુને કે એવા લાયક અભ્યાગતને આપવા, બેઠકના ઓરડામાંથી અંદરના ઓરડામાં જઈ પટારો ઉઘાડી તાકામાંથી ફાડવા જતા કે બીજુ કાઢી લાવતા ત્યાં તો ભક્તાણી વચમાં પડીને લડાલડ કરી મૂકતાં. કેટલીક વાર તો ફાડેલું પણ પડાવીને પાછું મૂકતાં નજરે જોએલાં છે. જ્યારે ભક્તાણી ઘરમાં બીજે રોકાયાં હોય, ત્યારેજ બાપજીને ફાવટ આવતું, કે જેમ જરૂર હોય તેમ યોગ્ય રીતે આપી દેતા. માજી કોઈ વાર તેમનાં સગાંવહાલાંને, તેમની નાતના કોઈ ને, કે એવી બીજી રીતે વ્યવસ્થા ઉમેરતાં. બાપજીનો ઉદ્દેશ બીલકુલ જાળવતાં પણ નહિ અને જાળવવા દેતાં પણ નહિ.

અવસાન વખતના છેલ્લા દિવસોમાં એક પેટી ત્રણેક માસથી આવીને પડેલી હતી. બહાર રવેશીમાં નીસરણી નીચે મૂકેલી હતી. ખાટલામાં રહ્યા રહ્યા ભગતજીએ ટીકા કરી કહ્યું હતું કે "પેટી તોડીને તમારે જે કરવું હોય તે કરો; નહિ તો ચોમાસુ છે, ઉધેઇ લાગશે ને બધું ફેંકી દેવું પડશે. તેના કરતાં કોઇ માણસને ઉપભોગે પડે એવું તો કરો?" બે ચાર વાર બાપજીએ કહેલું ત્યારે તેમ તોડીને ઘરમાં લાવેલાં અને તેમને ઠીક લાગ્યું તેમ વ્યવસ્થા કરેલી.

---

## ખંડ ૨૬ મો.

---




રાકની એ કાળજી, અને સાંજના માજી કંટાળીને રાંધે નહિ, તેમના ભત્રીજા મોહનભાઇ માજીનાજ પૂજારી હોઈ તેમને રાજી રાખવા બાપજી માટે કંઈ કરેજ નહિ, અને મંડળ પૈકી ઝીણી બારીકી રાખી કાંઇ પણ કરવા કાળજી ન કરવાથી, શરીર બીલકુલ લથડતું ચાલ્યું. દિનપ્રતિદિન ક્ષીણતા વધતાં ઊઠવા બેસવા જેટલી શક્તિ પણ ન રહી. લાકડીને ટેકે પ'રાણે ઉભા થઇ પોતાના સૂવાના ઓરડામાં કે ઓસરીમાં ફરતા તે પણ બંધ થયું. જાજરૂ જવા ઘરમાં બેસવા તેમને ઠીક ન લાગતું હોવાથી, જ્યારે જવું હોય ત્યારે યોગ્ય યુક્તિસર સમજાવીને કામ ન લેવાથી, અને જાજરૂ સુધી જવા શક્તિ ન હોવાથી તેમાંએ અનિયમિતપણું થયું. જેથી આરામ વસ્તુ આઘી ને આઘીજ રહી.

મારે એકવીસ દિવસનો આંતરો પડયો હતો. રજા પૂરી થઈ જવાથી, અને આજુબાજુના સંજોગો, માજીનો સ્વભાવ, તેમના મોહનભાઈનું અતિ ઉભરાતું ડહાપણુ કોઇને ટકવા દેજ નહિ; એટલે આમ

કંટાળીને પ'રાણે એક માસ રહી મારે ભારે કચવાટ સાથે નોકરી પર હાજર થવું પડેલું. નોકરી એટલે પરાધિન અવસ્થા. ત્યાંનું કામકાજ પણ સંભાળવુંજ પડે. મેળાવડો, પ્રદર્શન વગેરે નોકરીની ઉપાધિનાં ફાળે પડતાં કામો શીર સાષ્ટાંગ વધાવી લેવાંજ પડે. એટલે આમ ત્યાંથી આવ્યા પછી પૂરા એકવીસ દિવસ થઇ ગયા હતા. હરિભાઈ વચમાં એક વાર જઇ આવ્યા હતા. વાઘછીપેથી ઝીણાભાઇ પણ ગોધરે હરિભાઈને ભેગા થએલા. ઝીણાભાઈને એકલાને સમજાવીને ત્યાં ગોઠવી હરિભાઈ પાછા ફરેલા. પરંતુ ત્યાંની કઢંગી રીતથી હરકોઈ કંટાળતુંજ. એટલે તે પણ પાછા નડીઆદ હરિભાઇને મળવા આવ્યા અને ત્યાંથી બંને મળી અમદાવાદ મને મળવા આવેલા. અમે ત્રણેએ મળી ગોધરાની વસ્તુસ્થિતિ સુધારવા વિચારો કરેલા, પરંતુ નિરર્થકજ ગયું હતું. બાદ મારાં બે'ન ગોધરે બાપજીના દર્શનાર્થે ગએલાં. ત્યાં બાપજીએ નિસાસાના રૂપમાં એક વાકય કહ્યું હતું, જેના સમાચાર અમદાવાદ પહોંચાડેલા હતા, કે **"મારા બંને દીકરાઓ રિસાયા છે."** હરિભાઈ અને મને આમ ભારે ઠપકો અને ગુપ્ત ટકોર કરી હતી. ત્યાંથી ગોધરે જવા બહુજ વિચાર ઉપડયો હતો. પરંતુ વેકેશન નજીક આવવાથી રજા તરત મળે નહિ એટલે એકાદ અઠવાડીઉં ખેંચવુંજ પડયું.

•

રજા પડયાનેજ દિવસે રાતના નડીઆદ ગએલો; કારણ કે શુક્રવારની રાતના અમદાવાદના ઘરમાં ખાટલામાં સૂતાં સૂતાં ફીલમ ફરી ગએલી—દશ્યો દેખાવા લાગેલાં. મધરાતથી સ્વપ્ન શરૂ થયું, કે બાપજી પાસે હું બેઠો છું અને પોતે દુઃખદ સ્થિતિએ દેહ છોડે છે. સ્પષ્ટ દેખાય તેવી રીતે ગોધરાના ઘરની પરસાળ તથા આ બધો વિચિત્ર ચિતાર, પાસે પડેલું શબ તથા ગમગીનીમાં બેઠેલાઓનો દેખાવ વગેરે મારા મનોરાજ્યમાં આવી પડદા પડી ગએલા. સ્વપ્નમાંથી એકાદ કલાકે ઝબકીને જાગ્યો, તો પણ સ્વપ્નનોજ ભાસ નજર સામે

તર્યા કરતો હતો. મનને ખૂબ સમજાવ્યું કે આ તો તને એક ભ્રમણા થઈ; આવું સાચું ન હોય; બધું ખોટું છે. એમ શાંતિ કરી સૂતો. ઊંઘ આવવા લાગી; વળી તેજ દૃશ્ય ફરીને દેખાવા લાગ્યું. વળીને જાગ્યો, તો પણ જાગૃતમાંએ તેનું તે ફરવા લાગ્યું. આજે મસ્તાનું ચિત્ત ઠેકાણે નથી એમ સમજી મનને વારી ફરીને ઊંઘવા યત્ન કર્યો. ઊંઘ આવી અને વળી તેને તેજ ચિતાર શરૂ થયો. આમ ચાર વાર બન્યું. ચારેક વાગેલા, શનિવારની સવારની નિશાળ, વેકેશન પડી નિશાળ બંધ થવાનું ટાણું અને બાપજી વિદાય થાય છે અને જો ન ગયા તો બધો ખેલ ધૂળધાણી થશે–છેવટના મળાશે પણ નહિ તો બધું જીવન પુરૂં થતાં સુધી કાંટાની માફક ભોકાયા કરશે–આવા તરંગોના તોફાને ચઢેલા મનની સ્થિતિએ, આઘો પાછો આંટા કરતો હતો. ક્યારે સવાર થાય, નિશાળે જઈ આવું, પરવારી લઉં, નડીઆદ જઉં, ત્યાંથી ગોધરે જાઉં, બાપજીને મળું–એવા વિચારના વમળમાં ગોથાં ખાયા કરતો હતો. દીઠેલો ચિતાર કેમે ભૂલી શકતો ન હતો. બાપજીને ક્યારે મળાશે–ક્યારે મળાશે, થયાજ કરતું. અમદાવાદનું બધું પતાવી રાતના નડીઆદ ગયો.

હંમેશની જેમ હરિભાઈની દુકાને ન જતાં સીધો ઘેરે ગયો; કારણ કે મારાં માતુને છેલ્લી બાપજીની સેવા કરવા ગોધરે લઈ જવાં હતાં, અને છેલ્લે વખતે બાપજીને મારા મનપસંદ ખોરાક આપી સગવડ કરી લેવા તેમ કરવાનો નિશ્ચય કરેલો. માજીની ડખળ ન નડે માટે મારાં માતુને લઈ ગયા વગર સિદ્ધિ હતી નહિ. હરિભાઇને ત્યાં પહેલો નહિ ગએલો કારણ કે તેમને ગોધરે લઈ જવા ઉભા કરવા પ્રયાસની જરૂર હતી નહિ. અમે અરસ્પરસ એક મિનિટમાં આવા કામનો નિર્ણય કરી દેતા. ચર્ચાનાં ચૂંથણાં ચૂંથવાનો સ્વભાવ બંનેમાંથી એકેનો ન હતો. દરેક વસ્તુનો તરત ફડચો કરી દેતા. નડીઆદના ઘરની ચાલુ ઉપાધિનો વ્યવસાય ગોઠવી મારાં માતુને મારી સાથે

રવિવારે સવારની ટ્રેનમાં ગોધરે જવા તૈયાર થવા કહી રાખ્યું. આ લાભ ફરીને નહિ મળશે, એમ ભાર મૂકીને મેં કહ્યું, અને કહ્યું કે "બાપજી ચાલી જાય છે, તમારે આવવું હોય તો ચાલો, નહિ તો ફરીને મળી રહ્યાં." સવારની વહેલી ગાડીમાં નહિ પરવારાય માટે બપોરની ગાડીનું રાખો, એમ તેમણે ઉત્તર વાળેલો.

હું તો સવારની પહેલીજ ટ્રેનમાં જવા નિશ્ચય ઉપરજ હતો, એટલે તે હું ફેરવી શક્યો નહિ. 'ઠીક, તમે બપોરની ગાડીમાં આવજો,' એમ કહીને ત્રીજે માળ સૂવા ગયો. મારાં માતુશ્રી પણ સૂતાં. ત્રીજે માળે ગયો પણ પથારીમાં સૂવાનું ગમેજ શે? ઉપરાઉપરી કીડીના દરમાંથી કીડીઓ ઉભરાતી હોય તેમ, ધોધબંધ ધસારો કરી વિચારો ધસી આવેજ જતા હતા. ધૂનમાં ને ધૂનમાં ત્રીજે માળ મારા ઓરડામાં મારી ખાસિઅત પ્રમાણે હું ફર્યાજ કરતો હતો. ઘડીક બેસું, ઘડીક આળોટું, ઘડીક હિંચોળું, ઘડીક તકીએ પડું, વળી કબાટના ચાટલા સામું જોઉં, બાપજીની છબી નીહાળું, ભીંતે લટકતાં બાપજીનાં સૂત્રો વાંચું, વચમાં વચમાં પાણીનો ઘુંટડો ભરૂં, તાજો થવા આંખે પાણી છાંટું, ગરમ થએલું માથું ઠંડુ પાડવા પાણી રેડું, આમ આમ કરતાં સવારના ચાર વાગ્યા. ત્યાંથી કંટાળી મારા ગુફાના ઓરડામાં ભરાયો. બાપજીવાળા આસન ઉપર બેઠો. બધું ભૂલી મનની એકાગ્રતા કરવા યત્ન કર્યો.

એટલામાં નીચેથી 'બારણું ઉઘાડો'નો હરિભાઈનો સાદ મેં સાંભળ્યો. દીવો લઇ નીચે ઉતર્યો. મારાં માતુશ્રીની પણ તેવીજ દશા થએલી એટલે તે પણ નિદ્રાને જીતી ગએલાં. મારા જતા પહેલાં બારણું મારી માતાએ ઉઘાડયું. હરિભાઈના એક ભાઇ મુંબઇનું પાણી લાગવાથી નડીઆદ આવી બિમારી ભોગવતા હતા, તે રામશરણ થયા છે એવા સમાચાર હરિભાઈ લાવેલા. વળી આ નવોજ વિચાર ઉમેરાયો. "હું સવારની ટ્રેનમાં ગોધરે જવાના નિશ્ચય ઉપર છું" એમ મેં હરિભાઇને કહેલું, અને કહ્યું કે મારાથી સ્મશાન નહિ અવાશે. તમો

પણ આમાંથી પરવારી બપોરની ટ્રેનમાં ગોધરે આવી રહેજો, એમ ગોઠવેલું. હરિભાઈ પણ રવિવારની પહેલી ટ્રેનમાં હું સાથે થાઉં કે નહિ તો પણ ગોધરે જવાનો નિશ્ચય બાંધી ચૂકેલા હતા. પરંતુ ઓચિંતા અકસ્માતને લીધે પ્રથમ ટ્રેનમાં મારે જવું અને બપોરની ટ્રેનમાં મારાં માતુશ્રીને લઈ તે આવશે એવા નિર્ણય ઉપર આવ્યા.

સવારની ટ્રેનમાં નીકળી હું બાર વાગે ગિરિધરપુરી—ગોધરા (જ્યાં ગિરિધર પુરાઈ રહ્યોછે ત્યાં) બાપજીના સ્વસ્થાને ખડકીમાં પહોંચ્યો. "મારા બંને દીકરા રિસાયા છે," એ આકરી ટકોર દીલમાં સાલતી હતી અને જે વિચિત્ર દેખાવે દેખા દીધી હતી અને "શરીર ઘણું નરમ છે" ના સમાચારથી દીલ ધડકતું હતું; મન ચક્કર ચક્કર ફરતું હતું. **આ મહાન તારો આખરે ખરી જશે,** એ વિચાર દીલને જરાએ રુચતો ન હતો. પગ થરથર ધ્રૂજતા હતા; ચાલતાં ઘડીક ઉતાવળું ચલાતું, તો ઘડીકમાં ધીમું થઇ જવાતું, તો કોઈ વાર પગની અથડાઅથડી થઈ ઠોકરે ચઢાતું, એમ ખડકીમાં પેસતાંજ દીલ પોચું થઈ ગયું. મંદમંદ આંસુ સાથે તેમને જોવાને ઉતાવળું થતું દીલ બીકને મારે ડર ખાતું તથા શરમને મારે ઉદાસ બનેલું હૃદય, અશ્રુપાત કરવા ઉભરાઈને ઠલવાતું ચાલ્યું—ખૂબ રોવાનું શરૂ થઈ ગયું.

પોટલું મૂકી બાપજીના ઓરડામાં સહેજ ડોકીઉં કર્યું તો તરતજ ખાઈને પરાણે ખાટલા ઉપર બેઠેલા હતા, અને પડખે ખુરસી ઉપર ભલાં માજી બિરાજતાં હતાં. બાપજીનો ચહેરો તદ્દન લોહી વિના માંસ સુકાઈ જવાથી ખાલી રહેલું હાડપિંજર, ચીમળાઈ ગએલા જેવો ફીકો દેખાતો હતો. સ્થિતિ જોતાંજ એમ લાગ્યું કે મારા એકવીસ દિવસના વિલંબ પહેલાં જે તબીયત હતી તેની પા ભાગનીજ સ્થિતિ રહી હતી. તેમને જોતાંજ મડદા જેવાજ લાગતા હતા. તદ્દન બિહામણો દેખાવ શરીરને ચીરાડો પાડતો હતો. છતાં બ્રહ્મતેજ તેનું તેજ હતું તથા તેમની આંખો સામે જોતાં તેની તે ખુમારીથી આક-

પણ એટલું બધું થયું કે એકદમ ઉતાવળે જઈ પગે લાગી માથે હાથ ફીરાવી ચોધાર આંસુએ તેમના ચરણમાં પડયો. જેવો તેમને પગે લાગ્યો કે દયાળુ પોતે પણ ધ્રુસકે રોવા લાગ્યા-અશ્રુધારા ખાળી ખળેજ નહિ. તેમની હાલ બેહાલ ખોખરી તબીયતમાં શક્તિ વિના હદપાર લાગણીથી અશ્રુપાત કરતા હું વધુ જોઈ શકયો નહિ. તેમની આ હાલતે મારૂં હૃદય અનહદ ઉભરાવવા લાગ્યું. પરાણે ખાળી તેમને છાના રાખવા નમ્ર કોશીશ કરવા લાગ્યો. બરાબર પા કલાક સુધી આમ ચાલ્યું. મને સમજાવીને બાપજીએ કહ્યું “ **હવે કાંઇ મનને ન લાવતા, અને મને મૂકીને જતા નહિ.** ” આવું ગૂઢાર્થ વાકય બોલી, મને શાન્ત કરી, રસોડામાં જવા માજીને અને મને ઇસારો કર્યો. સંતની આજ ખુબી કે એકજ વાકયમાં મારા મનમાં અનેક પ્રશ્નોની ભાંજગડ એક પળમાં પતાવી દીધી, અને વળી પોતા તરફ ખેંચી લીધો. રસોડે જઈ માજીનું દીલ પતાવી પાછો ફર્યો.

બાપજીથી ખાટલામાં બેસી શકાય તેવી સ્થિતિ રહેલી નહિ તેથી રસોડે ગયો ત્યારે સૂવાડીનેજ ગએલો. ઘણા દિવસે મળવાથી આજ સુધી રોકી રાખેલું હૈયું ખાલી કરવા કોઈ પાત્ર સાથે પોતાના દીલની વાત ન કરી શકાવાથી અને તે મુંઝવણ મટાડવા તેમનો બોલવાનો ઝરો એકદમ વહ્યાજ કરતો હતો; તે રહેજ નહિ એટલે હું રસોડેથી પાછો ફર્યો ત્યારે જાગતાજ હતા. મેં તેમના તરફ જોયું કે તરતજ મને ઇસારો કરીને પાસે બેસવા કહ્યું, અને સાદ ઘણોજ ધીમો થઈ ગએલો, તથાપિ તેવા સાદે પણ તુટક વિચારોમાં મારી ગેરહાજરીમાં ચાલેલી બધી અવ્યવસ્થાનો હેવાલ કહેલો.

મારા આવતા પહેલાં બાપજીની ઉપરચોટીયા દેખરેખ તેમના ભત્રીજાએ રાખેલી. તેમની એકવીસ દિવસની દેખરેખમાં આવી ભયંકર સ્વરૂપની સ્થિતિ થઈ હતી. મેં આવીને તેમની પાસેથી ચાર્જ લીધો હતો, ત્યારે તેમને કહ્યું હતું કે “ જો હજી ડહાપણથી ઘસાયા

ન હો તો હજી હું નડીઆદજ પાછો જાઉં અને હવે તમારૂં ડહાપણ બીલકુલ હાંકવાનું ન હોય તોજ માથે લઈએ, નહિતર તમારે જે કરવું હોય તે કર્યા કરો." તેમની સ્વેચ્છાથી મને બોલાવવા હું અમદાવાદ હતું તે જાણીને પણ નડીઆદ કાગળ લખેલો કે જેથી મને તેમણે બોલાવેલો છે તે બધા જાણે. મને બોલાવવામાં તેમનો મુદ્દો એવો હતો કે બાપજી પોતે દીલ ખોલીને બીજા સાથે બોલતા ન હતા. બાપજીનો ગળામાંથી નીકળતો અવાજ એટલો બધો ધીમો થઇ ગયો હતો કે તેમના મોં સુધી કાન લઈ જઈએ ત્યારે ભાગ્યું તૂટયું સંભળાય. બાપજી પોતે કાને બહેરા એટલે પોતે જે ધીરૂં બોલતા તે બીજા સાંભળે છે એમ તે થતું. તે શું બોલે છે તે તેમના ઘણા નિકટ પ્રસંગમાં આવનાર સિવાય બીજાથી સમજી શકાય તેવું રહેલું ન હતું. તેમના ભત્રીજા તારમાસ્તર પુરૂં ગ્રહણ કરી શકતા ન હતા. હંમેશાં દરેક પ્રસંગથી બાપજી સાથે જે વાકેફ હોય તેજ તેમના તૂટક શબ્દો અને વિચારના વગર સંધાણનાં માર્મિક વાકયોમાંથી સાર કાઢે. હું કે હરિભાઈ બંને અથવા એમાંથી એક હોઈએ તોજ ઘાટ બેસે. માજીને પુણ્ય ખાતે રૂ. ૧૦૦૦) જ કરવા અને તે ભગતજી પાસે હા કહેવડાવીનેજ તેમ કરવું' એમ આ બધું કોકડું ઉકેલવા મને બોલાવવા વળી નડીઆદ પત્ર લખેલો. તે પત્ર મને મળેલો પણ નહિ, અને તે પહેલાં તો હું ગોધરે પહોંચી ગએલો. આમ વસ્તુસ્થિતિજ ગોઠવાઈ ગએલી કે બાપજીની બધી બાજી મારા હાથમાં સોંપવામાં આવી.

સાંજના છ વાગે મારાં માતુશ્રી તથા હરિભાઈ પણ આવી પહોંચ્યા. આ તેમના દેહ મૂકવાના દસ દિવસ અગાઉની સ્થિતિ. સાંજ તો પડી હતી; કારણ કે શિઆળાનો દિવસ હતો. રાત જેવું બોંભરૂ થયું. બાપજી પાસે બેઠા હતા. કહે કે "પ્રભુ મને ખાટલા ઉપર ચઢવા ઉતરવાનું હવે ફાવતું નથી, અને હવે મારૂં ચાલતું નથી,

માટે ખાટલો કાઢી નાખો અને જમીન ઉપર પથારી કરો. હું અને હરિભાઈ બંને મળ્યા પછી બાકી શું રહે ? બાપજીનો બોલ પડતાં ઝીલી લેતા. તરતજ બંને તરફથી ખાટલો ઝાલી બેસાડ્યો અને પથારી ગોઠવવા માંડી. બાપજીના ખાટલામાં સહેજ ટેકવીને હું બેઠો હતો. હું આવ્યો ત્યારથીજ હજી સુધી તેમનો ઉભરો શમેલોજ નહિ. બોલેજ જતા હતા. ઘણી ઉપયોગી વાતો કરેલી. મને કહે કે, "**કહી નાખું કે કરી નાખું ?**" એમ બોલીને એક સાધુની વાત કહેવા લાગ્યા. આજે તો ઉભરો શમેજ નહિ અને બોલવાનું તો ખૂટેજ શાનું ! બોલાય નહિ તેવી શારીરિક સ્થિતિ હતી, અને બહુ નજીક બેઠેલાનેજ સંભળાતું. એક ફૂટથી દૂર બેઠેલાને બીલકુલ ન સંભળાય તેવો ધીરો સાદ નીકળતો હતો. તે સ્થિતિમાં ચાર્જ લીધેલો પરંતુ સેવાનો લોભ તો કાંઈ જેટલો તેટલો હોય છે ! ગુરુદેવને મારી સાથે ગોઠતું અને હું તેમનો પ્રીતિપાત્ર થઇ પડેલો તેમાં મેં કોઇનો શું ગુનો કરેલો ? ગુરુદેવની પૂર્ણ મહેરબાનીથી તે મને નિયમિત તૈયાર કરે ગએલા. દૃષ્ટાંત, ભજન, સિદ્ધાંતો શરૂઆતથી કોઈ અનિયમિત છતાં તદ્દન નિયમિત પદ્ધતિસર કેળવણી આપે ગએલા. કોઇ કોઈ વાર તો તેમને મારી સાથે વાદવિવાદ કરવાનું મન થઈ આવતું. મારી એવી પૂજનીય વ્યક્તિ સાથે વાદવિવાદથી હું વિરૂદ્ધ હતો; છતાં તેમના કહેવામાં કંઈક ઉંડો છૂપો ભેદ હશે એમ માની ચારેક પ્રસંગો તેવા વીતેલા. આમાંથી તે મારા મનની સ્થિતિ, વિચારો, માન્યતા, જ્ઞાન, વિજ્ઞાન, તથા તેમના પ્રસંગોમાંથી કેટલું અને કેવા સ્વરૂપમાં મેં ટકાવ્યું છે તે બધું સવાલ જવાબમાં ખુબીથી કાઢી લેતા. એકવાર 'જન્મ મરણ છે કે નહિ' તે વિષય ઉપર વાદવિવાદ ચાલ્યો. અમુક હદે આવ્યા પછી મને કહે કે 'હવે પ્રશ્ન ઉઠાવો.' મેં કહ્યું કે 'હું આડું બોલું છતાં આપ ગુસ્સો ન કરો તો હું પ્રશ્ન કરૂં.' તેમ તે કબુલ થયા, પછી મેં પ્રશ્ન કર્યો કે 'જેમ પવન વાય છે ત્યારે સુગંધ અથવા દુર્ગંધ સાથેજ વહે છે, તેમ જો જીવને વાસના રહે તો જન્મ આપ ?'

અમે આ શરૂઆત કરી તે પહેલાં તેમણે મને ‘જન્મ મરણ નથી,’ એ પ્રત્યેક સંતના ખાસ ભજનો કાઢી સમજાવી ગએલા. અને મારા પ્રશ્નના પ્રત્યુત્તર રૂપે કહેવા લાગ્યા કેઃ—

તમારા બોલવાનો ભાવાર્થ એવો છે કે બીજ ઊગે. બીજ ક્યાં ઊગે ? મેં કહ્યું, “ધરતીમાં.” એમણે પૂછ્યું, “મન જડ કે ચેતન ?” મેં કહ્યું. “જડ.” એ કહે, “જડ જડમાં જાય અને ચેતન ચેતમાં જાય. બંનેની ગ્રન્થી છૂટી એટલે કોઈ કોઈને છે શું ? જુઠાનું કરેલું જુઠું, માનેલું જુઠું, ‘દેહ છે જુઠડી કરમ છે જુઠડાં.’” આવી રીતે જ્ઞાન ચર્ચાનો અણધાર્યો લાભ પણ મળી જતો.

ખાટલામાં બેઠા બેઠા દૃષ્ટાંત કહેવા લાગ્યા, કેઃ—

“એક રાજાએ પોતાના ગુરુને પૂછ્યું કે સંન્યાસ તે કેવો હોય ? ( સંન્યાસ=સબ નાશ ) ગુરુએ સંન્યાસનું સ્વરૂપ સમજાવ્યું, પણ રાજા કહે કે, તે કેવો હોય તે નજરે બતાવોને ! ગુરુએ કહ્યું, એ નજરે જોયા પછી હું ને તું આમ સગપણ રાખી નહિ બેસી શકીએ. રાજા કહે કે એમાં એમ શાનું ? એક વાર તો બતાવોજ. રાજાએ બહુ હઠ લીધી. ઘરે જઈ ગુરુએ પોતાને ઘેર બધાને કહ્યું કે, હું સંન્યાસ ધારણ કરૂં છું; સૌ સૌનું સંભાળી લેજો. કંઈ વાતચીતનો ખુલાસો કરવો હોય તો કરી લો. તેમ તે પરવારીને દરબારમાં હાથમાં કમંડળું, દંડ, અને ભગવી કફની પહેરી રાજા પાસે આવી ઉભા. બોલ્યા કે, દેખ રાજા, એ સંન્યસ્થ. રાજા કહે, ચાલો, બસ હવે, બધું કાઢી નાખો અને બેસો. ગુરુ કહે, એ તો હવે બની રહ્યું; મેં તમને કહ્યું હતું કે આ સ્થિતિ હવે નહિ રહે. તેથી તે સંબંધ હવે મટી ગયો, અને આ તો જે સંન્યસ્થ ધારણ કર્યું તે કર્યું. આ કાંઇ દેખાવ કે ડોળ નથી કર્યો. તમારે ખરા સંન્યસ્થનું સ્વરૂપ જોવું હતું તે આ જોઇલો. હવે **शिवोऽहम्।** રાજાએ ઘણું સમજાવ્યું; પરંતુ એ કાંઈ બહુરૂપીનો વેશ ન હતો કે પાછા ફરે. અને રસ્તે પડયા.” આ દૃષ્ટાંત કહી ભગતજી પોતાના મૃત્યુની પળની

ચેતવણી આપતા હતા. વળી મને કહેવા લાગ્યા કે "**મને મરતાં આવડે છે, મરી દેખાડું?**" મેં કહ્યું કે "આપની ત્યાં કોઇ રાહ જોતું નથી. શી ઉતાવળ છે!" કહે "નહિ; હવે તો કરી દેખાડું." આ વાત પૂરી થાય ત્યાં તો પથારી તયાર થઈ ગએલી. પ્રભુને ઉંચકીને પથારીમાં મૂકયા. બધાની હાજરીમાં બાપજી મારાં માતુશ્રીને ઉદ્દેશીને કહે કે "**બા, મને ભોંય ઉતાર્યો.**" તેમના બોલવાની મતલબ તો બરાબરજ હતી. અગમચેતીના શબ્દો બોલેજ રાખતા હતા. પરંતુ તે બધાનો તાળો હવે નિરાંતે બેસાડયા કરો. પથારી પાસે હું, હરિભાઈ, માજી, તથા તેમના ભત્રીજા વગેરે બેઠાં હતાં. રાતના વાળુની તૈયારીઓ ચાલી, અને બાપજી માટે ખાવાનું મારા માતુશ્રી રસોડેથી લઇને આવ્યાં, ત્યારે બાપજી અમને કહે કે "**ભાઈ, પુરૂં ખાવાનું પણ નથી આપતા.**"

અમારી ગેરહાજરીના દિવસોમાં આ સ્થિતિ હતી. કોઈ વાર દાળનું પાણી પાય તથા વગર સ્વાદનું ભડકું વગેરે એવું બધું કરેલું કે શક્તિ દિનપ્રતિદિન સુધરવાને બદલે બગડતીજ ચાલી. માજીને સંભળાવીને હરિભાઈએ કહ્યું, "સાંભળો બા, શું કહે છે? પુરૂં ખાવાનું પણ નથી આપતાં." માજી કહે "**એ તો બોલે, ટેવ પડી. કાયર કાયર કરી નાખ્યાં. ઈશ્વર હવે તો રસ્તો કરે તો સારૂં; બહુજ રિબાય છે. આપણને એ કામ સૂઝતું નથી.**" આમ મરવાની પણ રાહ જોવાતી હતી. કોણ જાણે પડોશમાંથી બૈરાંશાસ્ત્ર વપરાઈ કોઈ પ્રયોગ અજમાવાયો હોય! બિચારા ભગતજી મહાસમર્થ હતા છતાંએ એટલા બધા ભોળા હતા કે આધીનતાથી દરેકની વૃત્તિએ ચાલતા. તેમના ગળામાં તથા મોંમાં ચાંદી પડી ફોલ્લા ફોલ્લા થઈ ગએલા. પાણીનો ઘુંટડો ભરતા તે પણ પ'રાણે ઢચક કરીને ગળે ઉતારતા. માથાના તાલ ઉપર હાથ મૂકીએ તો ગરમીથી ધમધમી જતું હતું; શરીરમાં કાયમ તાવ ચાલુજ હતો; પથારીમાં પાસાં ઘસી ઘસીને છ મહીનાની કાયમ પથારીથી લાલચોળ ભાઠાં પડી ગયાં જેવું થયું

હતું; પાસે દીલ ખોલીને વાત કરવા પણ કોઈ ન મળે; ગૃહિણી પણ એવાં હતાં કે પુરૂં ખવરાવવા પણ ન સંભાળે; તથા ભત્રીજા પણ એવા કે જ્યારે બાપજી પાસે રહેવાની ખાસ જરૂર ત્યારે નોકરી કરતા હતા. અમે હતા ત્યારે ભેગા સૂઈ ડખળ કરવા તૈયારજ રહેતા; અમે રજા કાઢીને આવેલા ત્યારે તે પણ આવેલા. આમ અક્કલના નમુનેદાર એક એકથી ચઢિઆતા હતા. 'પુરૂં ખાવાનુંએ નથી આપતા' એ શબ્દો સંભળાવી તાર માસ્તરને કહેલું, 'આ તમારી ચાળવણી તમારા કાને સાંભળો. સેવા કરવી એટલે બે વખત ખાવાનું આપવું એટલું-એ જો ન સંભાળી શકાય તો પછી બીજું કરવાનું શું?' એ ભાઈનો જ્યારે પણ પાસે બેસવાનું આવે કે બાપજીના શરીર ઉપર હાથ ફેરવ ફેરવ કર્યાજ કરે. આવાં પોપલાં કરવામાં તેમણે મોટામાં મોટી સેવા માનેલી; અને એકલું દાળનું પાણી રેડ રેડ કરીને શરીર છેકજ લાશ કરી મૂકેલું, અને બાપજીને રીબાવવામાં તે મદદરૂપ થઈ પડયા એમ કહીએ તો ખોટું નહિ.

તેમનાં માતા પણ બાપજી પ્રત્યે બહુ સદ્‌ભાવ બતાવતાં અને તેમનાં પત્નીનું તો પૂછવુંજ શું! ખોબલે ખાંડ પીરસેજ રાખે. આ છેલ્લા દસ દિવસના ટાણામાં બહુ વિચિત્રતા ભાળેલી. બૈરાંઓ મેલી વિદ્યાના પ્રયોગોને વધારે માન આપતાં હોય છે અને ખાસ કરીને તે સમાજ પરત્વે અવલંબીને રહે છે. માજીની માની લીધેલી દીકરી જડી એક વાર તાર માસ્તરના ઘરમાં ઘંટીએ દળવા ગએલી. તાર માસ્તરનાં ડોસીમા બહારથી ધૂળની મૂઠી ભરી આવેલાં. જડી દળતી હતી ત્યાં જઈને "બેન કેવો લોટ થયો, લાય જોઉં," એમ કરી ધૂળનો બાચકો લોટમાં ભેળાવી દીધો. તે લોટનો તેજ દિવસે મારાં માતુશ્રીએ કંસાર બાફેલો. હું, હરિભાઈ અને બીજા એક ગૃહસ્થ બહાર ગામથી આવેલા એ ત્રણેને પીરસાએલો. બે જણા તો ચુપચાપ ખાઈ રહ્યા હતા. પણ મારો તો ખડખડીઓ સ્વભાવ એટલે પહેલેજ કોળીએ જ્યાં કરકર લાગી કે તરતજ બીજા બેને પૂછયું. બધાનેજ

તેમ લાગવાથી કંસાર પડતો મૂકયો અને કરકરના કારણની તપાસ કરી. માજીને પૂછવામાં આવ્યું. માજીએ જડીને પૂછયું. જડીએ કહ્યું કે ડોસીના હાથમાં કંઈક હતું, તે 'લાય જડી જોઉં' એમ કરીને લોટમાં મીલાવી દીધેલું. આ એક મેલી વિદ્યાનો ટૂચકો છે. ડોસીનો મતલબ એવો હતો કે ભગતજીને ઘેર અમે સુખથી ખાઇએ પીએ તેમાં વિઘ્ન કરવું. દસ દિવસમાં બે વાર આમ બનેલું.

બાપજીને માટે તાવના દોરા, હાથે માદળીઉં, આંગળીએ મંતરેલા તાંબાનો કઈડવો, વગેરે બાપજીના ભત્રીજા તાર માસ્તર તેમની ડોસી તથા તેમની સ્ત્રી મારફત આ જંતરમંતર સધાવી બાપજીને પહેરાવતા. છેલ્લા દિવસોમાં પણ આ બધું મોજુદજ હતું. ઈશ્વર જાણે આ મેલી વિદ્યાના ભોમીઆઓએ બાપજીની પછી તેમની મિલ્કત જલદીથી હજમ કરવા કાંઈ કર્યું હોય. મને અને હરિભાઇને તેવો અણભરોસો ખરો; કારણ કે બાપજીની સ્થિતિ મહાવિચિત્ર થઈ ગએલી, અને આ બધું જંતરમંતર અમારી ગેરહાજરીમાંજ અજમાવતા. કયાં બાપજી જેવા મહદ્ જ્ઞાનીની અંતરની ગળી ગએલા અહમની દશા, અને કયાં તેમના મમતા વિનાના કહ્યાગરા સ્વભાવ ઉપર આ મેલી વિદ્યાના અખતરા! બાપજીની દશા એવી હતી કે કોઈ હળાહળ વિષ લાવી આપે અને જો કહે કે આ ખાઈ જાઓ તો પોતે બોલે કે 'હેં, ખાંઈ જાઉં!' એમ કરી ખાઈ જાય, એવા સ્વભાવના તે હતા. જેને બીલકુલ પોતાપણુંજ નહિ તેવી અદ્ભૂત ખોપરીના ભગતજી પોતા ઉપર કોઈ ગમે તે અજમાવે છતાં અહમ્ ધારણ કરી અચકાવતા નહિ.

"મૃતક સમ મીઠું કાંઈ નથી, સારમાંથી સાર કાઢયો મથી."
"પ્રત્યક્ષ પરોક્ષ જીવતાને ભે, પણ મુઓ તે તો નીરભે રહે."

એમ ભગતજી તો કેવળ નિર્ભયરૂપે ખેલતા. ખાવા, પીવા, વાદવિવાદમાં કે કોઈ પણ કર્તવ્યમાં હું થઇને માંડણી કરતાજ નહિ. એવી અલૌકિક પરમહંસ દશાના મહાન ભગત પુરુષોત્તમ હતા. છતાંએ

સત્સંગ, ભજનભાવ, આવનાર સાથે પ્રેમ ભાવનું વર્તન કદાપિ ખંડિત થયાં નથી. હાથે માદળીઉં બાંધેલું હતું; તથા આંગળી ઉપર તાંબાની વીંટી જેવું જોતાં હરિભાઈનો પિત્તો ઉખડેલો, કે "ડાહ્યલાઓ, આવી રીતે બાપજીને ગાંડાં કઢાવે છે." એમ કહીને માદળીઉં તોડી નાખી કચરીને ફેંકી દીધું, તથા આંગળીએથી કઈડિવો પણ કાઢી લીધો, અને તે પણ લાંબે હાથે વિદાય કર્યો. કાઢતાં બાપજીએ આનાકાની કરેલી. કહે કે "સંતની જુક્તિ છે. કોઈ લાવ્યું ત્યારે ભલે લાવ્યું; પેરાવ્યું ત્યારે પેર્યું છે. કાઢીને શું મતલબ! આપણું શું ખાય છે? જેનો જેવો ભાવ; જે કરવું હોય તે ભલે કરે." બાપજીની પાસે અનેક તરેહવાર આવાં નૃત્યો થયા કરતાં. મને અને હરિભાઇને આ બધું બહુજ કઢંગું લાગતું, તથા આવો આડંબર ભગતજીને ત્યાં ન હોય તો ઠીક એમ લાગતું; પણ આવનારા બાપજી પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરવાનું કોરાણે મૂકી બાપજીને આવાં પોપલાંનું જ્ઞાન આપવા મંડી પડતા. આ બધાં કર્તવ્યો વખતે આપણાં ભલાં માજી બિચારાં મૌન રહેલાં. આવી રહેણીમાં તે બહુ ભાગ લેતાં નહિ.

---

## ખંડ ૨૭ મો.

---



વાપીવાનું અનુકૂળ ન આવવાથી બાપજીએ ક્રમ ફેરવી નાખ્યો. માજી અને તેમના ભત્રીજાથી પણ તે પોતે ધરાયા હોય તેવુંજ કરી નાખ્યું હતું. કાંઈ પણ જાળવી શક્યા નહિ તેમની સાથે દીલ ખોલીને વાત કરવાનું પણ તેમને ગોઠતું ન હતું. એટલે એમ દીલ ખોલીને વાત કરવા મુંઝાયા કરતા હતા. મને અને હરિભાઈને જોતાં તેમને આનંદ ઉભરાએલો દેખાતો

હતો અને 'ના' 'ના' કહેવા છતાંએ બોલ બોલ કર્યાજ કરતા હતા. કહે કે, " હવે બધું બહાર કાઢવા દો; રાખીને કોને માટે ! " તેમના ભત્રીજા પાસેથી ભારે કડકીથી ચાર્જ લીધેલો, એટલે તેમનું ડહાપણ બહુ ચાલતુંજ ન હોવાથી માત્ર માજીનેજ સંભાળી સીધે ચીલે ચલાવવાનું હતું. જોઈતો ખોરાક ન અપાવવાથી કે જોઇતી સગવડ બુદ્ધિપૂર્વક ન સચવાયાથી કડવાં અને ગરમી પેદા કરતા ઔષધોપચાર કરવાથી બાપજીને કાંસા રોગ થયો હતો. પેટમાં ભૂખ અને તરસ છતાં ફીકાસવાળો ખોરાક અપાય જેથી ભાવે નહિ, અને સત્વ વિનાના દાળના પાણીમાંથી શરીરનો સંચો શું સત્વ ખેંચી જીવન ટકાવે ? આમ ભૂખ મારવાથી અને પાણી પણ પૂરતું ન પીવા દે એવું એકએકથી ચઢીઆતું ડહાપણ વપરાયાથી આ સ્થિતિ સુધી આવી પહોંચેલા. માજી જાણે કે હુંજ ડાહી છું અને તેમના ભત્રીજા જાણે કે હું ઓછો ડાહ્યો નથી, એવી હરિફાઈમાં પાણી સરખું પૂરૂં પીવા નહિ દીધેલું. બાપજીને એમ કહેતાં કે ' બહુ પાણી પીધે વાયુ વધી જાય; ઠંડી ચઢી જશે; ભૂખ મરી જશે, ' એમ એમ કરતાં તરસે મર્યા.

બાપજીની આજુબાજુના સેવકો તપાસી વળો. મંડળના બધા સેવકો સૌ સૌને ઘેર બેસી માનસિક સેવા કર્યા કરતા હતા. બાપજી પોતે પથારીમાં મહીનાના મહીના થયાં સડયા કરતા હતા, તેમને જોવાનીએ દરકાર કોને પડી હતી ? બાપજીને તકલીફ થાય તેથી એ તો આવતા ન હતા. પરંતુ એવી તકલીફ ન પડે અને ઉપયોગી થઈ પડાય તથા વ્યવસ્થિત કરી જવા પણ કોણે જોયું હતું ! આવા સત્સંગ મંડળની અવ્યવસ્થિત સ્થિતિ, એ પણ બાપજીને કંટાળા ભરેલુંજ હતું, એટલે તેમાંએ મોહ થાય તેવું રહેલું હતુંજ નહિ. ગળામાં ફોલ્લા ફોલ્લા અને મોઢું ફદફદી ગયું હતું, એટલે ગળામાં પાણી ઉતારતાં પણ ભારે મુશ્કેલી પડેલી. દૂધ પણ ન પચી શકે તેવી સ્થિતિ થઈ હતી. તેમાં દવાની ગરમી અને વૈદ્યનાં પડીકાં ચટાડવાનાં તથા મક-

-નજી પાસેથી તાવની ખાનગી આવેલી દવા ખોરાક વિનાના ખોળી-આમાં રેડવાથી દેહાન્ત નજીક આવી ગયેલા હતા. દવા, દવા અને દવા ચટાડેજ રાખતા. કડવું પાણી પાયાજ કરતા. આવી અક્કલમંદ સ્થિતિથી બેહદ દુઃખદ સ્થિતિ જોવાની રહી.

હવે માત્ર અવશેષ રહેલો કાળ પૂર્ણ શાન્તિથી તેમના પોતાના જ્ઞાનના આનંદમાં પસાર થાય એજ સાચવવાનું રહ્યું હતું. શારીરિક આનંદ થાય કે બીજો કોઈ ઈલાજ ચાલે એ બધો સમય વીતી ગયો હતો, હાથથી બાજી ચાલીજ ગઈ હતી, અને સોએ સો ટકા જિંદગી ધાંચમાં પડી હતી; અને તેટલા માટેજ તેમણે ઈસારો કરેલો કે "**મને મૂકીને હવે જતા ના**" મતલબ કે હવે ખેલ ખલાસ છે. ખાનગી કહેતા હતા કે "આ લોકોને કશી અક્કલ નથી અને બીલ-કુલ અજ્ઞાન છે. કશુંએ સંભાળી શકતા નથી. હવે તમે અહીં રહો એટલે શાન્તિ જળવાઈ રહે અને પ્રભુ, હવે કાંઈ મનને ન લાવતા. **હવે રહેવામાં કાંઈ સાર નથી.** મુંબઈથી પેસાબના દરદ વખતે તમે નડીઆદ લાવ્યા, અને ભાવના હતી તો પ્રભુએ વરસ રાખ્યો. પણ જુઓ, આખા વરસમાં સુખ શું? કંઈ ને કંઈ ઉપદ્રવ થયાજ ગયો છે અને હજી વળી રાખશો તો એકાદ વર્ષ ખેંચાય; પરંતુ આથી પણ ઘણી રીબામણી છે. બોલો, રાખવો છે?" મને પણ થયું કે કાન નથી, આંખો નથી, બોલાતું નથી એવા ખોખામાં રીબાવાથી શું ફાયદો! મેં કહ્યું કે, "પ્રભુ જો તેમજ હોય તો તો આપની ખુશી આવે ત્યારે–જોઈએ તો હમણાં–આ પળે શાન્તિભેર વિદાય થઈ જાઓ. આવા રિબાઓ તે અમે ઈચ્છતા નથી."

તેમણે તો જે અથડાયો તેને હદ ઉપરાંતનુ જ્ઞાન વહેંચ્યુ હતું. પરંતુ સમજે તે સમજે. એવું અટપટું જ્ઞાન પચાવવું કઠણ છે. રાતના કહે કે "પ્રભુ, હવે દવા બંધ કરી દો." કહેલું કે બાપજી, આવતી કાલ સવારથી લાવવાનાજ નથી. તેમણે વિદાય થવાની વાત બહુ ગુપ્ત રાખવા પ્રથમથીજ વચન લઈ રાખ્યું હતું. તે કહેતા હતા કે

"ઘરની બાઈ જુઓ. પૈસા દાટવામાં અને ભેગા કરવામાં તેનું ચિત્ત છે. મારી જરાએ એને કયાં પડી છે? તેવી મારા ઘરની સ્ત્રી, એની સલાહે ચાલવાવાળો મારો ભત્રીજો તેમાંએ ઉંડી પહોંચ મળે નહિ. જોડે ઘરમાંએ બધાં પશુ જેવાં છે. બધું મંડળ આમ આવું છે અને પ્રભુ, તમને પણ હવે તકલીફ શા કારણે? અને મારે હવે શું બાકી છે? ગાડી, ઘોડા મોટરોમાં અમદાવાદ ચોકસીને ત્યાં ફરતા હતા તે પણ આપણે, અને આજે પથારીમાંએ પડયા છીએ તે પણ આપણે! માટે પ્રભુ કાંઈ નથી. હવે તો પ્રભુને કહું છું કે મુઈ તારી માયા, કશીએ સાર નથી; **અને એના ઘરમાંએ અંધારૂં છે.** વિના કારણે આટલું આટલું દુઃખ! માટે કાંઈ નથી; હવે છૂટવામાંજ લાભ છે" (હાથથી પ્રાણની ગતિ તરફ ઈસારો કરીને) "આ છૂટયો એટલે બિચારા શરીરને શું છે! એ છે ત્યાં સુધીજ શરીરને દુઃખ છે અને એ છૂટયો એટલે એને પણ શું છે? બંને વિખરાયા કે કોઇને કશું નથી. (હાથથી બતાવતાં) "આ નીકળ્યો એટલે પોતે પોતામાં અને માટી માટીમાં. કાંઈ લેવા કે દેવા. કેટલાએ થઈ ગયા; કોણ પાછળ જોવા આવ્યું કે શું છે! એમ મારે પણ કયાં જોવું છે કે શું થાય છે! આ શરીર છૂટયું કે જા, તારી બોંનનું નાટક!" આમ બોલેજ રાખતા હતા. પોતે પોતામાં મસ્તજ હતા.

મારાં માતુશ્રી અને અમારા આવ્યા પછી ખોરાકમાં દાંત વિના ચવાય તેવા પદાર્થ બહુજ સાવચેતીથી જરા જરા કરી દિવસમાં ત્રણ ચાર વખત આપવા પ્રયત્ન કરતાં. પરંતુ કહેવા લાગ્યા કે "**હવે પ્રભુ, ખાવાનું પણ જવા દોને! બળ્યું હવે કડવાં શાં પીવાં! અને ખારાંખાટાંએ જવા દો. બહુ દિવસ ખાધું-પીધું.**"

ત્રણેક દિવસ જરાતરા ખોરાક લેતા હતા. પાણી પીવાની છૂટ મળવાથી બહુજ રાજી રાજી થઇ ગયા હતા. એમને તો એમજ લાગેલું કે જાણે પાણી પીવાની બધાની મનાઈ છે. (માજી અને તેમના

ભત્રીજા તરફથી આ ધુસાડી દેવામાં આવ્યું હતું તેથી). જ્યાં દેહત્વજ નથી ત્યાં જે કોઇ જેમ કહે તેમ ચાલતું. કોઇને હુકમ કરવાની ટેવ નહિ. સંતની ખુબીવાળી રહેણી, અને ઉપર થઇ ના કહે તો પણ પાણી પી જાય તે પણ નહિ, એમ આવી રહેણીથી બિચારા રિબા-ચાજ ગયા. પરમહંસ દશાના પૂર્ણ સ્વરૂપના અનુભવીને હું કરીને ઉલ્લેખ નહિ અને "પાણી ન પીવાય" એમ કહેવામાં આવે તો ચલાવી લે; ખાવા ન આપે તો કહે "ભલે ચાલવા દો," એવી રહેણીના સંત આમ આજુબાજુ અજ્ઞાન દશાના અક્કલમંદ જીવોથી રિબામણીમાં નંખાયા. વિચારો કે બિચારાની જિંદગી કેમ વીતી હશે! છતાંએ હરેફરે અને બોલે તે સાધારણ મનુષ્યની જેમજ હતું. પોતાની પરણેતર સ્ત્રીને ધાંટો સરખો કાઢીને કદાપિ બોલેજ નહિ! ત્યાં પણ આત્મદષ્ટિ ખંડિત થવા દેતાજ નહિ એવા નિર્લેપ રહેણીના ખેલવાવાળા તો ભગતજી એકલાજ હતા, માટેજ તેમની પાસે રહેવા અને બને તેટલા ઉપયોગી થઇ પડવા સર્વસ્વ છોડી, તનતોડ મહેનત કરી, તન મન ધનથી ગુરુદેવની તહેનાતમાં હાજર રહેલા. તેમના સમાગમમાં આવ્યા પછીનું આ પંદરમું વર્ષ ચાલતું હતું.

બીજે દિવસથી દવા બંધ કરી. ગોધરાવાળા મણિભાઇ દવા વગેરે લાવવા ટાંપાં કરવાવાળા બહુ ભાવયુક્ત ભક્ત હતા. પૈસા વગેરેનો બંદોબસ્ત તેજ જાળવતા. બાપજીના ભત્રીજા કદાપિ પૈસાના કામમાં હાથ નાખતાજ નહિ, અને દરેક વખતે યુક્તિથી ખસી જઈ ધરમાંજ ભરાઇ જતા. પૈસા આપવાનું પતી જાય એટલે પાછા આવી બેઠા હોય. એક વાર વૈદ્યને પૈસા આપવાની વાત ચાલી. વૈદ્ય હાજ-રજ હતા, એટલે પોતે ઊઠીને પોતાના ધરમાં ભાગી ગયા. દરેક પ્રસંગ અમે બહુજ બારીકીથી નીહાળતા. મારા અને હરિભાઇની ધ્યાન બહાર એક પણ પ્રસંગ વીત્યો એ બન્યુંજ નથી. દરેકની રહેણીનો પૂરો અભ્યાસ કરવા તક મળી હતી. મણિભાઇ દવા લેવા જતા હતા તે નિયમિત ક્રમે આવ્યા. બાપજીએ દવા બંધ કરાવી છે એ વાત થઈ

ગઇ હતી. છતાં "મણિભાઇને માઠું લાગતું હોય તો ભલે ચાલવા દો" એમ બાપજી બોલ્યા હતા. હરેક વખતે કોઇનો આત્મા દુભાય નહિ એ રહેણી ખંડિત થવા દીધીજ નહોતી. દવા બંધ કરી બિલ પણ ચૂકવી દેવાયાં, એટલે એક પ્રકરણ ત્યાં પત્યું.

બે ત્રણ દિવસ થયાં ઘરનું રસોડું મારાં માતુશ્રી સાચવતાં એટલે કામકાજથી માજી ફારગત થયાં. દરેકના મનને કામ તો જોઇએજ. એટલે નવરાશની વેળા માજી બાપજી પાસે આવી અમને ડહાપણ શીખવવામાં ગાળવા લાગ્યાં. આમ કરતાં બાપજી એક વાર ભારે કંટાળેલા; અને કહે કે "એમને (માજીને) અહીં આવવા દેતાજ નહિ; ભલે બહાર બેસે, વાતો કરે, કે ઘરમાં એમના ઓરડામાં સૂએ, પણ અહીં નહિ."

હરિભાઇના ભાઈને મરી ગયે ચાર દિવસ થયા હતા; એટલે તેમના કારજ પાણી માટે અને તેમની દુકાનના કામકાજ માટે હરિભાઇને નડીઆદ જવાનું થયું. બાપજી થોડાજ સમયમાં વિદાય થશે એ ગુપ્ત વાત જાહેર કરવાની મનાઇ અને લેવાયલું વચન એટલે હરિભાઇને હું એ વાત કરી શકયોજ નહિ. મારી મુંઝવણ ઉકેલવા મારે પણ કોઇ પાત્ર રહ્યો નહિ. બાપજી કયારે દેહ મૂકશે તે નક્કી ન હતું. પરંતુ જશેજ એ તો નક્કીજ હતું; કારણકે એ તેમણે ચોકખું જાહેર કર્યું હતું. મારાં માતુશ્રી પણ હરિભાઈ સાથેજ વિદાય થાય એજ ઠીક છે, એમ મને પણ થએલું; કારણ કે માજીને કામ ન હોવાથી ડહાપણ અને ડખળ કરવા અને શાન્તિ તોડવા નવરાં પડી જતાં એ ટાળવા, તથા બાપજીએ હવે ખાવાનું બંધ કરી એકલા દૂધ, ચ્હા, કોફી, કોકો એટલાજ ઉપર રહેવાનું ઠરાવવાથી રસોડે માણસની જરૂર રહેલી નહિ, એટલે હરિભાઈ સાથેજ સાંજની ટ્રેનમાં વિદાય કરી દીધાં. બીજા કેટલાક હરિજનો બારની ગાડીમાં આવેલા, તેમને પણ હરિભાઈ સાથેજ સંઘાત કરાવી આપ્યો.

વાઘજીભાઈ, મુંબઈ આર્ટસ્ સ્કૂલમાં વેકેશન પડવાથી, બાપજીના દર્શનાર્થે આજ સમયે ગોધરા આવેલા. ઘણા નિકટ પરિચયમાં હોવાથી તેમની મદદ લેવા મને ઠીક લાગ્યું, એટલે તેમની સાથે ખાનગી વાત કરી લીધી, કે હરિભાઈ જાય છે અને મારે તનના માણસની ખાસ જરૂર છે, માટે તમારેજ રહેવું, અને સહેજ ઈસારો કર્યો કે બાપજી ખોવાનો વખત છે; માટે આ વાત ગુપ્ત રાખી અને તે સેવા કરી લેવાનો સમય પૂરા ભાગ્યે આવી મળ્યો છે, તો તે ન ચૂકવા પણ કહેલું. તેમની રહેવાની ગોઠવણ થવાથી આ બીજું પ્રકરણ પણ પૂરૂં થયું. દૂધ, ચ્હા વગેરે કરી આપવા અમે બાપજીવાળાજ ઓરડામાં સ્ટવ તથા આ ટુંકો વ્યવસાય પાસેજ રાખતા, કે જેથી કટકે બચકે જે કંઈ જરૂર લાગે તે આપી શકાય. હું અને વાઘજીભાઈ મળી હવે બાકીના દિવસોનો વ્યવસાય ચાલ્યો. ત્રણેક દિવસ વીત્યા ત્યાં તો બાપજીએ સવારમાં સાતેક વાગ્યાની લગભગમાં " **આજે જાઉં છું** " કહી મને ચોકખું જાહેર કર્યું અને કહે કે, " પ્રભુ, **ખાડો**——— (એટલો ધીમો સાદ નીકળતો હતો કે સંભળાતું ન હતું. વાક્યોને બદલે માત્ર તૂટક શબ્દોજ નીકળતા)———**ઊંડો**———અને બાકીના શબ્દો ઇસારાથી સમજાવ્યા કે ખાડો ઊંડો ખોદી દાટી દેજો. "**બહુ માણસો ન હોય અને તમે એકલા હો તો મજુર કરી એવું કરી દેજો કે બાળવા જવાની ઉપાધિ નહિં.**" આ બનાવને થોડો સમય વીત્યા પછી માજી પાસે આવ્યાં. બાપજી કહે (ઈસારાથી) " આવો " ઇસારો કરીનેજ બોલવાનો અર્થ સૂચવતા. ગળું સાદ નીકળવા દેવા રોકાણ કરી રહ્યું હતું. તેમના મોં સુધી કાન લઈ જઇએ ત્યારે માત્ર તૂટક શબ્દોથી અને બહુજ માર્મિક રીતે બોલતા. કોઈથી ન સમજી શકાય માટેજ માજીએ અમને ત્યાં બેસવા સદર પરવાનો આપ્યો હતો, અને ગુરુદેવની પૂર્ણ કૃપાથી સંજોગો અનુકૂળ ગોઠવાયા હતા.

શરીરના દુઃખની કંઈ પણ ખટપટ વિના બાપજી એકલી વસ્તુ-નીજ મસ્તીમાં આનંદમાં પડી રહેતા હતા. તેમની પાંસે અસંતોષ કે કંઈજ માગણીની વાત હોયજ ક્યાંથી! માજીને બોલાવી પોતાની પાસે બેસવા કહ્યું અને કહ્યું કે "જરા મારી પાસે બેસો; એ તો સૌ થયા કરશે." માજી જરા બેઠાં અને તેમના ઉતાવળીઆ અને કઠણાશવાળા હાથે બેદરકારી ભરી રીતે હાથ ફેરવી નાખી બોલ્યાં (બાપજીનો હાથ હલાવી) કે "કેમ છે?" બાપજીએ જવાબમાં બહુજ ધીરાશથી અને મૃદુતાથી જવાબ વાળ્યો (ઈસારાથી) કે "જાઉં છું." મને માજી પૂછે કે ભાઈ, શું કહે છે? મેં પણ હિંમત રાખી ચોકખો ખુલાસો કર્યો કે "એ કહે છે, 'હું જાઉં છું'–એટલે તૈયારી કરે છે." માજીને આ વાત સાચી લાગી નહિ. આ તેમના અવસાનની ત્રણ દિવસ અગાઉનો પ્રસંગ બનેલો. બાપજીને માજી કહે "**મને લેતા જાઓને સાથે!**" બાપજી કહે "હું તો પરવાર્યો છું; તું હજી પરવારી છે? (ઈસારાથી) હજુ તો ઓરડામાં દાટમૂકય, પછીથી." માજી થોડીવારે ઊઠીને ગયાં અને જતાં જતાં મેં કહ્યું કે "બા, હવે ઘીનો દીવો બીવો કરી રાખવો હોય તો કરી મૂકો. ફાનસ લાવીને આખો દિવસ ચાલે તેવું ગોઠવી રાખો." કહે કે "મોટું કોડીઉં નથી," મેં કહ્યું, "મંગાવી આપું છું." વાઘજીભાઇને બજારમાં મોકલી તાંબાનું નવું કોડીઉં મંગાવી લીધેલું. સંતનો દસ્તુર એવો હોય છે કે તેમની હયાતી વખતે શરૂ કરેલો દીવો તેમના અવસાન પછીથી ઓલવ્યાં વગર ચાલુ ને ચાલુ સળગતો રહેવો જોઇએ. વચમાં બુઝાઈ જાય અને જો ફરીથી સળગાવવો પડે તો તેવી રીતે સળગાવેલા દીવામાં તે સંતનો પ્રભાવ બંધ થયો એમ ગણાય. કોડીઉં સાફ કરવાને માટે બીજા કોડીઆમાં ઘી અને દીવેટ તૈયાર કરી જ્યોતે જ્યોતથી પ્રગટાવવો જોઈએ. એવી રીતે દેહાન્ત સમયથી શરૂ કરેલો દીવો જો જ્યોતે જ્યોત ચાલુ રાખેલો હોય તોજ તે અર્થ યુક્ત ગણાય. બાપજીના અવસાન પળે હું હાજર હતો, આ રીતથી વાકેફ

હતો, તેમના અવસાનની ખબર પડેલી, એટલે આવો દીવો કાયમ રહે તેવી ગોઠવણ કરેલી.

પેસાબના દરદ વખતે નડીઆદ આવેલા અને મટયા પછી માજીને મુંબઇથી બોલાવેલાં તે વખતે માજીના આવ્યા બાદ પ્રથમ મુલાકાત વખતે બાપજીએ જમનાંબાને કહ્યું હતું કે, " **દુનિયામાં શું ન મળે ?** ( હાથનાં આંગળાંથી પોતાનો દેહ બતાવીને ) **આ જશે તે ફરીને મળશે ?** બજારમાં બધું વેચાતું મળશે, પણ આ દેહ જશે તે ફરી મળશે ?" એમ કહીને વળી કહેવા લાગ્યા કે "આ'વો આ'વો એ હજી બેઠો છું, ત્યાં લગી ઠીક છે એમ જાણ."

## ખંડ ૨૮ મો.



ડીઉં મૂકયા પછી માજીએ તો મોટું ભેંકડુ મૂકી રોવા માંડયું અને કકળાટ માંડી દીધો, જાણે બાપજી તો પતીજ ગયા. પડખેથી તેમના ભત્રીજાની વહુ જીવી બાઈ તેમની દીકરી તથા ડોસી વગેરેએ માજીના ઓરડામાં ભરાઈ સાદમાં સાદ જોડયા. રોતાં રોતાં માજીએ રાજીયો ગાવા માંડયો " મારૂં બગડયું, હાય ! હાય ! " કરીને કા'ણ શરૂ કરી મૂકી. મારાથી સહન થયું નહિ કે એક આવા ટોચના સંતના ઘરમાં આ વિચિત્ર ઠાઠ શો ! જેને બુઢ્ઢા પ્રભુની જરા પણ પડી નથી, નથી કંઈ સેવા કરવાનું દીલ થતું. એવાં આ સતી જમનાંબા અને ફૂટાફૂટના ભાગમાં ભળેલી સ્ત્રીઓનું આ વિચિત્ર રહેણીનું ચિત્ર, ચિતારા મોહન તું ચીતરી લે ! બધાંને ખૂબ ધમકાવી વીખેરીને બીજી વાતોથી માંડવાળ કરી તેમનાં મન ફેરવી દીધેલાં. શામ, દામ, ભેદ અને દંડ બધુંજ વાપરવાનો પ્રસંગ

આવતો. માજીને કહેલું કે પાછલી ભીંતિથી જાળીઆમાંથી અવાજ જશે અને મરાઠા પડોશીઓ જાણશે કે ભગતજી તો પતીજ ગયા હશે તેની આ રોકકળ શરૂ થઈ, માટે એવું ગાંડું દેખાય એમ સમજાવી મહા મુસીબતે વેરી માર્યાં.

થોડી વાર પછી માજીએ બીજો વેશ કાઢ્યો. કહે કે "મારે એના હાથે પુણ્ય કરાવવું છે (દેખાવ કરવો છે)." મેં કહ્યું, "તમારે જે કરવું હોય તે ભલે કરો. એમને તે કશાની પડી નથી. એમણે પોતે કહ્યા પ્રમાણે રૂ. ૪૦૦૦) આ રણછોડજીના જીર્ણ મંદિરનો જીર્ણોદ્ધાર કરી ડાકોરના રણછોડજીના ઘાટ પ્રમાણે રસ્તેથી દેખાય તેવું કરાવવા મદદ તરીકે આપો. તેમની તો એવી મરજી છે, તે તો તમારે માનવું નથી; માટે હવે તમારે જે કરવું હોય તે તમારી ખુશીથી કરી દો." મને કહે કે "એમ નહિ; મારે તો એમને હાથેજ કરાવવું છે. લ્યો, એક હજાર રૂપીઆ એમના હાથમાં મૂકું; એમને ફાવે ત્યાં વાપરે." બાપજીને ઈસારાથી અંગુઠો અને પહેલી આંગળી વાળીને મીંડું કરી દેખાડયું અને આંગળી બતાવી યત્ન કર્યો. પણ તે જોવાનેએ બાપજીને કયાં પડી હતી! એક મસ્ત દશાના પૂર્ણ બ્રહ્મરૂપ સંતને પૈસાની કે વ્યવહારના ખોટા ડોળની કયાં તમા હતી! બહાર લક્ષજ ન હતું ત્યાં વાત કોની સાથે કરે! ઘડીક દેહભાવ આવે અને વળી સ્વ સ્વરૂપે થઈ જાય.

"જેમ અંબુધિ માંહેલો મકર મોટો, અંબુધિ મધ્ય આઘો રહે;
ઉપર આવી અલ્પ વરતે, વળી મહાનિધિ જાતો રહે."

એમ એવી અલૌકિક વસ્તુની ખોપરીના ભગતજીને આ માયાવી માજી શું ઓળખે! વિદાયગીરીનો સમય આવી પહોંચ્યો. લગ્નરૂઢિથી –ઢીંગલાની જેમ જોડી દીધેલાં–જોડાએલા જોડાને છૂટા પાડવાનો સમય આવ્યો. છતાંએ બાપજી શું છે તેની જેને ગમ પણ પડતી નથી, તેમના કહ્યા પ્રમાણે કરતાં પણ નથી, એવાં માજીને જોતાં આપણને પણ પ્રેમનો ઉમળકો કયાંથી આવે! આખી જિંદગીએ

અજ્ઞાનતામાં અણસમજથી દુઃખ દેતાં નહિ ધરાયાં હોય તે હજીએ પ્રેમના સંકલ્પ પ્રમાણે તેમણે નજ કર્યું. બાપજીએ તેમનો તિરસ્કાર કરી કહ્યું કે, "જાઓ તમે તમારે, જે કરતાં હો તે કરો; અહીં છે મોહનભઈ; જાઓ." મને કહે "પ્રભુ, એને અહીં હવે આવવાજ ન દેતા." મૂળ તો ઉપરામ વૃત્તિમાંજ રહેતા હતા તેમાં હવે બધું છોડીને કાયમ સ્વરૂપમાં લય થવાના ત્યાં દેહની કે બહારની, ઘરની કે દુનિયાની, તેમને શું પડી હતી!

'અન્ય જીવની તેને શી પડી, જે તેને ઘેર નીત કાઢે હડી,' (અખો)

માત્ર શાન્તિ જળવાય માટે મારી બધી શક્તિ વાપરી રહ્યો હતો. વાઘજીભાઈની મારે જોઇતી પૂર્ણ મદદ મળતી; કારણ કે મારા સ્વભાવ અને રહેણીથી એ વાકેફ હતા, અને ઇસારામાં સમજી તેજ યુક્તિથી બર લાવે એટલે શાન્તિ જળવાઈ રહેતી. માજી મને કહે કે 'તમે એમને પૂછો કે 'શી ઇચ્છા છે!' અને તમને તે પૂછવાજ નડીઆદથી બોલાવ્યા છે, નહિ તો અહીં તમારૂં કામ શું છે?" તેમની આવી ક્ષુદ્ર ઇચ્છા પાર પાડવા જાણે હું આવ્યો ન હોઉં! તેમ મને આમ ધમકીથી પટાવવા લાગ્યાં. મેં ટૂંકમાં સમેટયું કે "હવે એવી બાબત માટે એમને હેરાન કરવાથી ફાયદો નથી. તમારા મનસ્વી તમારે જે કરવું હોય તે કરી નાખો. બાપજી કહે છે તેમ તો તમને રુચતું નથી અને પૂછવાનું શું છે? પૂછેલુંજ છે તો? એમણે કહ્યું છે તેમ જો તમે હા કહો તો લાવો, હું કહું." પણ એ વાત તો હતીજ નહિ.

આ વાત પલટાઇને વળી સ્વરૂપ ફેરવાયું. કહે કે "ભાઈ, લ્યો આ રૂપીઆ, પાંચ મણ છ મણ ઘઉં લાવો; ચોરાસીના બ્રાહ્મણોને આપીએ—પુણ્ય કરીએ." સાંસારીક શોભા, મ્હાલવાનું અને કુણીઓ વીંઝવાનું તેમને બહુજ મન થતું એટલે હંમેશાં તેમનું ડહાપણ અને બધી બુદ્ધિની ખર્ચી તે એમ ખરચતાં. બજારથી મણિભાઇએ ઘઉં વગેરે લાવી નાખ્યા અને બાપજીનો ઓરડો ડખળીઆઓથી ભરાય

નહિ માટે મેં બારણું અધખોલું બંધ કરેલું. બહાર ઓસરીમાં ઘઉં ઠાલવી ચોરાસીના બ્રાહ્મણો જેમાં બાપજીના ગોર વગેરે આવી ગોઠવાઈ ગયા અને દેખાવનો દાઠ ચાલ્યો. એ બધું પતી ગયું. એ દિવસ એમ વીત્યો. એજ દિવસે વળી બાપજી બોલ્યા કે **"પ્રભુ, ચોકસી આવ્યા નથી, એટલે આવી જવા દો; કારણ કે દર્શનને નિમિત્તે આવાં ન જોતાં નિરાશ થાય. અને છેલ્લું ન મળાય, માટે આજ જતા નથી."** મતલબ કે દેહ મૂકવાનું આજ નહિ, અને એમજ બનેલું કે ચોકશી પુરુષોત્તમદાસ તેજ દિવસની ઘઉંની વિધિ વખતે આવી રહેલા હતા. તેજ દિવસે બાપજીને મળી સ્ટેશન ઉપર સુવાનું કરી સવારની ટ્રેનમાં તે પણ વિદાય થએલા. દરૂ માસ્તરના દીકરા ચંદુભાઈ આવેલા તે છેલ્લે દિવસે વિદાય થએલા. તેમણે પણ પ્રેમભાવે ઘણી સેવા ઉઠાવેલી.

માજીના કહ્યા પ્રમાણે ન કરવાથી હું તેમને અકારો થઈ પડેલો. હવે તો ઘડી, પળ, ક્ષણ, આંખ પલકારો બેધ્યાન રહેવાનો હતોજ નહિ. સતત્ એકજ વિચાર કરી દસે દિવસના રાતના ઉજાગરા વેઠી, દિવસે ક્ષણ પણ આંખ મીચકારાં કર્યાં સિવાય શાન્તિથી બુદ્ધા બાપજીની ઇચ્છા પ્રમાણે છેલ્લી પળ સ્વરૂપે થતાં નિર્વિઘ્ને પસાર થાય એ એકજ તીવ્ર ભાવના ઘૂંટી, એ લક્ષબિન્દુ સાંધી બાકીનો માયિક વ્યવસાય ચલાવે રાખતો હતો. હરિભાઇને પત્તું લખી દીધું હતું કે બાપજી પ્રભુ 'આજે જાઉ છું' કરી 'ખાડો'——'ઊંડો'——વગેરે ઇસારા કરી કહે છે; તો પંદર વરસના સત્સંગ ઉપર પાણી થવા બેઠું છે. માટે છેલ્લાં દર્શનની ઇચ્છાએ પણ એકદમ ચાલી આવો. પત્ર પહોંચે તે પહેલાં તો તેમને પણ ખેંચાણ થવાથી સાંજની ટ્રેનમાં આવી રહેલા. એક દિવસ રહ્યા અને કાળશત્રુનો છેલ્લો દિવસ શલ્યકાર થવાનો સમય નજીક દેખાવા લાગ્યો. જે જે સમય વીતતો તે તે બહુજ કિમતી અને અમૂલ્ય હતો.

"ગઈ પળ પાછી ફેર નહિ આવે, મૂરખ મૂઢ ગમાર;

ભવસાગરની ભૂલવણીમાં, વીત ગયે જુગ ચાર;
ફેરા ફરીને–મળ્યો મનુષા જનમ અવતાર, માંડ કરીને૦"

ગઈ પળ પાછી આવવાની નથી, એમ ધારી જે લાભ લેવાયો તે ખરો. જેટલી શાન્તિનું વાતાવરણુ જળવાઈ રહે તેટલો વધુ લાભ. ટોચની દિશામાં સ્વ સ્વરૂપમાં મસ્ત ભગતજીની પાસે બેસી ઇચ્છાઓ કર્યા કરે તે પણુ તેની શાન્તિનો ભંગ કરનારજ હતું; કારણુ કે પોતે તો કલ્પવૃક્ષ જેવા હતા; જેથી ભાવનાઓને સિદ્ધ સ્વરૂપમાં ફેરવવી પડતી. એ જવાબદારીથી પોતાના સ્વરૂપમાં ખલેલ થતું હોય. તેમની પાસે નિરિચ્છિત ભાવ હૃદયમાં કાંઈ પણ માગણીના સંચાર વિના ટૂંકમાં ભગતજીનાજ ઐક્ય અને તદ્રૂપ સ્થિતિની રહેણીમાં પાસે બેસીએ તોજ તેમને ગમે અને તોજ તે વાર્તાલાપ કરી હુલ્લુએ ભાગ્યા તૂટયા શબ્દોથી આનંદ રેલાવવા તેટલાજ તૈયાર થઇ જતા. હું પાસે બેઠો હોઉં ત્યારે પોતે આંખ મીંચી મારૂં અંતર જોવા યત્ન કરતા, કે શું ઇચ્છાઓ કે ભાવનાઓ કરી રહ્યો છું, એટલે તરતજ મનના સ્વાભાવિક વિચારો શુન્ય સ્વરૂપમાં સમાવી નિર્વિકલ્પ સ્થિતિએ હું બેસી રહેતો. પછી આંખ ખોલી બાપજી હસી પડે અને કહે કે "પ્રભુ, કશી ઇચ્છા કરવા જેવું નથી, બને બધું એની મેળે થયાજ કરે છે; એજ રહેણીએ રહેવા જેવું છે" કહી સત્ય વસ્તુની મસ્તીમાં તો હોયજ, પણુ આપણે ભેગા ભાગ લઈ શકીએ તેવાં કિરણો બહાર ફેંકે રાખતા, કે જેથી આપણને પાસે બેસી કંટાળો ન આવે, અને મનને શુષ્ક ન લાગે. ઇસારો કરી કહેતા કે દેહમાંથી આમ નીકળી આમ આ ભળી ગયો ! શું છે ?" કરી વસ્તુની થોડા શબ્દોચાર ભેળી સાન આપતા, અને વૃત્તિના સંધાણનું તૂટક થવાજ ન દેતા. તેમની પાસે આવતાંજ વૃત્તિ બહિર્મુખ હોય તેને અંતરમાં વાળી વસ્તુમાં મસ્ત દશાએ મૂકતા. પછીથીજ ગમે ત્યાં ફરવાની છૂટ મળતી.

ચોકશી ચાલી ગયા હતા, હરિભાઈ, વાઘજીભાઇ, ચંદુલાલ તથા

હું એટલાજ પાસે લગભગ બધો સમય કાયમ બેસવા ખાતે હતા. ભગતજી પાસે એકજ બેસી રહેતા; અને બીજાઓ બહારની ઓસરીમાંજ બેસતા; કારણ કે બાપજીએ પ્રથમથીજ એમ કહી રાખ્યું હતું. મુખ્ય વાત તો એ હતી કે તેમની પાસે બેસી મનમાં ઇચ્છાઓ કર્યા કરે તે તેમને ઘણુંજ અશાન્તિકારક થઈ પડતું. ઇચ્છા વિનાનો સેવક આવતો તેને તો તે વધાવી લેતા. તેનીજ સેવા બર આવતી. પરમાત્મા નિર્વિકલ્પ, નિર્વિકાર છે, તેમ તેમની પાસે આવનાર તેવા સદ્દગુણો ધારીને આવે તો આવકાર જરૂરથી મળતો અને તે તેમનો ખાસ પસંદગીમાં માનીતો થઈ પડતો. ભાવયુક્ત આવનાર પણ તેથી તો બીજે નંબરે આવે. નિરિચ્છિત ભાવે આવે તો તો સૌથી મોખરે એટલે પૂર્ણભાવ અને નિરિચ્છાપણું બંને મળે તો તો મીઠા મેવા ખાયાજ કરો. વારેવારે મને તપાસી જોતા, પૂછી પૂછીને ખાતરી કરી મૂકતા, મારા મનને મનાવતા કે "કશી ઇચ્છા છે?" જો મોઢેથી ચોકખી ના હોય અને હૃદયના ઊંડા ખૂણામાં પણ આનાકાનીની ઇચ્છા રહી હોય તો તે પણ છૂપી રીતે ધીરેથી ટકોર કરી જ્ઞાન ગલોલી લગાવી આ દુઃખી સ્થિતિમાંથીએ કહાડવા ચુકયા નથી. તેમને પોતાના શરીરની દુઃખમય હાલતનો મુદ્દલે ખ્યાલ સરખોએ ન હતો; કારણ કે પોતે તો વિદેહી હતા. તેમને તો માત્ર પોતાની રમતજ રમવા સિવાય ગમતુંજ નહિ. કહેતા કે **"ધ્યાન એ તો જડવત જેવું છે; પણ સત્સંગ જેવો આનંદ કશામાંએ નથી."** ખૂણામાં બેસી ગમે તેવું ધ્યાન ધરો, ચિત્તનિગ્રહ કરો, મનને વસ્તુમાં પરોવો કે વગર જીહ્વાએ અજંપા જાપ જપ્યા કરો, છતાં માત્ર ગુરૂદેવની હાજરીથીજ–તેમની પાસે બેસવાથી ચિત્તનિગ્રહ, નિર્વિકલ્પ સ્થિતિ અને બધો આનંદ તેમના મુખાર્વિંદમાંથી નીકળતા શબ્દોનો સત્સંગ ચાલતો ત્યાં આપોઆપ થઇ જતું. આ તે ભગતજી મહારાજની અલૌકિક સ્થિતિનો પ્રભાવ. તેમનો ભક્ત બારણે આવે, ત્યારે તેમને નિહાળી

જોયા કરવા, તેમનું કંઈ શ્રવણ કરવા બહુજ ઈંતેજારી બતાવે અને જ્યારે તેમનાં દર્શન થતાં કે પૂર્ણ આનન્દમાં નિમગ્ન થતા.

ભગતજીના ઓરડામાં કોઈને ન આવવા દેવા પોતેજ કહી રાખ્યું હતું અને કહેલું કે "બાપજીને બહુજ મુંઝવણ થાય છે માટે કોઈને પણ અંદર આવવા મનાઈ કરી છે" એમ કહેજો. તેથી અમે તેનો અમલ પૂરેપૂરો કરતા. તેમને શાન્તિમય સ્થિતિ અને એકાંત બહુજ પ્રિય હતાં. છતાંએ બહાર ટોળે મળેલા નિરાશ થતા ભાવના પ્રગટાવતા બેઠા હોય તો વળી દયાળુ સ્વભાવે અને અંતર્યામીપણાથી જાણીને પૂછે કે "બહાર કોણ કોણ બેઠું છે? બિચારા ભાવ કરીને આવે માટે અશે આવવા દો." એમ કહેવાથી સહેજ દર્શન કરવા જવા દેતા અને પોતે પણ બે હાથ ઉંચા કરી દરેકને દર્શનનો જવાબ આપી પગે લાગતા. એક વેળા બે વૃદ્ધ બાઇઓ દર્શન નિમિત્તે આવેલી. ચોકીદાર, હું તથા વાઘજીભાઈ બેઠા હતા. બે દ્વારપાળ–પોળીઆઓ જીભની છડી ધારણ કરી, બે બાજુ બે બારણાની સાખ સાચવી ઉભા ન હતા પણ બેઠા હતા. બાપજીવાળા ઓરડામાં પ્રકાશ પૂરો જઈ શકે, હવાના અવર જવરથી સ્વચ્છતા જળવાઈ રહે, ઘરમાં ચોકડી હોવાથી મચ્છરનો ઉપદ્રવ પવનનો સપાટો થાય તો નિર્મૂળ થવા પામે, આ બધું વિચારી અમુક સમય બહાર ઉપાધિ ન હોય અને તડકો ભભકતો હોય ત્યારે બારણું ખૂલ્લુંજ મૂકતા.

તેવામાં બે બાઈઓએ અંદર પ્રવેશ કરવા માંડયો. તેમાંની એક બાઈ તો મહાપરાણે ચસ્માંમાંથી જોઈ શકતાં અને બીજી બાઈ તો મુશ્કેલીથી શરીર ઉભું રાખી ચાલી શકતાં, છતાં ભગતજીના દર્શનમાત્રથી પાપ નષ્ટ થાય છે એવી માન્યતાથી અંદર જવા દેવા અતિશય આગ્રહ કરેલો. કહે 'ભાઈ, અમે એમને નહિ બોલાવીએ પણ એ તો સમાધિષ્ઠ પુરુષ છે અને યાત્રાઓ કરી આવેલા છે; તથા બ્રાહ્મણથીએ પવિત્ર દેવ જેવા છે, માટે તેમનાં દર્શન તો કરવા દો!'

ભગતજી જરા નિદ્રાવશ જેવા દેખાતા હતા. તેમની ઊંઘ એટલે એક એ મિનિટ સામટી ચાલે અને પાંચ મિનિટ બહાર જાગતા જેવા; તેમાંએ વૃત્તિ અંતર્મુખ છે કે બહિર, તે પણ નિર્ણય કરવો કઠણ. જ્ઞાનીની દશાજ હાથ આવે નહિ ત્યાં એ બાઈઓએ ઘણોજ આગ્રહ કરવાથી અને દર્શન વિના પાછી નહિજ જઈએ એવો નિશ્ચય બતાવવાથી અમારા બંને દ્વારપાળોની હાર થઈ, અને અંદર આવવા દીધાં અને કહ્યું કે એમને અડકયા સિવાય દર્શન કરી લો. ચસ્માંવાળાં બાઈ બિચારાં ઘણું ઘણું ધારી ધારીને કે'ડમાંથી નમીને ભગતજીનું પવિત્ર મુખાર્વિંદ અદ્દભુતતાથી નીહાળતાં હતાં. ખરેખર દરેકને તે મુખાર્વિંદ જોવું તેટલુંજ પ્યારૂં લાગતું. તેમનામાં શુંએ ચમત્કારિક હતું તે સાધારણ બુદ્ધિથી કળાતું નહતું. પણ તેમનું મુખ જોવા આતુરતા વધી પડતી. બાઈઓનો અતિ નમ્ર અને ઉભરાતો પ્રેમભાવ ભગતજીની દૃષ્ટિ બહાર ખેંચી લાવ્યો. બાપજીએ ઉંચે જોઈ તે બાઈઓ સામે આંખે આંખ મીલાવી બે હાથ જોડયા. વૃધ્ધેવૃદ્ધ મળ્યાં અને પોતાના પ્રેમનો પૂર્ણ જવાબ દેવાયો એટલે તો બાઈઓના આનંદનો પારજ ન રહ્યો.

દરેકનો ભાવ પૂર્ણ કરવા ભગતજી તેવા આનંદિત્ થઈ જતા. તેમના શરીરમાં દુ:ખ કયાં વસે છે એ તેની સાથે સંત્સગમાં જણાતું નહિ—લોપ થઈ જતું—અદશ્ય થઈ જતું. દરેકને સંતોષવા તે પથારીવશ સ્થિતિમાંથી પણ કર્યા વિના રહ્યા નથી. તે ન બોલી શકતા તેથી ઈસારાથી પણ આવનારને આકર્ષિ લેતા—સાન્ત્વન કરી દેતા. ઈશ્વિરી સત્તા તેમનામાં પ્રગટ હતી અને તે દરેક રીતે તેમની હયાતી સુધી વપરાએલી. **આખરે આ ખર વસ્તુમાંનો અંદર રહેલો અક્ષર—ૐ, અક્ષયધામમાં જવા આતુર થવાથી ખર વસ્તુ—ખોળીઆને ફેંકી દેવાનો સમય અને આ નશ્વર દુનિયાના ખોટા મનાતા ખેલને સમેટી જવા તત્પર થયો.**

સર્વને આનંદના દાતાની પરાકાષ્ઠા આવી લાગી. સત્સંગ મંડળ

છે એવું વિના ઐક્યનું સંગઠ્ઠન ભેગું કરી મંડળરૂપે જોડનાર મહાન વ્યક્તિરૂપે બાપજી બધાના લાડથી જાણે ધરાઇ ગયા હોય તેમ, પરવારી ચાલતા થવાની દિશાજ પકડી બેઠેલા જણાયા. બાપજી પ્રભુ પોતે મળતાવડા સ્વભાવના હતા, છતાં અતડા સ્વભાવના, દરેકની ભેગા મળી જતા અને કોઇની ભેગા ન મળતા.

## ખંડ ૨૯ મો.



વાને દિવસે સવારથી ઘણીજ શાન્તિ, ધીરજ અને આનંદ સર્વ પુષ્ટ સ્વરૂપમાં જોવામાં આવતાં હતાં. ન મળે દીલગીરી, દુઃખ, કે કશું અશાન્તિમય. સર્વત્ર શાન્ત વાતાવરણ અને તેની અપૂર્વ શાન્તિ દરેકને તેમના ઓરડામાંથી ભપકી નીકળી સર્વને ભોગ પડવા સામે આવતાં. સુવાસિત પુષ્પમાંથી જેમ મધુર વાસ ફેલાય તેમ ભગતજીની સંપૂર્ણ શાન્તિ–પરમાત્મ બળ –આત્મસત્તા અને નિરામય સુખ સર્વને ચુંબકની માફક ખેંચી એ રહેણીનો ઇસારો કરતાં હોય તેવું ભાસતું કે જુઓ, સુખ તો શાન્તિમાં છે; રહેણી જોઈ લો; પછીથી કયાં જોશો ? જે જોઈએ તે માગી લો, પછી કોણ આપશે ? પ્રગટ ઈશ્વર તો આજ, ગયો એટલે થઈ રહ્યું. જો ઉકેલ હોય તો સમજો. સદ્ભાગ્ય અને સન્મતિ હોય તો સદ્દવસ્તુ મેળવી બાકીની જિંદગીમાં આનંદ અનુભવો. છેલ્લા છેલ્લા જેટલા કંઈ મળવાના બાકી હતા, જેમનો અંતર્ભાવ બાકી રહી ગયો હતો તેમને બાપજી પોતાને જે જે કંઈ ખુબીથી આપવા દીલ થતું હશે તે તે સર્વ મુંબઈથી નીકળ્યા ત્યારેજ હરેક સ્ટેશને તેમ કરી દેવાએલું હતું, અને બાકી રહેલા જ્યારે પથારીવશ થઈ વિદાય થયા ત્યાં સુધીમાં

આવીજ ગએલા–ખેંચી લીધેલા–પતાવટ કરી દીધેલું. જીવમાત્રનો અસંતોષી, વિઘ્નસંતોષી સ્વભાવ ગમે તેમ માને, ગબડયા કરે, બબડયા કરે તે તો સર્વદા તેવાજ રહી જાય તેમાં ઇલાજ કોઈનો ચાલે નહિ. જેની જેટલી સેવા તેની તેટલી ભરપાઈ; જેનો જેટલો સદ્ભાવ તેટલી તેની પૂર્ણતા વગેરે યોગાયોગ્ય પરવારી ગયા હતા. માત્ર રાહજ જોતા હતા. કહેતા હતા કે "બધાને વિદાય કરી દો. મને હવે શાન્તિની જરૂર છે. હવે મારી પાસે તમે એકલાજ બેસી રહેજો." બહુ બોલવાનું કંઈ રહ્યું ન હતું. પાણી પીવું છે કે તેવુંજ માત્ર બોલવાનું થતું. બાકી વ્યવહારમાં નિરામય સ્થિતિજ હતી. મેં તેમને એકવાર પૂછ્યું કે 'પ્રભુ જ્ઞાનાગ્નિ પ્રગટે ત્યાં પ્રારબ્ધ તો ભસ્મ થયું તો આ કઈ જાતનું પ્રારબ્ધ કયાં રાખી મૂકેલું કે જેમાંથી હજીએ આટલી ઉચ્ચ સ્થિતિએ આ દુઃખ ભોગવો છો?' બાપજી કહે કે "મોહનભાઈ, આ એ રહેણીનું એક લાકડું." મેં કહ્યું કે "જો આવુંજ છે, તો તમે તેને હવે ધકેલી દો ને?" કહે કે "હવે શા સારૂ? આખી જિંદગી વેઠયું; હવે કેટલો વખત? આ છેલ્લો દિવસ. પત્યો ખેલ." અને વળી કહે કે "આ રહેણીએ તમે ન આવતા. તમને એમ થતું હશે કે આ સ્થિતિ નથી; પરંતુ મારી ને તમારી વચમાં એક કાગળના પડ જેટલુંએ અંતર નથી, અને તોજ તુમે આ આનંદ લઈ શકો છો, માટે માનો તો જગતમાં આથી અધિક સુખ નથી. **તમારી સ્થિતિ જોઇને ઉલટી મને અદેખાઇ થાય છે, કે જ્ઞાને ભોગવો છો અને માયાએ ભોગવો છો.** જો આ સ્થિતિએ આવ્યા તો માયાનો આનંદ ખોશો, માટે પ્રભુ, આનંદજ માનોને, અને વળી ભાવના કરશો તો તેએ થઈ પડશે; પણ **પછી ઓહો થઈ જશે.**" એમ ઘણું ઘણું ખુલાસીને છેલ્લે દિવસે પણ બોલતાજ. સાદું તો બોલી જાણતાજ નહિ. ભારે માર્મિક શબ્દોચ્ચાર કરતા; અને હવે તો તેવો **સ્વભાવજ** થઈ ગએલો.

છેલ્લી વારે મને કહે કે "તમે મને વચન આપો કે 'હું લગ્ન

કરીશ." મેં કહ્યું, 'બાપજી, મને હવે એ દિશાએ મોકલવા શું કામ કરો છો? મારા માથામાં સાંસારિક બાબતનાં અર્ધાં ખાનાં તો પુરાઈ ગયાં છે અને હવે ઘણું મુશ્કેલ થઈ પડશે.' બાપજીએ કહ્યું, "ગમે તેમ છે, પણ **પરમાત્માની મરજી છે કે તમારે લગ્ન કરવું**; એતો પ્રભુ સૌ કરી લેશે. જે આવશે તે સૌ ફોડી લે એવુંજ મળશે; માટે (હાથ ધરી હાથમાં) વચન આપો." મેં કહ્યું કે "આપનું વચન મારે શિરસાવંદ્ય છે, પણ હવે આનો ઘાટ કેમ બેસશે! હમણાં તો અસંભવિત જેવું છે." બાપજીએ ખુલાસો કર્યો, "તમે કશો યત્ન કરશો નહિ; પણ '**ના નહિ કહિશ**' એવું વચન આપો. બીજું તો પ્રભુ સૌ કર્યા કરશે. બે છોકરાં થશે અને પરણેતરથી પણ ધરાશો ત્યારે ભાવના કરજો, એટલે તે પણ તમારા પહેલાં બધાંય વિદાય થઈ જશે, પણ એટલું ઋણ બાકી છે માટે હઠ કરીને જો મારા રામનું ન માન્યું તો એક ફેરો ખાવો પડશે, માટે ઋણ ચુકાવી દેવું કે ખાતું ફાટી જાય. ખાડો છે એમ જાણીનેજ પડવાનું છે, પછી મને દોષ દેતા નહિ; પણ છૂટકોજ નથી." મેં ગુરુદેવના હાથમાં વચન આપ્યું કે "ના નહિ પાડીશ. બીજું આપ જાણો." મેં પૂછ્યું કે "બાપજી, આ જિંદગીથી ધરાવાશે કે નહિ?" તેમણે ઉત્તર વાળ્યો કે "ગળા સુધી ઠઠ ધરાઈ જવાશે અને આનંદના ઉભરા નાભીથી છુટયાજ કરશે અને શરીરનું ભાન સરખું પણ નહિ રહે, તથા હસહસ કર્યાજ કરશો. મોઢું હસતું દેખાયા કરશે. કપડાં પહેરવાનુંએ ભાન નહિ રહે; પ્રભુ ચિન્તા ન કરશો ગમે તેવી હાલતમાં ઓચિંતુ થઈ જશે; ખબર નહી રહે કે કેવી રીતે થયું. મારામાં કાંઈ નથી પરંતુ આપણો સદ્ગુરુ પરમાત્મા મહાસમર્થ છે; ખાલી નહિ જવા દેશે. સેવાનાં ફળ ખાલી જાય નહિ; આગળ જોજો. અનુભવશો ત્યારે જાણશો." માયિક પ્રારબ્ધની આડથી જ્ઞાનદિશા આપતાં હું કાચો રહી જઇશ એવી ભીતી ભગતજીને કદાચ લાગી હોય.

સંચિત કર્મથી બનેલું પ્રારબ્ધ ભોગવ્યા સિવાય કે પ્રારબ્ધ તોડયા સિવાય જ્ઞાનદિશા દૂર છે. પરમાત્મ નીતિ–પ્રારબ્ધની ગતિ તોડવા ગુરુદેવમાં અહમ્ ધરવાનું દ્વૈતપણું કયારનુંએ વિદાય થઇ ચૂકયું હતું. દરેક સંતની ઢબ તેમનામાં ન હતી. સંતની ચાલુ પરનાલિકા એવી છે કે પોતાનું જ્ઞાન કૃપાદ્વારા શિષ્યમાં આરોપી મૂકવું. એક સંત પૂઠે જ્ઞાન બીજરૂપે પોતાના શિષ્યમાં વસ્તુ મૂકી જાય. સંતની અને ભક્ત કોટીમાં પરનાલિકાનો તફાવત છે. ભક્તની પૂઠે કૃપા નહિ પણ પોતાનો પ્રભાવ સત્સંગીને અર્પણ થાય. બાપજી પોતે પોતાને સંત નહિ પણ હરિભક્તજ તરીકે ઓળખાવવામાં સંતોષ માનતા. કહેતા કે "હું સંત નથી; જ્ઞાની પણ નથી; માત્ર પ્રભુનો ભગત છું, માટે મારી પૂઠે જે કંઈ કરવામાં આવે તે ભક્ત તરીકેજ." તેમના દેહ પછી સ્મારકની ચર્ચા વખતે તેમણે જાહેર કર્યું હતું કે "હું યાત્રાએ ગએલો ત્યાં એક મંદિરમાં પેસતાં ભક્ત કુટુંબ ધણી ધણિઆણી છોકરાં વગેરેનાં જમીનદોસ્ત પુતળાં ઉપર પગ મૂકીને દેવનાં દર્શન કરવા જવાતું. દરેક યાત્રાળુના ચરણસ્પર્શ થાય માટે તે ભગતે પોતાની યાદગીરી તેમ રખાવેલી." ભગતજીએ નરસિંહજીને ગોખલામાં પધરાવી તેનાથી સહેજ નીચે તેમનાજ ચરણમાં પોતાની પાવડી, ફોટો કે છબી મૂકવાં એમ સૂચવેલું.

સંત પોતે પોતાના શિષ્યને જ્ઞાનાંજલીથી જ્ઞાનદીપ પ્રગટ કરે ત્યાં પણ દ્વૈતભાવ થયો. પોતાના અદ્વૈતપણામાંથી, સ્વે સ્વયં તત્ત્વમાંથી, શિષ્ય અપૂર્ણ છે એમ જોવા પતિત થઈને સેવકને પૂર્ણત્વ પ્રાપ્ત કરાવી શકાય. **બાપજીના પોતાનામાં સૌથી શ્રેષ્ઠ એજ હતું,** કે પૂર્ણ પરમાત્મ તત્ત્વ સર્વત્ર વ્યાપી રહ્યું છે, જે સર્વમાં અનેક ખેલરૂપે ખેલી રહ્યું છે તેવા સ્વરૂપે બનેલા, ત્યાં–તે નજરના શુદ્ધાદ્વૈતપણામાં દ્વૈતનું કિરણ સરખુંએ તેમનામાં નહતું કે જેમાંથી અપૂર્ણતા નજરે પડે અને કંઈક આપી જાય.

"પૂરો તે જે પૂરણ લહે, બીજા વેત્તા કેડે વહે."

પૂર્ણ થયો તે તો પૂર્ણ વસ્તુ પ્રાપ્ત કરી બેઠો, અને જેને કંઈ કર્તવ્ય બાકી રહ્યું હોય તો તે મેળવવાની વસ્તુ પૂઠે દોડે. જે પરમાંત્મ તત્ત્વ પ્રગટ થવું જોઈએ તે તો બહારથી લાવીને કોઇને ભરવાનું નથી. તે તો–તેની હાજરી કાયમ છેજ છે, પ્રગટજ છે. ભગતજી જેવા જ્ઞાનની છેક ટોચે પહોંચેલાને પૂર્ણ અખંડિત નિરાલંબ તત્ત્વ દેખાયા જ કરતું–તે રૂપેરૂપ હતા, ત્યાં અપૂર્ણતા હતીજ કયાં કે કંઈ કર્તવ્યભૂમિ નજરે આવે ! કર્તવ્યભૂમિથી છેકજ આગળ વટી ગયા હતા. આવા સંતની તો માત્ર હાજરીથીજ કલ્યાણ થઈ જાય—થયું છે—વિશ્વાસમાં હજીએ થાય છે. બાપજી પ્રભુનો તો **પ્રતાપજ** સર્વ ઈંડાંને સેવવાની સુરતારૂપે છે.

" અનળ જનાવર હે, ઈંડાં મૂકીને જાય;
વણુરે સેવ્યાં સેવાઈ, આપે ઓળખાય રે;
હે કોઈ અલખ આરાધો હે. "

અનળ જનાવર આકાશમાં અદ્ધર ઈંડાં મૂકે અને તેનાં માબાપ ઘણે દૂર ઉડયા કરે, છતાં ઈંડાં તરફ સુરતા રાખ્યા કરે; તે સુરતાથી ઈંડાં સેવાઈને બચ્ચાં થઈ ઊડીને પોતાના માબાપને ભેગાં જઈ મળે છે, તેમ ભગતજીના જ્ઞાનબીજથી તેમના વિશ્વાસુ અધિકારી શિષ્યોમાં મૂકાએલાં ઈંડાં તેમના 'મહાન પ્રતાપ રૂપી સુરતાથી સેવાઈ–સ્વે સ્વરૂપ થઈ પોતાના સદ્ગુરુ • પરમાત્માને–પરિપૂર્ણ પરિબ્રહ્મને પ્રાપ્ત કરશે–માં મળી જશે–એકરૂપ થશે.

બાપજી પ્રભુ પોતાનું આયુષ્ય પૂરૂં કરી તૈયારી કરી રહ્યા હતા. દરૂ માસ્તરના દિકરા ચંદુલાલ ચાર વાગે બાપજીને ઘરેથી પરાણે નીકળીને સ્ટેશને વિદાય થએલા. શાન્તિ જળવાય માટે પોતાના આનંદનો આમ ભોગ આપી સુરત જવા પ્રયાણ કરી ગએલા. બપોરન બે વાગે ઓચિંતા ચેતન થઈ ગયા હોય તેમ ," કેમ પ્રભુ, કેટલ વાગ્યા?" એમ હાથથી ઇસારો કરી બાપજીએ અમારી મુગી ભાષામ પૂછયું. રોજના નિયમે તેમને મુગી ભાષામાં તેમનો હાથ પકડી ે

આંગળી ઝાલી સમજાવ્યા કે બે વાગ્યા છે. બોલ્યા કે "ઓહો ! હજી બેજ વાગ્યા છે ? દિવસ છે ? કેમે કર્યો વખત જતો નથી. રાતે ખૂટતી નથી અને દિવસે ખૂટતો નથી," કહી વળી નિસાસો મૂકયો. મતલબ કે જવાની બહુજ ઉતાવળ કરતા હતા અને જવામાં જે આનંદ હોય તેમાં જાણે વખત ઉતાવળ કરી ખૂટતો ન હોવાથી વિઘ્નરૂપ થઈ પડયો હતો.

એક દિવસ અગાઉ બાપજીના ભત્રીજા વહુ જીવીબાઈ, હું બાપજી પાસે વાઘજીભાઈને પેરા પર મૂકીને રસોડે જમવા ગયો હતો તે વખતે, તેમણે તેમનાં ડોશીના સાંભળતાં માજીને કહ્યું કે "મુઓ (મને ઉદ્દેશીને) આવ્યો છે ત્યારનો ઘડીએ ખસતોજ નથી કે અંદર જઈને બેસીએ," વગેરે શબ્દોથી ઘણોજ સદ્ભાવ બતાવેલો. તેમના પતિનો અમલ ઉતરી અમારો ચોકી પેરો ચાલુ થયો હતો અને એ તેમને બહુ સખ્ત લાગતો હતો. અને અંતપળ હતી એટલે તેમ હતું જ. માટે આ બોધ વચનો કાઢી મને ઉપદેશ આપેલો. જમીને આવ્યા પછી મેં તેમને બધાને જાહેર કર્યું કે મારી પૂઠે તમે જે બોલ્યાં તે મેં સાંભળ્યું છે અને તમારી ખુશી નથી તો લો, હું ચાલી જાઉં છું. હવે તમે બધાં ભેગાં મળીને બાપજીને ખેંચી નાખો, કાચોજ જીવ કાઢી નાખો. વાઘજીભાઈને મેં કહ્યું 'મારૂં ધોતીયું અને ટુવાલ બાંધી દો; હું નડીઆદ પાછો જાઉં છું.' જવાની પોટલી તૈયાર કરી. વાઘજીભાઈને તો લાગ્યું કે સાચે આ તો જાય છે જ. પરંતુ આજેજ સવારે તો બાપજીએ "ખાડો—ઊંડો—" વગેરેથી ચેતવણી આપેલી; અને બહોતેર કાળજાં હતાં. (કાળજું ઠેકાણે હતું). પુરૂષોત્તમ ભગતનો ચેલો જેમ તેમ ફુશાટ પ્રસંગથી દોરવાઈ છેતરાય તેવો ન હતો. માત્ર આ તો 'ગાંગો પારસી' જેવું કર્યું હતું. બધાંને લાગ્યું કે જરૂરથી હું જઈશ. તેથી તે બધાંને લાગણીથી નહિ પણ લોકલજ્જાની ભીતી લાગવાથી મને કહે કે તમને મુઆ કાશીનાથે ખોટું ખોટું ભેરવ્યું વગેરે. મેં તો મારી જાતે સાંભળેલું.

એટલે કશું સાંભળવાની દરકાર હતીજ નહિ. ઉલટો મને તો ખેદ થતો હતો કે બુદ્ધા પ્રભુ જેવાની આજુબાજુ આ કેવી જાતના જાળનું કોકડું હતું. બધાં બૈરાં (નાના છોકરાને પટાવતાં હોય તેમ) 'તમે તમારે રહો, અમે અમારે તો આ જઈએ,' કરી જાજરૂ પાછળની ગલીમાં ભરાયાં. મને લાગ્યું કે હવે હદ થઈ છે. આવા અજ્ઞાનીઓની જાળમાંથી શાન્તિ જાળવી બુદ્ધાને શાન્તિથી વિદાય કરવા તો રોકાએલો હતો તે અધુરૂં મૂકી હવે શે જાઉં! વાઘજી-ભાઇને મોકલી બધાંને બોલાવી ટાઢું પાડી દીધેલું.

---

## ખંડ ૩૦ મો.

---



દુભાઈ સ્ટેશને પહોંચ્યા હશે અને બાપજી મને કહે, "**પ્રભુ, હવે મને સ્નાન કરવું છે—ચોગાનમાં બેસીને ચાર ખાટલા મૂકી ગોઠવણ કરો.**" હવે જાણે ઘાંટો ખૂલ્યો અને બોલવાને નવી શક્તિ આવી. વિદાય થતાં પૂર્વે તારો વધારે ચમકીને ખરી પડે તેવી ચમક—તેવું ઐશ્વર્ય અત્યારથી દાખલ થઇ ચૂક્યું.

ત્રણ દિવસ અગાઉ જવા કરતા હતા ત્યારે પોતાની મેળે ખસીને પેસાબ કરવા ચોકડીમાં જતા. હવે તે શક્તિ પણ ખૂટી અને ખૂટતીજ ચાલી. કોડીયામાં તેલબત્તી સરખાં હોય ત્યાં સુધી દીવો પ્રકાશીત રહે. તેલ ખૂટી પડે ત્યારે જ્યોત ઝાંખી થાય. શરીરમાંથી વિત્ત ઘટે ત્યારે હલનચલન મંદ્દુ પડે. મહા મુશ્કેલીથી ખસતા; બેસાય નહિ છતાં પરાણે બેસતા અને ઉચકીને આઘા ખસેડતા ત્યારે તિરસ્કાર જેવું બતાવતા. મતલબ કે "**એમ નહિ, જાતે ખસીશ તોજ ગોઠશે.**" એમ ચાલતાં શક્તિ મંદમંદ થતાં સ્થિર બેસાયું નહિ અને

ઉત્તમ રહેણીના પરમ સંતને આખી જીંદગીમાં પ્રથમજ બોલતા સાંભળીને કાન પવિત્ર થયા કે "**પ્રભુ જરા ટેકો દેજો.**" હું તો પાછળ હતોજ, એક બે ઈંચિજ આઘો હતો એટલે નજીક થયો. હાથ અદ્ધર રાખેલાજ હતા. ઉચકીને આઘા મૂકયા અને મૂકતાંજ ભારેમાં ભારે નિશ્વાસ મૂકયો કે "**રામ કૃષ્ણ ગોવિંદ, આવી પહોંચ્યું હવે મોત. હવે નહિ ટકાય બેલ ખલાસ, પ્રભુ હવે મારૂં નથી ચાલતું.**" આ બોલતાં તેમના ઉદ્ગારોમાં તેમના મનની સ્થિતિ વિચારો. મારા પંદર વરસના સમાગમમાં પ્રથમજ સાંભળતાં મને પણ ઘણીજ ગ્લાની પેદા થઈ. સંતની રહેણી તે શું અને મહત્તતા શેમાં છે તેના આદર્શ જીવનનો નમૂનો ભગતજી પોતે હતા. પૂરા સ્વાશ્રયી હતા. **નિરાશપદ કહેતા પણ નિરાશી રહેતા.** આશા કોઈની કોઈ કાળે પણ ન કરતા. જ્ઞાન તે આ અને જ્ઞાની તે આનું નામ. કથાકારો દષ્ટાંતો આપી, મનનું હરણ કરી, આખું ગામ ભેગું કરી, પગે ઘુઘરા બાંધી, હાથમાં કિરતાળ ધરી, મનરંજાડનાર ઘણાએ જોશો. પ્રેમાવેશ દેખાડશે પણ રહેણીમાં મીંડુ.

"રહેણી આંક લખ્યો નહિ એક, એકડા વિનાનાં મીંડા અનેક"

રહેણીના પૂરા તો આ એકજ દીઠા. તેમની નજીક રહી પંદર વર્ષની એકઠી કરેલી આ ગુપ્ત વાતો શણી લ્યો.

પોતે પાંચ વાગે નહાવાની ઈચ્છા બતાવેલી. મેં કહ્યું, પ્રભુ, ટુવાલ ભીનો કરી લૂછી નાખીએ છીએ. કહે, "નહિ. ખૂલ્લામાં નહાવું છે. **આવો અપવિત્ર જાઉં?** હવે છેલ્લો દહાડો." કહી બહુજ આવેશમાં આવી જઈ આનંદ મગ્ન દેખાએલા.

બહાર પાણી ગરમ મૂકવા બાપજીના નોકર કાશીનાથને કહી દીધેલું. બહાર ઓસરીમાં બાપજીના ભત્રીજા તથા બૈરાંનું ગપગોળીટ બહાર પાડવા ઉતાવળું થઈ ગએલું ટોળું બેસીને નક્કી કરતું હતું કે આજના સમાચારોમાં નિંદવા લાયક શું શું? કામ વિના તેમને કુથલી સિવાય શું કરવું તે હજીએ કોણે રસ્તો શોધીને તેમને કામમાં

જોડી મૂકયાં છે! માટે તો કંઈક અનર્થ વાળી રહ્યાં છે. વાધજીભાઈને કહ્યું કે તમે સ્ટવ ઉપર પાણી ગરમ કરો. બાપજીના ભત્રીજાને ત્યાં પણ ગરમ પાણી માટે દેઘડી ચૂલે મૂકાવી. એમ ત્રણ ચૂલા ચેતાવ્યા, એક વિલાયતી ને બે દેશી. વહેલું તે પહેલું.

ભગતજી રાતે બાર વાગે દેહ મૂકવા માગે છે એમ તેમણે મને એકલાને ખાનગી જાહેર કરી દીધેલું, એટલે મને લાગતું કે એક મિનિટ કે પળ વિપળ અત્યારે નકામી જાય તો પાસે રહી ચાળવણી કશીજ કરી ન કહેવાય. બાપજી કહે તે શબ્દે શબ્દ ક્ષણ ખોયા સિવાય બર લાવવો એટલુંજ રહેલું. મને કહે "મારૂં કહ્યું નથી માનવું?" કહી નાહવાનો બહુજ આગ્રહ બતાવવાથી તેમ થવા દેવું પડેલું. મને લાગેલું કે બુદ્ધ પ્રભુ આમ એકવીસ દિવસ અઘોરીની જેમ સ્નાન વિના રહી શક્તિહીણ અને જીર્ણ જ્વરની સ્થિતિએ ચલાવે રાખેલું તે આમ ખૂલ્લા મેદાનમાં આવી રીતે સ્નાન કરે તેથી જાહેર થઈ જાય કે તે પોતે સમેટે છે. સૂક્ષ્મ બુદ્ધિવાળો અને ચિકિત્સક પુરુષ સમજી ગયા વગર રહેલોજ નહિ. હવે જો રાતના ખલેલ કરવા ઝાઝા તૈયાર થશે તો શાન્તિ કેમ જાળવવી એ મને મનમાં મુંઝાતું હતું.

એવા વિચારોના વમળમાં ગુંથાઈ રહ્યો હતો ત્યાં તો 'પાણી થઈ ગયું છે' તેવા સમાચાર આવ્યા. તે સમયની હાજરીમાં અમે જોડીદારો—હું તથા હરિભાઈ, વાધજીભાઈ અને બાપજીના ભત્રીજા તથા પંચ પુરૂ કરવા નોકર કાશીનાથ એટલા પુરૂષ વર્ગમાં કામ કરનાર તરીકે હતા. પાણી થયું છે, કહી બાપજીને સમાચાર પહોંચાડયા. અંદર બાપજીના ઓરડામાં એક સિવાય બીજાને દાખલ થવા દેતાજ નહિ, એવો સખ્ત પેરો ભરાતો હતો. બાપજી કહે "ખાટલી લાવો; એમાં બેસાડીને નહાવા લઈ જાઓ." નાહવાની ઓરડીમાં સ્નાનની ગોઠવણ કરી હતી. હરિભાઈ ને હું નહવરાવશું અને બહારથી તારમાસ્તર તથા વાધજીભાઈ પાણી આપે એમ ગોઠવ્યું હતું.

ખાટલી ઉપર કપડાં બીછાવી ઉચકીને બેસાડવા ગયા. હવે તો જુદીજ શક્તિ ધારણ કરી રહ્યા હતા. કહે કે " ધીરેથી બેસુછું." એમ ગબડી પડયા સિવાય બેઠા પણ ખરા. એવી ખાંખત રાખનાર અશક્ત ખોખલામાં-ખોખરા હાંલ્લામાં, અશક્તિ હોય નહિ. છતાં આ તો સ્વાશ્રય છુટી દૃઢ વસ્તુરૂપ બનેલા અદ્ભુત ખોપરીના શરીરને ધારે ત્યારે જાગ્રત કરી મુકતા. પણ તે તો તેમની વસ્તુનો પ્રભાવ હતો. શરીરમાં શક્તિ હતીજ નહિ. ખાટલીમાં બેસાડતા પહેલાં કહે કે " પ્રભુ જાજરૂ જેવું છે. શરીર બધું અંદરથી કચરો કાઢી નાખે." ઓરડામાં બેસવા રોજના નિયમાનુસાર ચોકડીમાં પાટલો તથા ડીશ ગોઠવી દીધાં. ઝાડો કેમે ઉતરે નહિ. આંગળીથી દસ્ત કરી પરાણે સ્વચ્છ થયા. પરંતુ મન માનતો ખુલાસો થયો નહિ. આંગળી પરાણે ગુદામાં નંખાઈ હશે જેથી નખ વાગવાથી સહેજ લોહી જેવું ડીશમાં લાલ દેખાવા લાગ્યું. ઉપર કેળનું પાન ઢાંકી લઈ જતાં દરવાજા બહાર તૈયાર ઉભેલા તારમાસ્તરે આગ્રહપૂર્વક રકાબી પોતે નાખવા જવા લઈ લીધી. 'અંદર લોહી જેવું શું છે?' કહી સ્વાભાવિક રીતે બાપજીના ભત્રીજા બોલી ઊઠયા-ફીકર કરવા લાગ્યા. સ્વાભાવિક હરકોઈનેજ જેમ પ્રશ્ન ઉદ્ભવે તેવોજ પ્રાકૃત સવાલ રજુ કર્યો. મેં પતાવ્યું કે બધુંએ સમજાશે પછી. હમણાં નહાવાની ગોઠવણ કરી લેવા દો.

ઘરમાં ત્રણ દિવસથી ઘીનો દીવો શરૂ કરાવ્યો છે, આજે એક-વીસ દિવસે બીલકુલ ન ઉઠાય એવી સ્થિતિએ બાપજી ખુલ્લા ચોગા-નમાં નહાવાની ઈચ્છા દર્શાવે છે, માજીને સ્પષ્ટ કહે છે કે " હું જાઉં છું," છતાં એ કોઇ સમજતું નથી, એવી સૂક્ષ્મ બુદ્ધિના દૈવી જીવોથી ઉભરાતી તે ખડકી હજીએ વિસરાય તેમ નથી. જ્યારે બાપજીએ જવાની વાત કરી ત્યારે મેં તેમના ભત્રીજા મોહનભાઇને પૂછ્યું કે 'તમારામાં રોવા કકળવાનો રિવાજ ખરો કે?' કહે 'હા.' મેં કહ્યું, 'તમે અચકાવી શકો કે નહિ?' કહે, 'તમે એ વાત જવા

દોને ?' મને પણ સ્મરણ થયું કે વધુ ચર્ચાથી આ જાહેરાત વધવાથી અશાન્તિજ પોષી પૂરી ઉપાધી ઉભી કરવા જેવું છે એટલે એટલી ટકોરથી માંડવાળ કરી.

ખાટલી ચાર છેડે ચારે જણે ઝાલી એક જણે બેઠેલા યોગમૂર્તિ પડી ન જાય એ સંભાળી નહાવાની ઓરડી પાસે લઈ ગયા. ત્યાં "જાજરૂમાં મૂકી આવો" એમ કહેવાથી ઉચકીને જાજરૂમાં મૂકયા. મારા સિવાય બીજા સાથે શરમ ન તોડેલી હોવાથી સદ્ભાગ્યે મને એ સેવા મળી જતી. જાજરૂની ઓરડીમાં મૂકી મેં તેમનું વીંટેલું ધોતીયું લઈ લીધું. ભાન પણ કોને હતું ? શરીર છે કે નહિ તેનું વિદેહીપણું તો પ્રથમથી જ હતું. તેમાં વળી આ છેલ્લો દિવસ. અને અશક્તિ એટલે પૂરી ખબર પણ ન પડે. ત્યાંથી પરવારી વીંટાળીને નહાવાની ઓરડીમાં મૂકયા. કહે કે "હું મારી મેળે નાહી લઈશ તોજ મને શાન્તિ વળશે." આતો પ્રથમની રહેણીના ઉદ્ગારો સ્વાભાવિક રીતે વાણીમાંથી ઝરતા હતા. પોતે બિમાર છે એનું છેક જ વિસ્મરણ હતું. લોટો તો ઉંચકી શકાય નહિ તે સ્થિતિમાંથી મેળે નહાવાનું ! નાનો લોટો અર્ધો ભરી તેમના હાથમાં મૂકયો અને પગ ઉપર પાણી રેડી શરૂ થયું કે અમે બંને જણે હાથ ફેરવી ન'વાડી દીધા. ટુવાલથી શરીર ધીરેથી દાબી દાબી લૂછી નાખ્યું. શરીર ઉપર ઘસાય તો ચામડીજ ઉતરીને હેઠી આવે એવું શરીર થઇ રહેલું. હાડપિંજર ઉપર ચામડી પ'રાણે વળગી રહી હતી. માંસ તો ઓગળતું ઓગળીને કયારનુંએ ભસ્મ થઈ ગયું હતું.

સ્નાન પછી ગરમ કામળો ઓરાઢી હુંફાળા રાખી મોં એકલું દેખાય તેવી રીતે ખાટલીમાં બેસાડયા. તેજપુંજ વધારી મૂકયું હતું. દીવો બુઝાવા કરે ત્યારે અપૂર્વ તેજ બતાવી બુઝાઈ જાય, તારો ખરવા કરે ત્યારે તેજ ભપકાવી તેજની લીટી વધુ લંબાવે તેમ ભગતજીએ ચંદ્રમાની જેમ પોતાનું નૂર અલૌકિક રીતે વધારીને શીતળ સ્વરુપ ધારણ કર્યું હતું. ગમે તેવો પુરુષ

અંજાઈ જાય તેવું તેજસ્વી સ્વરૂપ જાણે કોઈ મસ્ત યોગમૂર્તિ-કોઈ મહાન દૈવી દેવ—મહાન તારો આકાશમાંથી ઉતરી સ્વપ્રકાશરૂપ ચિદ્દઘન પ્રદેશમાંથી બ્રહ્મતેજનો અમરલોક છોડી આ મૃત્યુલોકની યાત્રા કરવા નીકળેલો હોય તેમ બાપજી પ્રભુએ લૌકિક સંસારયાત્રા પૂર્ણ કરી, બ્રહ્મરૂપે ખેલી, પોતાના સ્વધામ બ્રહ્મદેશ અમર નગરમાં જવા પોતાનો સ્વપ્રકાશ સામટો ભેગો કરી બહાર ફેલાવી મૂક્યો હતો—પોતાનું સ્વ સ્વરૂપ સંભાળી વિદાય થવા તૈયારી કરતા હતા—જે સ્વરૂપમાંથી આવેલા તેજ સ્વરૂપ વળી ધારણ કરી સંસારનાટકના ખોટા ડોળનો ચોળો—વાઘો ઉતારી નાખીને પોતાનો વેશ પુરો થતાં વેશનાં કપડાં તજી દઈ પોતાના અસલ તેજરૂપી વેશ સજી અમરધામ જતા હતા. ભગતજીને આવા તેજસ્વી દૈવી સ્વરૂપમાં કોઈએ કોઈવાર જોયા નહિ હતા. શરીરે વીંટાળેલા કાળા રંગના કામળામાંથી પ્રકાશિત પવિત્ર મુખાર્વિંદ તેજસ્વી સ્વરૂપ કાળા અને અને ધોળાના ભેદનો સ્પષ્ટીકરણથી જવાબ દેતું હતું કે એક તે આ અને બીજુ તે આ.

ખડકીમાં જે કોઈ સત્સંગી સાધારણ રીતે ન આવતું તેવાં સર્વ પુતળાંની ઠઠ આ ભગતજીના અંતરના ખેંચાણથી છેલ્લી મુલાકાતે આવીને જામેલી હતી. લલ્લુભાઈ વકીલ કે જે ગૃહસ્થ ગોધરા ગામની મ્યુનિસિપાલિટિના પ્રમુખ છે તે અને તેમનાં ધર્મપત્ની, જે કોઈક વાર બે ચાર માસે આવતાં તે પણ ત્યાં રવેશીમાં ભગતજીની છેલ્લી મુલાકાતે બહાર ગાડી ઉભી રખાવી હાજરજ હતાં. સોની નારાયણ, મણિભાઈ વગેરે હરિજન મંડળ પૈકી પણ ત્યાં હાજર થઈ ગએલા. ખડકી મનુષ્યોથી ચિકાર ભરાઈ ગઈ હતી. અને 'જે જે' અને 'જય જય'ના પોકારથી ગાજી ઉઠી હતી. બધાંની વચમાં થઈને ખાટલી પસાર થતાં બાપજીએ ઓસરીમાં મૂકવા કહ્યું. કહે કે "બધાનાં દર્શન કરવા દો." સર્વને બેઉ હાથ જોડી પગે લાગવા આવતા દરેકને પગે લાગી લીધું. અરસપરસ પગે લાગતાં

સૌને અટકાવવાથી દૂરથીજ બધાએ ઉભા થઈ નમન કરી લીધું અને તેનો જવાબ દેતા બાપજીએ દરેક દિશામાં ઉભેલા સૌ તરફ પોતે હાથ જોડી દરેક દિશામાં હાથ ફેરવી મીઠી નજર ફેંકી સૌને પગે લાગી લીધું. સૌને સાન્ત્વન કરી આ દૈવયાત્રાના ઘરે બેઠે વહેતા પ્રવાહના, વહેતી ગંગાના, સત્ય વસ્તુના સત્ય સ્વરૂપ ગ્રાહકોનાં, અરસ-પરસ દર્શન પણ લઈ ચૂકયા—આપી ચૂકયા. ત્યાંથી અંદરના ઓરડામાં લાવ્યા અને ઉચકીને આસ્તે સુવાડી દીધા. તેમણે કહેલું કે "હવે મને કોઈ જગાડતા નહિ કે બોલાવતા નહિ" એમ કહી શાન્ત-પણે મોઢું ખુલ્લું રાખી ઓઢીને સૂતા.

પ્રથમ દિવસે મને વિચાર આવેલો કે એક પોચું ગોદડું પથારી-માં વધાર્યું હોય તો આખો દિવસ સુઈ રહેવાથી બાપજીને પાસાં તપે છે તેમાં કંઇક એશાયસ વધે એ હેતુ પાર પાડવા ગોદડાં ઉથામી જોયાં. અમે તો એક એક રસુલી–ગોદડી લઈ નીભાવતા. અને એક ટાણું ભોજન કરી બને તેટલી સરળતા સાચવતા. પણ અમારાં જમનાંબા અને તેમના ભત્રીજા ચાલવા દે ત્યારે, એટલે બીજો ઘાટ જ્યારે તેમની સંમતિ થાય ત્યારે બંધ બેસતો. માજી બહાર તડાકા હોંકતાં બેઠાં હતાં. હરિભાઇવાળો પટારો તપાસતાં હરિભાઈએ કરા-વેલાં તાજાં બેજ ગોદડાં જેમાંથી એક બાપજીની પથારીમાં અને બીજું માજીને માટેનું બાર વર્ષ ઉપર આણેલી હરિભાઇવાળી દેશી મંજુસ ઉપર ઢગલા ભેગું હતું, એ ગાદલું તડકે તપાવવા વાઘજીભાઈને કહ્યું અને તપાવી લાવી વીંટો કરી ખૂણામાં મૂકી રાખ્યું, કે જેથી બાપજી પેસાબ કરવા ઊઠે ત્યારે મારે બાપજીને સાચવવા અને વાઘજી-ભાઈએ ગોટો ગબડાવી ચાદર સમી કરી મૂકવી. માજી માટે રાતના તેમનો ખાટલો પાથર્યો ત્યારે બીજાં ગોદડાંની સરખી જાડાઈ મેળવી લીધી હતી. રાતના બાર વાગે ગોટો ગબડાવવા સરળ થએલું. બાલ દૃષ્ટિએ બાપજીથી બને તેટલું ખાનગી રાખતા. તો પણ અંતર્યામી-થી અજાણ્યું ન રહેતાં બોલતા કે, "પ્રભુ, જવા દોને ઉપાધિ" કરી

હડસેલી મૂકતા. અંતર વૃત્તિના વ્યવહારો અંતરમાં, અને દૈહિક વ્યવહારો બહાર દેહ સાથે એવી અદલ રહેણીનો વિવેક બાપજી પાસે હતો. પોતે જ્ઞાન ચક્ષુથી કોઈના મનના વિચારો જાણી જાય છે તે નવાને કે જૂનાને માલમ પડવા દેતાજ નહિ. સહેજે જે થાય તે થવા દેતા. માત્ર હદથી આગળ વટે તોજ તેમાં ઈલાજ કરી મુકતા. પથારીમાં એક ગાદલું વધારીને સુવાડી દીધા.

એકાદ કલાક વીત્યો ત્યાંતો માજી ભડકી ઉઠયાં. તેમાંનું નવું ગાદલું લઈ તેને બદલે પોચી જાતનાં રૂવેલ ગાદલાં મૂકયાં, પરંતુ એજ માસ ઉપર હરિભાઈએ નવાં કરાવેલાં એ ગાદલાં તેના ઉપર તેમનો મોહ વધુ હતો. દરેક વસ્તુ એની ગણત્રીથી લાવતા અને તોજ બાપજીને ભોગ પડી શકતી. પ્રથમની વસ્તુ તો માજીનીજ થઈ જતી; કારણ કે બાપજીને તમા નહિ અને માજી આઘી ખેંચી લેતાં. બહારગામ મુસાફરીએ નીકળતાં ત્યારે ટ્રેનમાં સેકન્ડ કલાસમાંજ જતા તો પણ ઉનાળે કે શિયાળે ઉશીકા જેવું તો લેવું પડતુંજ અને શિયાળે ઓઢવાનું પણ જોઈએજ. મુંબાઈ શેઠને ત્યાંથી જ્યારે પાછા ફરે ત્યારે નવા તકીયા અને શાલ દુશાલા નવા લેતાજ આવે. ભગતજી ટ્રેનમાં સુખ શાન્તીથી રહી શકે માટે જ્યારે તેમની પાસે ન જોતા ત્યારે નવુંજ વળગાડતા. હરીભાઈ પણ નવા ઢુંસા કે સાલ તથા કામળી વગેરે સેટ લાવેલા પરંતુ તે બધું ગોધરેજ ગોલખમાં પડી જતું. ગોધરેથી નીકળતાં જ્યારે હું કે હરીભાઈ બીસ્તરા બાંધતા હોઈએ ત્યારે માજી કહે "ભાઈ મારે જરૂર નથી, મારે માટે લેતા ના, એમના માટેજ લેજો, ગાડીમાં ડ'લારવાં પડે છે," અને "પાછાં કોણ ડ'લારે" કરી નજ બાંધવા દેતાં, છતાંએ જો બાંધ્યું હોય તો પાછું છોડાવી નાખતાં. ટ્રેનમાં જ્યારે પથારી કરીને બેસવાનું કે સુવાનું થતું ત્યારે જોડ (set) તો એકજ લીધી હોય અને ત્યાં પણ પાછી આડાઈ કે "આ તો મારે જોઈશે, બીજું લીધું નથી?" જાણીનેજ પોતે ન લેવા દીધું હોય, લડયાં હોય, અને ડ'લારવું પડે" કહીને પાછું મુકા-

વ્યું હોય, છતાંએ બાપજીની સાથે ટ્રેનમાં તો તેમને બધું જોઈએજ જોઈએ અને ભગતજીને તો ભજનજ કર્યા કરવા દેતાં. બાપજીને તમા તો હોયજ શાની? માગે નહિ અને દયા ખાઈ ઉલટા તેમનેજ ધરી દે કે એમને આપો; મને તો ચાલશે. આમ લગભગ દસેક વાર બનેલું.

બાદ રાતના બાર વાગે બાપજીની પથારીમાં નવું ગાદલું ગોઠ-વાયું. એક વાગે તો માજી જાગતા જેવાંજ હતાં. દિવસે ઊંઘ કાઢી હોય એટલે રાતના ઝાઝી ઊંઘ કયાંથી આવે! મને કહે 'ભાઈ, ગાદલું કોણે લીધું?' મેં કહ્યું, બા, બાપજીને પથારીમાં સુતાં પાસાં તપે. કેટલાએ મહીનાથી ચોવીસે કલાક પથારીમાં સુતા રહેવાનું. બિચારાને જરા પોચું થાય. ચુંથારો તો થતો હોય તેમાં પથારી કા-યમની રહી એટલે ચપટ થતું જાય માટે તમારાવાળુ ગાદલું બદલીને બીજાં પોચાં પાથર્યાં છે, દિવસે તપાવેલાં છે. માજી કહે કે "એમને એટલાં બધાં ત્રણ ત્રણ ગોદડાં શું કરવાં છે? બીજાં નીચે પાથરો અને મને મારૂં પાછું કાઢી આપો. **મને તો તપી આવ્યું છે.**" કહ્યું કે સવારે કાઢી આપીશું. કહે "ના, હમણાંજ કાઢી આપો. હરિભાઈ મારે માટે એક લાવ્યા હતા અને આતો પત્થર જેવાં છે. મને તો તાવ ભરાયો છે." એમ કરીને એવું લડવા માંડયું કે રાત્રે ને રાત્રે પડોશમાં તેમના ભત્રીજાને ત્યાંથી એક ગાદલું માગી આણી માજીને પાથરી આપ્યું ત્યારે સુતાં. સુતેલા બાપજીને હેરાન કરીને કેવી રીતે કાઢી લેવાય! જ્યારે હરિભાઇ બે માસ ઉપર નવાં ગાદલાં ક-રાવી લાવ્યા ત્યાર પહેલાં તો તેમને નહોતું તપી આવતું અને હવે તપી આવવા માંડયું. અને હવે તો બાપજીનો દેહ પણ નથી તો આખા પટારાનાં ગાદલાં ખડકીને સુવા કોણ ના પાડવાનું છે! ખા-ટલામાં ગાદલા સાથે સુતાં તપી આવે અને ભગતજી બિચારા પથા-રીમાં સૂતેલા, માંદા, અને એક દિવસ પછીથી તો દુનિયા છોડી જવાના તેમને માટે તેમનો કેટલો બધો ત્યાગ હતો! ઘઉંનું દાન કરી

બાપજીનું પુણ્ય કરાવો અને આમ એક ગાદલું પાથરવાનું પુણ્ય ઘરમાં ન થઈ શકે. દુનિયાના ઉપરના ડોળ કેવા ચાલે છે તે જોયા કરો.

બાપજી બે વાગે જાગ્યા. દિવસના એક એક કલાકે પેસાબ થતો અને અર્ધા અર્ધા કલાકે સહેજ પાણી પીવા માગતા; અને રાતના બે કલાકે પેસાબ થતો અને કલાકે પાણી પીધા કરતા. માજીના ટક્ ટકારાથી અંતરમાં બહુંજ કળી ગયા હતા, તે તેમના ઉદ્ગારોથી જણાતું હતું. મને કહે, " પ્રભુ, આ એક ગાદલું શું કામ વધાર્યું ? કહાડી લ્યો. બહુજ પોચુ થઈ ગયું, મને નથી ફાવતું. " વળી સમજાવવા લાગ્યા કે " બહુ પોચુ હોવાથી હું જ્યારે બેઠો થવા જાઉં કે ખસવા કરૂં ત્યારે હાથ અંદર ખૂંપી જાય અને ખભા ઉપર વધુ જોર દેવાથી દુખે. મને પોચાની શું જરૂર છે ? જમીન હોય તોય સારૂ. પત્થર જેવુંજ જોઈએ. પંચાતજ નહિ. લો, આ બધુંજ કાઢી નાખો. એક શેતરંજી ઉપર સુવા દોને ! નીરાંતે સુવાય. " એમ કહીને બહુજ હઠ લીધી અને ગુસ્સો લાગ્યો હોય તેમ દેખાવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે, " હમણાંજ કાઢી નાંખો, મને ફાવતું નથી. " માજીની ભાવના જોઈ ભગતજી ઉપર કેવી અસર થઈ ! અંતર્યામી હતા એટલે ત્યાં શું નીભે ! અને પરાયુંજ સુખ ઈચ્છી સ્વાત્મભોગ આપેજ ગયા છે. રાતના ચાર વાગે ગાદલું કાઢીજ લેવું પડયું. અને માજીવાળું ગાદલું કાઢયું એટલે બોલ્યા, " બસ ભાઈ, હવે ઠીક; બહુ હોય ત્યારે અંદર કળી જવાય. એ તો શેઠીયાઓને જોઈએ; આપણે કાંઈ શેઠ છીએ ? " સંત તે મોટા શાથી કે આ રહેણીથી. આમ છેલ્લા દિવસ લગી ડગમગ ચાલ્યું.

સ્નાન કરીને છ વાગે સૂતેલા તે બરાબર સાડાનવ વાગે મને કહે કે " ભાઇ મને પાણી પાઓ. જરા બેઠો કરો. " છેલ્લો દિવસ હતો એટલે ઘડીઓ ગણુતો બેઠેલો. નિરાશ ઉદાસીન્ ચહેરે વિચારના ચગડોળે ચઢેલું મન આજુબાજુની કઢંગી રહેણીથી ઉઘ ઉજાગરામાં વધેલો કંટાળો અને અવશેષ રહેલો સમય શાન્તિથી નિર્વિઘ્ને પાર

પાડવાની ઈંતેજારીથી ગોઠવણુ કરતો, મનમાં ને મનમાંજ મનસુબા કરી તર્ક કરતો પાસેજ હતો. તેમના શરીર ઉપર જરા હાથ ફેરવી તેમના પવિત્ર મુખાર્વિંદનાં દર્શન કરવા તેમની પાસે ઢળ્યો. તેમણે પ્રેમાવેશમાં આવી મારી પીઠ ઉપર ફેરવવા હાથ લંબાવ્યો. પ્રેમનો જવાબ પ્રેમની રીતે. બેઠા કર્યા; પાણી પાયું; જાણે દુઃખ નાસી ગયું હોય તેનાથીએ વધુ અપૂર્વ શાન્તિ અને તેજસ્વી ચહેરે તકીઆ ઉપર સહેજ બરડો ટેકવી પગ કંઈક લાંબા જેવા રાખી બેઠા હતા—મંદ મંદ હસતા હતા. કહે, "પ્રભુ, કેટલા વાગ્યા ?" મેં તેમના હાથનાં આંગળાં પકડી ઈસારાથી સમજાવ્યા કે સાડાનવ. કહે, "બસ હવે, વખત વીતી જશે. સાડાનવ વાગ્યા છે ને? અગીઆર અને બાર." બાર વાગે પૂરી દુનિયાના બાર વગાડવા, ટકોરે ટકોરખાનાના અવાજમાં શમી જવા અને અસાર સંસારના નાટકમાંથી ચાલી જવા—પોતાના સ્વરૂપમાં સમાવા શું આનંદની લહેરની રાહ જોતા જુસ્સામાં આવી ગયા હતા! મોતની પળ તેમને મનથી મીઠી હતી. મોતને ભેટવાની રાહ જોતા 'ક્યારે આવે, ક્યારે આવે 'ની આતુરતા અને ચ્હેથી રાહ જોતા ખૂબ આનંદાવેશમાં બેઠા હતા-બેઠા બેઠા હસતા હતા.

એટલામાં તેમના ભત્રીજા તાર માસ્તર મોહનભાઈ રેલવે તાર માસ્તરની ડયૂટી ભરવા રાતની નોકરી હોવાથી પગે લાગી દસ વાગે સ્ટેશન ઉપર જવાના એટલે કપડાં પહેરી પધાર્યા. દિવસના સ્નાન કરીને સૌ દુનિયાને જગજાહેર જાહેરાત કરી હતી, તેમાં લલ્લુભાઈ વકીલે વળી માજીની સાથે વાતમાં સ્પષ્ટીકરણ પણ કર્યું હતું કે "ભક્તાણી, ભલે ભગતજી હજી સો વરસના થાય, બીજાં સો વર્ષ જીવે, પરંતુ રાતના બાર વાગે પણ કંઈ જોઈએ તો મારૂં ઘર તમારા માટે જ છે. જે જોઇએ તે મંગાવજો." છતાંએ આ બધી ચિકિત્સા કોણ કરે છે? ચાલતા પ્રસંગો કોણ વિચારે છે? ત્રણ દિવસથી ઘરમાં અખંડ દીવો બળે છે. ચૌરાસીના બ્રાહ્મણોને બાપજી નિમિત્તે ઘઉંનું દાન કરી માજીએ છેલ્લી પળ સાબીત કરી લોકોને પ્રદર્શિત કર્યું કે "હવે અમે

પણુ આશા છોડી છે." એકવીસ દિવસે બહાર નાહવાની ઇચ્છા પૂર્ણ કરી ભગતજી છેલ્લી કળથી જાહેરાત કરી, બાકીનો અવશેષ રહેલો ભાગ પૂરો કરે છે—આનંદમગ્ન બેઠા છે ત્યાં તેમના ભત્રીજાએ આવી ટોપી કાઢી, નમન કર્યું. બાપજીએ કહ્યું, "કેમ મોહન, નોકરી ઉપર જાય છે? ભલે જા ભઇ; કશી ચિંતા કરતો નહિ." એમ કહી આંખમાંથી કટાક્ષરૂપે છેલ્લું કિરણુ ફેંકી, મોહનભાઇ ગયા પછી બોલ્યા, "જોયું પ્રભુ, આટલી બુદ્ધિ છે. હશે ભલે ગયો; અને સારૂં થયું, બહુજ પોચો છે. આપણે એનું શું કામ છે? એની નોકરીમાં વાંધો આવે એવું શું કામ કરીએ!" એ કામ એટલેથી પત્યું.

## ખંડ ૨૩ મો.



હવે આપણાં ભલાં માજીના ઓરડા અને બાપજીના સુવાની પરસાળ વચ્ચેનું બારણું વાસતાં પોલાણુ રહેતું હતું. બરોબર ન વાસી શકાવાથી વચમાંની તરાડ અને પોલાણમાંથી રાતના ઉંદર મામા મુસાફરીએ નીકળતા ત્યારે અંદરના અને બહારના ઓરડામાંથી આવજા કરી શકતા. અને કોઇવાર જાગીએ છીએ કે ઉંઘીએ છીએ તેવી ભાણીઆઓની ખબર લેવા પગનાં તળીયાં તપાસી જોતા, અને ઓઢયું ન હોય તો દયા લાવી ફુંકી ફુંકીને બચકું ભરી લઇ જગાડવા યત્ન કરતા કે મામા આવ્યા છે, ઓઢી કેમ નથી રાખતા? ટાઢે મરો છો? માજીની ખબર ખાટલામાં પણ લઇ જતા હશે અને તેથી તેનો ઉપાય પણ આજે છેલ્લી ઘડીએજ લેવા માજીને પણ સુઝી આવ્યું. સુવાના ઓરડામાં સાડા નવે ગયાં. બાપજીની ત્યાં ક્યાં ઝાઝી પડી છે? એતો જાણે

કે આ લોકો ઊઠબેસ કરાવતા હશે તે તેમ ચાલે જાય છે.” છેલ્લા દિવસનું કે છેલ્લીપળનું તેમને ભાન પણ કયાં હતું!”

બાપજીએ કહ્યું, “ પ્રભુ, પાછા સુવાડી દો.” એમ કહે છે એટલામાં બહારની ઓસરીમાંથી હરિભાઈ પરસાળમાં આવ્યા. હરિભાઈને કહે, “ પ્રભુ, તમે હવે મેડે જઈને સુઈ જાઓ, આખા દિવસના થાકયા પાકયા.” મને કહ્યું કે, “ વાઘજીભાઇને પણ બહાર ખાટલો પાથરી સુવાડો. અહિં બિચારાને ઉંઘ આવે નહિ; આખો દિવસ ઊઠબેસ થાય. આપ આપણે કર્યાં કરીશું.” એમ ઇસારો કરી વાઘજીભાઇ નો ખાટલો બહાર પથરાવ્યો તથા હરિભાઈની પથારી મેડે કરાવી. હરિભાઇના દિલમાં લાગ્યું કે મને બાપજીના ઓરડામાં સુવાનું કેમ નહિ? બાપજી તો અંતરનો જવાબ દઈજ રહ્યા હોય. હરિભાઈએ પાસે આવી માથા ઉપર હાથ ફેરવવા માંડયો. બાપજીએ સહેજ પાસું બદલ્યું, એટલે હરિભાઈએ ડોકા નીચે સાચવીને પગની સાથળ ઉશીકાની જગ્યાએ ગોઠવી દીધી. એકાદ મિનિટ આમ રહ્યું અને વળી પાછા બેસવી અસલ સ્થિતિમાં સૂતા. એમ હરિભાઈની ઇચ્છા પણ તેમના ખોળામાં માથું મૂકી આમ પૂરી કરી. સહેજ પાણી પી દસ વાગે વહાલો પ્રભુ ખેલની યુક્તિ કરી સૂતો છે.

એટલામાં માજી કહે, “ મને આ બારણું વાસી આપો. ભાઈ, ઉંદર રોજ કરડી જાય છે, આ બારણામાં થઇને આવે છે; પોલું રહે છે. બળ્યું બધુંજ આમ પજવે છે. મ્હોકેણ—શું કરીએ?” આમ કહેવાથી વાઘજીભાઈને મેં કહ્યું, “ લાવો હથોડી, ત્રણે જણ લુહાર બની જઈએ. બાપજીના ઓરડામાં હું, હરિભાઈ તથા વાઘજીભાઈ સિવાય કોઈ હતું જ નહિ. ત્યાંથી ઉઠી સાંકળ બંધ બેસતી કરવાના હુન્નરમાં બોરસદના કસબીઓ લાગી ગયા. બારણું સજ્જડ વસાય તેવું ગોઠવી સાંકળ અંદરથી વાસી જેવા માજીને કહ્યું. માજીએ વાસી ખાતરી કરી જોઈ. બોલ્યાં કે ‘ બસ હવે; તમે તો બહુ સરસ કર્યું. સુતાર શું કરતો તો?’ એમ અમને પણ જરા રિઝવી કાઢયા.

માજી પણ આમ વાસીને સૂતાં. હરિભાઈ મેડે જવા બહારની રવે-
શીમાં વાઘજીભાઈના ખાટલા ઉપર જરા બેઠા. વાતો કરતા હતા.
નવ વાગે જ્યારે હું રસોડે દૂધ પીવા ગયો હતો ત્યારે ત્યાંના નોકર
કાશીનાથને મેં કહ્યું હતું કે બાપજી આજ રાત્રેજ દેહ છોડવા માગે
છે. બાર વાગે પતી જશે એમ પોતે બોલેલા છે, માટે કોઇને કહીશ
નહિ; પરંતુ મારે તારૂં કામ પડે અને જગાડું તો એકદમ સમજીને
આવી લાગજે, કારણ કે નહિ તો "કોણુ!" કરી બુમો પાડીશ
તો બધા જાગીને હાહો અને કકળાટ માંડી ઊઠશે. માટે સાવધાનપણે
જાગેલા જેવો સુજે.

કાશીનાથ જોડેના મોહનભાઈના ઘરની રવેશીમાં સૂતો હતો તે
બારણું બંધ કરી ઘરનાં ઉમેદવારો સુવે પછી કાશીનાથથી ખાટલી
પુરાણી ગોદડીઓથી સુશોભીત માજીએ બક્ષેલા શણગારો સહીત ત્યાં
ઢાળવામાં આવતી. ત્યાં તે પણ સૂતો. રાતના દસ વાગે જોડેના
મોહનભાઈના ઘરમાં બધાં સુતાં.* આપણા ઘરમાં માજી સાંકળ
નક્કી કરી પોતાના ઓરડામાં વિરામ્યાં. આપણી રવેશીમાં વાઘજી-
ભાઈ અને હરિભાઈ બેઠા હતા. હરિભાઈ ઓઢીને સૂવા કરતા હતા.
અર્ધા પોલા રાખેલા રવેશી અને બાપજીની પરસાળના બારણાનો
ઉલારો ઉંચો કરી હરિભાઇને મેં કહ્યું 'તમે સૂતા નહિ; મારે જરા
વાત કરવી છે. ઓઢેલું ખેંચી લેવા મેં વાઘજીભાઇને કહ્યું. અમારી
ઠઠ્ઠા મશ્કરી, ગદ્ધા મસ્તી, અને હસાહસ તો હમેશાંજ ચાલતુંજ,
પરંતુ ગંભીર પ્રસંગે પૂર્ણ ગંભીરતા પણ સાચવતા. હરિભાઈને વાઘ-
જીભાઈ આમ વાતો કરતા બેઠા છે, કાશીનાથ તેની ખાટલીમાં સૂતો
છે, કામકાજથી થાકેલાં પરવારીને સૌ ખડકીમાં આમ શૂન્ય થયાં
છે, શૂન્ય અને ભયંકર વાતો પવન તળાવના ભરચ્ચક પાણીમાંથી ઠંડો

---

* બાપજીના નીકટ પ્રસંગમાં મોહનભાઇ નામના બે માણસો આવેલા
એક તે તેમના ભત્રીજા અને બીજો તે આ લખનારો તથા હરિભાઈનો જોડીદાર.

-થઈ આવી શરીર ઉપર ચરરૂર્ ફરી ફરી જતો; બાપજી પ્રભુ પથા-
રીમાં સૂતા સૂતા સુમસામ થએલા છે. કોને ખબર કે એક મહાન
તત્ત્વજ્ઞાની પોતાની જીવન મુક્ત દશામાંથી વિદેહ મુક્ત થવા શુંએ
કર્તવ્યમાં ગુંથાતા હશે ! ઘડીક હસે, ઘડીક વિચારે, ઘડીક આંખ મીચે
અને ઘડીક ઉઘાડે એવી ચિત્ર વિચિત્ર અલૌકિક મસ્તીમાં ગંભીર અને
અપૂર્વ શાન્તીના ઈજારદાર સૂતા છે. પાસે ગયો અને મોં સામુ જોતો
બેઠો. બાપજી બોલ્યા, "કેમ પ્રભુ, આનંદમાં છોને ! કેમ બધા સૂતાને !
હવે આપણે બેજ છીએને !" કહ્યું "હા પ્રભુ, તેમજ છે." કહે,
"એકાંતજ સારૂં, રાતના જઇએ તેજ ઠીક. એને ( માજીને ) પણ
નથી કહ્યું ને? સારૂં કર્યું. નહિ તો સુખે મરવા પણ ન દે." બધી
જીંદગીનો સાર કાઢતા બોલ્યા ( આજે કોણુ જાણે ઘાંટો કેમ ખુલ્યો !
ગએલી શક્તિ ક્યાંથી પાછી આવી ! ધીરે સંભળાય તેવું ) જોઇ મારા
ઘરવાળી, કેવી છે ? જોયો મારો ભત્રીજો ! જોયું બધું મંડળ !
એક પણ પાત્ર નથી. પરમાત્મા શું કરે !" વળી થોડીક વાર
વીતી; પાટો બદલાયો. કહે કે "શાન્તિમાં રહેજો. કંઈજ ચિન્તા
કરશો નહિ. પરમાત્મા સૌ આનંદ કરશે. સૌને કહેજો કે પ્રભુ
બધાનું ભલુ કરે. મારાથી બન્યો તેટલો આનંદ સૌને આપ્યો
છે અને આનંદથી જાઉં છું. નથી પાપ, નથી પુણ્ય, નથી
જન્મ, નથી મરણ." મને કહે, "કાંઈએ શંકા રાખશો નહિ.
કશુંએ નથી. આ મારા રામનો પ્રત્યક્ષ અનુભવ છે." કહી સુવાની
ઈચ્છા દર્શાવી. કહે "પ્રભુ, તમે, હું ન દેખી શકું તેમ, ઉચ્ચે બેસી
રહેજો. માગું ત્યારે પાણી પાજો અને બીલકુલ બ્હીશો નહિ. તમને
બીક પણ નહિ લાગે. હું ઊંઘી ગયો છું એમ તમને લાગશે.
બરાબર રાતના બારને ટકોરે શાન્તિ થશે. તમનેએ ઘણું દુઃખ
દીધું," કહી વળી વચમાં દયા ખાતા. આમ આમ છેલ્લા ઉદ્દગારો
અને ઉભરા કાઢી સંપૂર્ણ આનંદમાં મસ્ત "હવે હું સુઉં છું" કરી
સૂતા. કહે, "હવે મને હાથ લગાડતા નહિ; અને શાન્તિ જાળવજો.

નિશ્ચિંત બેસજો. પૂરા ભાગ્યશાળી છો," કરી લંબી ખેંચી. દુનિયાનો સગુણ ઈશ્વર આમ સગુણમાંથી નિર્ગુણમાં જવા, ઉપાધિ મુક્ત થવા, મુક્તાત્મા તે પરમાત્મા થવા, તૈયારી કરવા એકાગ્ર સ્થિતિએ પહોંચી ગયા. આંખ મીચી નિજ સ્વરૂપમાં લય થયા. બરાબર સાડા અગીયાર સુધી આમ શાન્તરૂપે સૂતા તે સૂતા. હવે છેલ્લો ખેલ ચાલતો હતો. બહાર હરિભાઈને ટૂંકમાં જે વાત છૂપાવી નહિ કહેલું તે સવા દસ વાગે કહી દીધું કે બુઢા પ્રભુ બરોબર બારને ટકોરે આ દુઃખી અને દળીદ્રી દુનિયાને તિલાંજલી આપી સદાને માટે વિમુખ થનાર છે; માટે સુતા નહિ અને છેલ્લો લાભ માનસિક અપૂર્વ શાન્તિ રાખી ગુપ્તપણે પાસે બેસી જાળવવી અને છેલ્લી પળ પૂર્ણ શાન્તિ ભરી રીતે પસાર થાય તે સાચવવાની છે. બાપજીવાળા ઓરડાનો ગ્યાસલેટીયો દીવો ખૂબ ઝીણો કરી બાપજીની પથારી ઉપરની ઉંચી ખીંટી ઉપર ટંગાડયો કે જેથી બાપજીની કદાચ બહાર વૃત્તિ થાય તો પણ કંઈજ જોઈ શકે નહિ. મૂળમાં તો આંખનુ કાચું, કાન મળેજ નહિ; દાંત વગેરે બધુંજ ખોખરૂં અને પરવારી ગયેલું અશકત, જીર્ણ અને જર્જરીભૂત ખોખા જેવું શરીર, બિચારા આમ કંટાળીને છોડવા આત્મમય સ્થિતિએ થઈ ગએલા જણાતા હતા. એક ખૂણે હરિભાઈ, બીજે ખૂણે વાઘજીભાઈ, માથા ઉપરે પથારીની એ ઉપર હું, આમ 'સંતા કુકડી' રમતા હોઈએ તેમ સંતાઈને બેઠા હતા. ઓરડામાં સર્વત્ર શાન્તિ પ્રસરી રહી હતી. ત્રિપુટીના ત્રણ ભુદેવો અમે ત્રણે જણા અને ચોથા મહાદેવા બાપજી પ્રભુ તેમની પથારીમાં એમ ત્યાં જુકિતએ ભેગા મળેલા. ઘડીઆળનો કાંટો કટ કટ ચાલેજ જતો હતો. ગુલમાયવાળું મોટું ઘડીઆળ અર્ધો કલાક કે કલાકે ઠણીંગ ઠણીંગ કરતું હતું અને તેનું લોલક શાન્તિનો ભંગ કરતુ કટ્ કટ્ થયા જતું હતું અને અમદાવાદથી મેં આણેલો બાપજીને રાતના અંધારામાં ટાઈમ જોવા રેડીયમ ડાયલની સગવડવાળો ડબો કટ્ કટ્માં કટ્ કટ્ જોડતો હતો. આખા ઓરડામાં જ્યારે શાન્તિ પ્રસરી હતી ત્યારે

અમારા શ્વાસોચ્છ્વાસ અને ઘડીઆળની કટ્ કટ્ વચમાં અશાન્તિ કરવા—શાન્તિનો ભંગ કરવા, હરિફાઈમાં ઉતરી પડેલાં લઢ્યાજ કરતાં હતાં. કાંટા ઘડીઆળમાં ગોળ ફરવા ઉતાવળા થઈ ગએલા. ટકોરા થયા ખણુંગ્ ખણુંગ્ અગીયાર. આખી બધી જિંદગીનો આનંદ લૂંટાવાને હવે માત્ર એકજ કલાક રહ્યો. આંગળીના વેઢા ઉપર માત્ર એક અને બીજો ગણુવા બીજો કાપો શોધવો રહ્યો નહિ. અરે દુષ્ટ કાળ, તું ભૂખ્યો રાક્ષસ સૌનોએ કોળીયો કરી રહ્યો છે. બાળક, વૃદ્ધ, જુવાન, સ્ત્રી પુરૂષ દેવ, દાનવ, માનવ, સંત મહાત્મા, પરમાત્માના અંશરૂપ મનાતા દુનિયાના મહાન પેગમ્બરોને ખાઈ ગયો. વૈષ્ણવોના કૃષ્ણ, હિંદુઓના રામ, મુસલમાનોના મહંમદ, ખ્રીસ્તીઓના ઇસુ ખ્રીસ્ત, જૈનોના તિર્થંકરો, બધાનેજ ખાઈ ગયો! નિર્દય ક્રૂર હૃદયના કાળનો વિધ્વંસ કોઈએ ન કર્યો! કોઈ મહાત્માએ તારા ઉપર સિદ્ધિ ન અજમાવી કે તનેજ ભસ્મ ન કરી મૂકયો! તું કેવી ચાલાકીવાળો છે કે તારા પંજામાં તું બધાને લીધેજ જાય છે! સમાધિવાળાને પણ તેં કયાં છોડયા છે! પાતાળમાં ભરાયલા પણ તને કયાં નથી જડતા! આયુષ્ય વધારીને હજાર વર્ષનું કરેલાને પણ આખરે તો તેં ખાયાજ છે. વિશ્વામિત્રે સાઠ હજાર વર્ષ તપ કરી હજારો વર્ષ જીવ્યા પણ તે દેખવા માત્ર અમારે માટે તેં કયાં રહેવા દીધા છે! અરે દુષ્ટ ચંડાળ, લાગણી હીણુ, આજ સૂધી તેં અસંખ્ય, અગણીત મનુષ્યોનો સંહાર કરી નાખ્યો—હજીએ કરેજ રાખે છે તો પણ ન ધરાયો! સગર રાજા આખો સાગર સોષી જાય તેવા થયા તેમણે એક આ કાળ તને ન ખાધો, ખાઈને ન પચાવ્યો! કયાં ગયા શંકર અબધૂત વેશે આખી દુનિયા ઉપર ડંકો ફેરવ્યો અને અમર મંત્ર પઢાવ્યો, પણ કયાં છે તું હવે ત્હારા કૈલાસમાં રમણુ કરતો! અરે વિષ્ણુ તારી ઉભી કરેલી દુનિયામાં આ કાળ તેં શું ઘડયો! અને તું જોતોએ નથી કે તે શું કરી રહ્યો છે! અરે બ્રહ્મા તુંએ પિતા શોધતો ભુલો પડયો તે આ સૃષ્ટિ ઉભી કરવામાં—

રચવામાં તારામાં ભૂલ પડી કે શું ? અરે તમે ત્રીગુણી માયાના ત્રણ ભૂદેવો, તમારા ત્રણ ભુવનનો ખેલ કરીને તમે શું લહાણુ કાઢ્યું ! તમારૂં રચેલું ચૌદે લોકનું વાજું, નાટક તો આમ કાળના હાથેજ ચવાતું ચવેણું થઈ રહ્યું છે. અરે પણ તમનેજ ખાઈ ગયો. એ કાળ તમોએ કેવો રચેલો કે તમારો પણ પત્તો મળેજ નહિ !

ઘડીઆળમાં સાડા અગીઆરનો ટકોરો થયો. શાન્તિમાંથી ભગતજી બોલ્યા "ભાઈ (ધીરેથી) પાણી આપો." સૂતાં સૂતાં પીતાં ન ફાવે એટલે અદુકડા જરા બેઠા કરી ઘુંટડો પાણીનો ભર્યો અને વળી મૌન સૂતા. બહાર જોતા બંધ થયા. ચૈતન સમેટતા હોય તેમ કંઈક દેખાવા લાગ્યું શરીર ઠંડુ પડવા લાગ્યું. શાન્તિ વધવા લાગી, શ્વાસોચ્છવાસ વધવા લાગ્યો. વિકાળ કાળ આંખો કાઢતો ભગતજીને ખાવા નજીક ધસવા લાગ્યો. અરે તું આજ લગી આટલાં આટલાંને ખાઇને ન ધરાયો ! ભણેલા, અભણ, પંડિત, મૂર્ખ, ડાહ્યા, ગાંડા, અમર, મૃતક સર્વેને જુકિતએ ખાઈ વળી આવા બિચારા ભગતજીને તેમની બોત્તેર વર્ષની અંતમાં મુલાકાત લેવા હવે તું કયાંથી નવરો થઇને આવવા લાગ્યો ! અરે હવે તું ઉતાવળો શું કામ થયો ! અરે અમારી સાથે કટ્ટી દુશ્મનાવટ શાને કરવા તૈયાર થયો ! અમારા જોયા છે મંડળના મણીકાકા ? અરે દીનશાજી, મકનજી, જોયા છે વાઘછીપાના મોતી પટેલ ! અરે તેં નહિ જોયા હોય મુંબાઇના શેઠ મથુરાંદાસ જે હમણાંજ સ્ટીમરમાંથી પાછા ફરવા જર્મનીથી આવતા હશે અને તેમના ભાઈ કરસનદાસ અને તેમના વીઠુભાઈ અને મણી બે'ન તથા ગુલમાય ખરસેદજીનું પ્રેમી યુગલ અને આ બેઠા મારા ભીમસેનભાઈ, હરિભાઈ અને આ બેઠો રાંકડો હું ? અરે આ બધાથી—એ તું હજી ડરતો નથી ! કોઈ પૈસા વાળાનીએ શે' ભરતો નથી ? તારામાં નથી કાંઇ વિવેક. આવ્યો નહિ મારી નિશાળે તને ભણાવી મૂકયો હોત; પણ ખેર ! માજી જાગે તો કદાચ વાઘણ સ્વરૂપથી બ્હીએ. અરે તું તો વાઘ, સિંહ, વરૂ, હાથી, પશુ પંખી સૌને ખાઈ રહેલો.

સાપ ઉંદર બધુંજ તને ભાવે. શાકભાજી, દાણાદૂણી, રાંધેલું, કાચું ફળફળાદી, માંસ વાશી તાજું બધું દુનિયાને ખપે, પણ તને તો બધું ખપ્યું. કંઈક તારા ખરરર ખરીને તારા ફાડેલા મોંઢામાં પડયા અને તું ગળી ગયો ! અને વળી એકી સપાટે દરેકની પાસે પહોંચી જતાં તને થાક પણ નથી લાગતો ? અને જ્યારથી આ સૃષ્ટિ ઉભી થઈ છે ત્યારથી એક સરખો ખાયા જતો તું ધરાતોજ નથી ? અમને તો હોજરીમાં બે પાંચ કલાક પણ ચાલે છે અને તું તો બેઠો ઓરેજ રાખે છે. અરે તારૂં પેટ તે કેવડુંક મોટું છે !

એટલામાં બાપજીને એક હેડકી મોટેથી આવી કે માજીને 'જાઉં છું' ના સમાચાર પહોંચાડવા યુક્તિ કરી દીધી. માજી કહે " ભાઈ મને પેસાબ કરવા જવું છે. " તે વખતે પોણા બાર થયેલા. બધી જાળવેલી શાન્તિ ધૂળ મળવા બેઠી. કહ્યું, બા કપડાંનું ઠેકાણું નથી, જરા થોભી જાઓ મતલબ કે પા કલાક વીતે પછી ગમે તે કરજોને ! પણ હઠીલાં હઠ કયારે હેઠી મૂકેલી કે તે આવે ટાણે મૂકે. કહે કે નહિં મારે તો જવુંજ છે. દીવો ઝાંખો બળતો હતો, ભગતજીના દેહમાં આત્મા ઝીણો થતો જતો હતો; તેમાં હું, હરિભાઈ અને વાઘજી-ભાઈએ આડી સાલ ધરી ઉલારો ઉંચો કરી માજીને બહાર જવા દીધાં. બહારથી આવી સાલ ધરી પાછાં તેમના ઓરડામાં વિદાય કર્યાં. ઓરડાનું બારણું ઢાંકયું. સૂતાં.

બારમાં દસજ મિનિટ. મારા મગજની સ્થિતિ બગડવા માંડી. ભગતજી જેવા અપૂર્વ શક્તિમાનની દોસ્તી કાયમની તૂટવા બેઠી; વિચારોના વમળમાં સુજજ ન પડે. બધો ચિતાર દેખાવા લાગ્યોઃ અરે આ ચાલ્યા, આ જાય છે; કેમ ખાબ્યું મન હવે તું પણ ખળે. દુઃખની હાલતમાં સેવા કરી પણ અરે હવે તું કેમ માનતું નથી ? સગામાં સગા એક શોધી કહાઢયા તે પણ હવે વિદાય થાય છે. માત્ર દસજ મિનિટ ! ઘડીઆળ ઉપર નજર અને બાપજી તરફ બેઠેલું રહેવાયું નહિ. બાપજીને તો બહાર લક્ષ હતુંજ નહિ. વસ્તુરૂપે રહી

બાકી રહેલા શ્વાસો ભરતા હતા, જોસ નરમ નરમ થતો જતો હતો. સાડા અગીઆરના ટકોરાથી ચેતીને અમારા ત્રણેની નજર એક સામટી પવિત્ર ગુરૂદેવના મુખાર્વિંદ ઉપર ટકવેલી હતી. હવે તો મારા મનની સ્થિતિ ખૂબજ બગડી; જિંદગીમાં કદી નહિ છૂટી ગયેલી તે ધીરજ હવે ખૂટી પડી. આંખમાં આંસુ, કપાળે પરસેવાના જોબે જોબ, શરીરમાં તાવ નહિ પણ તાવ જેવું નાસભાગ થઈ રહેલું. હરિભાઈ કહે "રામજી, ધીરજ રાખો." હરિભાઈને મેં કહ્યું, હવે ખેલ ખલાસ, ધીરજ રહેતી નથી. વસ્તુની સમજ, વસ્તુસ્થિતિ અને શું આ જોત જોતામાં ખોવાઈ ચાલ્યું એ વિચારોના વમળે ઘુંચવી નાખ્યો. હરિભાઈને પાસે બેસવા કહી ગાંડાની જેમ બારણું ઉઘાડી તળાવ ઉપર દોડયો, વળી ઘરમાં બાપજી પાસે આવ્યો, વળી દોડયો તળાવ ઉપર, આમ આકુળ વ્યાકુળ થતો મારો જીવ વળેજ નહિ. દસ વખત આમ દોડધામના ઉધામા કરી ઘરમાં આવ્યો. સાતજ મિનિટ રહી. અરે કેમે રહેવાતું નહોતું. હરિભાઈ અને વાઘજીભાઇ પાસે બેસી ચિકિત્સા જોતા હતા. મેં કહ્યું, અરે મને આ ગાંડપણ કયાંથી લાગ્યું?

એટલામાં બીજી હેડકી આવી. હપ લઈને નાભીથી છૂટેલો શ્વાસ હપ કરી, ગબ્બારો, મોટો અવાજ કરી નીકળ્યો. માજીએ ખાટલામાંથી કહ્યું કે "અરે એ શું થયું" એમ કહી બારણું ઉઘાડી જોવા, છેલ્લાં દર્શન કરવા નીકળ્યાં. હરિભાઈ મને કહે, અરે રામજી આ ડોશીમા આવ્યાં, બધું ઉંધું વાળશે. છેલ્લી પળ અને આખી જિંદગીની કમાણી અને બધી યુક્તિઓ ધૂળ મળી જશે. અરે પણ મારૂં ગાંડપણ ખસી મને ભાન આવ્યું કે બાપજીની પળ બગડે છે. એકદમ દોડયો ડોશીના ઓરડામાં. ડોશી ઉભાં થઈ ખાટલેથી હેઠે પગ મૂકે છે ત્યાં તો સેવકડો તૈયાર ત્યાં પહોંચી ગયો. કહ્યું "બા (બાપજીએ વાકચાતુરી તો સમયાનુસાર બહુજ ભરી હતી ) બાપજી હવે પાંચજ મિનિટ છે માટે ત્યાં જવાનું માંડીવાળો; હવે હલાવાયજ નહિ. મને અડકશો નહિ, કહીનેજ સૂતા છે અને બરોબર બારને

ટકોરે શાન્તરૂપ થશે; માટે તેમની જિંદગીની આખી કમાણી ધૂળમાં મેળવવી હોય તો જાઓ ઢંઢોળીને પૂણ્ય ભેગું કરી લો." વળી બાપજીની કળ ફરી અને ડોશીમા મનાયાં. મેં કહ્યું, બા અમેએ શું કરીએ છીએ, આ તેમનાં છેલ્લાં દર્શન હું, હરિભાઈ, અને વાઘજીભાઈ પાસે બેસી કરી રહ્યા છીએ, અને તમે બાકી હતાં તે બાપજી તમને પણ જગાડી ચેતાવી ગયા, તે તમે પણ કરી લો, અને ખાટલેથી હેઠે ઉતરશો તો હાથ ઝાલી ખેંચી રાખવાં પડે એવી બેઅદબી ન કરવી પડે માટે સમજીને છાનાંમાનાં બેસી રહો અને આ છેલ્લી પળ જોયા કરો. દર્શન એક ટશે કરે જાઓ; તમારો ફાળો તમને પણ મળ્યો. છેલ્લો મેળાપ તમારો પણ લખેલો હશે તે તમને પણ થયો. એમ બીજી વાતો ચલાવી મારૂં ચિત્ત અને નજર બાપજી ઉપરજ ટકાવી આ છેલ્લી પળનું છેલ્લું વિઘ્ન બુઢાની પૂર્ણ કૃપાએ આમ પતાવ્યું. આવી ક્ષણ છેલ્લી. બૂઢાએ પોતાનાજ ભજનમાં છેલ્લી છાપ મારી લખ્યું છે તે સત્ય કરવાની છેલ્લી વિપળ આંખ પલકારો—

**' જગ પાણીના પરપોટા, કોણ નાનાને કોણ મોટા;**

× × ×

**દીન ભગત પણ ખોટા**—જગ પાણીના પરપોટા—આખર સર્વે ખોટા—**જગ;**—એમ પોતાનીજ વાણી સત્ય કરવા છેલ્લો શ્વાસ ભરતા હતા. અરે કાઢે છે; કાઢે છે શું ?—પણ શમે છે. ઠંડુ, ઠંડુ, ઠંડુ એમ ઠંડુજ પડતું ચાલેલું શરીર બીલકુલ ગતિહીણ. બરોબર બારના ટકોરે કાળ થાકીને પાછો ગયો; આમાંથી લેજ કોને ? બીજાઓને તો ખાધા પણ આ તો ઠરતાં ઠરતાં બરોબર બારના ટકોરા થતાં ઠરી ગયું.

શુન્યકાર ફેલાયો. અપૂર્વ શાન્તિ પ્રસરી. સર્વત્ર ભયંકર ધુન ધવાતી ચાલી. જ્યાં જુઓ ત્યાં ખાવા ધાએ તેવી ભયંકર બારશ પૂરી થતાની રાત્રી અને બેસતી ધન્તેરશની સવારની સંધીમાં બાપજી પ્રભુ

ગોધરાના ભગતજી સૌ મંડળના સદ્ગુરૂ પ્રાણાત્મન્ પ્રભુ સૌના આધાર સ્વધામે ગયા—સ્વરૂપે સ્વરૂપ મળી ગયા-**આખરે મહાન્ તારો ખરી ગયો.** કાળથી ખવાયા નહિ. પળ નજીક આવતાં કાળ નજીક આવ્યો. પણ ક્યાં છે ભગતજી, કોને પકડે ? તે છેતરાયો. લે તને પણ પાણીમાં મૂઠી ભરાવનારને જો ! તારા કપટમાં ફોસલામણીના ફેરામાં તે આવ્યા નહિ. ઇચ્છા કરી ખોટી થયા નહિ. કહોને કેમ અને ક્યા રૂપને પકડે ! જીવતાંજ મુક્ત હતા તે દેહની ઉપાધિ કેમ કેવી રીતે છોડી શેમાંથી મુક્ત થયા, શું થયા ! શું હતા, શું થઇ ગયા; અહીં શું હતું, ક્યાં શું થઇને ગયા ! શું સ્વરૂપે ખેલતા ! આ દુનિયાનો ખેલ પૂરો કરી કઈ દુનિયામાં અહીં કે ઊંચે કે પાર કે ક્યાં અપારમાં કે શામાં શું થયા ? દેહમાંથી નીકળ્યું એવું કશું ચૈતન કશી ઇંદ્રીયમાંથી પસાર થતું માલૂમજ ન પડયું. દુનીયાદારીના મોતની કળ આમાં ન હતી. આ તો ધીમું ધીમું ધીમાથી પણ ધીમું, ન માલૂમ પડે તેવું, નાક આગળ આંગળી રાખો તો બહુજ નહિ જેવું, પછી આંગળીએ ન સમજે, શું ફેરવાઈ ગયું. બંધ પડયો સંચો. અંતર્યામી રૂપે ખેલનાર બ્રહ્માંડ તૂટી પડયું. ગયું બધાનું એની સાથે. સૌના મનની મનમાંજ રહી. રડવડતા રહ્યા; જોતા ન ઝાલી રખાયા, ન જોઈ શકાયા. **વાહ પ્રભુ તને જે કહીએ તે તેવો આખરે સમાયો.** માયામાં બધાજ માયા, સમાયા. વારા ફરતી વારો દરેકનો. બાપજીનો છેલ્લા ટકોરાની સાથેનો છેલ્લો શ્વાસ એકદમ બંધ પડયો. બુઝાયો દીવો પ્રકાશિત, **આખરે મહાન તારો ખરરરર ખરી પડયો.** મુકતાત્મા મહાન નર, માયાની જાળમાંથી મુક્ત થયા. સદાને માટે સર્વમાં આશાનાં મોટાં મોટાં બીજો વાવી અમૂલ્ય અમૂલ્ય વસ્તુની આશાઓ ઉભી કરાવી, ચખાડી, ચખાડી ગયો ચતુરોએ ચાલી.

---

## ખંડ ૩૨ મો



ણુાને મનમાં, અરે મળ્યા નહિ, અરે આ ના મળ્યું, આમ સિદ્ધિ મળી હોત તો દુનિયામાં વાહ વાહ થાત, પૈસા મળત તો સારૂં, મોટો મહેલ ચણી કાઢત, રાજા થાત, પંડિત થાત, સ્વર્ગ જોઇ લેત, સામાના મનની જાણત, પૂર્ણ સ્વરૂપે ખેલત, વગેરે અનેક ભાવનાઓ-વાળા જીવની વચમાં આમ કચકચાટ થયાજ કરતું રહ્યું. માજીના ખાટલા પર બેઠો હતો, ખેલ પૂરો થયો, છેલ્લો અંક, પૂર્ણાહુતી થઈ ચૂકી. ઉપર પાંચ મિનિટ થઈ. માજીએ કહ્યું, ભાઇ હવે તો જવા દો." મેં કહ્યું, બા હવે જઇનેએ શું ઉતાવળ, જઈને પણ શું કરવાનું છે, થવાનું તે થઇ ગયું. અત્યાર સુધી શાન્તિ જાળવી છે, ધન્ય છે તમને ! ક્યાં બારણું ઉઘાડું છે કે કોઈ જાણવાનું છે ! હજી રાત છે, સવારે ચાર વાગે લોકોને જગાડીશું. હજીએ શરીર ઠંડું પડી જશે, બરાબર એક વાગે શરીરે હાથ લગાડીશું ત્યાં સુધીમાં આપણે બીજું પરવારી લઇએ. તેમણે તેમનો ડબો ઉઘાડી ચૂડી કર્મ વિધિનાં પહેલેથી નક્કી કરી રાખેલાં સાધનો કાઢી રાખ્યાં. કપડું અમુકજ પહેરાશે તે પણ કાઢી મૂકયું. મને કહે ' એમને નવું ધોતીયું પહેરાવો ! ' કહ્યું, લાવો બા કાઢી રાખીએ. વિચારોમાં અને વાતોમાં વખત વીતે અને રોયા કકળ્યા સિવાય શાન્તિ જળવાય એ હેતુથી આગળ વાતો જોડેજ રાખી. એક ખૂટી કે બીજી, આમ ચાલતાં સાડા બાર—પોણો થયો. હરિભાઇ કહે, રામજી હવે ભલે ને બહાર આવે. મેં કહ્યું, થાય છે, હજી પૂરાં પરવારવા દો; હજી સવાર કાઢવી છે, વખત નહિ ખૂટે. માજી કહે, ભાઈ તીલક કરવું જોઇએ, દીવો કરો, ધૂપ કરો. કહે, એમને માટે સુખડ રાખી મૂકી છે તે લાકડાં બળે તે પહેલાં તે બાળજો અને તૂળશીનાં લાકડાં પણ સંઘરી રાખ્યાં છે. કહ્યું, બા બધુએ તેજ

સઇશું; લાવો કાઢી રાખીએ. બધું કાઢી મૂક્યું. અંદરથી બહારના ઓરડામાં હરિભાઈ, વાઘજીભાઈ ગોઠવતાજ ગયા. માજી અને હું પરવારી ગયાં.

બરોબર એકનો ટકોરો થયો; બા કહે, ' એક વાગ્યો. ' મેં કહ્યું, બા હવે તમે બાપજીને મળી લો. પછી ધોતીયું પહેરાવીએ, તીલક કરીએ અને ગાદલાં કાઢી તમે ચોકો કરો, તેમાં સાચવીને નવી ચાદરમાં મૂકી એક નવી ચાદર ઓરાઢીયે અને ધૂપ અને ઘીનો દીવો કરીયે, પછી કાશીનાથને જગાડીએ અને આપણે મોહનભાઈને પહેલા બોલાવીએ. બા કહે, હા ભાઇ, એને પહેલો બોલાવવો જોઇએ, કહી બાપજીની છાતી ઉપર હાથ ફેરવ્યો અને ગાલ મોં, માથું બધે હાથ ફેરવી શાન્તિ કરી મનમાં ખૂશી થયાં. એક ગાદલું ઉંચકી બીજાં કાઢી લીધાં.

બાપજીના શુન્ય દેહને ધોતીઉં નવું પહેરાવી, તીલક વગેરે તે રામાનંદી જાતનું કરતા તેજ ઢબનું કરી દીધું. બહારથી ખીંટીઓ ઉપરનાં સર્વ કપડાં ભેગાં કરી અંદરના માજીના ઓરડામાં ખાટલા ઉપર ઢગ જમાવ્યો. ગાદલાં, ગોદડીઓ વગેરે બધું ઓરડામાં ભરી દીધું. ચોકો કરવા તથા ઘી વગેરે લાવવા હવે કાશીનાથને જગાડવા ઠર્યું. કાશીનાથને ઓસરીમાંથી જગાડી અહીં બોલાવ્યો. આવીને જોતાંજ ખૂબ રોઈ ગયો. શાન્ત કરી બહારથી ગાયનું છાણ વગેરે મંગાવી ચોકો કરી, મૃત શરીરને ચાદર કોરી પાથરી તે ઉપર બે જણે ઉચકીને મૂકયા. એક ચાદર ઉપર ઓરાઢી. મોં દેખાય નહિ તેમ બંધ કરી દીધું, કારણ કે જોઈ જોઈને વારે વારે દીલ ઉભરાઇ આવે. હું, હરિભાઈ તથા વાઘજીભાઈ ખડતળ સ્વભાવ રાખી હીંમત ભીડીને બેઠા હતા તે જો કોઇ રોઇ ગયું તો થઈ રહ્યું. કોઇને ન રોવા દેવામાં જો પહેલ અમારાથી થાય કે બીજાં તો હીંમત રાખીજ રહ્યાં, અને પછી માજીને કેમ રોતાં રાખવાં એ મોટો સ્વાલ થઇ પડે. માટે ઢાંકીનેજ બેઠા હતા.

કાશીનાથે ઘીનો દીવો, અગરબત્તીનો ધૂપ વગેરે બાપજીના મૃતક દેહ પાસે કરી મૂક્યું. હરિભાઇએ ચાદર ઉઘાડી ઉઘાડી પાંચેક વાર કોઇ ન જોઇ જાય તેમ પવિત્ર મુખારવિંદનાં દર્શન કરી લીધેલાં. જેને જોતાં દીલડું ધરાતુંજ નહિ તે આ દુનિયા છોડી કાયમ શાન્ત થઇ ગયા એ દીલમાં કોઇને પણ કેમ રૂચે ! સવાર સૂધી આમ અમારે તો બેસીજ રહેવાનું હતું. ચાર વાગે ત્યારે લોકોને બોલાવાય અને પછી તો બીજી વિધિ શરૂ થઈ જાય. સાધારણ જીવને મુઆ પછી સ્વર્ગે સીધાવ્યા અથવા આ લોક છોડી પરદેશ સીધાવ્યા વગેરે ઉપનામો-સંબોધન દેવાય; પરંતુ જેને જન્મ મરણ નથી, જે જીવતાં પણ મુકતજ હતા અને હવે દેહની ઉપાધિથી પણ મુક્ત થયા, એવા પરમ પુણ્યાત્માની શું ગતિ થતી હશે ! તેમનો આત્મા શું અમુક જગાએ જઇને વિરામ લેતો હશે ! તેમના સમાગમીઓ કે તત્વનો જે બારીક અભ્યાસી હોય તે એ સિદ્ધાંત સમજી શકે કે:—

" કાચા કુંભ લઈ જળમેં ધરીઆ બાહેર ભીતર પાણી,
ફૂટયા કુંભ જલ જલમેં મીલીયા સો ગત વિરલે જાણી. " ( કબીર )

તેમ કાયાનો સંબંધ ધરાવતી ચૈતન શક્તિ સંબંધ તોડી વિરામ પામી વ્યાપકતામાં લય થઈ, શું શરીરમાં પ્રવેશીને આત્મા રૂપે હોય છે કે ચૈતન રૂપે જડને ચુંબકની માફક પકડી રાખે છે અને મૃત દેહ થતાં ચુંબક ચૈતન વિના જડજ થઇ રહે છે ! રૂંવે રૂવે એક રૂવું ખેંચે તો ઓ અરે જે થઈ જાય તે ચૈતન ચાલી જતાં જડને ટીપો, મારો, ચુંટી ખણો, કંઇજ નથી લાગતું; આવો ચૈતન નીકળી શમી જાય તે કુટયા કુંભ અને જલ જલમેં મીલીયા; એમ જો ચેતન કે આત્મસત્તા વ્યાપકજ હોય તો તે આવે કે જાય એવું કશુંજ નથી. થાય કેવી રીતે ? ખંડીત જગા ખાલી હોય તોજ તેમાં આવવા જવાની ગતિ રહી શકે, તેમ વ્યાપકજ જે વસ્તુ છે તે શેમાંથી આવી ક્યાં જાય—એ શમી જાય. દીવો સળગાવીએ તો એ પ્રકાશ ક્યાં હતો તે તેડી આણ્યો અને બુઝાવીએ તો તેને ગુમ થવા કયે ઘેર મોકલી-

એ છીએ. એમ કુદરતી સંચો ગમે તે સંજોગોમાં ચાલતો થયો અને ગમે તેવા કારણો વચ્ચે સંચો બંધ પડયો એટલુંજ.

સાધારણ મનુષ્યનાં મૃત્યુ વખતે જે ખેંચાતાણુ થાય છે અથવા એ ભાન હોય છે અને જ્યારે છેલ્લો શ્વાસ બંધ પડે છે ત્યારે આંખ કે મોં પહોળું થઈ જાય છે તે અને શાસ્ત્રીય વિચારો અને સિદ્ધાંતોએ તપાસતાં કંઈક વસ્તુ નીકળે છે એમ કદાચ સિદ્ધ કરી શકીએ, પરંતુ તે ગતિ જોતાં પણુ ભગતજી બાપજીમાં તો કળ ધીમી ધીમીજ થતી ચાલી અને શરીરની કોઈ પણુ ઇંદ્રીય જરા પણુ હાલ્યા ચાલ્યા વિના, સંચો ધબ શાન્તરૂપ—શુન્યરૂપ થઈ ગયો. તે કહેતા હતા કે 'ભાઈ હું ઊંઘી ગયો છું તેમ લાગશે; માટે બી'શો નહિ.' અને બી'વા જેવું પણુ શું હતું? આ તો લાગવા જેવું હૃદયભેદક અને સૂક્ષ્મ પણુ ગંભીર વિચારવા જેવું હતું અને હજીએ છે. ઊંઘી ગયા હોય તેવીજ શાન્તરૂપ મુખમુદ્રા હતી.

જ્ઞાની અજ્ઞાનીનાં મૃત્યુ ભેદ સરખાવી નજરે પ્રત્યક્ષ જોવા મને વર્ષો થયાં ઇન્તેજારી હતી તે આ પરમ તત્વજ્ઞાન મૂર્તિ ગુરૂદેવની કૃપાએ તેમનીજ છેલ્લી પળ આમ સાચવવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થતાં કયા અભાગી જીવને આનંદ ન થાય અને તેમ થતાં આ ઝીણી બધી બારીકી અને તત્ત્વોને સરખાવાની તક આમ પ્રાપ્ત થતાં મનના બધા કોડ પૂરા થયા. સાધારણુ પ્રાકૃત જીવોનાં મૃત્યુ ઘણી વખતે હાજર રહી ગતિ જોયેલીજ હતી તેમાં આ બાકી રહેલું બારીક નિરીક્ષણુ આમ અનાયાસે કે પૂર્ણુ આયાસે પ્રાપ્ત થયું હતું. બાપજી પાસે સદંતર એકજ માગણી કરી હતી કે, પ્રભુ સેવાનું ફળ સેવાજ આપજો, અને છેલ્લી પળે હું પાસે હોઉં, અને મારા હાથ થકું પાણીનું ટીપું પીશો એટલે મારા મનને પૂર્ણ શાન્તિ થશે કે મેં છેલ્લામાં છેલ્લી ફરજ અદા કરી સંત સેવા–ગુરૂ સેવા કરી લીધી.

"ગુરૂ પદ પંકજ પૂજતાં, ચૌદે લોક પૂજાય." (પ્રીતમ) તેમ

શ્રી સદ્‌ગુરૂ દેવની સેવાનેજ ધ્યેય માનેલું એટલે પંદર વર્ષની સેવાની આખર તક પણ ખરી ગઈ.

ગાયની પૂજા એટલે એક પૂળો લાવી ઘાસ ખવાડવું અને નહિ કે કંકુ અને ફુલ આદી સામગ્રીથી દેખાવ વિધિ કરવી અને ભૂખી ગાયને કંઈ નહિ. એ હિંદુ જાતીનો તેવો બાહ્યાચાર વધુ છે અને આખા દેશની આધૂનિક પાયમાલી આવી ધાર્મિક અંધ સિદ્ધાંતોનું પ્રતિપાલન છે તેથીજ છે. જીવતા પિતા સાથે કજીયો ટંટો કરી સુખે પેટ ભરી દીકરો ખાવા ન દે અને મુઆ પછી તેનાં હાડકાં બળેલી ચીતામાંથી ભેગાં કરી કાશી, ગયાજી, કે એવાં તીર્થ સ્થળે નાખી આવવાં અને તેમની પૂઠે મીષ્ટાન્નની મોજ ઉડાવવી એવો સાંસારિક રૂઢીનો ચીલો ચાલે જાય છે. અમે તો જરૂરીઆત પૂરી પાડવાની સેવાને સેવા ધર્મ માનેલો. બાહ્યાચાર ઘણા ભગતો વખતો વખત કરી જતા, કરવા આવતા પરંતુ અમને વારે વારે નજીક રહેવા અને ઘણી વાર આવ જાવ કરવાની હોવાથી દીલ ઉતરી તો નજ જતું તેમ સદંતર ભાવ તો તેનો તેજ રહેતો; ઉતરી ન જતો એ એમની પ્રગટ વસ્તુનો પ્રભાવ હતો, પરંતુ ડોળ તો પાછલાં વર્ષોમાં કાઢી નાખ્યા જેવુંજ કર્યું હતું. બધાથી વચમાં ખાસ જુદા ન પડી જવાય અને કોઈ વાર ખાસ ખોટું શું છે કરી બધી વિધિ થવા દેતા.

એવા બાહ્યાચારથી પ્રેમ વધે એમ ઘણા માને છે. કેવળણીના ઘણા ઘણા પ્રકાર છે. મનને જેવી ટેવ પાડીએ તેવી પડે, જે ભાવ પ્રદિપ્ત કરવા વિધિયુક્ત દીવો, કંકુ, ફુલ, સોપારી, ચોખા, વગેરે વાપરવામાં આવે છે અને આપણાથી વધુ માનનીય અને પૂજનીય વ્યકિત છે એમ સાબીતિનાં આ સાધનો છે; તેમ તેથી બીજી રીતે હમેશાં પૂજ્ય છે એમ માની તેમને તકલીફ ઓછી કરવા બધી જાતનાં કર્તવ્યો ઉપાડી લેવાં તે છે. જે દોષો પૂજા વિધિ કર્યા છતાં હૃદય ગ્રંથીનો ઉકેલ થતો નથી અને જ્ઞાન તો થતુંજ નથી તેવા દોષો વિધિ વિના સેવા ધર્મમાં થાય, પરંતુ અભેદ સેવામાં–બાહ્યાચાર વિનાની

સેવામાં સત્યનું પ્રતિપાલન વધુ થાય છે ને જ્ઞાનની ઉજ્વળતા જલદી થાય છે. એકમાં આડંબર છે, બીજામાં સત્વ છે. પ્રેમ, વિધિ કરતાંએ બીજામાં વિશેષ હોય છે. આ બધો પ્રકાર સત્ય તત્વચિંતકનેજ સમજાય તેવો છે.

ભગતજીના મૃત દેહની પાસે લાઈનમાં હું, હરિભાઈ અને વાઘજીભાઈ તેમને ઢાંકીને બેઠા હતા અને માજીને અમારી સામે બેસાડી બાપજીની પ્રથમ બાલ્યાવસ્થા યુવાવસ્થા વગેરે ચારિત્ર્યોના વાર્તાલાપથી બધાનાં દીલ અરસપરસ રોકી રહ્યા હતા. પ્રસંગની ગંભીરતા અને લાગણી દબાવવા આ મહેનત થઈ રહી હતી અને ઉપચાર ચાલૂ રાખતા હતા. કાશીનાથ બીજું આચર કુચર પરવારી ગયો એટલે લોકવિધિને દેખાડવા અને માન્યાર્થે એક ગાદલું અને ચાદર બહાર ખડકીમાં દેખાય તેવી રીતે મુકવામાં આવ્યાં. બાકીનાં બધાં કપડાં ગાદલાં તો અંદર ઓરડામાં પૂરી દેવામાં આવ્યાં હતાં. મૃત દેહને અગ્નિ વિધિ સંસ્કાર થાય અને બાઇઓ ભેગાં માજી ચૂડી ક્રિયા કરવા જાય ત્યારે ઓરડાનો બંદોબસ્ત સચવાય માટે તેને સાંકળચંદ તાળાચંદથી વિભૂષિત કરવામાં આવ્યો હતો.

કાશીનાથને સવા વાગે મોહનભાઈને પ્રથમ બોલાવવા મોકલ્યો. માજીની સલાહ લઈ ચીઠ્ઠી લખી કે બાપજી છેલ્લી સ્થિતિએ છે, એકદમ આવો. ફાનસ લઈ ચીઠ્ઠી સાથે કાશીનાથ સ્ટેશને તારની ઓફીસમાં ચીઠ્ઠી આપી બોલાવી લાવ્યો. બાપજીવાળા ઓરડામાં આવી પૂછે 'કેમ ?' અમે કહ્યું પતી ગયા. "**હાય મને અધૂરો મૂકીને ગયા.**" અમે કહ્યું 'માટેજ તમે અધૂરા રહ્યા.' વસ્તુની આપલે માયિક વેપાર ગણાય, આ તો જ્ઞાન અને હૃદયનો ઉકેલ તે તો તેમની હયાતીમાંજ લીધું તે અને લેવાયું હોય તેજ અગ્નિ હૃદયમાં સળગ્યા કરે, બાકી તો તેમનોજ દેહ મૃતક થઇ જાય અને તેમને પણ અગ્નિદાહ દેવાય એવી પરિસ્થિતિએ આપણે પણ કાળાંતરે મૃતક છીએજ, તેમાં સાધન ભક્તિ વગેરેનાં જુના દઢ થઈ ગયેલા ખ્યા-

લોથી મોટી મોટી આશાઓ રાખી રહેનારને છેલ્લી પળે આમ નિરાશ
થવું પડેજ છે. આશામાં નિરાશા છેજ. તેમ બીજો સ્વાલ એમ
પૂછ્યો કે "**સમાધિ તો નથી કરી?**" અમે કહ્યું "**કાયમની**
**સમાધિમાં પડયા છે,** હવે એ સમાધિમાંથી ઉઠવાનાજ નથી."

ભગતજીના જ્ઞાનની દશાજ ભાગ્યે મંડળમાં કોઈ સમજી શકતું
અને તેથીજ સૌને કંઈ કંઈ અધુરૂં રહ્યું લાગતું. **સમાધિ** વગેરે
બધુંજ તેમણે કરેલું અને દરેકમાંથી છેવટના બધા યોગાભ્યાસ,
સિદ્ધિ, વગેરેના અંતમાંની રહેણી કાઢી અહમ્ વિના અને કર્તવ્ય
રહ્યુંજ નહોતું એવા સ્વ સ્વરૂપે તે ખેલી ગયા. **સ્વભાવેજ આત્મ-**
**વત્ થઈ ગયા હતા.** પોતે પરમાત્માજ છે તેજ ભાન હમેશાં તે
રૂપેજ, દરેક કર્તવ્યમાં પરાયણ દેખાતા. આ વર્ણવવા વાણી નથી.
શબ્દો જડતા નથી. આ સમજવા તો વર્ષોનો અભ્યાસ પણ ઓછો
છે. જેમ બીડી પીવાની ટેવ પડી જાય, ચ્હા વિના ચાલેજ નહિ,
મોઢાને બોલવાની ટેવ છે, કાનને સાંભળવાની ટેવ છે, ત્વચાને સ્પર્શની
ખબર પડી જવાની ટેવ છે, આંખને ખૂલી હોય કે જોવાનોજ સ્વ-
ભાવ છે, જીભ ઉપર કાંઈક પડતાં કડવા મીઠાનો ભેદ કાઢી સમજી
જવાનો સ્વભાવ છે, મનને વિચારો કરવાનો સ્વભાવ છે તેમજ ભગતજી
સ્વભાવેજ પરમાત્મા હતા; તેમાં કર્તવ્ય કશુંજ નહોતું રહ્યું. શરૂઆત-
માં અભ્યાસ પાડવા સત્ય શોધવા, ઘણોજ પરિશ્રમ, સમાગમ, સમાધિ,
યોગાભ્યાસ, તત્વચિન્તન વગેરે હતાં; પરંતુ હવે તો તે સ્વભાવેજ
એવા તદ્રુપ થઈ ગયા હતા. શું કરે છે તે સમજાય એવું ક્રિયામય
કાંઈજ નહોતું. આવા ભગતજીમાંથી ખાસ શીખી લેવાનું તો તેમની
આ અદ્દભુત ગતિજ હતી. **સ્વભાવે આત્મવત્ હતા** એટલું જેને
સમજાય તેજ એ ભગતજી શું હતા તે સમજ્યા એમ ગણવું. પોતાનું
મનજ સાક્ષી પૂરે કે ભગતજીની સ્થિતિ તે આ હતી. આત્મા શું
એની સમજ પડે તે આત્મવત્જ થાય. પરમાત્મા શું એની ઓળખ
જેને આવી તે પરમાત્મરૂપજ થયો. અગ્નિમાં પડેલું અગ્નિરૂપ થઈ

જાય તેમ પરમાત્માને સમજનાર એની ગતિ ભેદે તે રૂપેજ થઈ રહે. પરમાત્મા અંતર્યામી, સર્વ ગામી, સર્વ શક્તિમાન રૂપે સૃષ્ટિ કેમ ચલાવી રહ્યા છે–ધારણ કરી રહ્યા છે; ક્રિયા જેવું કે કાર્યાલય ચલાવતા દેખાતા નથી; તેમ ભગતજી પુરૂષોત્તમરામ તો તેવા **સ્વભાવેજ આત્મવત્ હતા. અંતર્યામીપણું એ તેમની સ્હેજ સ્વભાવની કળ હતી.** સામાને ખેંચાણ થાય એ એમના સ્હેજ સ્વભાવે બની જતું, **દરેકના મનની જાણી જતા એ એમનો સ્વભાવજ** હતો. વગેરે દરેક **ઐશ્વયતાનો ભંડાર** અને ગુણ **દર્પો** એ એમનો **સ્વભાવજ** થઈ રહેલો હતો. તેમના દરેક ભકતો ભાવ રાખતા જેથી તેમનાં ભાવ ભરેલાં કર્તવ્યો એમ તેમના પ્રભાવેજ સિદ્ધ થતાં. જે એમ માનતા કે તેમણે કર્યું એવો ભાવ કે કલ્પના ત્યાં નહોતાં. ત્યાં ભેદ બહુ ભારી છે માટેજ લાભ ઝાઝા વસ્તુ સ્વરૂપે ન લઈ શકયા. સૂર્યનો સ્વભાવજ છે કે આવ્યો કે પોતાનો પ્રકાશ ફેલાઈજ જાય, અંધારૂં રહે નહિ, પાણી ધીરે ધીરે વરાળરૂપે ઉંચે ચડી જાય, અદૃસ્ય થઈ જાય; તેમ ભગતજી બાપજી તો તેવા '**સ્વભાવે સિદ્ધ હતા,**' **કર્તવ્ય સિદ્ધ નહોતા.** તેમના પ્રસંગમાં આવતાં મનની વરાળ થઈ, ઉંચે પાણીની વરાળ થઈ સૂર્ય ખેંચે તેમ સ્વરૂપમાં ખેંચી જતા; પણ આ તો તેમનો **સ્વભાવજ** થઈ પડેલો **આત્મવત્ એ સ્વભાવજ** હતો. **સ્વતઃ સિદ્ધ સામટું** એ સિદ્ધનું પુતળું સામટુંજ સિદ્ધરૂપ, આત્મરૂપ, પરમાત્મ રૂપ હતું. તેમણે કોઈને સમાધિ, યોગાભ્યાસ કે કષ્ટયોગનાં સાધન કે ઠાઠ ભકિત શિખવ્યાંજ નથી; તે નહોતા જાણતા એમ નહિ; દરેક કોટીનો જીવ ત્યાં આવે અને તેને સંમજાવવા તેજ યુક્તિએ સમજાવે એટલે સમાધિવાળો આવનાર તેમને સમાધિષ્ઠ પુરૂષ છે એમ સમજે. વગેરે સૌએ તેમની કલ્પના પોતાની કલ્પનાની સાથેજ માનીને સમજવામાં મોટી મોટી ગંભીર ભૂલો કરી હતી. તે તો સ્વતઃ સિદ્ધ "**સ્વભાવેજ પરમાત્મ તત્વરૂપ હતા.**" કરતા શું હતા ? સાધન તો

તેમને ખૂટી ગયેલાં, એક પણ રહ્યું નહોતું એટલેજ તો તે પરાકાષ્ઠાએ પહોંચી પરવારી સ્વભાવેજ એ ગતિથી બોલતા.

મોહનભાઈ તેમના ભત્રીજા આવ્યા અને સ્હેજ રોવાનું શરૂ કર્યું. અમે કહ્યું, માજી આમ ધીરજ રાખીને બેઠાં છે ધન્ય છે એમને ! અને તમે શું રૂઓછો? કરી જરા કડકીથી વાર્યા એટલે બંધ પડયું. બધા બેઠા હતા તેમાં એક મૂર્તિ વધી, વાતો વળી ચાલેજ રહી. સવારના ચાર વાગ્યા. મોહનભાઈના ઘરમાંથી તેમનાં પત્ની જાગીને લઘુશંકા કરવા ખડકીમાં નીકળ્યાં હતાં. ઓસરી–રવેશીમાં ઉભેલો મને પૂછે " કેમ છે બાપજીને ? " કહ્યું, પતી ગયા; કહેતાંજ મોટું ભેંકડું મૂકયું; મોહનભાઈને બોલાવી છાનાં રાખવા કહ્યું, અને માજી અને બીજાં બૈરાં અરસપરસ ન મળવા દેવા સખ્ત બંદોબસ્ત કરી રાખ્યો, જેથી સામસામી હેં હેં કરી રોવા ન બેસે. એક સંપૂર્ણ ટોચના સંતની પૂઠે શોક હોયજ નહિ અને એ એમની પૂઠે ન છાજે માટે બધી યુક્તિ પ્રથમથીજ ગોઠવી રાખેલી હતી. બંદોબસ્ત જાળવવા અમે ત્રણજ બસ હતા. માજીને અંદરનીજ પરસાળમાં અમારી સાથે સવાર લગી રાખી મૂકયાં.

સત્સંગી મંડળ પૈકી નારાયણ સોની, માજીના સગા કાળીદાસ વગેરેને સવારના પ્રથમ બોલાવવામાં આવ્યા. મણિભાઈ મહાસુખભાઈને બોલાવ્યા. એક પછી એક ડાઘુની શરૂઆત થઈ ચૂકી. બાપજીની ન્યાતના લાઈન બંધ, સંખ્યા બંધ, ભેગા થઈ ગયા. સત્સંગ મંડળ તરફથી પણ ઝટ ઝટ મેળો થઈ રહ્યો. આમ સાતેક વાગે બધું તૈયાર થઈ રહ્યું. વાંસ કાથી, ડાંગેર, છૂટા પૈસા, ઓરાઢવાની સાલ, પૂજાનો સામાન્ વગેરે બધું આવી પહોંચ્યું. ધન્તેરશની સવાર હતી એટલે લોકોથી ઝટ છૂટા થવાય અને સાત વાગે કાઢી જાય તે વહેલું પણ નહિજ. રાતના બારથી તે સવાર સૂધી મડદું ઘરમાં સડયા કરે એ પણ કેવળ ખોટુંજ. તેમાં કેટલી રાતોના અમે ઉજાગરાવાળા અને આખી રાતના તે દિવસે બેઠાને બેઠાજ, માજી સૌ, તે કયાં લગી

અમથા થોભી રહેવું ! માણુસોની મેદની લગભગ ખાસ ખાસ બધા આવી ગયા કે ઉપાડી ગયા. રસ્તે જેઠાભગત, ચુનાર ભગત વગેરે જોડાતાજ ચાલ્યા. સ્મશાને પહોંચી લાકડાં ગોઠવી ચીતા ઉપર સુવાડયા. સ્મશાનમાં લાકડાં ત્યાંથી મળતાં હોવાથી લઈ જવાની ખટપટ ટળી ગઈ હતી મડદું ઉપાડી ઠાઠડી સદ્ગુરૂ દેવકી જય કરી ખડકી બહાર લાવ્યાં, અને ભજન ગાતા સ્મશાન સુધી આવી ગયા.

વલસાડના ભીખુભાઈ માસ્તર ગોધરા સ્ટેશનેથી સ્મશાન બારોબાર પુલહાર લઇને આવી પહોંચ્યા. મૃતક દેહ ચાકી ઉપર ખડકાયો. પૂજા વિધિ ફુલહાર લાવવાવાળાઓએ ચઢાવી પોતાની છેલ્લી સગુણુ સેવા કરી કૃત કૃત્ય માની લીધું. તેમની પવિત્ર મુખમુદ્રા જોવા સૌ મંડળ અને બધું ડાઘુ ચીતાની આસપાસ ફરી વળ્યું. બીજા પ્રાકૃત જીવના મડદા પાસે કોઈ જાય નહિ; ઉલટા આઘા ખસવા યત્ન કરે; પરંતુ બાપજીના મૃતક દેહનો પણ પ્રભાવ હજી તેનો તેજ હતો. તેમને જોવા હજીએ હૃદયની સાચી લાગણી તેની તેજ હતી. તેમનું મુખારવિંદ તેજ, યોગ સૃષ્ટા યોગીનું તેજસ્વી સ્વરૂપ, ઝાંખાં નહોતાં થયાં. ગયો હતો તેમનો આત્મા પણ સગુણુ સ્વરૂપ હજીએ સત્સંગીઓને મન તેટલુંજ આનંદદાયક હતું. સૌ તેમની ચીતાની આજુબાજુ ફરી વળ્યા. જેને તેમ પણ જોતાં ન ફાવતું તે ઉભેલાની હારના પોલાણુમાંથી વાંકા વળી જોવા લાગ્યા.

સ્મશાનને પડખે બીજા ચોકઠામાં બીજું મડદું બાળવા બીજા લોકો આવી રહેલા હતા. પણ અમારા આ મૃત દેહ પૂઠે હજીએ શું ચાલી રહ્યું છે એ જોતાં એ લોકોને પણ વિસ્મય લાગતું હતું. ઉભેલી મેદનીમાંથી ઉંચે નીચે થઈ તેમના પવીત્ર મુખ દર્શન માટે હજુએ ઈન્તેજારી તેની તેજ હતી. એ તો હજી ભાવના બળે જીવન્તજ છે. બધાએ મુખારવિંદ નિહાળી નિહાળી જોઈ લીધું. કોઈ કે બંને ગાલ દબાવી માથા ઉપર હાથ ફેરવી જોયો. [illegible] મોં ઉઘાડી જોયું. તેમ હજુએ ન ધરાતાં, અધીરાં થતાં દીલની લાગણી સ્મશા-

નમાં ચીતા ખડકીને પણ તેની તેજ હતી. ખરૂં મૃત્યુ તો આવા સંત પુરૂષનું. આ તે મૃત્યુ કે અમર જીવન? કેટલાકે કહ્યું હવે એમનાં દર્શન કયાં થશે? થઈ રહ્યાં, માટે પા કલાક જોયા કરવા દો પરંતુ એમ જોતાં તો તેમની હયાતીમાંએ કોઈ ધરાતું નહિ અને મૃત દેહ હોવા છતાંએ તે જાગ્રતીથીજ લોકો હજી એ ધરાતા નથી. એ પૂણ્ય દેહ જોતાં ન ધરાવાય એવી અલૌકિક મૂર્તિજ તે હતી.

છેવટે બધાને સમજાવી મોંમાં ઘી વગેરે ચોપડી પ્રથમ અગ્નીદાહની શરૂઆત થઈ ચુકી. જે દેહમાં હાડપિંજર શિવાય કશું રહ્યુંજ નહોતું તેવા દેહને ભસ્મીભૂત થતાં કેટલીવાર! પા કલાકમાં બધું સડસડાટ ભસ્મ થઈ રહ્યું. ધીરે ધીરે સૌ ના'વાની ઉતાવળ કરવા લાગ્યું. એક પછી એક ચાલવા લાગ્યું. તળાવે જઈ બધા સ્નાનાદીકથી પરવારી લાઈનમાં ગોઠવાઈ બાપજીની ખડકી તરફ આવ્યા. ખડકીમાં જેઠા ભગતે ઠાઠ વિધીથી ધૂપ વગેરે લેવરાવી બધા ડાઘુને વિદાયગીરી કરી દીધી. માજી વગેરેની વિધિ તળાવ ઉપર બાઈ વર્ગમાંથી થઈ ગઈ અને તે પણ આવી રહ્યાં. સૌ સૌને ઘેર વિદાય થઈ ગયાં.

બાપજીનું રસોડું તો સ્વાભાવીક રીતે બંધજ થયું. મોહનભાઈને ત્યાં પણ ઊંધુંજ પાડી તેમની દીકરી, વહુ, તથા ડોશી વગેરે બેશીજ રહેલાં. અમને કહે, રસોડામાં આજે ખાવાનું થાય નહી. બાપજીનુંજ ખવાય તેની રાહ જોતાં બેઠાં હતાં. રાંધીએ અમે ત્યારે તે બધાંય ખાય. અમારી દયા ખાનારો તો ચાલી ગયો. અમે સૌને પોત પોતાનું કરી લેવા કહી દીધું. અમને ત્રણેને લઇ જવા મણિભાઈ તથા નારાયણને ત્યાંથી આમંત્રણ આવી ગયાં હતાં અને માજી જમનાંબાને માટે અહીંજ મોકલાવવા બંદોબસ્ત કરી દીધો. રોવા કકળવાનું કશુંજ કર્યું નહિ અને ઠાઠ ચાલવાજ ન દીધો એટલે ખડકીમાં શાન્તિ છવાઈ હતી. કોક જાતનું શુન્ય શુન્ય ભાસતું હતું. એ બધી વિધિ એમ થઈ. અમે ડાઘુમાંથી પરવારી આમ કોઇ પાણી પીતું તો કોઈ વિચાર ગ્રસ્ત ઊભું હતું. હરીભાઈ રસોડા પાસે ઉભા હતા.

મોહનભાઈનાં ધર્મ પત્ની જીવીબાઇએ કોલસાનું બીલ આવ્યું છે કરી કોલસાવાળાની ચીઠ્ઠી તેમના હાથમાં મુકી. હરીભાઇએ ખીસામાંથી પૈસા કાઢી તુરત આપી દીધા. હજી બાળીને તો હમણાંજ આવીએ છીએ અને કદાચ સાંજની ગાડીમાં જના રહીએ તો પૈસા અમારી પાસેથી લઈ લેવાય તેટલા ખરા. આજને આજજ આમ થાય એતો લાગી આવે તેવું હતું. પૈસાની વિધિનો આ એકજ દાખલો સમજાવશે કે અહીંનું તંત્ર કેમ ચાલતું. તાર માસ્તર તો કેલી પાઈ કાઢે તેવા હતાજ નહિ. છાપરાં ખડકીમાં ત્રણ, તે સામટાં સંચારવા આપી દેવામાં આવે. તેમને ત્રણે ઘરના ચાળવાના સામટા પૈસા આપવામાં આવે. આ કામ અને બીજાં એવાં હરીભાઇથીજ પતાવટ થતાં. આઠેક વર્ષ મોહનભાઈ સાથેના બધાજ પૈસા હરીભાઇએજ આપેલા અને એક વર્ષ હરીભાઈ ત્યાં ન હોવાથી અને મોહનભાઈની બદલી ગોધરે થવાથી અને બાપજી બહાર ગામ હોવાથી છાપરાં તેમણે ચળાવેલાં. હરીભાઈ અને હું ત્યાં બાપજી આવે કે જવાનું શરૂ થઈ જતું ત્યાં તો તેમના ભત્રીજા આવીને રૂ. ૨૫) ચળામણ થયું છે, આ બીલ છે, કરી હરી-ભાઈને ધરી દે. પાછલા વર્ષોનો પોતાનો ફાળો તો આપવાની વાત તેમને યાદ આવેજ નહિ અને એકાદ વર્ષ પોતે બાપજીના ભરવા પડે તો તે ઝટ યાદ કરીને રાહ જોતા બેઠાજ હોય. બાપજીના ઘરનો વ્યવસાય આમ ચાલતો તે સમજાય તેવું ચોકખુંજ છે. બાપજીને ત્યાં સત્સંગીઓ આવતા ત્યારે પણ કંઈક માજીએ એકઠા કરેલામાંથી વાપરવા નજીક રકમ હોય તો આપે, કંઈક લેવા જાય તો તે ભાગ્યેજ આપે અને બાકીનું બધું ઝીણી રગ તપાશી પુરતો હોય તેજ આપે. જ્યાં જરૂર હોય ત્યાં પહોંચી જઇ યોગ્ય ફાળો પૂરેપૂરો હરીભાઇજ ભરપાઇ કરતા અને તોજ આજ છેલ્લે સૂધી કોઇ દિવસ એવી કશી વાતની કચાશનો એક ઉદ્ગાર સરખોએ કોઇએ કાઢયો નથી.

વલસાડમાં એમ બનતું કે બાપજીને ભગવાનદાસને બંગલે દોઢેક માસ થએલો અને તે ખર્ચ કોઈ એકજ વ્યક્તિ ઉદારતાથી ખર્ચે

તેવું નહોતું. અને ઘણું કરીને ત્રણ ભાગેજ વહેંચાતું. એક દીનશાજી, બીજા મકનજી અને ત્રીજા જીવણજી. જ્યારે કંઇ અંદરે અંદર મતમતાંતર થતો અને એ માંહો માંહે વાગ્બાણોથી ભભકી ઉઠતા ત્યારે આ વાત અમે નોંધી જતા. એકાદ માસ વલસાડ બંગલે રહી રાંધવાનો હુન્નર સંભાળવાની પણ તક મને મળી હતી–રાંધણપૂરનો દીવાન બન્યો હતો. ત્યાંનો વ્યવસાય બહુજ વિચીત્રતા ભર્યો હતો. હરીભાઈએ એક દીવસ બંગલે અમે સાથેજ હતા ત્યાંથી ત્યાંના નોકર છગનને ગામમાં શાક લેવા મોકલ્યો હશે. સાંજે પૈસા શાકના આપવા દીનશાજી તરફથી મી. મંચ્છારામભાઈને મોકલવામાં આવ્યા હતા. હરીભાઈએ સમજાવી માંડવાળ કરાવેલી. પરંતુ દીનશાજીએ વધુ ગરમા ગરમી દેખાડી હતી. આંખો કાઢી બોલવા મનુષ્ય સ્વભાવ છે. દરેકને આ સ્વાભાવિક સ્વભાવ રોકી આત્મ સ્વભાવ કેળવતાં કંઈક વર્ષો જોઈએ. હરીભાઈને કહ્યું હતું કે તમે એમ શું કામ “આ બધોજ ખર્ચો તમે આપી દોને!” હરીભાઈએ પણ ઉગ્ર સ્વભાવે એકથી હજાર સુધીની હુંડી ફાડી આપવા બહુજ આગ્રહ કર્યો હતો કે લાવો ખર્ચનો આંકડો ને હમણાંને હમણાં લઈ બોલેલું સત્ય કરો; પરંતુ તે પછી માંડવાળ થઈ હતી. મતલબ એ હતી કે ત્યાં પણ પરાણે નીભાવી, સત્સંગ આવી કઢંગી રીતે ચલાવતા. બાપજી ત્યાં વારેવારે જવા બહુજ આનાકાની કરતા પરંતુ ઝાઝો આગ્રહ થતાં ખેંચાઈને જવું પડતું.

હરીભાઈ ગુપ્ત પણે કેટલો ભોગ આપી રહ્યા છે તે બધું છેલ્લે સુધી પડદામાંજ રહ્યું. તે દેખાવ કરવાને હતુંજ નહી છતાં પણ ચિકિત્સાવાળા બધા એવા હતા અને તેથીજ વલસાડમાં દીનશાજી મહારાજને આમ વાર્તાલાપમાં ઉતરવું પડયું. તે જો જાણતા હોત કે હરીભાઈ તો બધોજ ભાર વહન કરીજ રહ્યા છે તો તે તેમ થવા દેત નહિ. સંસાર તો એવોજ ખટપટી રહેલો માયાનો ભરેલો જ છે. તેમાં ખાસ કશુંજ નથી. એકવાર બાપજીએ નરશી ચૌદશનો ઉત્સવ ભગવા-

નદાસને બંગલે પોતાને ખર્ચે સૌને બોલાવી ઉજવ્યો હતો. ત્યાં પણ આર્થીક, સ્થીતિમાં કેવું ચાલે છે એ બારીકી કોઈ સમજી કોણ ખેડી શકે ? વધુ આવું ઉકેલવું ખેદજનક છે. સત્સંગમાં થતા દોષો આવા છે. દૂર રહેવાય તેટલુંજ સ્તુત્ય છે.

બધા જમી પરવાર્યા પછીથી અમે જમી આવ્યા બાદ બાપજીને મેડે કાળોત્રી લખવા બેઠા. મંડળનાં ગામે ગામ બધે સમાચાર લખી દીધા. અને હવે બહુ રહેવાથી અમારૂં દીલ પણ શોકાતુર થતાં કદાચ દીલ વધુ ભરાઈ આવે તો રોવાઈ જતાં રોકકળ શરૂ થાય અને ઉંઘ ઉજાગરાની શાન્તી કરવા અને છેલ્લી ફરજ પૂરી થઈ ધારી ત્યાંથી સાડા ચારની ટ્રેનમાં નડીઆદ આવવા નીકળ્યા.

---

## ખંડ ૩૩ મો.



ગા ડીમાં બેસી થોડો અશ્રુપાત અમારા ત્રણેથી થઈ ગયો. ખાળ્યું પણ ક્યાં સૂધી ખળે ! એમ અરસ પરસ સૌ મન વાળીને બેઠા. નડીઆદ આવીને ઘરે ઓટલે ચઢી બારણું ધકકેલું છું કે ત્યાં તો તેમને ફાળ પડી. ઘરના બધાએ જાણ્યું કે કંઈક નવીન થયું હશે. નહિતર એવી ભયંકર માંદગીમાં પડતા મૂકી હું કદાપિ ઘરે આવુંજ નહિં. મારાં માતુશ્રી પ્રથમ આવી પૂછે છે, "કેમ છે બાપજીને?" કહ્યું "બા બાપજી તો પતી ગયા અને બાળીનેજ આવીએ છીએ." તેમની આંખમાંથી તો શ્રાવણ ભાદરવો શરૂ થઈ ગયો. એક પછી એક બધા મેડેથી નીચે આવ્યા. સાંભળતાંજ દરેકના દીલમાં એકદમ ધાસ્કો પડી ગયો. બાપજી પ્રભુનો પરિચય, સહેવાસ, સત્સંગ, ઘરે આવી ગયેલા અને ઘણો આનંદ

કરાવી ગયેલા તે વ્યક્તિ હવે કદાપિ જોવા નહિ મળે તો ઘરે લાવી આનંદ કોને કરાવવો રહ્યો? એટલે સૌને ખૂબજ લાગણી થઈ આવી. અર્ધો કલાકે શાન્ત પડયું અને તેમના સબંધી બનેલી બધી બાબતનું ચર્ચાયું. રાતના સાડા બારે બધાં સૂતાં, પણ મારાં માતુશ્રીને શાન્તિ વળી નહિ. વધુ સાંભળવા અને હવે ચેન ન પડવાથી બાપજીની પાછળ પ્રેમાંતુર જેવાં મારી પાછળ પાછળ હું ત્રીજે માળ મારા એકાન્ત સ્થાનમાં ગયો ત્યાં આવ્યાં અને વળી તેમનું આશ્વાસન કરતાં સવારના ચાર વાગ્યા, પરોઢીયું થયું. પછી સમજાવીને તેમને સૂવા મોકલ્યાં.

મારામાં પણ આશ્વાસન કરવાની શક્તિ રહીજ નહોતી; હવે ખૂટી ગઇ હતી. હું પણ એકાન્ત શોધતો હતો. મારા મનનો ઉભરો કાઢી મારે પણ ખૂબ રોઈ લેવું હતું. મારૂં ચિત્ત ભ્રમિત અને ગાંડા જેવું થઈ ગયું હતું. બધાનો તો માત્ર સત્સંગજ ગયો પરંતુ **મારૂં તો સર્વસ્વ ગયું**, લૂંટાઇ ગયું, અલોપ થયું, પૂણ્ય પરવાર્યું. હું બેબાકળા જેવો આંટા કરતો હતો; મારા મોટાભાઈ વડોદરેથી કંઈક કામે આવેલા હતા તેમને બધાને લાગ્યું હતું કે મને એકલો મૂકવાથી કદાચ હું પાગલ થઈ જાઉં. મારી સાથે સૂવા મારા મોટાભાઈએ ઇચ્છા બતાવી મેં સાફ નાજ પાડેલી અને હું એકલોજ સૂતો. આકુળ વ્યાકુળ દીલને કશી સુજજ ન પડે, વિચારોનું મોટામાં મોટું મથક, હવે વિચારની પરાકાષ્ટા પણ આવીજ રહી; એક વિચાર સરખો ન આવે, સુમસામ લાગ્યાજ કરતું. રોવાનો ઉભરો અને દબાવેલી લાગણીએ સજ્જડ હુમલો કરી દીધો. મારા સુવાની ઓરડી ગુફાનું દ્વાર બંધ કરી મેં ખૂબ ખૂબ અશ્રુપાત કરી લીધો. ઉભરો શમેજ નહિ. જ્ઞાન બધું રોયા સિવાય કે લાગણી ખાલી થવા દેવા સિવાય કશાજ કામમાં લાગ્યું નહિ.

બીજે દિવસે સવારથી ત્રીજેમાળ એકલોજ મારા હોલમાં ફરવું, બેસવું, હીંચકે ઝુલવું અને વિચારના વમળમાં ઘડીક રોવું, ઘડીક બીલકુલ સુમસામ, એમ રોવામાં ખરેખરો ગાંડોજ બની ગયો હતો.

મારૂં શુંએ ખોવાઈ ગયું તે હવે ફરી મળવાનું નથીજ નથી, તે ખોવાયલું દીવાલોની નજીક શોધતો ફર્યા કરતો હતો. હવેની મારી જિંદગી શેના આધારે ચલાવવી! મુંજવણનો ઉકેલ કરનારો તો ચાલી ગયો. નાવડાં તો ધ્રુવને આધારે ચાલે છે પરંતુ મારો ધ્રુવ તો અધ્રુવ થયો–ક્યાંયે શમી ગયો. તેવા પુણ્યાત્મા પૂઠે શોક ન ઘટે, થઇ શકેજ નહિ, નાશવાન તે નાશવાન અને જુઠું તે જુઠું સત્તરવાર જુઠું એમ ગુરુદેવે ઘણુંએ ભણાવેલું પણ અત્યારે તે કશુંએ જ્ઞાન કામ આવ્યું નહિ. બીજા બધાને રોતા ખાળેલા, મોટી શીખામણની ધાતો ભણાવતો, ગમે તેમ સમજાવી અનેકને ધીરજ આપતો પણ હવે મને ધીરજ આપવા કોઈ રહ્યું નહિ; મળેજ નહિ.

ત્રીજે દીવસે બહુજ કલ્પાંત થવાથી જાણે સગુણ મૂર્તિ શ્રી ગુરૂદેવની સ્વપ્નાંતરે દેખાઈને મને જાણે લડવા લાગી. મને કહે "તમને પણ શોક કરવો ઠીક લાગે છે! આપણને ન ઘટે!" એમ ઘણુંએ સાન્ત્વન કરી આંખ ખુલ્લી થતાં ભારે શાન્તિ ફેલાયલી માલૂમ પડી. મગજ સવારે પથારી છોડતાં કંઈક શાન્ત અને ગંભીર પણ બીલકુલ શોકાતુર ચહેરે હવામાં અને દરેક જગ્યાએ મારૂં ખોવાયલું કંઈક શોધતો હોઉં તેમ ભ્રમીત ચીત્તે ફરતો હતો, ચિત્તમાં ચીતવન બુદ્ધ પ્રભુનું, નજરમાં બળતી ચીતાના ચિતારો ખડા થઈ જતા, વારેવારે તેને તેજ. બાપજીના ઘરનો ઓરડો, તેમની ઓઢેલી સ્થીતિનું શબ, હું હરીભાઈ અને વાઘજીભાઈ ત્રણે બેઠેલા, હરીભાઈ મોં ઉઘાડી એ પુણ્ય દેહના પવીત્ર મૂખાર્વિંદનાં દર્શન કરતા, ત્યાં હું પણ આડકતરી રીતે તેમને ખૂબીથી નીહાળી લેતો, આવાં આવાં દશ્યો વારા ફરતી ફર્યાજ કરે; વળી દૂમો ભરાઈને રોવાનું શરૂ થઈ જાય, કંઈક ઉંડુ ઉંડુ શોધતો હોઉં કે મારી ખોવાયલી રકમ મને જડે, મારો મળેલો અને ખોવાયલો પારસ પાછો મળે તે માટે દીલમાં શુંએ ઉત્પાત ચાલી રહેલો. કામ ધંધો, ખાવુંપીવું બધું તેજ વિચારોમાં, ઉપરનો શું વ્યવહાર ચાલતો તે જડવત્ થયેલા ચિત્તમાં નોંધ સરખી ન મળે.

વળી એમ પણ થઈ આવતું કે ચાલ ગોધરે જઇ આવું, બાપજી તો હજી બેઠા છે, મરી ગયા નથી એવો ભ્રમ પણ થતો; ચિત્ત ઠેકાણે આવે, ખશી જાય. ઘડીક રૂવો, ઘેલા ઘેલા ફરો, ગાંડાની માફક ફરતાં ત્રણેક દિવસે અમદાવાદ વેકેશન પુરી થઈ સ્કૂલ ખૂલતી હોવાથી ત્યાં જવાનું થયું.

એમ ધીરે ધીરે વીસારે પડતું ચાલ્યું. સ્થીતિ તો સુધરી પરંતુ વસ્તુની ખોટ કશાથી પૂરાય તેવું રહ્યું નથી. તેમ હરીભાઈ તેમ વાઘજીભાઇનું અને જે કોઇ યત્કિંચિત તેમના સમાગમમાં આવેલો હોય તે સર્વેને તેમના મૃત્યુના સમાચાર મળતાં રસ્તેજ મોઢું ઢીલું થઈ એકદમ મોટો ધોકો લાગ્યો એમ સ્પષ્ટ જોતાં આપણા હૃદયમાં તેવોજ ધરતી કંપ થઇ આવતો, કોઈએ સમાગમ નહિ કરેલો તેવાને પણ તેમની વાતો સાંભળવાનું બહુ મન થતું અને એવા અજાણ્યાથી પણ તેમના મૃત્યુના સમાચાર સાંભળતાં રોવાઈ જવાતું.

એવી એવી કટુતા જોતાં, હવે કર્તવ્ય શું બાકી રહ્યું છે તેના વિચારો ચાલવા લાગ્યા. બરાબર એક માસે ચિત્ત સ્થીરપણે વિચાર કરવાની ગતિવાળું થયું. એવા પૂજનીય અને પ્રભુરૂપ પુણ્ય દેહ પૂઠે કંઈક સ્મરણિય રહે, તેમની યાદગીરી પૂરે તેવું અને સત્સંગ વિગેરે થઈ શકે તેવું બાંધ કામ કેમ ઉભું થાય વગેરે વિચારો ગોઠવાતા ચાલ્યા. હરીભાઈની સાથે નાતાલની દસ રજાઓમાં બાપજીના સમાગમી સર્વ ગામોએ જવું અને તેમના છેલ્લા અવસાન કાળનાં દસ્યો કહેવાં અને તેમનો છેલ્લો સંદેશો, સૌ મંડળની મીઠી યાદ વિગેરે કહી તેમના પૂઠે કંઈક સ્મરણીય કૃતિ કરવા સૌની ફરજ છે તે આમ ભેગું કરવા નક્કી કર્યું.

શ્રી ગુરૂદેવની આ છેલ્લી હયાતી વખતેજ વાઘછીપા ગામના તો બધા અગ્રગણ્ય પુરૂષો મોતી પટેલના અધ્યક્ષપણા નીચે ગોધરે ભેગા થયેલા અને સાથે છીબાભાઈ તથા નરશિભાઈ વલસાડથી પણ ભેળા હતા. નડીઆદ તરફથી મોહન હરીભાઈની જોડી તો

હાજર હતાજ અને ગોધરાના તો હોવજ. આમ સૌની સંમતિથી સૌ પોતે અમુક ચોક્કસ ફાળો આપીશું એવા પત્ર ઉપર જુદા પત્રની ચીઠ્ઠી ઉપર રકમ લખીને આપેલી સેવકના ઘરે મોજુદ છે. આટલું તો જન્માષ્ટમી ઉપર શ્રી ગુરૂદેવની હયાતીમાં તેમને મેડેજ નક્કી થયું હતું. એકમત વિના તો કર્તવ્ય થાયજ નહિ. એટલું થયેલું અને હવે વધુ નિશ્ચિત કયે રસ્તે જવું એ સૌના મત લેવા મુંબાઈ શેઠ તથા ખરસેદજી, તથા વલસાડ અને વાઘછીપાના મંડળને ભેગાં કરવા જાતે જવા નક્કી પ્રોગ્રામ ઘડયો. કેટલાકોએ રૂ. ૫૦૦) હું આપીશ, રૂ. ૨૫૦) મારા એમ કહેતા, પરંતુ ટ્રસ્ટી તરીખે શેઠ હોવાથી અને તેજ જો કરવા માગે તો પોતે ધારે તે કરી શકે એવા સમર્થ હોવાથી ગરીબ બિચારા ભગતોને આર્થિક તકલીફ ન અપાય તો સારૂં એવા વિચારે; અને બાપજીના જીવતાં શેઠ કરસનદાસ ગોધરા આવેલા, સાથે મણીબે'ન પણ હતાંજ. બાપજીની રૂબરૂ અને મારી પણ હાજરી હતી તે વખતે ઘીનો દીવો અને ગાદી તકીયો તથા અમુક રીતે એવું, ભગતજીની રૂબરૂ તેમણે પ્રસન્ન વદને વચન કાઢયું હતું અને વધુમાં કહ્યું હતું કે માજીની પણ કશી ફીકર કરશો નહિ. એટલે પ્રથમ મુંબાઈ જઇ શેઠને તેમની છેલ્લી પળની લીધેલી યાદ તથા સંદેશો બાપજીનો પહોંચાડવા હરીભાઈ તથા હું પહોંચી ગયેલા.

નડીઆદથી પ્રથમ માજીને ગોધરા મળી, ત્યાંથી તેમને શેઠને જે કાંઈ કહેવું હોય તે સાંભળી લઇ તે પણ સાથે કહેવા ત્યાંથીજ મું-બાઈની ટીકીટ લીધેલી. બાપજીની હયાતીમાં ગોધરા મુકામેજ તેમના વીલની પણ કલમો શેઠ કરસનદાસની સંમતિથી ઘડાઈ હતી. બાપજી પોતે, શેઠ કરસનદાસ તથા સેવક એમ મળી સ્લેટ ઉપર બાપજી પ્રભુનો પણ મત લઈ તેમ કાગળ ઉપર લખી રજીસ્ટર કરાવવા નકકી થયેલું. આમ આમ બધુંજ લગભગ ગુરૂદેવની રૂબરૂજ થયેલું; છતાં હવે તે સમય આવી પહોંચ્યો છે એ ટકોર કરવા પણ રૂબરૂમાં બધુંજ નક્કી થઈ શકે, એવા હેતુથી મુંબાઈ પહોંચી ગયેલા. શેઠ ખરસેદજી

તથા ભલાં ગુલમાયને મુંબાઈમાંજ મળી શકાય માટે તેમને મળી તેમને બાપજીના સમાચાર આપ્યા અને બીજે દિવસે અંધેરી બંગલે શેઠ મથુરાંદાસ તથા શેઠ કરસનદાસ ત્યાંજ રહેતા હોવાની ભાળ મળ્યાથી અંધેરી મુકામે સેવકો લોકલમાં પહોંચી ગયેલા. મોટા શેઠ મથુરાંદાસ તથા શેઠ કરસનદાસ સાથે બાપજીના છેલ્લા સંદેશાની વાતચીત થઈ હતી. તેમના ચારિત્ર્યની પણ થોડી યાદ કરેલી. શેઠ કરસનદાસે સાંજે શાન્તિમાં વધુ નીરાંતે વાત કરીશું એવું આશ્વાસન આપવાથી સાંજે ફરીને ભેગા થઇ તેમનો લાભ લીધો હતો. તેમને ગોધરાનો બધો હેવાલ, તેમનું કરેલું વીલ તથા તેમની સ્થાવર જંગમ મિલ્કત બધાના સવીસ્તર હેવાલનું બ્યાન પૂર્ણ સમજુતીથી આપેલું. ત્યાંથી વિદાયગીરી લેતાં પણ શેઠ કરસનદાસે મંડળને કહેવરાવ્યું હતું કે "કહેજો કે શેઠ કંઈબી કરવા માગે છે." ત્યાંથી મણીબે'નને બંગલે ગયા હતા. શેઠને તેમજ મણીબે'નને સમાચાર દેતાંજ પ્રથમ દરેકનું હૈયું ભરાઈ આવતું. આ જાગ્રતિ સત્સંગની આખા કુટુંબમાંજ છે, સૌ કુટુંબીજનો ઇશ્વર પરાયણ છે. મણીબે'નને પણ સવીસ્તર હકીકત કહેલી.

ત્યાંથી ટ્રેનમાં સાંજે પારડી ઉતરી, વાઘછીપે, બાપજી પ્રભુના ગોકુળીયા ગામે જઈ મોતી પટેલને ત્યાં બધી મંડળીમાં પ્રેમ પૂર્વક સૌની ગમગીનીમાં ગુરૂભાઇઓએ આપલે કરી મૂકેલી. શેઠનો સંદેશો 'કંઇ બી કરવા માગે છે,' એમ કહી રાખ્યું તથા શેઠ અમોનેમને અમદાવાદ, કાંતો હરીભાઈને નડીઆદ લખશે, માટે અમારાં સરનામાં પણ લઇ રાખેલાંજ હતાં. બધા મંડળ પૈકી ગામદીઠ એક એક પ્રતિનીધિ અને એક એક સલાહકાર લેતા આવે. આવો મેળો ગોધરા બાપજીના સ્વધામે કરવો અને શેઠ પોતે ડાકોર બાધા માટે નીકળવાના છે તે ટાણે ભેગા થવા પત્ર આવે તો પત્રો લખી બોલાવી લેવાશે એમ પણ કહી રાખી વાઘછીપેથી અમે વલસાડ ઉતર્યા. શેઠ કરસનદાસને ત્યાં પુત્ર રત્નની પ્રાપ્તી થઈ હોવાથી તે પુત્રને

બાપજીને પગે લગાડવાની પણ બાધા રાખી છે એવું કહેતા હતા. એટલે હવે બાપજી પ્રભુ તો સ્વધામ બિરાજી ગયા તો તેમના ધામમાં તેમની ગાદીને પગે લગાડાય અને માજી હજી હયાતજ છે તો તેમને પગે લગાડાય એવા ઉમદા હેતુથી ગોધરે જાતેજ તે આવશે એમ નક્કી કરેલું હતું, એમ તે મુંબાઈની વાતચીતમાં કહેતા હતા. રાતના સાડા આઠથી સાડા અગીઆર સુધી બાપજીના સમાચાર અને વસ્તુ સ્થિતિ વિચારતા બેઠા હતા. રાતના છેલ્લી લોકલમાં અમે મુંબાઈથી પાછા ફરેલા.

વલસાડ ઉતરી મકનજીને ત્યાં કંઈક વાતચીત થયા બાદ મણીભાઈ સેક્રેટરીને ત્યાં મંડળ હંમેશ સત્સંગ કરવા ભરાતું હોવાથી ત્યાં ગયા. બાપજીનો સંદેશો, પરિસ્થિતિ બધું ચર્ચી, તેમના સ્મરણિય પગલા માટે શેઠનો સંદેશો, તથા વાઘછીપાના ભક્તોનો મત વગેરે નોંધ આપી અને ગોધરા બાપજીના સ્વધામે પોતાની અનુકુળતાએ શેઠ પોતે આવે તે વખતે સૌએ ભેગા થવા તેમના પૈકી પણ તેમાં હાજરી આપે તે માટે ગોઠવી સેવકો પાછા ગોધરા ગયેલા. દરેક હેવાલ માજીને કહી ત્યાંથી અમે નડીઆદ આવેલા અને હજીએ શેઠના સમાચારની રાહ જોતાજ બેઠા છીએ. પણ દીલગીર કે હજી ૭ માસ જેટલો સમય વિતી ગયો છતાં કંઈ પણ સમાચારનો પત્ર શેઠનો નથી; તેમ તે ક્યારે નીકળી ગોધરા આવશે એ પણ ગર્ભિત વાતનો ઉકેલ પણ થયેલો નથી. અમારી એક મુસાફરી મુંબાઈની એટલે રૂ. ૧૦૦) નો ખર્ચો તે વારેવારે અમારી સાધારણ ગરીબ સ્થિતિમાંથી બની શકે નહિ, માટે પત્ર વ્યવહારથી કૃપા કરીને જવાબ વાળશો, એવી નમ્ર દલીલ શેઠને કરી હતી, પરંતુ હજી ગોધરા આવવા તે નિર્ણય ઉપર આવ્યા નહી હોય એમ લાગે છે. આજે તારીખ ૧૩ મી મે સને ૧૯૨૭ નો દીવસ છે. ભવિષ્યની વાત ભવિષ્ય જાણે જે કાળે જે બને તે ખરૂં; જોઈએ છીએ. હવે બાપજીનાં કેટલાક ભજન જેવું જોઈ વળીએ તથા તેમના સત્સંગની રીતનો તેમનાજ

શબ્દોમાં સત્સંગ તથા તેમના કેટલાક પત્રો કે જે ઉપરથી તેમનું જ્ઞાન રીતી, રહેણી વધુ સમજાશે. ભજન પણ અધુરાં અને વગર સુધારે કાચા ને કાચા સ્વરૂપમાંજ લખ્યાં છે. પદ નં. ૧, તથા નં. ૨, અમારા તરફથી નનામે બહાર પડેલી પરીચિત પદ સંગ્રહમાં છે અને બાકીનાં હજી છપાયેલાં નથી, નવાંજ છે જે કોઇ પણ સ્થળે જાહેર થયેલાં નથી.

---

જીવન ચારિત્ર્ય સંપૂર્ણ.

ૐ શાન્તી શાન્તી ૐ શાન્તી.




## દીન ભગતનાં પદ.

### પદ—૧

સદગુરૂની સાન પકડલોને ભાઇ, સંતો કરી લોને સાચી કમાઇ. ટેક

પૂરવનાં પૂણ્ય હશે જે જનનાં તે માનશે વાત હમારી,
ભરમેલા મનનાં હશે જે ભમતાં, તેને સમજ ન આઇ—સંતો૦
નાભી કમળથી હે સુરતાને સાધો, ત્રીકુટી આસન જમાઇ;
ગંગાને જુમનાં સરસ્વતી વહે છે સબતીરથ છે ત્યાંહી—સંતો૦
ઉનમુન હોકર ધ્યાન લગાવો, આપા પણ વિસરાઇ;
તુરત સુરતકુ એક ઘર લાવો, નિર્ગુણ રાહ ચલાઇ—સંતો૦
દીન ભગતની વાણી છે સાચી, જીવન મુક્ત હો જાઇ;
જે નર સમજ્યા તે પાર ઉતરીયા, સત્ય માનો મેરા ભાઈ—સંતો૦

---

### પદ—૨

કાંઈએ નથી, કાંઇએ નથી, જુઓ જગતમાં કાંઈએ નથી;
ઠાલારે આવ્યા ને ઠાલારે જાવું, શીદને મરો છો મથી મથી—જુઓ૦
દેવ ગયા ને દાનવ ગયા, વળી મહાત્મા ગયા છે મથી મથી;
જોગી ગયા ને જંગમ ગયા, ગયા સંન્યાસી કથી કથી—જુઓ૦
બ્રહ્મા ગયા ને વિષ્ણુ ગયા, શિવજીને કોઈ એ જોયા નથી;
પીર ગયા ને પેગંબર ગયા, કાજી મુલ્લાં કોઇ રહ્યા નથી—જુઓ૦
જગત બધું ચાલ્યું જવાનું, ગયા પછી કોઇ આવ્યું નથી;
માતા ગયા ને પિતા ગયા ભાઇ, કુટુંબ કોઈનું રહ્યું નથી—જુઓ૦

જુઠે જુઠો ખેલ ખલકનો, પાછું વળીને કોઈ જોતું નથી;
આંધળે આંધળા દોડયા રે જાય છે, મૂળની વાત કોઈ કે'તું નથી, જુઓ૦
આનો બનાવનારો શોધી ના કાઢયો, બ્રહ્મા આદી ગયા કથી;
દીન ભગત કે' ગુરૂ કૃપાના, અનુભવ વિના આરો નથી—જુઓ૦

પદ—૩

અરે તમે વિચાર કરો શીદ મથો છો મીથ્યા દેહ અભિમાનમાં–ટેક

આ એક પવન દોરી ચેતનમાં,
તે દેવ દાનવને માનવમાં;
તે બાંધી જીવ જંતુના તનમાં—તમે૦
એ શ્વાસા દોરી નાભીમાં,
એનો ચમત્કાર છે રગ રગમાં
એ સમાય છે જઈ મહાપદમાં—તમે૦
એ દોરીથી સૌનું જીવન છે,
દોરી તુટયે સૌનું મરણ છે,
પછી સૌનો વાસો ધરણ છે- તમે૦
એ શ્વાસામાં ચેતન જાણો,
બીજી અનેક વાતો અનુમાનો,
માટે જન્મ મરણ મીથ્યા જાણો—તમે૦
ચેતન આધારે જડ દેહ જાણો,
માટે ચેતન સત્ય પરમાણો,
મહા જ્ઞાનીની સમજો સાનો—તમે૦
માટે જગતને મીથ્યા જાણો,
વેદ શાસ્ત્રને તમે પરમાણો,
દીન ભગતે ચેતન સત્ય જાણ્યો—તમે૦

પદ—૪

( મરણની પળ પોતે કળી ગયા હતા તે ઉપર પોતે પોતાના મનને ઉદ્દેશી લખેલું. )

શું કરવાનું શું કરવાનું, મન હવે તારે શું કરવાનું;
આખર તો તારે મરવાનું;
હવે પ્રભુનું ધ્યાન ધરવાનું—મન૰
કાન ગયા મેં માની ગયા;
હવે સાંભળીને શું કરવાનું—મન૰
ક્યાંથી આવ્યું ને તને કોણે બનાવ્યું,
ક્યાં છે ઠેકાણું તારે ઠરવાનું—મન૰
નામ ભુલ્યું ને ઠામજ ભુલ્યું;
હવે ક્યાં સૂધી રખડી મરવાનું—મન૰
દીન ભગત કે' ગુરૂ પ્રતાપે;
નિરાશ પદમાં ભળવાનું—મન૰
આવ્યું હવે તારે મરવાનું
મન હવે તારે શું કરવાનું—શું૰

---

## પદ—૫.

રાગ ભોજાના ચાબખાનો—

બાળક તો રમતમાં રાજીરે, ગમે નહી રસોઇઓ તાજી; ટેક.
માતા બોલાવે બાળકને, બેટા રસોઈ છે તાજી;
સમજાવીને ઝાલીરે લાવે, તોય ના થાય રાજીરે— બાળક૰
જેમ ઘુવડને રાતજ વા'લી, દા'ડે ન થાય રાજી;
માંદા માણુસને પચે નહીં, ખાટે ખારે રાજીરે— બાળક૰
અજ્ઞાનીને માયાજ વા'લી, તેમાં તે રાજી;
દીન ભગતે ગુરૂ પ્રતાપે, મમતાને ત્યાગી રે— બાળક૰

---

## પદ—૬.

( જ્યારે નડીઆદ લોહી પડયું ત્યારે પોતાનાજ મનને સમજાવતા હોય તેમ )

શીદ કરે લાચારી, મન તું શીદ કરે લાચારી; ટેક.
દેવ દાનવ સરવેએ ભોગવ્યું જોને આપ વિચારી;
રામે ભોગવ્યું લક્ષ્મણે ભોગવ્યું, ભોગવ્યું સીતાનારી—મન૦
મોટા મોટા જ્ઞાનીએ ભોગવ્યું, ભોગવ્યું દ્રૌપદી નારી;
પાંચે પાંડવ મહાસતવાદી, સાથે કૃષ્ણ મોરારી—મન૦
જન્મ ધર્યો તેણે સરવેએ ભોગવ્યું, મોટા મોટા તપધારી;
ભીષ્મપિતા મહાજ્ઞાની, બાણુ સજ્જા નિરધારી—મન૦
રાજા રાવણ મહા જોરાવર, સાથે મંદોદરી નારી;
સાવ સોનાની લંકા લૂંટાણી, અભિમાની ગયો હારી—મન૦
ભોગવી ગયા તેનું ભાગવત કહે છે, સાંભળો નરને નારી;
મોટાં મોટાંની તો કથા કે'વાણી, ને હલકાંની ના દયાધારી—મન૦
રંકની ઓરત સઅકી ભાભી, મોટાંની તો મા તારી;
એવી એવી વાતો લખીને, વિપ્ર થયા વેપારી—મન૦
સાચું કે'તાં દુ:ખજ લાગે, જો જો સંત વિચારી;
દીન ભગતની વાણી એ તો કોઇકને લાગે સારી—મન૦

પદ—૭.

હું ના જાણું હું ના જાણું, હું ના જાણું મારૂંરે;
તારૂં પ્રભુ હું કેમ કરી જાણું, એ મોટું અંધારૂં રે—હું૦
હું હું કરીને સૌ કોઇ ભુલ્યા, ચાલ્યું લા'રે લા'રૂંરે;
અભિમાનમાં અથડાયાં કરે છે, મન દોડે પરબારૂંરે—હું૦
હું છું જ્ઞાની, હું છું ધ્યાની, હું છું પંડિત પૂરો રે;
હું છું જોગી, હું છું સંન્યાસી, એ મોટું અંધારૂં રે—હું૦
રત્નાકર સાગર થયો મોટો, જળ કરી દીધું ખારૂંરે;
દીન ભગત દીનતાને સાધી, મનને પટકી મારૂંરે—હું૦

પદ—૮.

(અમદાવાદ ચોકશી પુરૂષોત્તમદાસને ત્યાં દરુ માસ્તર સાથે સત્સંગ કરી બધા વિખરાયા પછીથી લખીને આપેલું. મન ધરાતુંજ નથી)

ભુખણુદાસની ભુખ મટે નહીં, ઈચ્છા બાઇને લીધેરે; ટેક—૦
ઈચ્છા બઈ જો મટતાં હોય તો, ભુખણુ સંતોષ ભાઇરે;
એ બંન્ને આ ઘરમાં રે'છે એમની સાચી સગાઇ રે—ભુખણુ૦
મોટા મોટા શુરાને પણ એ છે દુખ દાઇ રે;
પણ સદ્દગુરૂ સાચાજો મળે તો, તોડી નાખે સગાઇ રે—ભુખણુ૦
માટે જ્ઞાની તેને કહીએ, એનું માને નાહી રે;
અમારા હોતો માની લેજો, એમાં જુઠું નાહીં રે—ભુખણુ૦
એ દુઃખને ટાળવું હોય તો, સાચું માનજો ભાઇરે;
દીન ભગતની એજ વીનંતી, એમાં સંશય નાહીરે—ભુખણુ૦

પદ ૯

નટવર વર ગીરધારી, ઘટો ઘટ નટવર વર ગીરધારી; ટેક.
એમાં શું જાણે સંસારી, ઘટો ઘટ નટવર વર ગીરધારી;
મારારે ઘટમાં નટવર ખેલે, મોજ કરે મોરારી, ઘટોઘટ.
પલ પલ પ્રભુ આવેને જાવે, મોહન મંગળકારી;
નાભી કમળથી કરે ગરજના, ત્રિકુટીમાં તાળી. ઘટોઘટ.
મોહનજીએ વેણુ વગાડી, ઝબકીને હું જાગી;
જાગી તારે ભાગી ભરમણા, વૃત્તિ સ્વરૂપમાં લાગી. ઘટોઘટ.
શુન થઇ તારે સેજે મળીઆ, થઈ છે આનંદકારી;
દીન ભગત તો કાંઈ ન જાણે, સદ્દગુરૂની બલીહારી. ઘટોઘટ.

પદ ૧૦

મન માયાનો દીકરોરે, રૂવેને કાલાં કાડેરે;
માયા માતાના ઉદરમાં, નવ માસ પારણીએ ઝુલ્યોરે.
ઉંધે માથે ઉંધો પડીને, પીયુ પીયુ પોકારેરે;
પિતા કહે મુરખ મનતું, તું ભુલ્યે તું ભટકાયો રે.
તારી ભુલ તુજને નડે છે, હવે નથી કંઇ આરોરે;
માયાના રૂવે ને રૂદન કરે, હવે પિતાજી બહાર કાઢોરે.
હવે ફરી તમને નહિ ભુલું, માફ કરો આ વારેરે,

પરમાત્માએ દયા કરીને, મુરખને બા'ર કાઢયોરે.
દીન ભગતને કીરપા કીધી, સદ્ગુરૂએ ચેતાવ્યો રે;
મન માયાનો દીકરોરે, રૂવે ને કાલાં કાડેરે.

---

## પદ ૧૧.

મનકા ખેલ હે અપરંપારા, સબકુ નાચ નચાવનહારા, ટેક.
દેવ દાનવ ઓર રાજા રાણી, મન આગે સબ ભરતા પાની;
મન નાચે ઓર મનહી કુદે, મન રાજા ઓર મન દરવાની. મ૦
મનહી દેવ ઓર મનહી દાનવ, મનહી ઇંદ્ર ઓર મનહી માનવ;
મનહે જ્ઞાની મનહે ધ્યાની, મનહી વૈષ્ણુવ પાળે આચારી. મ૦
મનહી વેદ ઓર મનહી વાણી, મન પંડિત ઓર મન પુરાણી;
મન હે જોગી મન હે ભોગી; મનહી જીતે મનહી હારી. મ૦
મનહે સુખીઆ મન હે દુખીઆ, મનહે કાયર મન હે શૂરા,
મનહી અધુરા મનહી પુરા, દીન ભગત જીને મનકુ મારા, મ૦

## પદ ૧૨

બ્રહ્મમાં જગત જગતમાં બ્રહ્મ, બીજું માને તે અધ્રમ;
કેને પુન્ય ને કેને પાપ, સરવેનો છે એકજ બાપ;
કેને સરગને કેને નરક, એક બ્રહ્મમાં શાનો ફરક,
કેને જનમ ને કેને મરણ, એક બ્રહ્મને શાનો જનમ;
એક બ્રહ્મમાં શાનું જગત, કોણ દેવને કીયો છે ભગત;
બીજું જાણે તેને પાપ, ના જાણ્યો પોતાનો બાપ;
એક બાપને જાણે જેહ, તેને શાનો રહે સંદેહ.
જેણે ઝાલ્યો પિતાનો હાથ, તે તો ચૌદે લોકનો નાથ;
સત્ય વસ્તુને જાણે સંત, બીજા તો પાખંડી પંથ.

---

## પદ—૧૩.

બ્રહ્મ સાગર છે મોટા, જગ પાણીના પરપોટા;
કોણુ નાનાને કોણુ મોટા, જગ પાણીના પરપોટા—ટેક૦
અનેક તપ કરી થાક્યા, અનેક ધ્યાન ધરી થાક્યા,
મનથી માને સૌ મોટા—જગ૦
અનેક જોગ લઇ થાક્યા, અનેક ભોગ કરી થાક્યા,
મનથી માને છે મોટા—જગ૦
ચક્રવર્તી રાજકરી થાક્યા, ભંડાર ભરીને નાઠા.
અભિમાનથી માને સહુ મોટા—જગ૦
ખેલાડી ખેલ કરી થાક્યા, જોનાર જોઈ જોઈ થાક્યા,
ખોટાના ખેલ સૌ ખોટા—જગ૦
મીથ્યા મનના ગપોટા, દુઃખી સૌ નાનાને મોટા;
દીન ભગત પણુ ખોટા—જગ૦

---

## પદ—૧૪

શ્વાસમાં છે વાસ પ્રભુનો શ્વાસમાં છે વાસ;
તે જાણી લેજો ખાસ, પ્રભુનો શ્વાસમાં છે વાસ—ટેક૦
શ્વાસ દોરી તુટયા પછી, ક્યાં થાય છે વાસ;
તેનો કરી લે જે તપાસ, તેજ જ્ઞાનીને તે દાસ—પ્રભુનો૦
એ વિના સૌ મીથ્યા કલ્પના, તેનો થયો અભ્યાસ;
એ અંધારાં ઉલેચવાને, જૂઠી સૌની આશ—પ્રભુનો૦
સદ્દગુરૂની જે કળાને સમજે, તેના છૂટે પાસ,
દીન ભગત કહે ગુરૂ પ્રતાપે, સમજી લેજો ખાસ—પ્રભુનો૦

---

## પદ—૧૫.

### ઘોળ રાગ.

વાદી પ્રતિવાદી લડાઇ કરે છે,
એ બંન્ને કોરટે ચડે છે,
વકીલ તો વકીલાત કરે છે તો,
ગુને'ગાર છે એ જણારે. ૧
તેમાં ગુને'ગારને કેદ મળે છે,
સાચાનું હુકમનામું ઠરે છે,
વકીલ પોતાનો ખીસ્સો ભરે છે તો;
એને તો આનંદ ઘણો રે. ૨
ન્યાયાધીશને વકીલ બે ન્યારા,
વાદિ પ્રતિવાદી છે બોજો લેનારા,
જ્ઞાની પુરૂષ પદમાં રે'નારા તો
હાણને લાભથી વેગળારે. ૩
સત્ય વચનને માનીજ લેવું,
દીન ભગતને કાંઈના કે'વું
પોતાપણું જેણે પરહર્યુંરે. ૪

## પદ—૧૬

શાને પ્રભુ તમે ભૂલ્યા ફરો છો. મીથ્યા શીદ અફળાઈ મરો છો;
કોઈ કે' છે હું ધ્યાન કરૂં છું, કોઈ કહે છે હું જ્ઞાન કરૂં છું,
કોઈ કે' છે હું યોગ કરૂં છું, કોના વડે તમે સરવે કરો છો—શાને પ્રભુ૦
મીથ્યાનું અભિમાન ધરો છો, કોઈ કે' છે હું તો ધર્મ કરૂં છું,
કોઈ કે'છે હું તો સત્કર્મ કરૂં છું, કોઈ કે' છે હુંતો ભેખ ધરૂં છું,
કોઈ કે'છે હું તો ક્રીરીયા કરૂં છું, કોના વડે તમે ક્રીરીયા કરો છો—શાને૦
કોઈ કે' છે હું તો યાત્રા કરૂં છું, કોઈ કે' છે હું તો સિદ્દી કરૂં છું,

કોઈ કહે છે હું તો રાજ કરૂં છું, કોઈ કહે છે હું તો કરોડપતિ છું.
કોના વડે કરોડપતિ બન્યા છો— શાને પ્રભુ૦
જુઠી રે કાયાના ખેલ કરો છો, ધૂમાડામાં મૂઠો ભરો છો,
દીન ભગતનું કલ્યાણ કરો છો, એટલું તમે ઘણું સારૂં કરો છો—શાને પ્રભુ૦

---

## પદ—૧૭

(અમારી જોડી મોહન હરિભાઈ બન્ને વાણીઆ એટલે અમને સંબોધી)

આ વાણીઆ તો મારા પ્રાણીઆરે, તમે જુઓ વિચારી.
જેણે હરીને જાણીઆરે એતો ખરા વેપારી. ૧
જુનાં ખાતાં જેણે શોધીરે કાડયાં,
સત્ય ધરમનાં લેખાં રે કીધાં,
કાઢી કુબુદ્ધિ નારીરે એતો ખરા વેપારી. ૨
કુડ કપટને અળગારે કીધા,
શીલ સંતોષને સંગમાં લીધા,
આવી નિવૃત્તિ નારી રે એતો ખરા વેપારી. ૩
મોહ મમતાનો ત્યાગજ કીધો,
આશા તૃષ્ણાને ડામજ દીધો,
એતો પૂરા થયા અધીકારી રે એતો ખરા વેપારી. ૪
દીન ભગતને દરસન દીધાં,
સત્ય વચનને માનીરે લીધાં,
એમને માયા તો લાગી ખારીરે એતો સાચા વેપારી. ૫

---

## પદ—૧૮

આ જગત જળના પરપોટા, પરપોટા;
કોઈ નાના કોઈ મોટા—જળના પરપોટા૦
આખર ખેલ બધા છે ખોટા— જળના૦

મોટા થઇને હીંડે મલપત્તા, જેવા વડના ટેટા;
અભિમાનમાં હીંડે અકડાતા, લડે બકરાંને ઘેટા— જળના૦
પાણી પવનનો ખેલ બનાવ્યો, અંતરથી કેમ નથી જોતા;
દીન ભગત કે' ગુરૂ પ્રતાપે, માલીકને નથી જોતા— જળના૦

---

## પદ—૧૯

પ્રભુ કેવા છો તમે કેવા છો;
કોઈ જાણી શકે નહીં એવા છો— પ્રભુ૦
તમે નિર્ગુણ છો કે શીર ગુણ છો,
તમે સૃષ્ટિના અકર્તા છો,
તમે સરવેના મહાદેવા છો— પ્રભુ૦
પ્રભુ તમને તમારા જાણે છે,
એવા જન મહારસ માણે છે;
અંતરમાં સમજ્યા જેવા છો— પ્રભુ૦
તમે વિના આંખથી દેખો છો,
તમે વિના કાનથી સાંભળો છો,
અંતરની જાણો એવા છો— પ્રભુ૦
વણ હાથે છકડ મારો છો,
વણ મનથી ફંદમાં પાડો છો,
તમે આપ સ્વરૂપે એવા છો— પ્રભુ૦
તમે કોઇને ઉંચા ચડાવો છો,
વળી કોઇને હેઠા પાડો છો,
તમે કર્તાને વળી ન્યારા છો— પ્રભુ૦
તમે પોતાના જનને ઓધારો છો,
હરીજનને જેમ તેમ નિભાવો છો,
વળી દીન ભગતના આધાર છો— પ્રભુ૦

---

પદ—૨૦

આ શું સુજયું તને નવરાને
આ જગત કર્યું શું કરવાને— આ શું.
આ પાંચ તત્વ ભેગાં કીધાં,
દેવ દાનવને માનવ કીધાં
વળી પશુને તો ઘાસ ચરવાને— આ શું.
કીધું તો પ્રભુ સારૂં કીધું,
સૌને પોષણ સુખથી દીધું,
પણ મન કીધું શું કરવાને— આ શું.
આ મનનું દુ:ખ સરવેને મોટું,
આખર જોતાં સરવે ખોટું,
વળી પેટ કીધું શું કરવાને— આ શું.
આ તમે કર્યું ને છે તમારૂં,
આમાં તો કાંય નથી મારૂં,
પણ મન માને નહિ એ અંધારૂં— આ શું.
તમે કર્યું ને છે તમારૂં,
એવું મારૂ મન સમજ્યું સારૂં,
દીન ભગત એ છુટયાનું બારૂં— આ શું.

---

પરમાત્મા કેવા તો શુન્ય;
પછી જગતમાં રે'વું મુન્ય,
તારે લાગે ધુન્ય;
બળે પાપને પુન્ય.

---

પદ વિભાગ સમાપ્તિ.




ભગતજી કહેતા કે:—

**આપણું નથી તો આપણને ફીકર શી ? તો આપણું થવાનું શું ?**

'સુપને મેં રાજ પાયો, પાયો સુખ ચેન;
ભાજ્યો તો ભિખારી ભાજ્યો, ખુલ ગયો નેન.'

---

ધ્યાન રાખવાનું છે, કરવાનું નથી.

આ દેહમાં સદગુરૂ પરમાત્મા તમેજ છો. હું એવી વસ્તુજ નથી. હું હું કરૂં તે તુંજ બોલે છે અને તારાજ વડે માટે હું તમારે આધારેજ છું, આપ ચૈતન અને દેહ જડ. આ દેહને તમે બનાવી અને તમે માંહી રહ્યા. બીજી મીથ્યા જડની કલ્પના દેહ મીથ્યા માટે મીથ્યાનું કહાપણુ મીથ્યા.

મોહનો નીશો ચડી ગયો છે એટલે બે ભાન અવસ્થા છે.

'સાધન સાધીને શુદ્ધ થયો નહિ, તે સાધન શું કામ કરે,
ઓળખાણુ નહિ અંતરમાં, નિશદિન કોનું ધ્યાન ધરે.'

આમ ટૂંકાં વાકયોજ માત્ર છે. નિયમિત સત્સંગની કથા બનાવવી તે બનાવટ છે. અસલ સ્થિતિનો ભાસ તેમના સ્વમુખના ઝરતા શબ્દોમાં છે. જે ઝમક તેમના સ્વાભાવિક ઉછળતા નીકળી આવતા હૃદયોદ્ગારમાં છે તે તેની ગોઠવણીમાં નથી છતાંએ આગળ દ્રષ્ટાંત ભજન કંઈક આવા સિદ્ધાંતોનું મિશ્રણ કરીશું. તુરત તો નરસીંહ મહેતાના સિદ્ધાંતે,

**"જેની સુરતા શામળીયાની સાથ, વદે વેદ વાણીરે."**

એમ જે પરમાત્મામય થયો તે તો બોલે તે વેદ વાણીજ છે. વેદ

જેમ અનુભવ જ્ઞાનમાંથી નીતરી આવતો વાણીનો ઝરો છે તેમ જે આઠે પ્રહર પરમાત્મ વસ્તુના રસીયા છે તેના મુખમાંથી શબ્દ વેદ વાણી રૂપે તેજ વેદવાણી નીકળી આવે છે. '**સંતના મુખથી શબ્દ સોનું ઝરે.**'

આગળ 'ઓળખાણ નહી અંતરમાં, નિશદીન કોનું ધ્યાન ધરે,'

**ધ્યાન રાખવાનું છે, કરવાનું નથી,**' એમ સમજાવી ભગતજી ધ્યાનનો પ્રકાર સમજાવતા કે જો પરમાત્માને ઓળખતા નથી તો ધ્યાન કોનું કરીશું. અને જો ઓળખ્યા તો ધ્યાન કરવાનું રહ્યું નહીં. રાખવાનું છે, કરવાનું નથી એટલે કર્તવ્ય છે અને નથી જેવું. પ્રયાસ કરતાં અહમ્ ઉભું રહે અને ઓળખ થાય, સાક્ષાત્કાર થાય એવો રસ્તો નથી. ધ્યાન રાખવાનું એટલે લક્ષ રાખ્યાનો સ્વભાવ, સ્હેજ સ્વભાવની યુક્તિ બતાવી રહ્યા છે.

'વિદ્યા અવિદ્યા ભૂલી જાય તો કેવળમાં કેવળ દરસાય'

કરી પોતાની મસ્ત સ્થિતિ નિરૂપણ કરેલી છે.

"ચડીરે ધૂનમેં રહેણા યોગેશ્વર, દીલકા ભેદ મત દેના,"

જે ખૂમારી અખંડ વસ્તુની તેમાંજ—એજ ધૂનમાં રહેવું, 'દિલકા ભેદ મત દેના,' દીલનો મરમ ન આપી દેવો. ગોરખના એક ભજનમાં પણ તેવો ઉલ્લેખ છે—

'ઉન્મુન રહેણા ને ભેદ નહી દેણા, પીવાના હે જલ પાણીરેજી—'

સંતો આમ છૂપી વસ્તુને છુપાતીજ ફરતી રાખવામાં મિઠાશ લેતા હશે. '**જીનહી પાયા, તિનહી છીપાયા**' જેને વસ્તુ મળી તેણે છુપાવી દીધી. **પ્રભુ છે બધામાં પણ ઓળખે છે તેમાં પ્રગટ છે.** એમ કહી ભગતજી સમજાવતા કે વ્યાપક રૂપ છે પરંતુ તે કામ કરે નહી એવો છે. જેમ સૂર્ય આટલો પ્રકાશિત્ છે છતાં દીવો કરવો હોય તો કોડીયું તેલ બત્તી કરી ખરા બપોરે સૂર્યના તેજમાં ધરતાં પણ તે સળગતો નથી પરંતુ સળગેલા દીવા પાસે ધરતાં તુરત જ્યોત ઝડપે છે તેમ કરવાથી મૂળમાંથી ઘટતું નથી અને નવો દીવો

પ્રગટે છે તેમ પ્રગટ સંતમાંથી, દીવામાંથી દીવો—જ્ઞાનરૂપ ચેતન દીવો પ્રગટ થાય છે. આ વ્યાપક તત્વના પ્રભાવમાંથી પ્રગટ થઇ શકે તેમ નથી, અર્થાત્ કામ આવે તેવું પણ આ વ્યાપક તત્વ નથી. વળી કબીર કહે છે તેમ

'જયું પત્થર મેં હય દેવતા, યું ઘટમેં હય કીરતાર,'

જેમ પત્થરમાં ટાંકીયે તોજ અગ્નિની હાજરી દેખાય છે એમને એમ નહિ છતાં એ છે તો નક્કીજ—એમ દેહમાં ચેતન એમ ભરાયું છે. છે, પણ દેખાય નહી તેવું છે. **તેની યુક્તિએજ તે જડે તેવું છે.** 'મુક્તિની જુક્તિ ના જાણી' એની તો યુક્તિ છે માટે જ 'ગુરૂ વિણુ મરમ ન જાણે કોઇ જન ગુરૂ વિન મરમ ન જાણે' ગુરૂવિણુ તે રસ્તો જડે તેવો નથી.

'ગુરૂ વિના હરી નવ મળે, જો કરે કોટી ઉપાય.'

'હરીજન મુક્તિ આપે રોકડી, અખા નહિ ઉધારે પડી.'

'હરીજન તેજ હરી ધનના ધણી.'

એમ દેહમાં રહેલું છુપું ધન ગુરૂ વિના ઉપભોગે ન પડે. માટે વસ્તુ પ્રાપ્ત કરવા ગુરૂની જરૂર છેજ એ ખાસ સિદ્ધાંત છે. ઇશ્વર બધામાં છે પરંતુ જે એને પોતામાં ઓળખે છે તેમાંજ પ્રગટ છે. દરેકમાં છે પરંતુ નથી જેવો જ ઇશ્વર છે. એવો આનંદ નથી આવતો અને એનો પ્રભાવ પણ નથી. તો છે પણ નથી જેવો જ. માટે ભગતજીએ સિદ્ધાંત કહાડયો કે

**" પ્રભુ છે બધામાં પણ ઓળખે છે તેમાં પ્રગટ છે."**

**" સદગુરૂને મેરી ભ્રાન્તિ તોડાઈ, જડ ચેતનકી ગ્રંથી છોડાઇ."**

ભગતજીએ આ કડી બનાવીને કહ્યું કે જડ અને ચેતન બન્નેની ગ્રંથી છોડાવી મારા ગુરૂએ ભ્રાન્તિ તોડાવી નાખી એટલે ચેતન અને જડ ભેગું છે તે જેમ હંસ દૂધ અને પાણી જુદુ કરે તેવી કળાની યુક્તિ શીખવી હંસરૂપ બતાવ્યું કે જડ અને ચેતન જુદુ પડયું અને બીજી બાહ્ય ભ્રાન્તિ તે મટી ગઇ પણ ગુરૂકૃપાથીજ. એક વાર કહેતાઃ—

'સાચા સદ્દગુરૂની સાન, કદી મૂકે નહીંરે; ' સાન સદ્દગુરૂએ જે બતાવી હોય તે લક્ષ મૂકે નહી એવો જ્ઞાની તો હોય. 'જ્ઞાની જ્ઞાન દશાની દોર કદી ચૂકે નહીંરે,' જ્ઞાની પોતાનો સોહં દોર ભૂલતોજ નથી અને તેજ જ્ઞાની પોતાનું સ્વરૂપ પોતાથી ભૂલી શકાય જ નહી. આપણું શરીર તે આ રહ્યું આ ઓળખ થઈ તે થઇ છેજ, આ શરીર આપણું અથવા આપણે કેવા છીએ એ જાણવાનું રહ્યું નથી, તેમ જ જેને આત્માની પ્રત્યક્ષ પ્રતિતિ થઇ, જેને એ ભાન થયું તે પછી પોતે એજ પોતાના સ્વરૂપમાં પોતે પોતાને ભૂલી જઇ શકતો નથી. 'નિજ મંદિરમાં રમતાં હદ મૂકે નહીંરે." પોતે પોતાના દેહરૂપી મંદિરમાં વસ્તુરૂપે ખેલતાં હદ–બેહદ્દ–અનહદ્દ.



## દષ્ટાંત ૧

'માઇકા હેત, ભાઈકા કહેત,
આધા સુના, આધી રેત.'

એક કુંભાર હતો. ઘરે ત્હેમની ધણીયાણી ઘરમાં ખાવાનું બનાવતાં હશે. કુંભાર નીમા'ડો પાકેલો તેમાંથા વાસણ વેચે જતા. નવાં બનાવવા ચાક ઉપર માટી થાબડી ચલાવે જતાં હતાં. તેવામાં સંધ્યા ટાણે એ સાધુ આવ્યા, બાઇનો પ્રેમ ભકિતભાવ વિશેષ હોવાથી સાધુનો આવકાર તેમણે પ્રથમ કર્યો અને રહેવા આગ્રહ કર્યો. સાધુને બાઇ પ્રેમી લાગવાથી રાતવાસો કરવા વિચાર કર્યો. પાસેના જળાશયમાંથી નાહી આવી બાઇએ તેમને જમાડયા અને ભજન વગેરે સત્સંગ સાંભળી તેણે તેમને આરામ કરવા કહ્યું. સાધુ અને કુંભાર કુંભારણ સુતાં. સવારના ચાર વાગે સાધુ નીમા'ડા ઉપર એક બાજુ એક

અંજલી છાંટી ચાલી ગયા. કુંભારે બીલકુલ પ્રેમ ન બતાવ્યો માટે અર્ધી બાજુ તેમની તેમજ રહી અને બીજી બાજુ સુવર્ણની કરી મૂકી અને ઉપર નીચેનો દુહો લખતા ગયા.

'માઇકા હેત, ભાઇકા કે હેત;
આધા સો[illegible] આધી હેત.'

એમ સમજાવી સરખો [illegible] ટકાવવા દરેકને સમજાવતા હતા.



## દૃષ્ટાંત ૨.

'સાધુ ભગતકુ તો સટરપટર, સગાં વહાલાંકુ તો દુપટ,
હરી તો તને કેમ મળે, આટલું તો તારામાં કપટ.'

એક વાણીયો હતો અને તેને એક સ્ત્રી હતી, પેટે છોકરૂં હતું નહી. ખાઇપીને આનંદમાં દીવસ કહાડતા હતા છતાં માનસિક એકતા બંન્ને ધણી-ધણિઆણીમાં નહોતી. વિચારોમાં મતભેદ પડતો. જ્યારે બાઇનાં પોતાનાં સગાં આવતાં ત્યારે ધામધૂમથી રસોઇ કરી મૂકતાં, અને જ્યારે પોતાના પતિનાં સગાં આવે ત્યારે ચાલતા ક્રમે હળવે ચાલવા દેતાં. પતિ ઇશ્વરી માર્ગના એટલે સાધુસંત ઉપર પ્રીતિવાળા એટલે સંતસેવા કરવા ચુકતા નહિ. સંત આવે કે ઘરે પ્રસાદ લેવા કહીજ રાખ્યું હોય. આમ એક દિવસ ઘરે એક વેળા તે બાઇના સગા આવેલા. બાઈ તો રાજી રાજી થઈ ઘરમાં મ્હાલતી હતી. પોતાના પતિને કહ્યું કે ઘરે મેમાન આવ્યા છે અને સાંભળ્યું કે એતો મારા મામાના દીકરાના દોસ્તદાર થાય. અને પેલા તો મારા પિત્રાઈ કાકા

થાય અને તમારા કાકાજી થાય અને બીજા તો તેમના દોસ્ત છે. માટે કંઇક તમારી વાત ન થાય એવું કરજો. પતિ તો સ્વભાવે શાન્ત અને ગંભીર, મનને વિચાર્યું કે પોતાની ધણિઆણીનો જ વિચાર છે તો એને મનગમતું થવા દો એટલે રાજી રહે. કજીઆનું મોં કાળું. બાઈ કહે દૂધવાળું રાખો દૂધ મંગાવો એટલે દુધપાક અને પૂરી ભજીયાં કઢી વગેરે કરી દેવાશે. રસોઇનો બધો ખેલ ગોઠવાયો. રાંધી પરવારીને બાઈ માથે પાણીનું બેડું લઇ તાજું પાણી ભરવા ચાલ્યાં. પરોણા કંઇ કામ પ્રસંગે બહાર ગયા હતા એટલે તેમની રાહ જોતા હતા. પોતાના પતિને સોંપી બાઇ પાણી ભરવા ગયાં. પતિને લાગ્યું કે રસોડામાંથી દૂધપાકની મીઠી મીઠી વાસ આવે છે માટે આ રસોઇ તો સંસારીઆને લાયકની નથી, કારણ કે એતો 'ખા ગયા ને ખો ગયા' માટે લાવ કોઇ ગરીબ ભગત કે સંત સાધુને ઢુંઢી લાવું. પાણી ભરીને આવે ત્યાં સુધીમાં રસોઇનું પતાવી દઉં. એ ગરીબ લોકોને ક્યારે દૂધપાક ખાવા મળે માટે સંતોષથી ખાશે. એમ વિચારી પાંચ સાત સાધુને પકડી લાવ્યા અને સમજાવી રાખ્યું કે જુઓ જે આપું તે લઇને ચલતીજ પકડજો નહિ તો મારા ઘરમાંથી જો આવી લાગી તો તમારો આટોજ કાઢી નાખશે. ખાવાનું પણ પડાવી લેશે ને ધોકાપાક નફામાં મળશે. એમ સમજાવી આંગણીયે બહાર બેસાડી રસોઈ લાવી સાધુઓને વહેંચી આપી. એટલામાં પાણીનું બેડું લઈ બાઈ સાહેબ પધાર્યાં. સાધુઓને કહ્યું કે જાઓ ઉતાવળા નહી તો 'એ આવી' સાધુઓ ઉતાવળે ભાગ્યા. બાઇએ પૂછ્યું અલ્યા કોણે આપ્યું? કહેકે 'બાઇ એક સખી ગૃહસ્થ હે ઉન્ને દે દિયા.' બાઇએ તો ઉતાવળે પગે ડગલાં ભરતાં છોડી મૂક્યું 'તારો ઉશલો કુટાય, તારાં સાધુડાંને ખાડામાં નાખે, આ પેલા આવશે તેમને હું શું ખવડાવીશ! આ હવે ક્યારે રાંધીશ અને થશે! આ મુઆને તે શું થયું છે?' એમ પતિની આગળ ભૂંગળ ફુંકીને બ્હેકું ટીચી કહાડયું. રોષ કાઢેજ ગઇ એટલામાં પેલા મહેમાનો આવી પહોંચ્યા. ધણિ તો બિચારો આ

બધો તાલ જોઈ મનમાંજ મઝા લેતો હતો. બાઇ તો ઠંડીજ પડી ગઇ. રસોડામાં જોયું તો લોટીયું ઉંધુંજ વાળેલું. શીરા પૂરી જેવું હલાવી કાઢવા ફરીથી પાછું રસોડું હાકયું. ધણીને બોલાવીને કહે કે બધું સાફજ કરી નાખ્યું હવે શું ખાશો ? તમારી મોંકણુ માંડુ ! ધણીએ કહ્યું 'હજી તો જીવતો છું ને મોંકણુ કેવી રીતે માંડીશ, અંદર દાળ ભાત શાક રહેવા દીધું છે તે પીરશી દેને ? મેં તો દુધપાક પૂરીને ભજીયાંજ આપી દીધાં છે. એ ભારે પડે, પચી શકે નહી સમજીને ! ફરીથી કરીને જમાડી બાઈએ રૂસણું ભરવા માંડયાં. ધણીએ કહ્યું,

"સાધુ ભગતકુ તો સટર પટર, સગાં વહાલાં કું તો દુપટ,"
"હરી તો તને કેમ મળે, આટલું તારામાં તો કપટ."

એમ એક ટાણે કહેતા કેઃ—

'ચાહ ગઇ ચીંતા ગઇ, મનવા બે પરવાહ'
'જીનકો કછુ ન ચાહિયે, વો શહેનશાહ કો શાહ'

જેને કશી ઇચ્છાજ નથી એ ખરો સાધુ સમજવો, મોટા રાજાનો રાજા જાણવો. કર ઉઘરાવવા રાજાને ગરીબમાં ગરીબ રાંડેલી બાઇઓ જે પરાણે ગુજરાન ચલાવે છે તેની પાસે પણ બે રૂપીયા વસુલ કરવા હાથ ધરવો પડે છે પરંતુ ખરો સંત કશાની માગણી કરતો નથી. સ્હેજ સ્વભાવે રહે છે જેમ

'અજગર કરે ન ચાકરી, પંછી ન કરે કામ,'

તેમ અજગર વૃત્તિએ સ્હેજે જે મળે તેમાં જ રાજી રહેવા વાળા છે તેજ ખરા સાધુ; મન સાધ્યું તેજ સાધુ જાણવા. બાકી ઇચ્છાઓ કરવા વાળા જેનું મન ધરાતું જ નથી એતો સામાન્ય પ્રાકૃત મનુષ્યજ જાણવા. એક વાર કાઠીયાવાડના જલા ભગતનો દાખલો આપી કહેતાઃ—



## દ્રષ્ટાંત ૩

' નમાને અલ્લા તો જા કે દેખ જલ્લા !'

કાઠીઆવાડમાં આ કહેવત છે. જલ્લા નામનો ભગત જાતે સોની હતો. પતિપત્ની સાથે સંસાર સંગ્રામ ખેલતાં અને સંસાર યાત્રા પૂરી કરતાં. ભક્તની દીશા અને મનોવૃત્તિ ઇશ્વિરમયજ હતાં અને શુદ્ધ મને સાત્વિક ભાવેજ જીવન ગુજારતા હતા. સાધુ સંતનો ફાળો હંમેશના જીવનમાંથી કાઢતાજ. પતિ પત્ની બંન્નેની વૃત્તિ બહુજ પવિત્ર હતી. ઇશ્વિરમય સ્થિતિએજ આયુષ્ય ખુટાડતાં. એક વેળા કોઈ સંતે આવીને તેમની પૂરી કસોટી લીધાનું કહેવાય છે. જમવાને ટાણે, જલો ભગત પોતે અને આવનાર સાધુ જમવા બેઠા અને સ્ત્રી પીરસવા લાગી. જમતાં જમતાં સાધુએ પૂછ્યું ' ભગત આ કોણ છે ?' જલાએ કહ્યું ' મહારાજ આપકી સ્ત્રી હે '. જમી ઉઠયા પછી સાધુએ પરીક્ષા જોવા કહ્યું ભગત એ સ્ત્રી તો તારા વચનથી તેં મને અર્પણ કરી તો હવે મારી સાથેજ વિદાય કરી દે. ભગતે કહ્યું ભલે આપ સાથે લેતા જાઓ. અંદ્દર ઘરમાં જઈ બાઈને કહ્યું કે જો મારા વચનથી હું બંધાગો છું અને ધર્મ પરાયણ રહેવામાં ખામી ગણાય માટે તું તારાં બધાં કપડાં અને ઘરેણાં વગેરે લઇને આ સાધુ સાથે જા અને એમની વૃત્તિ પ્રમાણે ચાલજે, આડ કરીશ નહી. બાઈ તો પરવારી ઘરેણાં કપડાં કાઢી તૈયાર થઈ. સાધુને કહ્યું " મહારાજ બાઈ પરવારી છે. આપની મોજ આવે ત્યારે નીકળજો." મહારાજ ઝોળી ભેરાવી તૈયાર થયા. જલો ભગત મૂકવાને ગામની ભાગોળ સુધી ગયો વળાવીને પાછો આવ્યો અને બાઇને શીખામણ આપીને વિદાય કરી. બાઈ પણ શુભ સંસ્કારિક એટલે આડ કર્યા વિના

પતિની મરજી પ્રમાણે કરવા આનાકાની ન કરી; આંખમાં આંસુ આવ્યાં હતાં પરંતુ વળી મનને સમજાવી લીધું. અર્ધો માઈલ ગામથી દૂર જઈ સાધુએ ઝાડ નીચે વિસામો લેવાનું ઠરાવ્યું. પોતાની ઝોળી કહાડીને મૂકી; ઝોળીમાં કંઈકથી માગી આણેલું તેમાં ચોખા, દાળ, લોટ, ઘી, મીઠું વિગેરે હતું. ઝોળી મૂકીને બાઈને કહ્યું તું અહીં બેશ, હું દીશાએ જઇને આવું છું. એમ કહી સાધુ ચાલતો થયો. રાહ જોતી બાઈ બેઠી, કલાક થયો, બે કલાક થયા, ચાર કલાક થયા, સંધ્યાકાળ થઈ, સાધુ તો આવ્યોજ નહી. બાઇને કહેલું કે તું અહીં બેશ હું આવું છું, એટલે એ હુકમનો અનાદર કરી પોતે ખસી શકે નહી એટલે આમ રાહ જોતી બેઠીજ રહી. સંધ્યાકાળે પાસેથી જતા આવતા લોકોએ આ બાઈ તો જલા સોનીની એમ કહીને ઓળખી કાઢી. બે ચાર પાંચ એમ માણસોનું ટોળું ભેગું થતું ચાલ્યું. લોકોએ બાઇને હકીકત પૂછીને સમજાવી કે હવે તો એ સાધુ ગયો માટે તું ઘરે ચાલ. બાઇએ ઘણીજ ના પાડી. છેવટે જલ્લાને ગામમાંથી બોલાવી હા ના કરતાં ગામમાં પાછા લઈ આવ્યા. સાધૂની ઝોળી પણ ઘરે લાવ્યા. ઝોળીમાંથી ચોખા કાઢી ચોખાની કોઠીમાં નાખ્યા, દાળ દાળની કોઠીમાં, લોટ માટલામાં એમ વ્યવસ્થા કરી દીધી કે તુરતજ ચોખાની કોઠીમાંથી ચોખા ઉભરાતાજ ચાલ્યા, દાળ લોટ વિગેરે ઉભરાઈને ઢગે ઢગ થતું ચાલ્યું. આ બધાનું કરવું શું ? ત્યાંથી બધાને વહેંચતાજ ચાલ્યા. ગરીબને આપવા સદાવ્રત કાઢયું. ભક્તિનો અને દઢ ટેકનુ આ પ્રભાવવાળું દ્રષ્ટાંત આપી ભગતજી એ કહેવત કહેતા કે 'નમાને અલ્લા તો જા કે દેખ જલ્લા !' ઇશ્વર પ્રગટ છે નમાને તો જલા ભગતને ત્યાં જઇને ખાત્રી કરી લ્યો. હજીએ જલા ભગતને નામે સદાવ્રત ચાલે છે.

'માયા તજે સો મૂરખા, સંગ્રે સોઈ ગમાર;<br>
ખાવે ખર્ચે ઓર વાપરે, વાકા ભલા અગાધ,'

એમ કહી સમજાવતા કે માયા છોડીને જતા રહેવામાં સાર નથી, સંગ્રહ કરી રાખી મૂકવામાં પણ સાર નથી પરંતુ ખાવે, ખર્ચે અને વાપરે તેની બુદ્ધિને ધન્ય છે; તેની બુદ્ધિ અગમ અને અગાધ છે. ઘણી બુદ્ધિવાળોજ આમ ખાઈ જાણે છે, ખર્ચી જાણે છે, વાપરી જાણે છે.

વળી કહેતાઃ—

'માયા મળીને મોજ ન માણી, કહું એના કરમની કહાણી,
ક્યાં તો ભાગ્ય ભળ્યું બીજાનું, ક્યાં તો ખોટી કમાણી.'

પૈસા, સમૃદ્ધિ મળવા છતાંએ ન પોતે મોજ કરી ન સામાને કરાવે, કે પરમાર્થ અર્થે વપરાવે તેના કરમની એવી કહાણી થાય કે ક્યાં તો એની પછી બીજોજ વાપરવા નીકળે તેનું ભાગ્ય હોય, ક્યાં તો જેમાંથી પૈસા મેળવેલા તે ખોટી કમાણીના. અનેકનાં દીલ દુખાવી, ગરીબોનાં ગળાં રેંશી કરેલી કમાણી સુખ લેવા ન દે. માટે દરેક કમાણીમાંથી યત્કિંચીત પણ સુમાર્ગે ખરચવા વૃત્તિ રાખવી. પાપ ન કરવું વધારે સારૂં છે પરંતુ જો જાણે અજાણે થઈજ જાય છે તો પુણ્યની દીશા પણ સાથે રાખવીજ.

એકવાર કહેઃ—

'હરી અણઘટતું ના કરે, રંકને ના બેસાડે ઘોડે,
વડ પીપળને જો કો'ળાં લાગે, તો કંઇકનાં માથાં ફોડે.'

ઇશ્વર હંમેશાં યોગ્ય રીતેજ સૃષ્ટિ ચક્ર ફેરવી રહ્યો છે માટે અણઘટતું કરતો નથી, રંકને રંકજ રાખે છે, ઘોડે બેસાડતો નથી. વડ અને પીપળનાં મોટાં મોટાં ઝાડ હોય છે તેના ઉપર ટેટા જુઓ તો નાનાં નાનાં ફળ આવે અને નાના નાના વેલા ઉપર મોટાં મોટાં કો'ળાં થાય. આ વિચિત્રતા બંધ બેસતી નથી, છતાં કુદરતે ડહાપણ ભરી રીતે ગોઠવ્યું છે. વેલો જમીન ઉપરજ પથરાય એટલે કો'ળાને પડવાને કે નુકશાન કરવાનું રહ્યું નહી અને મોટા ઝાડને કો'ળાં જો થતાં હોત તો કંઇકનાં માથાં ફોડે માટે ઇશ્વરે જે સૃષ્ટિક્રમ ગોઠ-

વેલ્યા છે તે બહુજ દીર્ઘદષ્ટિથી, જેથી કોઇને પોતાની બુદ્ધિએ ત્યાં ડહાપણ બતાવવા જેવું નથી રાખ્યું. વળી કહેતા કે

'માગે તો મુક્તા ફળ મળે, પણ ભીખને માટે ભઠ.'

માગે કોણ?

'સહેજ મીલ્યા સો દૂધ બરાબર, માંગ લીયા સો પાણી,
ખેંચ લીયા સો રક્ત બરાબર, ગોરખ બોલ્યા વાણી.'

સ્હેજે જે મળે એમાં જ સંતોષ રાખી રહેવા કહેતા અને કહેતા કે ઇશ્વરને પણ અસંતોષી સ્વભાવ નથી ગમતો. માબાપને બે બાળક હોય તો બન્નેને સરખુંજ આપે પરંતુ એકનો સ્વભાવ માગણ હોય તો બીજાને ન આપશો મને બધુંજ આપી દો એમ કહેશે, અને સરખું આપતાંએ 'અં-અં' કર્યાજ કરે તો બાપ ચીઢાઇને લપડાક લગાવે અને બીજી વાર થોડું થોડું બન્નેને વહેંચે અને સંતોષવાળાને ખૂણામાં બોલાવી આપી દે અને કહે કે લે એકલોજ અહીં બેશી ખા બહાર ન જઇશ વગેરે. આમ સાંસારિક રીતેજ પરમાત્માને ત્યાં પણ અસંતોષીઆ–માગણ જાત ઉપર એટલોજ અભાવ છે.

'રામ રાખે તેમ રહીયે, ઓધવજી રામ રાખે તેમ રહીયે.
'આપણે તો ચીઠ્ઠીના ચાકર છૈયે, ઓધવજી રામ રાખે તેમ રહીયે.'

ઇશ્વરે જે સ્થિતિમાં મૂકયા તેજ સ્થિતિમાં સંતોષ અને શાન્તિથી વિતાડે તો ઇશ્વિર દયાળુ છે એને પાલવે તેમ કરે.

વળી કહેતાઃ—

'જોગી તારે પંડકુ પણ ભગત તારે ખંડકુ' જોગી તો દુનિયા ત્યાગી બહુ તો પોતાનોજ ઉદ્ધાર કરે છે પરંતુ ભક્તજન તો આખા ખંડને તારે છે. એમનાથી, એમના સમાગમથી અનેક તરે છે, રસ્તો શોધી લે છે. અને કહેઃ—

'એક શબ્દ ગુરૂ દેવકા ચાર વેદકો સાર,
સત્ય શબ્દ જાણ્યા વિના, નહી હોવે નિસ્તાર'

એવા સમર્થ સદગુરૂનો એક શબ્દ તે ચાર વેદના સાર રૂપ

સમજાવે. વેદમાં જે ભેદ હોય તે ખુલ્લો કરી એકજ શબ્દમાં ઠારી દે એવો સત્ય શબ્દ તે શું! તેજ સોહં તેજ ઓહં (ૐ) તે શબ્દોચ્ચારમાં નહી પરંતુ અનુભવમાં, તેજ શબ્દરૂપ તો સદગુરૂજ બનાવી શકે. તે શબ્દ ચાર વેદકો સાર, તે તે રૂપ બનાવે માટે સદગુરૂ વિના એ રસ્તો મળે તેમ નથી. સમજો સમ થઇને જો. મિથ્યા દેહની મિથ્યા કલ્પના. ચૈતનને શું લાગે!

---




**આપુ સાહેબ કહે છે તેમઃ—**

'નામ જેણે જાણ્યું રે, તે તો વેદ ચારે ભણ્યો;
પણ ભેદ જેણે જાણ્યો રે, તે તો ખરો તરત બન્યો.
બત્રીશ આભરણ અંગે ધરી નારી નાક વીના શો શણગાર
એમ કવિએ આપનું આપ ન જાણ્યું, તો કેમ કરી ઉતરે પાર,
કયાંથી સાર મળશે રે, ભણ્યો ખરો પણ નાએ ગણ્યો.— નામ૦
વાંઝણી નારીને સ્વપ્ન આવ્યું કે પુત્ર નથી એની પાસ,
એમ ભજન દેખાદેખી કરે છે એની કેમ પૂરી થાશે આશ,
કોને બાપ કહેશે રે વેસ્યાએ જે પુત્ર જણ્યો.— નામ૦
નામ રૂપને ગુણનો નાશ વળી ચોથું પદ શ્રી અવિનાશ;
એ ચોથા પદનો ભેદ જાણે, તેને કહીયે હરી તણો દાસ
નાશ કરી કરમનો રે, સંશય એક પળમાં હણ્યો.— નામ૦
ગરીબી રાખી તમે ગુરૂજીને ચાહો, ને કરો શબ્દનો તોલ;
આપણ થકી જો અદકો મળે તો ધારણ કરજો બોલ,
ગુરૂની સંગે બાપુરે અનામી નામ પોતે બન્યો.— નામ૦

એમ એ નામ જેણે જાણ્યું એ તો ચારે વેદ ભણી રહ્યા તેને વેદનું કામ રહ્યું નહીં. એ અનામી નામ, એ શબ્દ. એ નીશબ્દ એજ વસ્તુ, એજ આત્મા, એજ પરમાત્માની અકળ કળ, એજ ૐરૂપે સર્વમાં જે વ્યાપક તત્વ છે એને જે અનુભવે તેનો જેણે ભેદ જાણ્યો, તે તો ખરો તરત બન્યો, તેજરૂપ થયો. નામ રટણુ તે આ અજંપા જાપ કરતી વસ્તુ તેજ સોહં હંસો, તેજ ૐ અકળ વ્યાપક તત્વ અને તેજ જાણ્યા પછી યોગી પરમ ધામે જાય છે તેજ દોર જે પકડેથી તે જ્યાં જાય ત્યાં અંત પળે સ્વધામેજ જાય. કુવામાં પડેલાને દોરડું આપીએ તે જો તે પકડે તો તે દોરડા સાથે ઉપર ખેંચાઈ આવે અને જો મૂકી દે તો અંદર કુપમાંજ પડે. તેમ સંસારમાંથી નીકળવા આ એકજ ગુપ્ત કળ તેનું શરણું તેજ પરમાત્માએ ખેંચી લેવા મૂકેલા દોરને પકડો એટલે પોબાર. તેજ શરણું કૃષ્ણનું મારા અક્ષર ધામને પામે છે એજ ૐ અક્ષર અને **सर्वे धर्मान् परित्यज्य मामेकं शरणम् व्रज।** તે પણ તેજ. તેનેજ સાધી યોગીઓ અનેક સિદ્ધિ પ્રાપ્ત કરે છે અને મસ્ત ફરે છે, તે ખુમારીમાં રાખે છે. એવું નામ જેણે જાણ્યું તે તો વેદ ચારે ભણ્યો. કવિ અનેક કવિતા કરે; જોડ જોડે પરંતુ આ સર્વ કોની સત્તાએ થાય છે તે ન જાણે તો ભણ્યો પણ ના એ ગણ્યો. સ્ત્રી બધા શણગાર સજે પરંતુ, નાક વિના કશુંજ શોભે ! તેમ કવિ પોતાના શબ્દને સ્વરૂપને નામને ન ઓળખે ત્યાં સુધી તેવુંજ. વાંઝણી સ્ત્રીને સ્વપ્નામાં પુત્ર ન હોવાથી જેમ વાંછના કરે તેમ ઈશ્વરની સમજ વિનાના જ્ઞાન રૂપી પુત્ર ન હોવાથી દેખાદેખી ભજન કરે છે, ચાલતે ચીલે ચાલ્યા જાય છે, પોતાને ઉકેલ નથી, શીખેલું સાંભળેલું ગાઈ આનંદ માને છે તેવી વાંઝણી ગાયો જેવાને જે જ્ઞાન થાય તે 'કોને બાપ કહેશે રે વેશ્યાએ જે પુત્ર જણ્યો' તેવી વેશ્યા જેવી વૃત્તિ છે જેની, એવાનું નિશ્ચય વિનાનું જ્ઞાન કીયા બાપથી થયું મતલબ કે વૃત્તિ તો રઝળતીજ રહી માટે એવા સમર્થ

સદ્દગુરૂ વિનાનું લક્ષ વિનાની અને નામની પિછાણુ વગરની ભક્તિ તેવી વાંઝણી ગાય જેવું છે, અર્થાત વેશ્યાની જેમ ભટકતી વૃત્તિવાળી ભક્તિ છે. એક ઇશ્વર, ખરા પતિને અંતરમાં પોતાના પતિને પોતાની સૂરતા વરી નથી તેથી બહાર સંસારમાં ભટકે છે. ' નામ રૂપને ગુણનો નાશ ચોથું પદ શ્રી અવીનાશ, ' નામ તે પણ નાશવાન, રૂપ અને ગુણ જે દરેક દ્રશ્ય વસ્તુ માત્રનું તે આ દષ્ટિરૂપી સૃષ્ટિમાંની સર્વ ચીજ આ ત્રણ ગુણવાળી નાશવાન તે નાશવાન જાણી ચોથું પદ જે અવિ-નાશ જેનો નાશ નથી એવી અમર આત્મ તત્વની વસ્તુ જે અવિ-નાશી પદ્દ તેને જે જાણે તેને હરીનો દાસ, હરીભકત સમજવો. એ પદનો જે ભેદ જાણે, મર્મ સમજે તેજ ખરો હરીજન જાણવો. ' નાશ કરી કરમનો સંશય એક પળમાં હણ્યો ! એવા હરીજને સઘળા કરમનો નાશ કર્યો; એને કંઈ પણ કર્તવ્ય રહ્યું નહી, નાશ કરી નાખ્યો અને સંશય જે હતો કે ઈશ્વર શું હશે તે સર્વ એક પળમાં નાશ કરી નાખ્યો, થઈ ગયો. અર્થાત્ સત્ય વસ્તુ સમજાયાથી અસતનો ભ્રમ દૂર થયો. નાશવાન તે વિનાશી જણાઈ ને અવિનાશી વસ્તુ તે ઓ-ળખાઇ. ' ગરીબી રાખી તમે ગુરૂજીને ચાહો, કરો શબ્દનો તોલ, ' ગુરૂના વચનને સમજી તેમનાજ ઉપર પ્રીતિ કરો. ગુરૂ તે તેવી જાણુના ગુરૂ. અને ' આપણ થકી જો અદકો મળે તો ધારણ કરજો બોલ ' આપણા કરતાં વિષેશ જ્ઞાનવાળો મળે તો તેનો બોલ જરૂરથી ધારણ કરવો. ' ગુરૂની સંગે બાપુરે, અનામી નામ પોતે બન્યો.' એવા ગુરૂની સંગત કરી બાપુ કહે છે કે મારો હંસ પોતે એ સોહમ્ નામે-રૂપે બન્યો. સો વસ્તુમાંથી હમ્ થયેલું તે હમ્ પાછું સો રૂપમાં સમાયું અર્થાત્ હમસો તે સોહમ્ થયું ઓહમ્ ૐ રૂપે થયો સ્વરૂપમાં ભળ્યો અનામી નામે ભયો.

ૐ રૂપ નામરૂપ હતો તે અનામી થયો મતલબ કે ચિદ્દ વસ્તુમાં લય થયો.

એક વાર વૈષ્ણવના ટીલાનું વિવેચન ચાલ્યું તેનો આકાર ||

ટીલું 'બે કરચા'=એક શ્રી ગુણ, એક નિર્ગુણ. બન્નેમાં બરાબર રહેજે, એક ના પકડીશ અને બે કરચા જોડવાની લીટી; જોડાણ તે અભિમાન છૂટા તે અભિમાનવગરના. કંઠી=ઢોરાંને ગાળીઉં ઘાલી વાડામાં ઘાલવાની કંઠી ધર્મ ગુરૂના સાચ્ચીતો ડાંગ લઇને વાડામાં ઘાલે.

'પંથ શું? ધર્મ શું? બધાએ એકજ પંથી છીએ, એકજ સત્ય ધર્મ તેમાં અસત્ય ના હોય. આવ્યા બધા એકજ રીતે, જન્મ્યા એકજ ખાણમાંથી, ઉંચ, નીચ, ગરીબ તવંગર, મહારાજ, રાજા, સંત, અસંત, ભિખારી, વિગેરે બધાને આવવાનો એકજ માર્ગ, એકજ પંથે આવ્યા અને જવું પણ બધાને એકજ રસ્તે. બધાનીજ ખાખ કે માટી થવાની મોટાની કે હલકાંની પણ આખર તો રાખ કે માટીજ થવાની એ પણ એકજ પંથ માટે બધા એકજ પંથે આવ્યા અને તેજ રસ્તે પાછા જવું તે પંથ. સત્ શું? પરમાત્મા, તે બધામાંજ છે.

ૐકાર કૃષ્ણ. વળી કહેતાઃ—

**બુદ્ધિ કર્મ અનુસારીણી.** સુખ આવવાનું હોય તો બુદ્ધિ તેવી થઇ જાય અને દુઃખ આવવાનું હોય તો બુદ્ધિ તેવી થઇ જાય. તેનો ઉપાય એ કે ખરૂં શરણું અંતરમાં ઓળખીને પકડે તોજ રેવાય. ઘણા પૂર્વજોને પૂજે છે પણ જીવતા પૂર્વજોને તો આડા ફરે છે. (પૂર્વજો=મરેલાં)

કૃષ્ણ પરમાત્માની માયા—'વૈષ્ણવ બધા મારા ત્યારે માયા વ્હેંચીને ખાવી; આખરે મારી માયા ખૂંચી લઇશ. સરવે મારા હંસ છો માટે વ્હેંચીને લોને!'

'એકજ પિતા એજ એક ગુરૂ—પરમાત્મા પોતેજ છે. ત્યારે હું કોણ—એજ અંધારૂં.'

'સર્વેનું પ્રારબ્ધ છે તે પ્રમાણે વ્હેંચીને આપ્યું છે ને આપે છે પણ શરણું પકડી રહેવાતું નથી પછી અજ્ઞાનને લઈને

કકળાટ કરે છે જેમ આપ્યું તેમ રહેવાનું નથી એમને આધારેજ રહેવું. મન એટલે અજ્ઞાન. તારી ગતિ તું જાણે. બાપની ગતિ છોકરો ખરો હોય તે જાણે–તે છોકરો તો જે હંસ રૂપ થયો હોય તે.'

'જોગ લીધો પણ જુક્તિ ન જાણી.' દુનિયા છોડી ત્યાગી બન્યા પણ એ યુક્તિ ન જાણી. જેટલાં કંઈ કર્તવ્ય છે તે તો **દુનિયાની શોભા.** પણ રહેણી તો અંતરની જોઈએ તોજ **પોતાનો ધર્મ** પાળ્યો કહેવાય. પોતાનો ધર્મ પાળવો, એટલે તે રહેણી, સ્વરૂપમાંજ સમાવું એજ પોતાનો ધર્મ પાળવો; પોતે કોણ તે ઓળખવું અને પોતાનો ધર્મ શું તે પાળવો બાકી તો **દેહના ધર્મને** વળગેલી દુનિયા દેહના ધર્મની ચાલાકીમાં પોતાનો ધર્મ પાળવા મથી રહી છે, તે એ ભેદ વિના. ઉપરની માયાથી અને એવા વર્તનથી કીર્તિ વધે છે એટલુંજ, ખરા તો એવા હોય કે સત્યે ચાલવું ને સારી રહેણીથી રહેવું પછી કોઈ 'ભલા કહે કોઇ બૂરા કહે, અપની મતિ અનુસારા'— પણ 'સમજી સિદ્ધાંતને સાર ગ્રહી થા સુખી, લેશ પૂરો થઇ નિજ લાભે.' 'આજ ઘણા ધર્મ થયા તે દેહના કૃત્યને માને છે પણ એમની –પરમાત્માની અંતરની ગતિ કોણ જાણે.' (કૃષ્ણની)

'દેખારે દેખી તમે મત કરો ભાઈરે, સદ્‌ગુરૂકી ગમ હે ન્યારી,
ઉનકા મતા તો હે અપરમ્પારા, ક્યા જાનત દુનિયા સારી.'

અર્જુનને કહે મારા મૂળ સ્વરૂપને જાણ, મૂળ સ્વરૂપ આત્મા. અર્જુનને વળી કહ્યું તું નિસ્પ્રેહી થા. કશાની સ્પૃહા કરીશ નહી. દેહના વ્યવહાર તો થયા કરશે તે તો હું કરનારો છું, પણ મને વળગેલો રહેજે. મારામાં વૃત્તિ રાખજે.

**'ખરી સમજ એકજ છે, માત્ર રહેણીમાં ફારફેર હોય** છે.' દરેકને ઓળખવાની વસ્તુ આત્મા તે એકજ છે અને ફેર તો રહેણીનો; જુદા જુદા દેખાય છે.

માટે 'એક **શ્વાસનો વિશ્વાસ, બીજો મીથ્યા માયા ભાસ' 'એમાં પરમાત્માનો વાસ છે, માટે શ્વાસનો પ્રકાશ છે.' એજ**

અભ્યાસ પાડવો કે અંતરથી નિસ્પૃહીપણું આવે. અંતરથી **હું ને મારૂં નહિ** પરંતુ **તું ને તારૂં** એમ ગાંઠ ઉકલવી જોઈએ. '**ગતિ જાણે** તેજ **વક્તા, બીજા તે ભસ્તા.**' મડદાને ભય શો એમ '**મરતા પહેલો જાને મરી,**' અખો કહે છે તેમ 'મૃતક સમ મીઠું કાંઈ નથી, સારમાંથી સાર કાઢયું મથી.' એમ મરીને જીવ્યાનો મર્મ કોકને જડે છે. અંતર મરવું અને ઉપરથી જીવવું. પરંતુ દયા ધર્મકો મૂળ-એ નીતિને–એ યુક્તિ. જ્ઞાનાગ્નિ–જ્યાં એવું જ્ઞાન પ્રગટ થાય, એવા અગ્નિરૂપમાં કર્મ, ધર્મ ભર્મ બધું ભસ્મ થઈ જાય છે. 'શાસ્ત્રનો અર્થ ના સમજાય ત્યાં સુધી શાસ્ત્ર ભારરૂપ છે ને અર્થ સમજાય પછી શાસ્ત્ર ખોટું છે.'

'**એક આત્મા, બીજો** જડ **દેહ,** ને **ત્રીજું મન** તેમાં સોહં છૂટયો કે શું રહ્યું? ત્રણેની ગ્રંથી છે ત્યાં સુધી બધું. ' પરબ્રહ્મ મારો આત્મા, અર્જુન મારૂં મન (હું પરબ્રહ્મ નહી) આત્મા તે પર-બ્રહ્મ. ' પડળ સઘળાં પરાં થયાં—સંશય બધા દૂર થયા, જતા રહ્યા.

**અનુભવઃ**—'અનુભવ એવો કે આ દેહ આપડે પામ્યા છીએ એજ સત્ય છે, પછી શું થાવ છે તેની કલ્પનાજ કરવી નહી ને એક પોતાનો ધર્મ ને બીજો દેહનો ધર્મ. **જ્ઞાની પોતાનો ધર્મ પાળે** છે બીજા **દેહના ધર્મ પાળે છે.** પોતે એટલે સોહમ્ આત્મા ચૈતન્ય છે તે સર્વ વ્યાપક છે, એ જેણે આત્માનો નિશ્ચે કર્યો તેજ ધર્મ પોતાનો, ને આત્મા જાણીને સેવા કરે તેજ ઉત્તમ ધર્મ છે.' 'પોતાનો ને પરનો એક આત્મા જાણ્યો તેણે પોતાનું કલ્યાણ પોતેજ કર્યું. ને હું પોતાનીજ સેવા કરૂં છું અને પોતેજ સત્ય સ્વરૂપ છું. આત્માને તો એક સર્વમાં આત્મા જાણવો તેજ ધર્મ; બાકી બધા દેહના ધર્મ છે. બીજા તો મનના ને તનના.' ' ધર્મ શું? સત્–સત્–સ્વરૂપ.'

**મનને આનંદ થાય છે તે તો દેહના સુખનો આનંદ થાય છે. આત્માના આનંદની મનને ખબર નથી.**' 'માટે ધર્મ પંથના

ગુરૂઓ સ્વાર્થને લઈને દેહનેજ સત્ય બતાવે છે. જ્ઞાની પોતાનો ધર્મ બતાવે છે અને સ્વારથી ગુરૂ દેહને બતાવે છે તે માયા માટે.' રાસ લીલા:—'એટલે માયાની લીલા અને કુત્તાકુત્તીની લીલાને લીલા કહે છે. એવી લીલા પરમાત્માએ કરેલી ન હોય, એતો બનાવટી છે. પરમાત્મા આપણા જેવાજ હોય? ના. એ એવી લીલા કરેજ નહી. દેહ તે સંસાર; દેહનો વ્યવહાર તે લીલા. પણ પરમાત્માની લીલા કેવી તે જાણી? જેને આંખ્યો નથી? ફૂટી ગઈ છે? અને હમણાં કોણ લીલા કરે છે? અને સાચો તો એક પોતેજ છે. માટે

**सर्व धर्मान् परित्यज्य मामेकम् शरणम् व्रज ।**

દેહના બધા ધર્મ છોડીને મનેજ જાણ—સર્વમાં મનેજ જો. કુતરામાં ચંડાળમાં સર્વમાં અને કૃષ્ણમાંએ કીધો હતો; આજ કે બીજો? જ્ઞાની મોટા કેમ કે'વાયા? પોતાના આત્માને જાણ્યો માટે દેવ કહેવાયા અને દેહને જુઠો જાણ્યો ને આત્માનેજ સાચો જાણ્યો. જ્ઞાનીને તો ભલે માનો કે ન માનો પણ સત્ય વાતજ કહેશે કારણ કે સાચા પરોપકારી છે.'

'પંચ ભૂતનાં પૂતળાં બધાં ભૂતજ છે. બધાં ભૂતે ભૂત. ભૂતડાં ઉડી જવાનાં આ બધા માણસોનું ટોળું તે ભૂતડાંનુંજ ટોળું છે સાચું નહી. આખરે બધાં ભૂત ઉડી જવાનાં, વિખરાઈ જવાનાં.' પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, આ પંચમહાભૂત. ' તું એકને જાણે તો તને અનેક જાણે.'

ભિખારી કોણ? બહુ પૈસાવાળો; કારણકે તૃષ્ણા કરી કરી બહુજ ભેગું કર્યું હોય અને તો પણ તૃષ્ણા મટેજ નહી. ગામનો મોટો ધનાઢય તે મોટામાં મોટો ભિખારી છે એમ જાણવું.




એક માણસ મરવા સુતેલો હતો. પુણ્ય કરાવવાનો આપણામાં રિવાજ હોય છે. તેની પાસેના માણસે મિઠાઈના લાડુની ટોપલી આણી મરનારનો હાથ અડકાડી વ્હેંચવા નીકળ્યો. રસ્તામાં પૂછતો જાય 'કોઈ ભિખારી આટલામાં છે?' કોઈ મશ્કરો હશે તેણે આંગળી કરી મોટી હવેલી દેખાડીને કહ્યું કે એમાં જા ત્યાં મોટો ભિખારી છે; કદી એને જોઈએ તેટલું પુરૂં મળતુંજ નથી, એ બિચારાને ત્યાં જઈને આપી આવ. પેલો ઓલીયો આદમી સાચું માનીને ત્યાં ગયો. શેઠ બેઠા હીંચકે ઝુલતા હતા. નોકર ચાકરો કામ કાજ કરતા હતા ને શેઠાણી બીજો કારભાર કરતાં હતાં. લાડુનો ટોપલો લાવીને ત્યાં મૂકીને ચાલતો થતો હતો. શેઠે પહેલાં તો વિચાર્યું કે કોઇને ત્યાંથી પીરસણુ આવ્યું હશે. પછી શેઠે પેલા ભાઈને પૂછ્યું કે કોના ઘરનું છે શાનું છે? પેલાએ કહ્યું કે મરઘાભાઈ મરવા પડેલા છે ને પૂણ્ય કરાવ્યું તેના લાડુ છે. ભિખારી શોધવા નીકળ્યો હતો; કોઈએ કહ્યું આ હવેલીમાં મોટો ભિખારી છે તે ધરાતોજ નથી. શેઠના ને શેઠાણીના મીજાજનું કલ્પી કાઢો.

---

રામ તથા કૃષ્ણ ક્ષત્રી હતા પરંતુ બ્રાહ્મણો તેમને પૂજે છે માટે જાતી ઉપર જોવાનું નથી. જ્ઞાન થાય તે સૌથી મોટો ભક્ત તેજ ભગવંત.

'હરી ભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાયે,'

" હું કોણ ને કોના વડે? એ ઉકેલનો રસ્તો ગુરૂ કૃપાથી જડે તો કદી પાછો ન આવે. આ મીથ્યા દેહનું શું થવાનું એતો જવાનું.

પ્રારબ્ધ એટલે શું ? એ તો એની કૃપાએ થવાનું. ‘વિના ગોળીએ ભડાકો તે નિશાન ન ઉડે.’ બંદૂકમાં ગોળી ભર્યા વિના ભડાકો કરીએ તેથી અવાજ થાય પરંતુ નીશાન ઉડે નહી. એમ વાચક જ્ઞાન બધું એવું ગોળી વિનાના ભડાકા છે. અંતરમાં લક્ષરૂપી લોચન નથી ત્યાં સૂધી ગોળી વિનાના ફોગટ ભડાકા છે.

કીર્તિને માટે ધામધૂમ. જે કંઈ કર્તવ્ય છે તે બધું બહાર દેખાવને માટે છે અને કીર્તિની લાલસાએ છે. બોલવું તે પણ સારા દેખાવ માટે છે અને જે જે ધામધૂમ અથથી તે ઇતિ સૂધીની તે બધીજ કીર્તિ માટે છે. દુનિયા આખી કંચન, કામીની, ને કીર્તિ એ ત્રણમાંજ ગબડતો ગોળો છે. એક નહી તો બીજું પરંતુ આ ત્રિપુટીમાંજ. ‘તે ગુરૂ સેવીએરે જેનું મૂલ તોલ ન માપજી.’ તેના જડે માટે શ્રીગુણ દેહ ધારી ગુરૂને પકડયા એટલે બંન્ને જડયા. માટે કીયા ગુરૂની સેવા થાય છે; આ દૃષ્ટિ કરો. શ્રીગુણને પકડયા એટલે અંદર રહેલો નિર્ગુણ તારા હાથમાં આવ્યોજ. સદ્‌ગુરૂ તે શ્રીગુણ ને નિર્ગુણ એકજ છે. શરણ એટલે એનું—ગુરૂનુંજ. જેમ વ્હાણને જડેલું હજારો મણનું લોઢું વહાણ સાથે પાણીમાં તરે છે ને છૂટી એક રેખ નથી તરતી, પણ ડુબે છે.



# દ્રષ્ટાંત ૫.



દેવ લોકોની મોટી સભા ભરેલી હતી ત્યાં નારદ કૃષ્ણ વિગેરે બધા દેવ લોકો બેસતા. બધાને માથે ગુરૂ હતા. દરેકે કોઈ એક ગુરૂ પાસેથી વિદ્યા પ્રાપ્ત કરેલી અર્થાત્ માથે ગુરૂ ધારેલા. અને નારદને માથે ગુરૂ નહી. જ્યારે સભા વિખરાય ત્યારે નારદ ગયા પછી એટલી જગા

ખોદાવીને બીજી મટોડી પૂરાતી. એમ હંમેશ થતાં બધી જગા બીની ને બીનાશવાળી થવા લાગી. એક દીવસ નારદને બીનાશ લાગી. તેમણે ભગવાનને પૂછ્યું આ બીનું કેમ છે? ભગવાને કહ્યું નારદ જવાદો એ ન પૂછશો. એટલે તો દીલમાં વધુ ગોટાળો ભરાયો. કહે નહી મને જે હોય તે કહી દો. 'નારદ હઠ ન કરશોને! નહી મને તો કહીજ દો. નારદની હઠને લઈને ભગવાને કહ્યું નારદ દરેકને માથે સદ્‌ગુરૂ છે ને તમારે માથે નથી, માટે તમારા ગયા પછી અપવિત્ર થયેલી ધરતી ખોદીને નવી માટી પૂરવી પડે છે. નારદે કહ્યું કે ધરતી સરખી પણ અપવિત્ર થાય છે? રોજ તમે ભગવાન અને તમારી સંગત છતાંએ આ અપવિત્રતા કયાંથી રહી! ભગવાને કહ્યું નારદ સુક્ષ્મ અહંકાર ગાળવા અને આપણે મોટા નથી પરંતુ આપણે માથે મોટા છે એ માટે તમારે પણ ગુરૂ કરવાજ પડશે. જુઓને મારે માથે પણ મેં સદગુરૂ ધારેલા છે અને હું પણ એમની આજ્ઞામાં રહું છું. નારદે કહ્યું મારે લાયક મને ગુરૂ બતાવો એમને હું ગુરૂ કરૂં. ભગવાને કહ્યું વળી લાયક એટલે શું એજ તમારૂં અભીમાન છે. ભગવાને એક માયિક કલ્પિત નગર રચીને કહ્યું આ શહેરના દરવાજામાં સવારે ચાર વાગે જતાં દરવાજો ઉઘડે અને જે પ્રથમ તમને સામે મળે તે તમારે ગુરૂ ધારીને તેમની સેવા ઉઠાવવી. નારદ સવારમાં ઉઠીને મળસ્કે ચાર વાગે પ્રથમ દરવાજે ગયા, ત્યાં તો ઢીમર પોતાના ધંધાની જાળ લઇ અંગ પર બદન વીના ચાલી આવે છે. નારદને થયું કે ભરી સભામાં મેં કેવા ગુરૂ કર્યા તો આવા કહેતાં શરમ લાગે માટે આતો નહી; બીજા કરીએ. એમ કરી ઉતાવળા બીજે દરવાજે આવ્યા. ત્યાં દરવાજો ખોલ્યો કે સામે તેવોજ માછી દેખાયો. તેમજ ગામના ચારે દરવાજામાં પેસતાં માછીજ આવ્યો. છેવટે એનેજ ગુરૂ માનીને પાછા આવ્યા. સભા ભરાઇ ત્યારે ભગવાને પૂછ્યું, નારદ ગુરૂ કર્યા? કહે, હા કર્યા, પણ જેવા તેવા. ભગવાને કહ્યું ગુરૂને જેવા તેવા કહ્યા માટે હવે તમે લખચોરાશીમાં પડયા,

અને હવે આથડયાજ કરો, ગુરૂની નીંદા કરી માટે હવે છૂટીજ રહ્યા. નારદે કહ્યું તમે ભગવાન છો, ને તમે છોડી મૂકજો. ભગવાને કહ્યું મારા બાંધેલા ગુરૂ લોકો છોડે પરંતુ એમના બંધન થયેલા મારાથી ન છૂટે માટે હવે તો એજ છોડશે. બીજા કોઇથી નહિ છૂટે. નારદ કહે 'પણ એ તે શું છોડે?' નારદ હજીએ તમે એમની અવગણના કરો છો એ અભીમાન જ છે. નારદ સવારના ગુરૂની રાહ જોતા દરવાજે આવ્યા. દરવાજો ઉઘડતાં નીત્ય નીયમ પ્રમાણે ગુરૂ દેખાયા. પગે લાગી નારદ માફી માગવા લાગ્યા. ગુરૂ કહે નારદને 'તમે બ્રહ્મદેવ છો અને હું તો કાંઇ પણ જાણતો નથી માટે મોટાને પગે પડો, હું તો એક ઇશ્વર શીવાય કાંઇ પણ જાણતો નથી.' નારદે કહ્યું મેં તમારી અવગણના કરી છે અને ભગવાને મને ચોરાશીમાં પડયાની બીક દેખાડી છે, તો તેમાંથી છૂટવાનો રસ્તો બતાવો. ગુરૂએ કહ્યું નારદ હું તો ચોગાશી કે પંચાશી કંઇજ સમજતો નથી માટે ભગવાન પાસેજ જાઓને કાગળ ઉપર ચીતરાવી લાવોને! તે લઇને અહીં આવજો. એ પ્રમાણે ભગવાનને કહ્યું કે મારા ગુરૂ તો ચોરાશી કંઇ જાણતા નથી માટે કાગળ ઉપર ચીતરી આપો. ચારખાણ અને એકવીસ એકવીસ લાખ યોનીના જીવ દરેક કુંડમાં એમ બધું ચીતરીને કાગળ નારદને આપ્યો. નારદ હરખાતા હરખાતા ગુરૂજી પાસે આવ્યા. પગે લાગી પત્ર આપ્યો પોતાની પાસે મૂકી જોતા હતા; નારદને કહ્યું હવે આની અને મારી આસપાસ સાત વાર પ્રદક્ષિણા કરીને બોલો કે હું છૂટી ગયો એટલે છૂટશો. એમ કરી નારદ છૂટી ગયા ને ભગવાન પાસે આવ્યા. ભગવાને નારદને કહ્યું, કહેતા હતા ને કે જેવા તેવા. કેવી જુક્તિ કરીને છોડયા. માટે ગુરૂની બલીહારી છે. કાંઇ ન જાણે પણ એક મને જાણે એટલે તેનું અજ્ઞાન ખશેડી જ્ઞાનરૂપી દીવો મારે પ્રગટ કરવો પડે છે, અર્થાત્ તેમાં હુંજ પ્રગટ રૂપે રહું છું. હું સદા વ્યાપક છું, પરંતુ **મારૂં રહેઠાણ સંત છે. તેમના હૃદયમાં પ્રગટરૂપે રહું છુ.**

'જાવું તે સદગુરૂને શરણે, જે પ્રત્યક્ષ પ્રમાણ પ્રીછવે; ગરવા ગુરૂ

મળ્યારે ત્યારે મન પામ્યું વિશ્રામ, એવા સમર્થ જ્ઞાની ગુરૂ મળ્યા ત્યારે મન શાન્ત થયું. ‘ ગોળીરે આપી જ્ઞાનની ’ એવી જ્ઞાનની ગોળી આપી કે આ દશ્ય રોગ મટાડી દીધો.

‘ કહ્યા છે ગુરૂ કરવા કેવારે, તરેને તારે છે એવા. ’
ખલકમાં ખોટા ગુરૂ થઇ ફરે, અવિદ્યા સેવકની કેમ હરે. એમ ગુરૂનુંજ પ્રાધાન્ય પદ સર્વમાં છે, ‘ ગુરૂ વીના જ્ઞાન નહી, જ્ઞાન વીના મોક્ષ નહી.’

‘ પોતે સ્વરૂપે રહોને અને સ્વરૂપેજ છો પરંતુ મનને સ્થીર રાખો કે આમજ છે. દ્રષ્ટિ ઉપદેશ, એટલે આત્મ દ્રષ્ટિ એજ સાન, સદગુરૂની સાન ‘ **પકડે સદગુરૂની સાન તો પહોંચે નિર્વાણ.** ’

‘ મનને આનંદ વાણીથી થાય છે પણ વાણી રહીત કહાણી કોક કરે છે. વાણી પણ કોના વડે થાય છે. ’

‘ આત્મા નિરખોને નિરવાણ, આત્માજી;
દૂર દેખન મત જાઓ પકડો સુરતાકી રે દોરીજી. ’
પકડો સરતા સેં દોરી. દોરી તે શબ્દ અને અંદર સૂરતા એમ નિર્વાણ વાણી રહીત પદ તે એમ નિરખો.
‘ તનના ને મનના ચાળા તે જગતે ભાળ્યા. ’
‘ જગત રીઝાવા ઉપર ચાળા, સદગુરૂ શબ્દ સેં ન્યારા. ’
‘ **જાણપણું એજ અજ્ઞાનપણું** ’ જાણપણું જે જીવનું એજ એહને આડય. **કલ્પના એ મનના ઉછાળો.**

નિશ્ચય: ‘એ એવોજ કરવો કે આ દેહનું પ્રારબ્દ આપડે માન્યું તો આપડે પુરં કરવુંજ છે ને ચૈતનને કે જડને કાંઇ નથી, મીથ્યા કલ્પના છે. જગત સુપનું છે. પરંતુ આ **સ્વપ્ન** છે એમ કેમ જણાય એ મોટો સ્વાલ. જેને આ સ્વપ્ન જણાય તે જાગ્યો તેનું નામ જ્ઞાન અને તો તેને સ્વપ્ન મીથ્યા.

‘ કલ્યાણ કરાવો છો કોનું, આ કાયામાં તમે કલ્યાણ કરાવો છો કોનું દેહનું કે આત્માનું, કાયામાં તમે કલ્યાણ કરાવો છો કોનું ? ’

આ દેહનું કલ્યાણ કરવું છે અને દેહનું કલ્યાણ કરો એમ

અવિચારી રીતે બોલતા લોકોને જોઈએ છીએ. પરંતુ દેહ તો જડ અને નાશવાન છે તે તો માટીરૂપ કે બળીને ભસ્મરૂપ થવાનો. હવે આત્માનું કલ્યાણુ કરો. આત્મા તો પરમાત્મા છે અને એતો કલ્યાણુ રૂપજ છે. તો હવે કલ્યાણુ કોનું કરવાનું રહ્યું? વચમાં માનવાવાળું છે અથવા જેને મન કહીયે છીએ તેનું કલ્યાણુ કરવાનું છે તે જો સમજો તો બસ પતી ગયું, કલ્યાણુ થઈ ગયું. માટે 'આ દેહ છે ત્યાં સૂધી આનંદજ કરોને અને હરખ શોકને બાળી મૂકો, સ્હેજ સ્વરૂપે રહો, અને ખેંચાતાણુનો સ્વભાવ કાઢી નાખો.'

'આત્મ દષ્ટિ સાધ્ય કરવી એજ સાધન.' 'આત્માકો અનુભવ આત્માહી રામ હૈ.' જેને એવા આત્માનો અનુભવ થાય છે તે આત્મરૂપજ છે તે પોતેજ એ રૂપ છે. 'બીંદુ તેજ સાગર છે. જ્યાંથી આવ્યું ત્યાંજ સમાવાનું છે. આત્મા એજ સાગર પરમાત્મા, એક બીંદુમાં સાગર સમાય. બીંદુમાં સાગર અને સાગરમાં બીંદુ. બીજમાં વૃક્ષ અને વૃક્ષમાં બીજ.

'એક બીંદુનો આ દેહ છે. શુન્ય સાગરમાંથી બીંદુ ખરે છે, તેનો દેહ બંધાય છે. પાણીની પેદાશ આખી દુનીયા છે. સર્વ વસ્તુ આ સમગ્ર વિશ્વ સાથે પાણીનુંજ બન્યું છે. શુન્યમાંથી પાણી અને બધાં તત્વો અને તેમાંથીજ આ રૂપ અને જડ બંધાય છે. પાણીનો મેલ તે પૃથ્વી.

---




### રાગ—કાફી.

' પાણીનો ખેલ બનાવ્યોરે, એની તો કહીએ અક્કલ ઘણી,
સહુથી રમનારો ન્યારોરે, શોભા તો એના નામ તણી— પાણી૦
ખરૂં એ પાણીને ખોટુંએ પાણી, પાણી અફીણને ખાંડ,

એ પાણીથી થયાં નરનારી, ને એ પાણીથી બ્રહ્માંડ,
પાણીનું બન્યું મોતીરે પાણીની બની હીરાકણી— પાણી૦
પાણીનો અમૂલ્ય કાયા બનાવી, હાડ ચામ લોહી માંસ,
પાણીનાં પશુ પંખી બનાવ્યાં, પહાડ પત્થરને ઘાસ,
પાણીના હાથી ઘોડારે પાણીની સાલ પામરી બની— પાણી૦
સર્વે ધાતુ તો પાણીની બની છે, પાણીથી પચરંગ,
સહુથી ન્યારો મારો સાંઇ બીરાજે, તેને દેખીને થયો છું દંગ,
સંગ કીધો તેનોરે, સત્તા તો આત્માની ઘણી— પાણી૦
અક્ષરાતીતે અક્ષર બ્રહ્મ નીપજાવ્યા, ને અક્ષરથી નરનાર
ઓંકારથી ત્રણ ગુણ નીપાવ્યા, એ અઠ્ઠાવીસ નીરધાર,
ઓગણત્રીસમા વિષ્ણુ રે, ત્રીસમાં બાપુ ગાય ભણી— પાણી૦

બધો ખેલ જળ તત્વમાંથી છે અને સમાય છે પણ જળ તત્વમાંજ જળપ્રલય. પવન અને પાણી માત્ર બેજ મૂળ તત્વ છે તેમાંએ પવન એજ મૂળ તેમાંથી પાણી અને એનાજ આ કોયડાનું પરિણામ આ આખી સૃષ્ટિનું ચક્ર છે.

'પાણી પવનનો કોયડો, માંહી સોખે પોખે આગ.'

વીસ+નવ=ઓગણત્રીસમાં વિષ્ણુ અને બધા વૈશ્નવ ઓગણત્રીસ તત્વમાંજ રહ્યા પરંતુ બાપુસાહેબ કહે છે કે:—

'ઓગણત્રીસમાં વિષ્ણુરે, ત્રીસમાં બાપુ ગાય ભણી.'

એથીએ આગળ ત્રીસમા તત્વમાં રહીને બોલે છે. સંત તો તેમ તેથી આગળ તત્વના અનુભવી છે. જ્યાં વેદ અને વાણી અચકે છે અને નેતી નેતી કરી હાથ ખંખેરે છે, શુન્ય કહે છે, કાંઈ નથી કહે છે ત્યાંથી તો સંતનો અનુભવ શરૂ થાય છે. આ સમજવુંજ અતિ કઠણ છે તો અદ્ધર માર્ગે જવા એવા સમર્થ ગુરૂ વિના ભેદ જડે તેવો નથી. **માટે એવા ગુરૂને શરણે રહો એ એકજ ભેદની કુંચી છે.** એવા સમર્થ ગુરૂની પ્રાપ્તી મહા મુશ્કેલ છે; જ્યાં અનેકને સેવતાં એવા એકાદ મળી જાય.

'જ્ઞાની પુરૂષની લહેર સાગરમાં રહે છે.' હંમેશાં સોહમ્ રૂપે હોય છે એટલે વ્યાપક સાગરમાંથી લહેર આવે ને જાય છે એટલે જ્ઞાની પુરૂષ એમ તત્વરૂપે સાગરમાં રહે છે. પરમાત્મ સાગરની લહેર તે સોહમ્ છે. 'ફુલ દેખીને બીજ જોવા જાય,' કે શું બીજમાંથી આ ફુલ થયું. પણ 'બીજ તો ફળમાંજ છે. ફળ નાશવાન પણ બીજ કાયમ.' પરમાત્માનું પ્રતિબીંબ તે સોહમ્.

'ભૂતડામાં રહેવું હોય તે ભૂતડાંને સેવે પરંતુ ભૂત કોને આધારે.' કોઈ કહેશે પ્રાણાયામ કરો. પ્રાણાયામમાં કરવાનું શું? એતો વગર કરે થઈજ રહ્યા છે. પોતે પોતાનો અખંડ જાપ કર્યાજ કરે છે. તું શું કરતો હતો, માત્ર એ અજપ્યા જાપને જોયા કર તેમાં સુરતા લગાડી રાખ્ય જ્ઞાનીને કશું કર્તવ્ય નથી.

**'સુલભ માર્ગ સમજ્યા સંત, હરી જાણીને સુવે નિશ્ચંત.'**
**'હું છું તારો ને તું છે મારો એમાં શો છે ઉધારો.'**

કૃપા એટલે શું? કૃપા થાય તો સરવસ મળે અને અણકૃપાથી પામેલુંએ ખુએ માટે ગુરૂનું છે ને ગુરૂને અર્પણ, ના થાય અર્પણ તો તે છે કૃપણ.'

પ્રશ્નઃ—કલ્પના રહી જાય તો ફરી જન્મ લેવો પડે એમ ખરૂં કે?
જવાબઃ—'એમ માનવું એ પણ કલ્પના. '

'કદાચ એમ માનો કે પરમાત્માને ઓળખ્યા તો શરીર છૂટયા પછી ઓળખવાવાળો કયાં રહ્યો.

પ્રશ્નઃ—ઘરે પહોંચેથી શાન્તી થાય ખરીને?
જવાબઃ—કલ્પના ના હોય ત્યાં શાન્તિ જ છે. શાન્તી તેને કહીએ કે જ્યાં કલ્પના નથી. કલ્પના રહીત તેનું નામજ શાન્તી. એજ આનંદનું ઘર છે. પોતે એકલો રહે છે.

શેઠના ઘરનો અરીસો બતાવતાં બાપજી કહે છે કે 'અરીસા પાછળ કાળપ લાગ્યું છે તેથી તેમાં દરેક દરેક દેખાય તેમ શાન્તીના ઘરમાં કલ્પના રૂપી કાળપથી જગત દેખાય. કલ્પના નથી ત્યાં જગત

**ક્યાં ?' આ દેહને સાચો માનશો તો બંધનજ છે, માટે દેહ તથા મન જુદાંજ જાણો.**

દુનિયામાં સોમાં એક સારો, લાખમાં એક, કરોડમાં એક એમ આખી સૃષ્ટિમાં એક, એમ સૌથી શ્રેષ્ઠ અનુભવવાળાઃ—

**પ્રશ્નઃ—દુનીયામાં એવાં બે બીજ હોય ?**

જવાબઃ—બાપજી કહે—'**નજ હોય.** ખરા અનુભવવાળો તો **એકજ.**'

પરંતુ પરમાત્મા સત્ય સ્વરૂપ સરવેને પ્રકાશ આપવાવાળા છે માટે જ્ઞાન સ્વરૂપ પોતાનું છે ને જગત અસત્ય એટલે અજ્ઞાનનુંજ બનેલું છે ને અંતર સુક્ષ્મ અજ્ઞાન રહેલું છે માટે એ સુક્ષ્મ અજ્ઞાન છે તેનું નામ મન પાડયું. એને મન કહો કે અજ્ઞાન કહો એકજ છે.'

'રામ રમે છે રે આતમ રામ રમે છેરે.' સૌમાં એક આત્મારામ જ રમે છે. 'રામ વડે ભાઈ રામ વડે સરવે મારા રામ વડે.'

'મીથ્યાને મીથ્યા જાણ્યું, મારી મટી ગઈ ખેંચ્યાતાણ્યું.'

'જગ સુપનાને જુઠું જાણ્યું, હવે મારે વાયુ વા'ણું.'

'સર્વેના દેહ અસત્ય તો તો તેનાં કાર્ય કર્મ સર્વે અસત્ય. ચૈતન્ય સત્ય, કારણ કાર્યથી પર નીશંક નીર્વિકારી.'

જેને સદ્ગુરૂ પરમાત્મા ઉપર દૃઢ નિશ્ચય થયો, ને એમનેજ આશરે રહ્યો, તન મન ધન એમનેજ અર્પણ કર્યું તેજ જ્ઞાની છે. જ્ઞાન સ્વરૂપ તો પોતેજ છે. આ પુતળાં તો અજ્ઞાનનાંજ છે.'

'આ સંસાર પરમાત્માનોજ બનાવેલો છે ને પરમાત્માજ ચલાવે છે ને હક બધો પરમાત્માનોજ છે પરંતુ આપડે એમાં હક ચલાવવા જઈએ છીએ ને મીથ્યા ઉભા થઈએ છીએ એટલે પરમાત્માના વિરોધી થઈએ છીએ પરંતુ એમનેજ સુંપીને રહીએ તો વાંધો નથી. એમ સમજાતું નથી એ અજ્ઞાન છે. આપણે બધાએ પરમાત્માના વિરોધી છીએ.'

**' સે'જ સ્વરૂપ કે બ્રહ્મ કો, ખેંચાતાણ સો જીવ. '**

**' જો જે અખા તને આશા નડે. '**

સૌને નડતર એકજ; એ આશાજ જો ગઈ તો બધું નડતર ટળી ગયું.

પરમાત્માનું તો **નિરાશ પદ** છે એજ **ગુરૂપદ.**




મોકો રોકનવાલા કોન, મગનસેં જાઉં ચલી,
સદ્‌ગુરૂજીને પકડી બાંય—મગનસેં૦

ઈંડા હતા તબ બોલતા, બચ્ચા બોલત નાહી,
ષટ દર્શન મેં સાચા પડીયા, ગોરખકુ ગમ નાહી—મગનસેં૦

આગે સેં તો આપ જનમીયા, પીછું બડા ભાઈ,
ધામધૂમસેં બાવા જન્મ્યા, પીછું જન્મી માઈ—મગનસેં૦

આગે સેં તો દૂધ જમાયા, પીછું દોઈ ગાય,
વાછરે ગાય કે પેટમેં, વાકો દૂધ હાટો હાટ વેચાઈ—મગનસેં૦

કીડી બાઈ ચાલ્યાં સાસરે, નવ મણ કાજળ વાઈ,
હસ્તી લીયા હાથ મેં, ઊંટ ઝપટ લે જાઇ—મગનસેં૦

કહત કબીર ફકીર મસ્તાના, એહી પદ હે નિરવાઈ,
એ પદ તો કોઇ **વીરલા** બુઝે, હંસા ઉતર ગયા ભાઇ—મગનસેં૦

મોકું=સૂરતા
ઈંડા=પેટમાં હતો ત્યારે, નહોતો જન્મ્યો ત્યારે.
બચ્ચા=બોલવા શીખ્યો ત્યારે.
ખટદર્શન=શાસ્ત્ર મત.
આગેસે જડ જન્મ્યું.
બડોભાઇ=મન, જીવ દશા.
ધામધૂમસેં બાવા=આત્મા.
માઈ=માતા, માયા.
દૂધ જમાયા=સત્સંગ
ગૌઆં=વસ્તુ સાથે વૃત્તિ, સૂરતા લાગી.
વાછડું=જ્ઞાન, અંદર પેટમાં.
કીડીબાઈ=સૂરતા.
હસ્તી=અહંકાર.
ઊંટ=મન
સાસરે=જ્યાંથી આવી ત્યાં; પરમાત્માને ત્યાં.
નવમણકાજળ=નૌધા ભક્તિ.

પ્રશ્ન:—પુનર્જન્મ નથી તો પ્રારબ્ધ ક્યાંથી થયું? એ શંકા.

જવાબ:—' તો પ્રાલબ્ધ કો'નાં છે ને કો'નાં કહીશું. પ્રાલબ્ધ દેહનાં છે કે ચૈતનનાં: ચૈતનનાં પ્રાલબ્ધ હોય નહીં ત્યારે રહ્યાં દેહનાં; દેહ તો જડ છે ને દેહ છે તે પૃથ્વીનો ભાગ ત્યારે પૃથવીનું પ્રાલબ્દ છે? જેમ પૃથવીમાંથી અનેક વસ્તુ પ્રગટ થાય છે, એ પ્રાલબ્દ? કોઈ ઠેકાણે હીરા નીકળે છે, કોઈ ઠેકાણે સોનું નીકળે છે, કોઈ ઠેકાણે રૂપુ નીકળે છે, કોઈ ઠેકાણે ત્રાંબુ, એમ સરવે ધાતુ પ્રથવીમાંથી પેદા થાય છે; વળી અનેક જાત્યનાં ઝાડ તેમાં અનેક ગુણ હોય છે માટે એ પ્રાલબ્ધ ખરૂ કે નહી? એમ અનેકનાં દેહ છે પરંતુ એક પ્રથવીજ કેવાય, માટે પરમાત્માની સે'જ શક્તિ એ માયા કે કાયા એમ સે'જે દેહમાં ગુણ છે.'

જ્ઞાન ચર્ચા: (નડીઆદમાં ગોકળભાઈ પટેલ સાથે સમાગમની પ્રશ્નોત્તરી છે.)

પ્રશ્ન રૂપે:—મનોમય જગત છે, મન માને છે, મન કરે છે, મન આનંદ માને છે, દેહને ને આત્માને કાંય નથી, એ નિશ્ચે સુપન છે.

જવાબ:—' આ જગતની મીથ્યા માથાકુટ છે કેમકે પરમાત્મા જ્ઞાનસ્વરૂપ છે તે માટે પરમાત્માને કાંય નથી આતો પરમાત્માએ એક મીથ્યા અજ્ઞાન બનાવ્યું છે, તેજ આ જડનો ખેલ કરે છે ને નચવે છે.

પ્ર૦:—આપની કૃપાથી સમજ તો બધી પડી ગઇ છે. તે આપનીજ મહેરબાનીનો પરતાપ છે.

જ૦:—આ દેહ જેણે કર્યો છે તે જાણે આપડે શું ફીકર છે,

પ્ર૦:—આપ લખો છો તે વાત ખરીજ છે પણ અમારા જેવાને જેને મન છે તેને હરખ શોક હોય છે-આપને નથી.

જ૦:—જેને તમે મન કહો છો તે એક અજ્ઞાન છે, તે બધાંને ભાન ભુલાવે છે, ને મીથ્યા છે.

અજ્ઞાન છે ત્યાં સુધીજ સુખદુઃખ છે ને સુખ દુઃખ માન-નારૂં એજ મન માટે પરમાત્માજ છે એવો નિશ્ચય થાય તો શું જડની માથાકુટ છે ચૈતનને કાંય નથી. આ દેહમાં ચૈતન છે તોજ દુઃખ છે, એ ના હોય તો જડને દુઃખ શું માટે તું જાણું, તુંજ ભોગવવા આવ્યો છે તે ભોગવ્ય; મારે શું ?

પ્રઃ—હું તો હવે ઉમર પૂરી કરી રહેવા આવ્યો છું. હવે છેડા ઉપર છું તેથી હવે કાંઈ કરવાનું રહ્યું નથી. પરવારીને બેઠો છું. એમ મન માની રહ્યું છે; પણ જુવાન માણસોને તો કરવાનું બહુ બાકી છે તેથી મન શાન્તિ ઉપર આવતું નથી.

જઃ—'જેણે અવતાર આપ્યો છે તેજ બધું કરે છે, આપડે તો મીથ્યા માની લીધું છે, આપડા બાપદાદા ગયા, અટકી રહ્યું નથી, ચાલે છે. પ્રભુ એક તો ધર છે ને બીજો ભાડુત છે ત્રીજો ધરનો ધણી છે હવે ત્રણેમાં ચિંત્યા કોને છે ?

પ્રઃ—ધણીને તો કંઈ લેવા દેવા છેજ નહીં. પણ મન ધણી થઇને બેઠું છે તેથી તે ચિંતા માની લે છે.

જઃ—મનના હાથમાં ખરૂં કે ?

પ્રઃ—મન ઉભું હોય ત્યાં સુધી હાથમાં નથી પણ ખોટું માની રહ્યું છે.

જઃ—ધણીને લેવા દેવા કાંય નહીં ત્યારે પાપ પુન્ય સ્વર્ગનરક ખરૂં કે ?

પ્રઃ—મન જુદું છે એટલે તેનું માનવું પણ જુદું છે. પરમાત્માને સરગ નરક હોય એવું કહેવું એજ અજ્ઞાન છે.

જઃ—માટે બધા મનના કુટારાજ છે. ખોટાનું માનેલું ખોટું, કરેલું પણ ખોટું, ભોગવેલું પણ ખોટું માટે આનંદ કેમ કરીને રહે ?

પ્રઃ—સુરતાની દોરી હાથમાં આવે તેથીજ મન તેમાં રહે છે ને પછી શરીર ઉપર ખુમારી ચઢી, અનેક પ્રકારના આનંદ જણાય છે, ત્યારેજ મન ત્યાં રહે છે ને ખોટા તરફથી પાછું ભાગે છે. માટે ખરો રસ્તો સુરતાજ છે.

જઃ—સાચામાં સુરતા રહે ને ખોટા વેવાર કરે તો વાંધો કાંય નથી.

પ્રઃ—વહેવાર ખોટા જાણીને કરે તો વાંધો રહેતો નથી. એમ મારૂં સમજવું છે.

જઃ—પણ ખોટું મનને નિશ્ચે દ્રઢ થવું જોઇએ એજ વાંધો.

પ્રઃ—ગુરૂ સારા કરવા તેટલાજ માટે છે. વાંચે કંઈ વળતું નથી. પ્રત્યક્ષ ગુરૂ મળે ને તેમની કૃપા થાય ત્યારે સાચી સમજ પડે છે

જઃ—તારેજ કૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે હું સંતમાં રહું છું મા ગુરૂને ગોવિંદ કહ્યા છે. સંતમાં આત્મા છે એજ પ્રગટ કૃષ્ણ છે કોણ અજ્ઞાની છે. તેને સમજાવીએ, સરવે જ્ઞાનીજ છે, પરં વાણીનો વિલાસ છે તેથી મન શાન્ત રહે એટલુંજ. સંતે આત્મ ને ઓળખ્યો ને બીજાને ભાન નથી એટલોજ વાંધો છે. આપ તો પ્રભુ એક ધામના છીએ ને એક ઘરના છીએ, જુદા નથી માંદગીમાં:—

પ્રશ્નરૂપેઃ—હવે પછી આપ કોઇની સાથે કંઈ બોલશો નહિ.

કારણ કે આપે બોલવાનું ને સમજાવવાનું કંઈ બાકી રાખ્ નથી. પરમાત્માએ આપને આરામ આપવા માટેજ કાને બહેરા બના દીધા છે. માટે તેમના કરવા પ્રમાણે હવે મુગા રહી શાન્તિ ભોગવે

જવાબ રૂપેઃ—ગોકળભાઇ આપને તો અનુભવ છેજ તેથી વધારે કહું, પરંતુ એક આપડામાં સોહં. કહો કે ગમે તે નામ પારે પરંતુ એ છે ત્યાં સુધી એનામાંજ મનોવૃત્તિ રાખવીને શિવાય વાણીનો વિલાસ છે. આનંદ મનને કરાવવો.

પ્રઃ—હવે આપ લખવાનું કામ પણ ઓછુંજ રાખશો.

જઃ—એ બધા મનના વેવાર છે, એ બંધ થાય તોજ શાન્િ આવે. આ સુપનું ક્યાં સુધી રેશે? હવે જાગ્યા. તોય જણા છે ખરૂં, ખોટુંજ છે. પ્રભુ મારા રામને તો હવે આ દેહ ઉપ પણ વૈરાગ્ય થવો એમાં તો શું! કેમકે અસત્ય છે પરંતુ આત્મ ઉપર પણ વૈરાગ થઈ ગયો છે; કેમકે તું છું તોજ દેહને, દુઃ સુખ થાય છે નહિ તો કાંય કેવાનુંજ ન રહે, શુંન મંડળ થ

જાય. મને તો કોઇ જાતની ઇચ્છાજ નથી, મોક્ષની કે પામવાની કે કશી જાત્યની નથી કેમકે સુપનાનોજ ખેલ દેખું છું–ખોટો. અનેક થઇ ગયા દેવ દાનવ, મહાત્મા સરવે સુપનામાંજ થઇ ગયાને હાલ પણ એમજ છે–તદન જુઠુંજ છે–અજ્ઞાનનુંજ અંધારૂં વળી ગયું છે–નિશ્ચે એમજ છે. માટે બોલવા જેવું નથી પરંતુ આ વાજુ વગાડનારો વગાડે છે તે કાંય નહિ, મનને રાજી કરવું; પણ નિરાશ થયા વિના છુટકોજ નથી માટે મન નિરાશ થઇ ગયું છે.

' સૂરતા લાગી છે તેની ભ્રમણા ભાગી છે, તે જાણે કોઇ સંત સોહાગી.'

હું તો મીથ્યા જડ જેવો છું, મારી શક્તિ કાંય નથી પરમાત્માજ છે, એ શિવાય બીજું કાંય મને ખબર નથી, જેણે કર્યું હોય તે જાણે.'

સેવાનેજ ધ્યેય માન્યું છે એવી પ્રશ્નોત્તરી પછી ભગતજી કહેવા લાગ્યાકે 'પ્રભુ કલ્યાણનો રસ્તો આજ છે, બીજા વાચક જ્ઞાનથી કે ઉપરનાં પાંપલાં કરવાથી પ્રભુ રીઝે એમ નથી માટે આત્મા પ્રગટ કૃશ્નજ છે; હું નથી. હરીજનના દેહમાં આત્મા કૃશ્ન પ્રગટ થાય છે તે સંત સેવાર્થીજ; પછી જ્ઞાનમાં બાકી રહ્યુંજ નહી. બીજું તો મન રીઝાવાનું એમાં તો અભિમાન વધે કે હું કેવો છું, સરવેને હરાવું છું તે ચડેલો પડે છે પરંતુ આધીનતા આવવી બહુ કઠણ છે.'

**ઉપાધી સંબંધિઃ—**

' ભલે તમે માનશો તો પણ તમારા આત્મારામને તો જરા કાંય નડે એમ નથી. કેમકે આત્મા સોઈ પરમાત્મા છે, બીજો નથી માટે દેવ દાનવ માનવ પશુ પક્ષી ચરાચર વ્યાપક એક કૃશ્ન પરમાત્મા છે. હે અર્જુન હું સર્વેમાં છું; જેમ એક સુત્રમાં સરવે મણિકા પરોવાયલા છે તેમ હું સરવેમાં ઓમ રૂપે સર્વેમાં છું, ત્યારે ૐ એજ કૃશ્ન છે માટે આપડામાં ને કૃશ્નના દેહમાં જે ૐ હતો તેજ આપડામાં છે માટે ૐ કૃશ્ન સધામ ગયા, દેહ નહી.'

( ગોકળભાઈ પટેલ સાથે )

પ્રશ્ન:—આપના શરીરને કેમ છે ?

જવાબ:—'શરીરકા સુખ કયા પૂછના? એ તો કાગદ જેસા કરમ.

પ્ર૦—પણ મનનો ધર્મ છે માટે પૂછીએ છીએ.

જ૦—મોંકણેય મનનીજ છે બાકી કાંય નથી.'

'તમારી લીલા જોયાં કરવાની છે. છેવટે તો મીથ્યા છે. શાસ્ત્રમાં કહ્યું છે કે સ્વર્ગ મટામટ.'

પ્ર૦—મન માને તો આપ કહો છો તેવુંજ છે.

જ૦—'જીવતાં સ્વર્ગમાંજ છીએ ને જોયાં કરીએ છીએ.'

પ્ર૦—મન સ્વર્ગ માને તોજ.

જ૦—'મન તો અજ્ઞાની છે પરંતુ મારૂ સ્વરૂપ જ્ઞાન સ્વરૂપ છે.

પ્ર૦—દેહનો સંસ્કાર હોય ને સદ્દગુરૂનો ઉપદેશ મળે તોજ મન એવું સ્વર્ગ માને છે.

જ:—'નાદારી અરજી આપી દીધી છે પછી દાવો રદ થયો.'

પ્ર૦—નાદાર થવામાં આબરૂ જતી રહે છે.

જ૦—'હું ત્યાં સુધી મારૂં.'

વકીલ જેમ ફાંસીને લાકડેથી એક શબ્દમાં છોડાવે છે તેમ સંત પણ છોડાવે પરંતુ વકીલ જેમ મુખત્યાર નામું લખાવી લે છે તેમ સંતને વકીલ કરવા હોય તો મુખત્યાર નામું લખી આપો.

'ગગન ચંદ નાવે જળ વીખે.'

જળાશયમાં ચંદ્રનું પ્રતિબિંબ દેખાય, પરંતુ તે બિંબને જળ સ્પર્શી શકતું નથી તેમ પરમાત્માના સોહમ્ પ્રતિબિંબને દેહમાં હોવા છતાં દેહની ઉપાધિ બાધ કરી શકતી નથી. ખરો ચંદ્ર નીચે ઉતરીને પાણીમાં આવ્યોજ નથી—આવતોજ નથી; તેમ પરમાત્મા પોતે તો જ્યાં છે ત્યાંજ છે—જેમ છે તેમનું તેમ સદાય; તે કાંઈ

જન્મતો નથી, મરતો નથી કે આ ભોગવતો નથી. એક માત્ર તેમના પ્રતાપથી-સોહમ્ પ્રતિબિંબથી બધો વ્યાપાર ચાલ્યા જાય છે. સોહમ્ છૂટીને ક્યાં જશે! જળાશયનો ચંદ્ર ક્યાં સમાશે! બધું તેવુંજ છે. કલ્પના માત્ર— કળ ફના છે. 'ટેક હમારી તો હે જો ફનાકી.' સાચો જે પરમાત્મા તેજ સાચો બાકી બધુંજ ફના મુકામ.



૮




૧. એક પ્રસંગે બોલેલા કે ૫૦ સંતનું ટોળું નર્મદા નદીને કિનારે ગત જન્મમાં આપણું મંડળ હતું જેમાં છોટુભાઈ શંકરજી મહંત હતા અને સિદ્ધ હતા, ' તે ઐસા હો જાયગા' વિગેરે બોલી સિદ્ધિ વાપરી આ જન્મમાં પતિત થયેલા, અને ભગતજી પાસે બધાએ ખૂબ કામ લીધેલું-લાકડાં સંકોરાયેલાં, જેથી કહેતા કે ધૂણી પાણીના સંસ્કાર, એટલે બધાને સેવા કરવીજ પડે છે એમ કહેલું.

૨. વલસાડ બંગલે પ્રથમ પ્રસંગે ગયા ત્યારે મોટો સર્પ દેખાયલો. ફરતાં નજરે પડેલો, જ્યાં સમડી વિગેરે ઉડતી ત્યારે બોલેલા કે આ બંગલાનો માલીક છે. ત્યાર પછી તેની ગતિ થયેલી. ફરીથી જોવામાં આવ્યો નથી.

૩. વીસનજી શેઠ પ્રસંગમાં આવ્યા તે પૂર્વે સુરતમાં બોલેલા કે એક સરાફ પ્રસંગમાં આવવા રહી ગયો છે. ત્યાર પછીના પ્રસંગમાં શેઠ જોડાયેલા.

૪. બાપજીના ભત્રીજા મોહનભાઈની દીકરી દોઢેક વર્ષની ઉંમરની, ઘણી માંદી હોવાથી સંધ્યાકાળે પોતાના ખોળામાં લીધેલી ત્યાંજ પતી ગયેલી અને પછીથી તેજ અત્યારે જે વામન છોકરો

હયાત છે તેનેજ માટે બોલેલા કે સ્ત્રીદેહ મૂકી પુરૂષ દેહે પાછો આવ્યો છે. પ્રભુની કૃપા છે.

૫. ઘણીવાર બોલતા કે સંસ્કાર સારા છે, સાચી કમાણીનાં ફળ છે, પહેલાંનું અધુરૂં છે વિગેરે.

૬. 'મારા ગુરૂ ફરી અવતર્યા છે (સ્ત્રીમાં મોહ રહી જવાથી)' એમ બોલેલા પણ 'કયા ગુરૂ' તેનું સ્પષ્ટીકરણ નહી કરેલું અને પ્રસંગમાં આવશે એમ બોલેલા જે પછી આવી ગયા હશે પણ કોણ? નિર્ણય શાથી થાય સાબીતિ શું?

૭. વાતમાં **દુર્યોધનનોજ** અવતાર તે **અકબર**, તથા **કરણરાજા** મરી ગયા પછીથી **સગાળશા** શેઠ થયા, **રામ** મરીને **કૃષ્ણ** થયા, હવે **કલંકી** થશે–થયા છે ગુપ્ત છે.

૮. સ્પષ્ટ સમજાવતા બોલેલા કે:—રામચંદ્રજી અને રાવણના યુદ્ધ વખતે લક્ષ્મણ અને ઇંદ્રજીતને યુદ્ધ થયેલું તેમાં લક્ષ્મણને મૂર્છા વળેલી અને પછીથી જે યુદ્ધ ચાલ્યું તેમાં ઇંદ્રજીત મરાયો તેની સ્ત્રી સતી હતી, તેનો હાથ છૂટો પડી ઉડીને જ્યાં તેની સતી સ્ત્રી સુલોચના ચોકમાં માથું ઓળાવતી બેટેલી ત્યાં જઇને પડયો. સતીએ જાણ્યું કે મારા પતિનું કંઈક વિપરીત થયું. ખડીયો કલમ હાથ પાસે મૂકતાં પત્રમાં લખાયું કે મારો દેહ રણક્ષેત્રમાં પડયો છે. મારૂં માથું રામચંદ્રના સૈન્યમાં રામચંદ્ર પાસેજ છે ત્યાંથી લઈ આવજે. સતી ત્યાં ચાલીને રામચંદ્ર પાસે તેમનું સૈન્ય ભેદીને પહોંચી ચૂકી. રામચંદ્રને કહ્યું કે મારા પતિનું મસ્તક આપો. રામચંદ્રે સતીત્વ બતાવવા કહ્યું. સતીએ પતિને વિનંતી કરી કે જો આપની ખરી પતિવ્રતા હોઉ તો આપ ખડખડ હશી પડો. પતિનું મસ્તક ખડખડ હશી પડયું. રામચંદ્રે આવા રાક્ષસ કુળમાં પણ આવી સતિ છે એમ કહી વરદાન આપ્યું કે '**જા કળિયુગમાં તારૂં સો વર્ષ રાજ્ય થશે. આ થયાં મહારાણી વિકટોરિયા. સો વર્ષ**

**હવે પુરાં થયાં? થયાં હોય તો પ્રભુને માલમ કેમ થાય છે, કંઇક નવા જુની–ફેરફારી. આ સુલોચના સતિનોજ કળિયુગનો અવતાર તે મહારાણી વિકટોરીઆ.**

૯. કબીરજીની વાત નીકળેલી. તેમના ગુરૂ રામદાસ તેજ ફરીને ધર્મદાસ થઈ ચેલા રૂપે અવતરેલા એમ બોલેલા. કલંકી અવતાર લઈ ચૂકયા છે તથા પૃથ્વી ઉપર છે એમ બોલેલા ત્યારે પૂછેલું કે કયાંથી આવ્યા? ત્યારે આવેશમાં આવી જઈ બોલેલા કે પાર કોઈ ગયો નહિ. છૂટવું તો મહા દુર્લભ છે. આપણે તો ગુરૂ કૃપાથી પાર જવાના. મારામાં કાંઈ નથી પણ મારા ગુરૂનો એવો પ્રતાપ છે.





## જન્મ મરણ નથી.

૧. એક પ્રસંગે પૂછ્યું, જન્મ મરણ છે? સમજાવવા લાગ્યા. કહેલું કે 'હા' કે 'ના' એમાંથી એકજ કહો; ત્યારે બોલેલા કે '**ના.**'

૨. મરતાને ટાઇમે બોલેલા ' પાપ નથી, પૂણ્ય નથી, જન્મ નથી મરણુ નથી, વગેરે.

૩. એમ બોલતા કે ગયો તેતો ફરી આવી રહ્યો, પરપોટા ફૂટી ગયો તે તો ગયો. ' ફુટયા કુંભ જલ જલમેં મીલિયા, ' મીઠાની પૂતળી સમૂદ્રમાં ગળી પછી તેને બ્રહ્માદિક પાછી બોલાવે, તોપણુ તે કયાંથી આવે? ઝાડનું દષ્ટાંત આપી કહેતા, પત્ર ખરે તે પાછું ફરી ચોટે?

૪. જો જન્મ મરણુ છે તો કોઇને યાદ કેમ રહેતું નથી, કોઇને યાદ છે ગત જન્મ ?

૫. કબીરજી, છોટમ, પ્રીતમ, અખો, વિગેરેની સ્થિતિ સમજાવતાં બોલેલા કે અખો સૌથી ટોચ. ત્યારે પૂછેલું. શું ગતિ ગતિમાં ફેર ખરો ? ત્યારે બોલેલા 'હા' અને વળી ' કાંઇ નહિ આપણે શું જાણીયે; પ્રભુ તો એકજ' વિગેરે.

૬. રામચંદ્રજી અને વસિષ્ટના વિવેચનમાં બોલેલા કે ત્રીકાળમાં જગત હૈ નહિ અને રામજીને કહેલું કે ' હે રામચંદ્ર તેરા સ્વરૂપમાં જાકરકે દેખ જગત હૈ ?–સ્વરૂપમેં કુચ નહિં. '

૭. ' જો માને તો ખરૂં, ન માને તો કાંઇ નહિ'–એમ પણ બોલેલા.

૧૦




૧. એક પ્રસંગે એકાંતમાં હરીભાઇ અને મને બોલાવી બેસાડીને કહેવા લાગ્યા ' જુઓ આ એકાંત છે. મારી પાસે કાંઈ નથી. વખતે તમને ઇચ્છા રહી જાય કે આ ન મળ્યું. જ્ઞાની પાસે માયા ન મળે અને જોઈતું હોય અને ઇચ્છાથી વળગ્યા હો તો છોડી દેજો."

૨. એમ પણ બોલેલા કે તમારૂં મન માને કે ન માને પણ કલ્યા-ણમાં તો કાંઇ વાંધો નથી. સાપનું મોઢું છુંદી નાખ્યું છે, પછી ભલેને તમારી પુંછડી પટ પટ થયા કરે તેથી વળવાનું શું છે ? પણ ' મારી પાસે કાંઇ નથી."

૩. એકવાર વાત ચાલી. હરીભાઇને કહે, ''બાપને ખોળે બેસવું છે, ને બાપા થવું છે. એ કેમ બને. મોટા થા બાપોએ થવાશે. બાપ મરશે ત્યારે તીજોરીની કૂંચી લઇને જશે કે એતો સોંપી

તેજ જશે અને સોંપેલુંજ છે; એ તો બાંધી મૂઠી લાખની, ખોલી ત્યારે રાખની; પણ સમજજો 'મારી પાસે કાંઇ નથી.'

૪. એકવાર કહે 'ભાઇ મારી પાસે કાંઇ નથી.' કહ્યું કે બાપજી એ જે કાંઇ નથી છેને, તેજ આપો. કંઇ નથી એજ નેતી શુન્ય. કાંઇ નથી થતાં શેષ સ્વરૂપ તેજ સ્વયં ૐ પરિબ્રહ્મ.

૫. સૂરતમાં બાગમાં ફરવા ગયેલા સાથે હું, હરીભાઇ તથા લાલ-કાકા અને બાપજી તો ખચિતજ હતા, એક બાંકડે બેઠા. જ્ઞાન ચર્ચા ચાલી. ધ્રુવ તારો કયો? કહે 'નાભિ'. નાભિમાં નજર રાખી ધ્યાન કરવા મને ખાસ કહ્યું કે તમારે છ મહિના આ-ટલો અભ્યાસ કરવોજ પડશે. વળી તેજ વાત વાઘછીપે નીક-ળેલી. ત્યાં ખેતરમાં બેઠેલા હું હરીભાઇ તથા બાપજી ત્રણજ હતા. ઘણા નજીક આવી વાત કરવા લાગ્યા અને તેજ વાત નીકળી 'જરૂર તમે તેજ કરો.' વિગેરે સાન આપી ગુહ્ય વાત કરેલી, એટલામાં ગુલમાય તથા ઝીણાભાઇ આવેલા. બધાએ પૂછયું બાપજી 'અમારે?' તો બોલ્યા ભલે બધાએ કરોને નુક-સાન શું છે પણ એને માટે ખાસ છે.' (એને=મારે માટે). ત્રીજીવાર ગોધરે રસોડામાં હતા. હું તથા હરીભાઇ કામ કરતા હતા. બાપજી (લોહી પડેલું તથા અશક્ત સ્થિતિએ આંટા કરતા) આવ્યા. વાત તેમણેજ છેડેલી. કહે 'પ્રભુ કંઇ પણ સ્વાલ પૂછો.' તેમનાજ બે સિદ્ધાંતને એક કરી આપવા કહ્યું; એક ભજનમાં ૧-'નાભિ કમળથી સુરતાને સાધો, ત્રીકુટી આસન જમાઇ,' અને ૨-'કાંઇએ નથી રે ભાઇ કાંઇએ નથી, જુઓ જગતમાં કાંઇએ નથી;' એકમાં કર્તવ્ય બતાવ્યું, બીજામાં કાંઇ કરવું નહિ એ બન્નેમાંથી એક રસ્તો બતાવવા કહ્યું. તેમણે કહેલું 'આ સોહમ નો દોર તમને નથી દેખાતો?' મેં અને હરીભાઇ બન્નેએ ના પાડી. કહે -સાચું કો' છો? કહ્યું હા પ્રભુ. પછી બોલવા લાગ્યા 'ઠીક

તમારો સંશય સવારે ભાગીશ. પંદર વર્ષથી મારો સત્સંગ કરો છો અને આટલુંએ નથી જાણતા ? તમને કોઈ પૂછે તો શું કહો ?' અમે કહ્યું નથી જાણતા એમજ કહીએ. ત્યારે કહે "એતો મને ખટ્ટો લાગે." અમે કહ્યું લાગશેજ જો કાચા રહીશું તો. અમારા વ્હાલેશ્રી ડાહ્યા મોહનભાઈ તથા ઓચ્છવભાઈ પણ હાજરજ હતા એટલે સવારમાં આવેલી પળ લાભદાયી થઈ પડી-ગઈ પળ પાછી આવે કે! તેમ સવારમાં સ્નાન પછી બોલાવી (એકાંતમાં) કહે કે જુઓ "આ દેખાય છેને" વિગેરે સંજ્ઞાથી સમજાવેલું. પછી કુંડળી છેડવા વિચાર હોય તેમ હાથ મારી નાભિ સુધી લાવેલા. (કુંડળી છેડવાથી સંચો આખો એકદમ વિના પ્રયાસે ફેરવાઇ જાય. હઠયોગની આ એકજ છેલ્લી જ્ઞાનની ચાવી તે અજમાવવા. એટલામાં આપણા લોકોની ખાસીયત પ્રમાણે ઓચ્છવભાઈ બહાર રવેશીમાંથી ડોકીયાં કર્યાજ જતા અને તુરત મોહનભાઇ તાર માસ્તર નોકરી ઉપરથી રજા લઇ આવી પહોંચ્યા. ખુણામાં અંદર બેઠા. બાપજીએ નજર ફેરવી, બીજી બે મૂર્તિની વિચિત્ર હાજરી જોતાં અટકી ગવા બોલ્યા, પ્રભુ છે આગળ સૌ થઇ રહેશે. એમ તે પળ એમ ડખોળાઈ. વારેવારે જોગ આવે છે ? મોહનભાઈને પૂછ્યું 'કેમ મોહન પાછો આવ્યો ?' સ્લેટમાં તેમણે લખીને આપ્યું 'હું રહી જાઉં તો ?' ત્યારે બાદ એક વેળા બોલેલા કે 'મારી પાસે કાંઇ નથી.' આતો મારા ગુરૂદેવનું વચન ફળે છે.

૬. એક વાર બોલ્યા 'કરવાનું કાંઈ નથી, કાંઈ ન કરતા, માત્ર એટલું કે મન બહુ ફાંફાં મારતું હોય તો સ્થિર કરવાનો ઈલાજ, બાકી કરવાનું કાંઈ નથી. માટે આશાજ ન કરવી. પણ યાદ રાખજો હાં 'મારી પાસે કાંઈ નથી.'

---

૧૧

# ભગતજીની હયાતીમાં અનુભવીઓ.

૧. અનુભવ એ શબ્દમાં જે ગુઢાર્થ સમાયો છે તે લક્ષ્યાર્થમાં તો માત્ર બાપજીનેજ અનુભવિ કહેવાય.

'કહે છોટમ અનુભવિ જન એકજ, કોટિ મનુષમાં વસે;
સુરજ સરખો સુરજ નહિ, પણ દીવે દીવો થશે,' જ્ઞાન૦

આવો અનુભવ તો કોઈને પણ બાપજીની હયાતીમાં નથી-જ થયો.

૨. ઘણાને વસ્તુનાં અછડલાં થતાં. એને અનુભવની નિશાની છે, પગથીયુ છે વિગેરેથી ઘણાએ માનતા-માને છે. ભગતજીની જે ગતિ તે તો અલૌકિકજ હતી. તે તો કોઈમાંએ ન મળે; છતાં અનુભવ થવા લાગ્યો છે એવો ભ્રમ ચલાવનારા પણ છે.

૩. ગોકળદાસ પટેલ નડીઆદના એમને માટે બોલેલા કે સૂરતાની ખરી સમજ એમને છે અને પ્રભુની કૃપાએ એમને રસ્તો હાથ આવ્યો છે. નાદ સંભળાય છે વિગેરે.

'નાભિ કમળસેં નાવ ચલતહે, દ્વાદશ મીન ઠેરાના,'

× × × ×

એમ તેવો અનુભવ તેમને છે એમ ગુરૂ દેવ પોતે કહેતા હતા.

'દૂર દેખન મત જાઓ, પકડો સૂરતાકી રે દોરી,
અખરા આદ અનાદકા, ઔર અક્ષરાતીત ઓળખાય,
શબ્દ પર હૈ સદગુરૂ, શબ્દ કહી સમજાય રે-આત્મા૦

આ ભજન વખતે સૂરતા શબ્દમાં એમનું દષ્ટાંત આપેલું.

૪. મન, સૂરતા અને પ્રાણ ત્રણનો વિયોગ છે તેના યોગનું નામ યોગ. યુજ્=જોડવું. મન અને સૂરતા બન્ને તો સાથેજ રહે,

જો મન સધાય કે સૂરતા સધાય તો બન્ને અને તેની સાથે પ્રાણમાં સૂરતા જતાં જો લય થાય તો તેમાંથી થાય તે અનુભવ

'સૂરતા જેની શુન થઈ રે, ઉતરે નહિ એ ફરી રે ફરી,'

'વૃત્તિ પોકી બ્રહ્માંડની પાર, નાવે માયાના માપમાં,'

આ અનુભવ થતાંની સ્થિતિ; આ તો નહિ પરંતુ કોઈને પ્રારબ્ધનું પોટલું દેખાતું તે નાનું નાનું થતુંજ દેખાય એમ વાઘછીપામાં જોગી ભગતને તથા વલસાડમાં દીનશાજી મહારાજને મનનું સ્વરૂપ સમજાય છે તથા વૃત્તિ બ્રહ્માંડમાં ચડ ઉતર કરતાં સંતોષ થાય છે, પ્રકાશ જોવાય છે વિગેરે. મકનજી પણ આંખ મીચી બાપજીની હયાતીમાં પણ ડોકુ ઘડી પલ ધુનન કરતા. સૂરતા ખરી જાગે ત્યાં તો કશી વિટંબણા—અભ્યાસની જરૂર નથી એમ સ્પષ્ટ ગુરૂદેવ કહેતા, છતાં ઘણો આગ્રહ કરે કે કંઈક આપો કંઈક આપો ત્યારે ગુરૂદેવે પોતેજ એક દીવસ કહેલું કે 'જેને જેમ ગોઠે તેમ વૃત્તિ ચોટાડી રાખવાનું બતાવ્યું છે, કે જીવ ખાતા મટે; બાકી અનુભવ તો જુદીજ વસ્તુ.'

૧૨



## મંડળનો ઘુંચવાડો.

૧. સ્વતંત્રતાના આદર્શ જીવનની રહેણીના પ્રતાપે સૌ તેજ આદર્શથી સ્વતંત્રતા ચહાતા. પરિણામે નરસિંહ મહેતા વાણું—

'ભુવન ભુવન પર છત્ર દાખે,'

એમ સૌ દેવોએ પોતાના દેવાલય ઉપર જુદીજ પતાકા અને બુરજ ઉપર પવન પાવડીની ઘંટડી ખખડતી મૂકી દીધી છે. ગુરૂ દેવના અવસાનની પળ પછી સૌ રાજ્યો સ્વતંત્ર થયાં છે.

બધાને દોરીને એક રસ્તે લાવનાર આગેવાન ચાલી ગયા, એટલે ખંડીઆ રાજા મટી સૌ સ્વતંત્રતાની શિખરે ચઢી ગયા. વસ્તુજ એવી કે તમા ન રહે, ખુમારી તેટલીજ આવે અને તેમ બન્યું છે.

૨. ધુંચવાડો એટલો થયો છે કે જેમાં દરેક પોતાનો સ્વતંત્ર હક રાખવા શિખામણનાં સુત્રો બતાવવામાં લાગી રહ્યા છે.

૩. શું કર્તવ્ય ગુરૂદેવની પૂંઠળ આવશ્યક છે એવું વિચારવા જેવુંએ જ્યાં ન જડે ત્યાં ધુંચવાડો જેટલો તેટલો કે ?

૧૩

## ભગતજીનું જ્ઞાન ક્યાં મૂકી ગયા ?

૧. બાપજી પોતાનું જ્ઞાન ક્યાં મૂકી ગયા આ વિચારે દરેકને ઘેર્યાં છે. જ્ઞાન ભરી તો જાયજ નહિ તો કૂંચીનું લૂમખું ક્યાં મૂકયું ? લૂમખામાંથી દરેકને પોતાની ( જ્ઞાન કબાટની ) તીજોરીની ચાવી જોઈએ છીએ. ગુરૂદેવની સાથેજ ગયું ? ના. તેમ તો થાયજ નહિ ત્યારે થયું શું ?

૨. એક વાર લાલ કાકાએ ( સાવકશા અરદેશરજી ) સ્વાલ કરેલો કે જ્ઞાનીને પોતાની પાછળ તેમના જેવો બનાવવાની ફરજ ખરી કે ? જવાબમાં 'હા' એમ કહેલું. એવું જેમના લક્ષમાં હતુંજ તે ત્યારે ક્યાં મૂકી ગયા ?

૩. કોઈ ધૂણે છે, કોઈ વૃત્તિને ચઢ ઉતર કરાવે છે, પોટલું દેખાય છે વિગેરે અનુભવમાંથીએ, તે નથી જડતું કે 'એ જ્ઞાનને ક્યાં મૂકી ગયા ?'

૪. ઔરંગજેબની આખી તીજોરી લૂંટાવી દીધી ત્યારે ગયું ક્યાં? પાસે કેમ કાંઈ ન આવ્યું? **પણ આવ્યું હોય તે નજરે ન ભળાતું હોય તેનું શું?** અને તેથીજ તો પછી 'બાપજીનું જ્ઞાન ક્યાં મૂકી ગયા?'

૧૪



## આંતરિક સ્થિતિ.

૧. લાભ લેવાની રીતમાં પણ મઝા લેવા જેવી છે. કોઈ વાર લાખ બે લાખ રૂપિયા મળે તો નર્મદા નદીને કિનારે જઈને બેસું કરી મુંબાઈમાં શેઠને ત્યાં રહેતા પરભુરામ દાક્તરે એકવાર બાપજીના નામે લોટરી ભરી અને બાપજીને પત્તુ લખી નાખ્યું કે 'મને મળવાજ જોઈએ.'

૨. માયિક વાતો પણ પૂછાતી. પરભુરામજી પત્રમાં પોતાને 'ગાંડીયા રામજી' તરીકેજ ઓળખાવતા. પ્રથમનાં પત્ની દેવ થયાં ત્યારે નવું લગ્ન કરવા વિચાર થયેલો. બાપજી ઉપર પત્ર આવેલો કે 'મારે તો આજ થવું જોઇએ.' (પોતે પસંદગી કરી રાખેલી.) બાપજીએ વળી લખેલું કે 'જરા થોભો; એ નહિ.' છ માસે તે છોકરી રાંડેલી. બાપજીએ પત્ર લખેલો 'એના નશીબમાં રંડાપો અને તમારૂં આયુષ્ય હોય, ત્યાં પરમાત્મા કેવી રીતે જોગ બેસાડે. ત્યારબાદ લગ્ન થયેલું છે. પણ માફ; એક રમુજ, કોકવાર અવિશ્વાસથી ઓરડીમાં નવીને પૂરી બહાર તાળું ઠોકીને નોકરી પર જતા. ભગતજીને છેડછાડની કે તેમની પાસે શું શુંની આશા રખાતી!

૩. મકનજીએ સલાહ આપી એક નવીન વલસાડના કરીઆણુાના વેપારી થનારને મુહૂર્ત કાઢી લાવવા અને 'હા કે ના' નક્કી કરવાની સલાહ લેવા બાપજી પાસે મોકલેલા. બાપજી બોલેલા કે 'આમાં મને શું પૂછવાનું આમ ખોટી ઉપાધિ મને વળગાડે છે; આ તે કેવુંક જ્ઞાન?'

૪. દીનશાજી મહારાજે પોતાના દીકરા હોરમસજીને સહેજ જીભ તોતડાય છે તો તે ચિરંજીવીના સગપણમાં વાંધો ન આવે અને તુરત બંધ બેસે માટે ભગતજીના વાતાવરણમાં રાખવા મોકલવામાં આવેલા. બાપજી બોલેલા કે 'વળી અહીં રહે તોજ થશે આમ આ વલસાડવાળાનો તો અભિપ્રાયજ વિચિત્ર. અહીં આવે ત્યારે બાપજી સાથેજ રહેવું.' સૂવાનું પણ તેમનાજ ઓરડામાં, તોજ તેમનો તો લાભ (aura) મળે. જેથી વીસેક દીવસ રહેલા અને ભગતજી તો કલ્પવૃક્ષ, તેમ થયેલું પણ છે.

૫. ભગતજી પાસે આવી ક્ષુદ્ર ઉપાસના સધાઈ હોય ત્યાં તેમની જ્ઞાન દીક્ષાના ખરા ગ્રાહક શોધી કહાડો! આતો વેદાન્ત જ્ઞાનીઓના નમુનાનાં પગથીયે ચડેલા તે પગથીયાંની દીશા માત્ર.

૬. વાઘછીપે બાધાઓ રાખવામાં આવતી અને ઘી, ગોળનો ધાડવો, ચોખા વગેરે બાધામાં લઈ આવતા. કોઈને આર્થિક ખોટ જાય કે તાવ વગેરે ઉપદ્રવ થયો હોય તો મુક્તિને માટે અમુક લઈને ગોધરે જઈ આવીશ, ઈત્યાદી.

## ૧૫

## ભગતજી પછીની સ્મારક ચર્ચામાં ભગતજીનાજ વિચારો.

૧. કાંઈ ન કરવું એ ખાસ.

૨. જો કરવાના નિશ્ચય ઉપર આવો તોઃ—

ખડકીમાં ત્રણ ઘર છે. વચલું ઘર પોતાનું છે. બીજું ઘર સદા બે'નનું હમેશાં હવડ, તે સદાબે'ને બાપજીની હયાતીમાંજ બાપજીને તેમની રૂબરૂમાંજ અર્પણ કરેલું. ત્રીજું ઘર મોહનભાઈનું તેમને પૈસા આપી મુકત કરવા, જેથી ન્યાતનો વધુ ભાગ અમદાવાદ છે, તથા તેમનાં છોકરાંનું સગપણ પણ અમદાવાદ કરેલું છે, તથા તેમનાં મંછાબે'ન પણ અમદાવાદજ છે, એટલે બીજું ઘર નવું ત્યાં રાખીને રહે. બાપજી બોલતા કે 'મારા રામ નહિ હોય ત્યાર પછી એનાથી અહીં નહિ રહેવાય.'

૩. બાપજીના શુભ કામમાં ઘરની હરીજનોને જરૂર લાગે તો મોહનભાઈ પોતાનું ઘર યોગ્ય કિંમતે આપે તેવી ચોકિખ ફારગત એક રૂપિયાના સ્ટેમ્પ ઉપર બાપજીની હયાતીમાંજ બાપજીને પૂછીને તેમણે કરેલી છે. એટલે બાપજી પછી બાપજીની સ્થાવર જંગમ મિલ્કત ઉપર તેમનો હક રહેતો નથી એ સબંધનું બાપજીનું વીલ પણ છે તેમજ મોહનભાઈની ફારગત પણ લખેલી છે.

૪. ત્રણ ઘર તોડી, વચલા ઘર ઉપર દેવળના ઘાટ જેવું કરવું, આજુબાજુ ઓરડીઓ જેવું અને એક લાંબી પરસાળ જેવું જેમાં હરીજન મંડળ ભજન કીર્તન વિગેરે કરે.

૫. સ્મારકમાં બાપજીના દેહને અગ્નિદાહ દેવાય પછીથી તેમનાં અસ્થિ લાવીને એક દાભડામાં મુકી કસ્તુરી વિગેરેથી પેક કરી દાટવું અને તે ઉપર પગથીયા જેવું અને તે ઉપર આસન, જેના ઉપર ગાદી તકીયો અને પડખે ઘીનો અખંડ દીવો, તથા ગાદી ઉપર તેમનો ફોટો, પાવડી, કે તેમની છબિ. આસનના ઉપરના ભાગમાં **નરસિંહજીની મૂર્તિ જે બાપજીના પિતા સેવકરામ નેપાલથી પગ મૂસાફરી કરી લાવેલા** અને બાપજીને બ્હારગામ ફરવાનું થવાથી નિયમિત સેવા કરવા મોહનભાઈને સેવા માટે સોંપવામાં આવેલી છે તે મૂર્તિ

ગોખલામાં પધરાવવી. આ મંદીર વિભાગની ઉપર ઘુમટ જેવું થાય.

૬. કોમ્પાઉન્ડમાં હાલ જે બાંધેલું છે તે ઠીક લાગે તો રાખે અને જરૂર લાગે તો ફેરવે.

૭. ગોખમાં નરસિંહજી, ગાદી તકીયો, ઘીનો દીવો, અને તે કાયમ નીભે તથા સાફસુફ રહે તેને માટે જોઈતું ફંડ, તથા એક ઓરડીમાં હંમેશ બે માણસને સદાવ્રત જેવું થાય જે બધાની વ્યવસ્થા એકાદું માણસ રાખીને કરવી.

૮. મૂર્તિ પૂજા માટે આનાકાની ચાલેલી, પરંતુ બાપજી તો પોતાના વિચારોમાં મક્કમજ હતા. કહેતા કે જેને જેમ માનવું હોય તેમ માને, પરંતુ વાઘછીપે મંદીર કરાવવામાં આવ્યું ત્યાંને માટે પણ રામચંદ્રજીની મૂર્તિ પધરાવેલી. ઝાઝા વર્ષે કોઈ દેખરેખ રાખનાર ન મળે તો મકાન સરકારમાં ઘસડાઈ જાય કે બીજી ગેરવ્યવસ્થા થઈ જાય પરંતુ ધાર્મિક નિમિત્તની જગા મંદીર જેવાને કોઈ હઝમ કરતાં ડરે.

૧૬

## તારવણ, તથા લેખકના બે બોલ.

૧. જ્ઞાન વિભાગ ઉપરથી જ્ઞાન માર્ગ, અનુભવ વિગેરે સ્પષ્ટ છે. જે અનેક પાત્રો મળી આ સત્સંગરૂપી નાટક ભજવાયું તથા મૂળ ઉપાદાન કારણ રૂપ ભગતજી પુરૂષોતમદાસ સેવકરામ સાથે જે અમૂલ્ય વસ્તુનું સંધાણ થયું તે ખરેખર મહાન યાદગીરી પૂરે છે. સંત પુરૂષોની રહેણી મનુષ્યને અંજાવી નાખે તેવી આદર્શરૂપ હોય છે. દુનિયામાં સૌથી છેલ્લું ધ્યેય મુકિત છે, અને તે જીવતા છતાં સાધ્ય કરવા કેવળ તેવા જ્ઞાનીથીજ થઇ શકે. **જીવન સંગ્રામ સંસાર રણક્ષેત્ર**

**ઉપર ખેડવા ભગતજીએ પોતાનું જ્ઞાન ખાંડુ જેટલું તેટલું વાપર્યું નહોતું. જેને તેમના ખાંડાની ધારનો સ્પર્શ થયો કે પડયો. બધા સંગ્રામના અંતે વળી પોતે પોતાના ખાંડા બળે અજર અમર છે.** અસ્તુ ૐ શાન્તી–શાન્તી.

# રહી ગયેલું.

૧. જર્મનીની છેલ્લી લડાઇ વખતે દુનિયાની અશાન્તિ અને ભારે મોંઘવારીથી દયા ખાઇ બોલેલા કે 'ઉઠાડી મૂક સાળા વાંદરાને, રાવણ હરખાને ઉરાડી દીધો તો એના તે શા ભાર છે? ઉઠાડી મૂક. આખી દુનિયાને નડી રહ્યો છે.' માજીએ વચમાં ટાપશી પૂરી કે આપણે શું કામ વચમાં પડવું પડે? બાપજી બોલ્યા કે 'બીજાનું સાંભળે તેવો છે માટે કહેવુંજ જોઇએ, કહ્યા વગર કાંઇ કરે એવો નથી.' ત્યાર બાદ એક અઠવાડીયે કૈસરે ગાદી છોડેલી અને સુલેહની વાતો ચાલેલી.

૩. ભગતજીના સ્મારક માટે તેમની હયાતીમાંજ મેળા વખતે સ્વેચ્છાએ ભરાયેલ ફાળાની નોંધઃ—

૧. ગામ–વાઘછીપાઃ—

રૂ. ૭૦૧ પટેલ મોતીભાઇ હીરાભાઇ.
રૂ. ૫૦૧ વીઠ્ઠલભાઇ ગોપાળદાસ.
રૂ. ૧૫૧ જોગીભાઇ લાલાભાઇ.
રૂ. ૨૫૧ દયાળભાઇ લક્ષ્મણભાઇ.
રૂ. ૫૧ સોની દામોદર છગનલાલ.
રૂ. ૧૦૧ પટેલ નારણભાઇ જેરામભાઇ.
રૂ. ૪૦૧ પટેલ નારણભાઇ ભાણાભાઇ.
રૂ. ૫૧ પરસોતમ લાલાભાઇ.
રૂ. ૨૫ લાલાભાઇ ભીમજીભાઇ.

૨. ગામ–વલસાડઃ—

રૂ. ૨૦૧ નરસીંહભાઇ ગોવિંદભાઇ.
રૂ. ૧૫૧ મીસ્ત્રી છીબાભાઇ રણછોડભાઈ.

૩. ગામ—ગોધરા:—

રૂ. ૨૫૧ મોહનલાલ રણછોડદાસ.

ગામ—નડીઆદ:—

રૂ. ૫૦૧ મોહનભાઇ તથા હરીભાઇ,

---

કુલ રૂ. ૩૩૩૭

૪. '**શેઠ કંઇ પણ કરવા માગે છે**' એવો શેઠ કરસનદાસે હું તથા હરીભાઇ બાપજીના અવસાન પછી મળવા ગયેલા ત્યારે અમારી સાથે સંદેશો મંડળને પહોંચડાવેલો. બાદ મકનજી મારફત ખાનગી ઘુંચળાં વળાયેલાં. સ્મારક માટે ભગતજીનીજ વિભૂતિ તરીકે જે અસ્થિ રાખી મૂકવામાં આવેલાં તે આગવા મતે મકનજી હરદ્વાર નાખી આવેલા. પોતે નાખવા ગયા, મોહનભાઇને શ્રાદ્ધ માટે પ્રયાગ મોકલી, બધા ભેગા કરવાને ઓચિંતું વિચિત્ર તીથિએ ઉભું કરવામાં આવેલું. નહિ બાપજીની કોઈ ખાસ તીથિ કે નહિ નરસિંહ ચૌદશ કે નિમિત્ત કારણ.

આમ પ્રથમથીજ ભગતજીના દેહાન્તને એક વર્ષ તો પુરૂં થયું નથી તે પહેલાં માજી તો બહાર ફરવા નીકળી પડયાં. વલસાડ ગયેલાં અને ત્યાં તેમના ભત્રીજા તથા મકનજીની સલાહે ઓચિંતો ગોળો ઉપાડેલો. અસ્થિ નાખવા ગયા અને ત્યારબાદ જે તીથિએ પાછા આવે તેજ તીથિએ ભંડારો છે એવો પત્ર મને મળેલો. ભંડારાની રૂઢી જુદીજ ઢબની હોય, પરંતુ આતો સગવડીયો મંડળ મેળો થયેલો. બે ચાર દિવસ રહી ભગતો વેરાયેલા. આંતરિક ગોટાળો અને વિભૂતિ રાખવાને બાપજીએ રાખવા કહેલાં અસ્થિ આમ ફેંકી દેવામાં આવ્યાં, આ સાંભળતાંજ મારા ખિન્ન થયેલા દિલને, આઠ દિવસ સુધી તે વિચારના વમળ ચાલેલા. એવું બધું ચૂંથી માર્યું. **તેમના પુણ્ય દેહની પ્રગટ વિભૂતિનું મહાન આદર્શ તે આમ રોળાઇ ગયું.** લાયકાત કોની

હોય કે ત્યાં આમ આવા પ્રભાવશાળી પુતળાની વિભૂતિ જળવાઇ રહે !' ગમે ત્યારે આવો મેળો થાય અને અહીં તો નોકરીના પંજામાંથી ઓચિંતુ મુક્ત થવાય નહિ. બુદ્ધ જેવાનાં અસ્થિ હજીએ તેવાંને તેવાં સચવાઈ હજારો વર્ષોની યાદ પૂરાય છે; અને ભગતજીની પાછળ ' હું જ કરી નાખું ', ' હું રહી જાઉં તો ' વિગેરેથી આમ ધૂળધાણી ને વાપાણી થઈ ગયું. હવે ટ્રસ્ટીઓ તરફથી જે થાય તે જોવા જેવું છે. ટ્રસ્ટીઓની સંમતિ શિવાય મકનજીએ બહુજ ઉતાવળું પગલું ભર્યું કહેવાય. તેમને બાપજીના વિચારોની ખબર નહોતી ત્યારે તે પ્રથમ મેળવવા જોઇતા હતા. વીલ વાંચવાની તેમને શું જરૂર ! પણ કોર્ટ-માંથીજ તેની નકલ મેળવી બધો છબઇડો કરી નાખેલો. વેદાન્તી ભાઈનું આ કર્તવ્ય એ દાંતી, એ ધારી તલવાર જેવું ગણાય. દરેક પોતાની માન્યતા આગળ ધરે માટેજ તો, બાપજીના દેહાન્ત પછી ' **સૌ રાજ્યો સ્વતંત્ર થયાં છે.** '

૧૭

## ભગતજી પૂઠે થએલાં મરણની ટુંક નોંધ.

ગુરૂદેવે પોતાના ધામમાં બોલાવી લીધા:—

૧. છોટુભાઇ શંકરજી દેસાઇ તથા તેમનાં ધર્મપત્ની પાર્વતિ.

૨. છોટુભાઇ ડાહ્યાભાઇ દરૂ,

૩. નારણદાસ ગોરધનદાસ ગાંધી.

૪. મોતી પટેલનાં ધર્મપત્ની નાની બે'ન.

ઉમ્મર લાયક ગણાય તેવાં મૃત્યુની નોંધ લેવી ઘટે છે. ભગત-જીના દેહ સાથેનો બધાને સારો સબંધ હતો; બધાંએ રસ ભર્યો ભાગ લીધેલો. સૌ આત્માઓને ઇશ્વર પોતાને ખોળે ચિર શાન્તિ આપો, એ પ્રાર્થના છે.

મારા પિતાશ્રી ગાંધી નારણદાસ ગોરધનદાસ સબંધી ટુંકમાં જાણવા લાયક આવસાન થયેલું. અવસાનના ત્રણ દિવસ અગાઉ તેમને જ્ઞાન ચક્ષુ ખુલેલું. સંધ્યાટાણે મરી ગયા જેવા સ્તબ્ધ થયેલા. આંખ મીચી અર્ધા કલાકે મૌન તોડી મીચેલી આંખે બોલતા હતા કે "મને તો અલૌકિક અનુભવ ચાલી રહ્યો છે, કંઇક નાદ સંભળાય છે, અને પ્રકાશ પ્રકાશ દેખાઈ રહ્યો છે. હું તો મારૂં ધામ જોઇ આવ્યો. ત્યાં બાપજી એકલા તેજસ્વી સ્વરૂપે આવીને મને લઇ ગયા. અને ધામ બતાવી કહ્યું કે અહીં આવવાનું; હજુ ત્રણ દીવસની વાર છે, પરવારીને આવો. એટલે પાછો આવ્યો છું. પરમ દીવસે જવાનું નક્કી થયું છે." તેજ મુજબ તેજ દીવસે રાત્રે બેઠા બેઠા ભજન ગાતાં આ અનિત્ય સંસારથી મુક્ત થઇ ૧૬ મી અકટોબર સને ૧૯૨૭ ના ૧૨ કલાક ૩૦ મિનિટના વૈકુંઠ મેલમાં સ્વધામે ગયા.

બીજાઓ તરફના ખાસ સમાચાર મળેલા નથી, જેથી નોંધવાનું બની શકયું નથી.

આ પુસ્તક બહાર પાડતાં દરેક પાસેથી ખાસ નોંધવા લાયક બનાવોની યાદ મંગાવેલી. ઘણે સ્થળેથી 'તમે બધે હતા અને ખાસ કંઈ નથી;' એમજ જવાબ મળતાં તે પણ બની શકેલું નથી.

• ૧૮



## ૮૫-૮૬ માં દુનિયા ઉપર મહાન ફેરફારો થશે.



## ૮૪ તો ચાલી.





ઘણીવાર ગવરાવતા કેઃ—

—આગમ ભજન—

'દેવાયત પંડિત દા'ડા દાખવે, સુણલે દેવળદે નાર,
આપણા ગુરૂએ સત્ય ભાખીયું, જુઠડું નહી રે લગાર. દેવા૦

લખ્યા ભાખ્યા રે સોઇ દીન આવીયા, ધરતી માગે છે ભોગ,
કેટલાક ખડગ સંહારશે કેટલાક મરશેરે રોગ—દેવા૦

× × × ×

સરસ્વતી ને સાબરમતિ વચ્ચે, હોશે વીરાના સંગ્રામ,
અસલ જાતિરે ચુડો પહેરશે, એ આગમનારે એંધાણુ—દેવા૦

× × × ×

કાકરીયે તળાવે તંબુ તાણશે, સો સો ગામુની સીમ,
રૂડી રે દીસે રળીયામણી, ભેળા અર્જુનને ભીમ—દેવા૦

× × × ×

ત્રાંબા વરણોરે રવી ઉગશે, તપે બાણો બાણ,

× × × ×

કુડીયાં કપટીયાં ધાણીએ ધલાશે, તેનાં રક્ત દીવડીયે સિંચાશે દેવા૦

× × × ×

ઉત્તર દીશાથી સાહેબો આવશે, આગળ હનુમંત વીર,
કળજુગ ઉથાપિ સત્જુગ થાપશે, બોલ્યા દેવૈત પીર—દેવા૦

---

પહેલો દીવો તે ધઢ ગીરનાર હોશે, બીજો તે સિંહલ દ્વીપ મોઝાર,

× × × ×

મીરાં રાજા પરણે મેધડી, રવી ઉગમતે ભાણ.

× × × ×

પહેલા પહેલા પવન ફરૂકશે, નદીએ નહી હોય નીર.

× × × ×

ગાઇ રહ્યા પછી સમજાવતા કે " એ ત્રણ વર્ષ મારૂં તારૂં મૂકી દેજો પછી રહો તો પછી કરજો કરવું હોય તો. ૮૫ ને ૮૬ માં ઉથલ પાથલ ઘણી થશે. ઁ મરી પરવારશે. સૂર્ય ત્રણ દીવસ પશ્ચિમમાં ઉગશે. ત્રણ દીવસમાં મોટી ફેરફારી થઈ જશે માલીક ખુદ ૧૮

ફુટ ઉંચાઇનું પુદગળ ધરી જે મોટા અવાજ સાથે **મોટો તારો** **ખરેલો** તેજ પોતે પોતાના **છેલ્લા બ્રહ્માંડમાંથી** ઉતરી આવી ગુપ્ત ખેલે છે, હવે **પ્રગટ** ખેલશે. મુસલમાનોના ઈમામ મેંહદી, હીંદુઓના નકળંક, ખ્રીસ્તીઓના ઇસુખ્રીસ્ત અફઘાનીસ્તાન તરફથી ચીનમાં આવી પ્રગટ થશે. ત્યાંથી હિંદુસ્તાનમાં આવશે. ' ઉત્તર દીશાથી સાહેબો આવશે, આગળ હનુમંત વીર. (મોટો તારો ખર્યો ત્યારે બોલેલા કે દૂનીયાનો મોટામાં મોટો પુરૂષ આવી ચૂકયો. ગાંધીજીને હાથે બધું ઠીક થાત પણ એ ખેલ બગડી ગયો માટે ખુદ પોતાને આવવું પડયું. રાક્ષસોને એ પોતે કહાડશે. )

મોટી લડાઇ સળગશે. આખી દુનિયાનાં બધાં રાજ્યો ભાગ લેશે. કદી સાંભળ્યાંએ નહિ હશે તેવાં યાન્ત્રિક સાધનો લડાઇમાં વપરાશે, એ **યાન્ત્રિક જુમાનાની આખર.** હનુમાન જતિરે વાયક ફેરવે–આગળ દૂંડી ફીટી જાહેર કરશે. લીલૂડે ઘોડે સાહેબો આવશે, સોનેરી માંડયાં રે પલાણ. **લીલે ઘોડે** પોતે આવશે, અને **નકલંક** નામ ધરશે. અઢારે વરણ ભેગી કરશે--એક કરશે. વર્ણાશ્રમ નાશ કરશે. ત્રણ દીવસ સૂર્ય આથમશેજ નહિ અને અસહ્ય તાપ વધારી મૂકશે. લેખાં લેવાશે દરેક જીવને ન્યાય મળશે. પાણી બીલકુલ નહિ મળે.--સાત સાયર વચ્ચે વેવડો ગળાશે તેનાં પળીએ વેચાશે પાણી--ચણો દાણો રે ગણતર વેચાશે--જે દી ધણી મારો આલમ પધારશે. કાણીયો ડઝાલ આવશે. પોતેજ ઇશ્વર છું એમ મનાવશે. દુનિયામાં સમજ નહિ પડે કે શું કરવું. સૂર્ય નજીક લાવશે. સૂર્યના અસહ્ય તાપથી શુદ્ધિ થશે. તરફડતાં જેટલા બચ્યા-- જેને ખરો વિશ્વાસ હશે તેજ નવા યુગમાં રહેશે. બચવું કઠણ છે. જેને એની સાથેજ લાગી છે તેને બચાવી લેશે. ઘણું દળ આવશે ત્રણ દિવસમાં તે'તાલ થઇ જશે. ત્રણ મોટી લડાઇ થશે અને તેમાં ઘણાક રોળાઇ જશે. ઝેરી પવન નીકળશે ઘણાં ગામ તાણી નાખશે. ધરતીકંપ થશે, દરીયાનાં પાણી ઉંચાનીચી થશે. **પાશ્ચાત્ય દેશ ઉપર પાણી ફરી વળશે,** તેમાંથી કઇક કંઇક ટાપુજેવું

રહી જશે. દરીઆ ઉપરનાં બંદરો તણાઈ જશે. જળ ત્યાં સ્થળ, સ્થળ ત્યાં જળ. પાંચ જ્ઞાનેંદ્રિય છે તેમાં છઠ્ઠી ગુપ્ત **જ્ઞાનેંદ્રિય** વધી **છ ઇંદ્રિય** થશે. નવા યુગમાં **આત્મજ્ઞાન** રહેશે. રાતે સુતા પછી પરોઢીયે જાગશે તેને નવીજ દુનિયા લાગશે. **રાક્ષસી જુમાનો પલટાશે, રાક્ષસી પ્રજાનો એકંદર નાશ થશે.** જેસળ અને તોરલની કબરો અંજારની ભેગી થઇ માંહેથી પુરૂષ પેદા થશે તેમને પૃથ્વી પતિ બનાવી, ગાદી સોંપી પોતે **સ્વધામે** જશે." વળી એમ પણ બોલેલા કે નવાયુગમાં ગાંધીજીની બે યાદગારી રહેશે એક **ખાદી** અને બીજી **દારૂ નિષેધ.**"

૧૯



## પુસ્તક બહાર પાડવાનું કેવી રીતે બન્યું.

ગનેહને બહાર વાત થયેલી કે કંઇક મેં લખ્યું છે. ચોકશી પુરૂષોત્તમદાસ સાંકળચંદ ( સબ ડીવીઝનલ ઓફીસર અને એકટીંગ એકઝીક્યુટીવ એન્જીનીઅર ) યાત્રાએથી પાછા ફરતાં અમદાવાદ સેવકને ત્યાં આવેલા તેમણે ' રૂ. ૫૦૦) ચોપડી ખાતે આપવા મારો નિશ્ચય છે, અને તમે છપાવી નાખો, ' એમ પ્રથમ આશ્રયદાતાએ શુકન કર્યાથી બીજે દીવસે હું નિશ્ચય ઉપર આવ્યો કે ગાંધીજીના જીવન ચારિત્રનો ૪૦૦ પાનનો ગ્રંથ માત્ર રૂ. ૦-૮-૦ માંજ બહાર પડયો છે. તો રૂ. ૫૦૦) માં ૧૦૦૦ નકલ બહાર પાડી શકાશે. પાછળથી વિચારો પોષાયાજ કરતા ચાલ્યા અને ૫૫૦૦ પ્રતની પ્રથમ આવૃત્તિ થઇ. બીજી મદદ વિગેરે ચોકખો હિસાબ વાર્તામાળાના પ્રથમ વિભાગમાં બહાર પડશે.

૨૦

# અર્પણ પત્રિકા સંબંધી.

ભગતજીના પોતાના જીવન સંગ્રામમાં તારવણ કાઢતાં બે વ્યક્તિઓએ ઘણી મદદ કરેલી છે એમ નક્કી થયું. એક ગુપ્ત રીતે અને બીજી પ્રગટ રીતે. ગુપ્તની લાયકાત મારા હિસાબે વધુ સમજું છું છતાં ગૌરવ અને લોકમત કઇ તરફ વળશે એનો નિર્ણય બીજીજ રીતે આવ્યો. એક વ્યક્તિ શ્રીમાન્ હરીભાઇ હરગોવિંદદાસ શાહ અને બીજા રાવબહાદુર શેઠ વીસનજી ખીમજી, જે૦ પી૦. હરીભાઇ મારા અંગદ મીત્ર થાય અને તેમનેજ જો ગ્રંથ અર્પણ થાય તો કંઇક હું સ્વાર્થમતિથી દોરવાયો એમ કોઇને સ્હેજ પણ સ્ફુરે. મહાન તારક જેવાના પુસ્તકને સ્હેજ ઝાંખ લાગે તે સાંખવાનું બને કેવી રીતે! સત્યવાતમાં બેજ વ્યક્તિઓ તરફ મારૂં ધ્યાન ખેંચાયું. છેવટના નિર્ણયે સર્વરીતની લાયકાત શેઠમાંજ જોઇ આ પુસ્તક તેમનેજ અર્પણ થાય એ ઇષ્ટ અને યથાર્થ માની તેમ તેમનેજ અર્પણ કર્યું છે. તેમની પાસેથી પૈસા મેળવવા હું લલચાયો નથી. આ લખાતા સુધી મેં એક પાઇ પણ તેમના તરફથી લીધેલી નથી—માગણી કરી નથી—ઉચ્ચાર સરખો કાઢયો નથી, માટે આ પવિત્ર યજ્ઞમાં આરંભથી પૂર્ણાહુતિ સુધી ગ્રંથ નિષ્કલંકિત્ છે. કેટલેક સ્થળે નગ્ન સત્ય પણ લખી સત્ય ખંડિત થવા દીધું નથી.

અર્પણ પત્રિકા સાથે છબી મુકવા સંકલ્પ થયેલો જેથી મુંબાઇ શેઠ મથુરાંદાસ તથા તેમના બીજા ભાઇ શેઠ કરસનદાસને મળીને તેમની સંમતિથી તેમના પિતાશ્રીની છબી મેળવીને ટાઇમ્સ ઓફ ઇન્ડીઆમાં આપી પાછો ફરેલો.

ચાલતી પુસ્તકની પરનાળિકા જોતાં અર્પણ પત્રિકા પ્રથમ મુખ પૃષ્ટ નજીક મુકવામાં આવે છે. પરંતુ મને તે ઠીક ન લાગ્યું. આખું પુસ્તક સંપૂર્ણ લખાયા બાદ પૂર્ણાહુતિ પછીથી, સમગ્ર પુસ્તક અર્પણ કરવાનો હેતુ પ્રથમજ મુકવામાં, સુક્ષ્મ દ્દષ્ટિએ જોતાં નથી સચવાતો માટે પુસ્તકને અંતે તેમ અર્પણ પત્રિકા મુકાઈ છે.

૨૧




સ્વર્ગસ્થ રાવબહાદુર, શેઠ વીસનજી ખીમજી ને
પીં એ ભક્તરાજ પુરૂષોત્તમદાસ સેવકરામને પોતા
જીવનમાં આર્થિક મદદ આપી તથા ભક્તિભાવ રૂ
સ્નેહ સંબંધ અંતપર્યંત રાખી ભગતજી તરફ જે ઉત્ત
ભાવ દર્શાવ્યો, તેની મીઠી યાદગીરીમાં ભગતજીન
જીવનચારિત્ર્યનો આ ગ્રંથ તેમના પવિત્ર ચરણમાં ધ
કૃતાર્થ થાઉ છું.

લીં
સૌ સંતોની ચરણરજ,
દાસાનુદાસ સેવક,
ગાંધી મોહનલાલ.
નડીઆદ. સંવત્ ૧૯૮૪.

૨૩




હજી ઘણા પ્રસંગો રહી ગયા છે. પરંતુ સ્થળ સંકોચને લીધે બન્યું નથી. બાપજીના સત્સંગનું ઋણ તેમની વાર્તા સંગ્રહનું રહ્યું છે. તે ઘરે બેઠાં સત્સંગ થાય તેવી ગુંથણીથી, જુનાં પદ સાથે, ૭ વિભાગમાં છપાવવા સંકલ્પ થયો છે. આશરે એક હજાર દૃષ્ટાંત મોજુદ છે, તથા જુનાં ભજનનો સંગ્રહ પણ સંતોષકારક છે, જેથી બંન્ને રસ ભેગા કરી તેમ ગુરૂદેવની કૃપા હશે તો, બહાર પાડી તે ઋણમાંથી પણ મુક્ત થવા ઇરાદો છે. પ્રથમ વિભાગ થોડાજ સમયમાં સચિત્ર બહાર પડશે.

કોઇ પરમાત્મ પ્રેમીને છપાવવા ઇરાદો હોય તો ગ્રંથકર્તા સાથે પત્રવ્યવહારથી ગોઠવણ કરવા વિનંતી છે. જે વહેલું તે પહેલું.

## શાન્તિ, ૐ, શાન્તિ.

## જયગુરૂદેવ.

## છપાશે. તૈયારી.

લૂંટાઈ ચાલ્યો.

તત્વ જ્ઞાનનો ભંડાર.

પ્રથમ વિભાગ.

સચિત્ર વાર્તામાળા

પુરવણી.

આખરે મહાન તારો ખરી ગયો.